# સર્વોપયોગી પુસ્તકો.

| | |
|---|---|
| **પુરાણ:—** | કિંમત રૂ. આ. પૈ. |
| શ્રીમદ્‌ભાગવત—ગુજરાતી ભાષાન્તર ( શ્રી ગોવર્દ્ધન નાથજીની | |
| રંગવાળી છબી અને બીજાં ૧૪ ઉત્તમ ચિત્રો સહિત | ૪—૦—૦ |
| વાલ્મીકિ અદ્દ્‌ભુત રામાયણ. ગુજરાતી ભાષાન્તર | ૦—૮—૦ |
| સપ્તશતી [ ચંડીપાઠ ] મૂળસહિત ગુજરાતી ભાષાન્તર | ૦—૧૨—૦ |
| એકાદશી મહાત્મ્ય ગુજરાતી ભાષાન્તર | ૦—૮—૦ |
| ભાગવત દસમસ્કંધ [ પ્રેમસાગર ] ગુજરાતી ભાષાન્તર | ૧—૦—૦ |
| **પુરાણ પદ્યબંધ:—** | |
| કૃષ્ણચરિત્ર, ગોકુલલીલા, મથુરાલીલા, અને દ્વારકાલીલા | ૧—૮—૦ |
| રામાયણ ગિરિધર કૃત મોટા અક્ષરનું | ૨—૦—૦ |
| મહાભારત વ્યાસ વલ્લભરામ સુરજરામ કૃત | ૨—૮—૦ |
| શિવપુરાણ દુર્ગાશંકર કૃત | ૧—૮—૦ |
| **વેદાન્ત:—** | |
| મણિરત્નમાળા મૂળસહિત ગુજરાતી ભાષાન્તર | ૧—૦—૦ |
| ભગવદ્‌ગીતા મૂળસહિત ગુજરાતી ભાષાન્તર | ૦—૪—૦ |
| પંચરત્નગીતા મૂળસહિત ગુજરાતી ભાષાન્તર | ૧—૦—૦ |
| શિવગીતા મૂળસહિત ગુજરાતી ભાષાન્તર | ૦—૮—૦ |
| પુરૂષકર્ત્તવ્ય અથવા મોક્ષમાર્ગ ગુજરાતી ભાષાન્તર | ૦—૧૦—૦ |
| યોગવાસિષ્ટ વૈરાગ્ય અને મુમુક્ષુ પ્રકરણ ગુજરાતી ભાષાન્તર | ૧—૦—૦ |
| સ્વાધ્યાય અથવા આર્યવિદ્યાક્રમ, વિચાર અને પરિક્ષા | ૧—૦—૦ |
| **યોગનાં:—** | |
| પાતાંજલ યોગદર્શન મૂળસહિત ગુજરાતી ભાષાન્તર | ૦—૧૨—૦ |
| રાજયોગ [ સ્વામી વિવેકાનંદ કૃત ] | ૦—૧૨—૦ |
| કર્મયોગ [ ” ” ] | ૦—૧૦—૦ |
| અંગ્રેજી યોગજ્ઞાન [ મેસમેરીઝમ ] | ૦—૨—૦ |
| શિવસ્વરોદય [ શિવ પાર્વતી સંવાદ ] મૂળસહિત ગુજરાતી ભાષાન્તર | ૦—૮—૦ |
| **નીતિ:—** | |
| વૃદ્ધચાણક્ય રાજનીતિ મૂળસહિત ગુજરાતી ભાષાન્તર | ૦—૮—૦ |
| વિદુરનીતિ મૂળસહિત ગુજરાતી ભાષાન્તર | ૦—૬—૦ |

વિવેક વિલાસ મૂળસહિત ગુજરાતી ભાષાન્તર — ૨—૦—૦
ભક્તમાલ પ્રસંગ [નાભાજીકૃત ભક્તમાળ] ગુજરાતી — ૧—૮—૦
અર્વાચિન આર્યો અને તેમના આચાર વિચાર — ૦—૬—૦
વૈષ્ણવના બાવીશ ગ્રંથ મૂળસહિત ગુજરાતી ભાષાન્તર — ૧—૪—૦

**વૈષ્ણવ:—**

બસો બાવન વૈષ્ણવની વાર્ત્તાઓ — ૧—૮—૦
ચોર્યાશી વૈષ્ણવની વાર્ત્તાઓ — ૦—૮—૦
નિત્ય નિયમ તથા વરસોત્સવનાં કિર્ત્તન — ૧—૦—૦

**વૈદક:—**

યોગચિન્તામણિ મૂળસહિત ગુજરાતી ભાષાન્તર — ૧—૮—૦
અમૃતસાગર પ્રતાપસાગર ગુજરાતી ભાષાન્તર — ૨—૮—૦
નાડીજ્ઞાન તરંગિણિ તથા અનુપાનતરંગિણિ મૂળસહિત ગુજરાતી ભાષાન્તર — ૧—૦—૦
પંચશાનંદમંદાર અથવા કામકુતૂહલ મૂળસહિત ગુજરાતી ભાષાન્તર — ૦—૮—૦
" " ભાગ ૨ જો મૂળસહિત ગુજરાતી ભાષાન્તર — ૦—૮—૦
આયુર્વેદ સુધાકર મૂળસહિત ગુજરાતી ભાષાન્તર — ૧—૦—૦

**હુન્નર જાદુ:—**

હુન્નરસાગર [૨૦૦૦ હુન્નરનો સંગ્રહ] — ૧—૦—૦
હિંદની કાચી દોલત — ૧—૦—૦
પૈસા કમાવાનાં સાધન [અર્થશાસ્ત્ર આધારે] — ૦—૨—૦
જાદુકપટ ભાગ ૧ લો [વ્યાસ ઇચ્છાશંકર કૃત] — ૨—૮—૦

**સૂચના**—ઉપર લખેલાં પુસ્તકો દેશાવરના ગ્રાહકોને માટે વેલ્યુપેએબલથી મોકલવામાં આવશે. અને તે ઉપર લખ્યા શિવાય બીજાં પુસ્તકો જેવાં કે વેદ, કર્મકાંડ, ધર્મસંબંધી, અનુષ્ઠાન, મંત્રશાસ્ત્ર, સ્તોત્રપાઠ, વ્યાકરણ, કોશ, કાવ્ય, છંદો, ન્યાય, અલંકાર, નાટક, ઇતિહાસ, પુરાણ, માહાત્મ્ય, પુરાણપદ્ય, પદ્યપુરાણ, વેદાન્ત, યોગ, નીતિ, વૈષ્ણવોપયોગી, જ્યોતિષ, શિલ્પ, શુકન, પંચાગ, વૈદક, હુન્નર, જાદુ, કાવ્ય, ભજન ગરબા, ઐતિહાસિક, નૉવેલ, વાર્ત્તા, પ્રવાસ, વાર્ત્તા પદ્યબંધ, સ્ત્રી તથા બાળકોપયોગી, જૈનધર્મનાં, કાવ્ય હિંદી, હિંદીભાષાના પુસ્તકો, સંગિત નાટકો, ગાયનો, વાજીંત્ર, નકશા, શાળોપયોગી, અંગ્રેજીડીક્ષનેરી, કાયદા, ગુજરાતી સંસ્કૃત અને હિન્દુસ્તાની પુસ્તકોનું "સૂચીપત્ર" યાને ક્યાટલૉગ અર્ધા આનાની ટીકીટ મોકલી મંગાવી લેવું. વિદ્વદ્જન કૃપાભિલાષી

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
ત્રણદરવાજે—અમદાવાદ.

ઐતિહાસિક નૉવેલ.

# પૃથિરાજ ચહુઆણ.

[આર્ય્યાવર્ત્તનો અંતિમ આર્યરાજા.]

લખનાર,

કલ્યાણજી રણછોડજી વ્યાસ.

શ્રીમદ્ ભાગવત, શ્રી પંચરત્ન ગીતા, તુલસી ફૂલ
અને અધ્યાત્મ રામાયણ, ચોરાસી અને બા-
વન વૈષ્ણવ, વૃદ્ધચાણાક્ય, વિદુરનીતિ,
અને મણિરત્નમાલા, ઈત્યાદિ, ઈત્યા-
દિનો ભાષાન્તર કર્ત્તા.

પ્રસિદ્ધ કરનાર,

મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજે—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૨૦૦.

સંવત ૧૯૫૯. સને ૧૯૦૩.

મૂલ્ય એક રૂપિઓ.

श्रीमंत

# सरकार सयाजीराव गायकवाड माहाराज

[ सेनाखासखेल समशेर बहाद्दर. ]

बडोदें.

# પ્રસ્તાવના.



આ પુસ્તકના જગદ્ વિખ્યાત નાયક વીર પૃથિરાજ ચહુઆણના ગુણાનુવાદ વાંચવા તથા સાંભળવા ભારતવર્ષના લોકો બહુજ ઉત્સાહ ધરાવે છે. રજપૂતસ્થાન, કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતમાં તો, વૃદ્ધ અને તરૂણ વિગેરે સર્વ બહુજ પૂજ્યભાવથી પૃથિરાજનું ચરિત્ર સાંભળે છે. જનસમુદાયનો પૃથિરાજ પ્રત્યે કાંઇક અલૌકિક સદ્‌ભાવ છે, એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી. જેઓએ ભરતખન્ડના પ્રાચીન ઇતિહાસ તથા પૃથિરાજરાસાની વાતો સાંભળી હશે, વા વાંચી હશે, તેઓ આ પુસ્તકમાં લખેલી કેટલીએક વાર્ત્તાથી જાણીતા હશે. પૃથિરાજ ચહુઆણ વિષે જેટલી હકીકત રાસા ઉપરથી જણાય છે, તેમાં કેટલીક પ્રસંગોપાત્ નવીન ઉમેરીને આ વાર્તાનો વિસ્તાર કરવામાં આવ્યો છે. જે સમય વીર પૃથિરાજથી દિલ્લીની ગાદી શોભાયમાન્ હતી, તે સમય લોકોની રીતભાત કેવા પ્રકારની હતી, તેઓ રાજા પ્રત્યે કેવા પૂજ્યભાવથી જોતા હતા, સ્વધર્મ તથા સ્વદેશ માટે તેઓની કેવા પ્રકારની ઉત્તમ લાગણી હતી, તથા ભારતવર્ષના રાજાઓની તથા વૈરીની રાજ્યનીતિ કેવા પ્રકારની હતી, રજપૂતોમાં સ્ત્રી અને પુરૂષોમાં કેટલું શૂરાતન હતું, તથા જાત, કુળ અને દેશ માટે કેટલું અભિમાન હતું. યવનોમાં કેટલો જુસ્સો, ધર્માંધપણું તથા આર્યો ઉપર અને આર્યોના ધર્મ ઉપર તેમનો કેટલો બધો હદપાર દ્વેષ હતો. એ વિગેરે બીજી કેટલીએક નાનાપ્રકારની વાતોનું જેમ બને તેમ વાસ્તવિક ચિત્ર આપવાનોજ આ પુસ્તકનો આશય છે. એ હેતુ કેટલે અંશે પાર પડ્યો છે, તેનું પરિક્ષણ કરવાનું કામ વાચકવર્ગને સોંપું છું.

આજકાલના વિશાળ સુધારાના સમયમાં વાચકવર્ગના વિચાર તથા વૃત્તિમાં પણ ઘણો મોટો ફેરફાર થયો છે. આજકાલ ગુજરાતી ભાષામાં નવલ કથા, નાટક તથા વાર્ત્તાના ઢગલે ઢગલા પ્રસિદ્ધ થયા છે, અને તે પ્રસિદ્ધ કરનારાઓએ પોતપોતાનાં ભાગ્ય પ્રમાણે વત્તો ઓછો યશ સંપાદન કરેલ છે. ગ્રંથકારે પોતાની લેખિની ચલાવતી સમયે અવશ્ય કરી ત્રણ બાબત ઉપર ઘટતું ધ્યાન આપવાની આવશ્યકતા છે. ભાવ, આશય અને વિષય. એ ત્રણ પૈકી પ્રથમ ભાવ ઘણો મહાન્ તથા ગંભીર હોવો જોઇએ. આશય ઉચ્ચ તથા શ્રેષ્ઠ હોવો જોઇએ, અને વિષય વિસ્તીર્ણ તથા ચિરસ્થાયી

હોવો જોઇએ. આ પ્રમાણે કથા પછી વસ્તુ સંકલના રચવામાં ગ્રંથકારની બુદ્ધિનું પરિક્ષણ થાય છે. પુસ્તકનો સર્વાધાર લેખકના ઉપરજ રહેલો હોય છે. સાહિત્યકારોએ વસ્તુ રચના પછીનું પ્રાધાન્યપદ વર્ણન શક્તિને આપેલું છે. પુસ્તક લખતાં પ્રસંગવસાત્ આવતાં નિરનિરાળાં સ્થળો, કાળ, અને વિષય વિગેરેનું શુદ્ધ—સરળ ભાષામાં વર્ણન કરવું એજ ગ્રન્થકારનું મુખ્ય કર્તવ્યકર્મ છે, તેમજ પુસ્તકમાં આવતાં નાનાં મોટાં પાત્રજનોના સ્વભાવનું પ્રથક્કરણ કરવામાં લખનારનું ચાતુર્ય દ્રષ્ટિગોચર થઇ જાય છે. આવી આવી અનેકાનેક અગત્યની બાબતો ઉપર લક્ષ ન રાખતાં કેટલાએક પુસ્તક લખવાના ગહન વિષયમાં ઝંપલાવે છે, અને ગ્રંથકારના પવિત્ર અને પૂજ્યનામને દૂષિત કરે છે. પુસ્તક લખવું, એટલે ખોટી સાચી નકામી વાતો લખીને વાચકવર્ગને આનંદ આપવો એ કામ લખનારનું નથી. લખનારે વાચકને જેમ બને તેમ આનંદની સાથે જ્ઞાન, આપવા તરફ લક્ષ રાખવાની બહુજ જરૂર છે, અને તે બાબત ઉપર આ પુસ્તક લખતી વેળાએ ઘટતું લક્ષ રાખવામાં આવ્યું છે; છતાં આ પુસ્તકમાં દૃષ્ટિથી જો કાંઇ પણ ભૂલ રહી ગઇ હોય, તો તે પ્રત્યે વિદ્વાન્ વાચકવર્ગ દૃષ્ટિ ન કરતાં મને ક્ષમા કરશે; કારણ કે सर्वः सर्वं न जानाति મારો લેખ એવો ઉત્તમ નથી કે, જે દ્વારા હું વિદ્વાનોને પ્રસન્ન કરી શકું; પરંતુ આ ચરિત્ર એ વીરનું છે કે, જેનો પ્રતાપ એક સમય દેશ દેશાન્તરમાં પણ પ્રચન્ડતાથી પ્રસરી રહેલો હતો. એ કારણથીજ હું પણ આશા રાખું છું કે, આ ચરિત્ર કદાચિત્ વાચકવર્ગને પ્રસન્ન કરી, ક્ષણવાર નેત્રોના સમક્ષ પ્રાચીન ગૌરવના ઐતિહાસિક ચિત્રનું અવલોકન કરાવશે. એજ આશા, અને પ્રભૂ પ્રત્યે પ્રાર્થના!

| | | |
|---|---|---|
| અમદાવાદ. વિક્રમાર્ક ૧૯૫૫<br>ચૈત્રમાસ, રામજયન્તી. | } | કલ્યાણજી રણછોડજી વ્યાસ. |

# અનુક્રમણિકા.

| પ્રકરણ. | | પૃષ્ઠ. |
|---|---|---|

# પૃથિરાજ ચહુઆણ.

## પ્રકરણ ૧ લું.

### ચહુઆણ વંશ.



ભારતવર્ષના પૂર્વકાળના પ્રતાપી અને મહાન્ પરાક્રમી રાજા-મહારાજાઓનું જેવું જોઇએ તેવું સમ્પૂર્ણ વૃત્તાન્ત ભરતખન્ડમાં જીવન ચરિત્ર લખવાનો પૃથા ન હોવાથી, આજપર્યન્ત કોઈ પણ વિદ્વાનની કસાયલી કલમથી લખાયલું હોય, એમ કહી શકાતું નથી. તોપણ કેટલીએક ઐતિહાસિક વાર્તાઓથી, તથા શ્રીમદ્ ભાગવત–આદિ ગ્રન્થો ઉપરથી જે જાણવામાં આવ્યું છે, તે પ્રમાણે જોતાં તો ભારતવર્ષ લાંબા સમય પર્યન્ત સૂર્ય અને ચન્દ્રવંશી રાજાઓના આધિપત્યપણા તળે હતો. સૂર્યવંશનો પહેલો રાજા મનુપુત્ર ઇક્ષ્વાકુ અયોધ્યામાં રાજ્ય કરતો હતો. સૂર્યવંશમાં મહાસમર્થ રાજાઓ થઈ ગયાછે, તે રાજાઓમાં સર્વના મુકુટમણિ ભગવાન્ શ્રી રામચન્દ્રજી ઇક્ષ્વાકુની સત્તાવનમી પેઢીએ થયા, જેનું પરાક્રમી જગત વિખ્યાતછે. જયપૂર, જોધપુર અને ઉદયપુરના મહારાજાઓ પોતાને સૂર્યવંશમાંથી થયેલા માને છે. સૂર્યવંશના પહેલા રાજા ઇક્ષ્વાકુના બનેવી બુધવંશજ ચન્દ્રવંશી રાજાઓ કહેવાયા. બુધના પૌત્ર યયાતિના ઉરૂ, પુરૂ અને યદુ એ નામના ત્રણ પુત્ર હતા. યયાતિના વચલા પુત્ર પુરૂની સત્યાવિશમી પેઢીએ હસ્તી રાજા થયો, તેણે દિલ્લીની પડોશમાં હસ્તિનાપુર વસાવ્યું. પૂર્વકાલમાં ભારતવર્ષની રાજધાનીનું શહેર દિલ્લી હતું. જેણે જેણે આ દેશ ઉપર ચડાઈ કરી, તેણે તેણે પ્રથમથી આ શહેરનેજ તોડવાના પ્રયત્નો કરેલ છે, અને જે જે પાદશાહો થયા તેઓએ જુનાં શહેર તોડી પોતાનાં નામોથી નવીન વસાવ્યાં હતાં. હાલ જે દિલ્લી છે તે અકબર પાદશાહના પૌત્ર શાહિજહાને વસાવી પોતાના નામ ઉપરથી શાહજહાનાબાદ નામ રાખેલું છે; પરંતુ લોકો તો 'દિલ્લી' એ નામથી જ ઓળખેછે. હસ્તિની ત્રીશમી પેઢીએ પાંડુપુત્ર યુધિષ્ઠિરે મ-

ભારત જીતી કૌરવોનો સંહાર કરી ઇન્દ્રપ્રસ્થ વસાવી રાજધાની કરી. યયાતિના નાના પુત્ર યદુના વંશમાં એકાવન પેઢીએ ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર અને બળરામ મહાન્ પ્રતાપી થયા. શ્રીકૃષ્ણ દ્વારકા વસાવી, યાદવો સહુ ત્યાં રહેવા ગયા. જેસલમેરના ભટ્ટી, કચ્છના રાવ—જાડેજા અને ચુડાસમાઓ પોતાને શ્રીકૃષ્ણના વંશજ માનેછે. આ પ્રમાણે પૂર્વકાળમાં ભરતખંડમાં સૂર્ય અને ચન્દ્રવંશી રાજાઓ રાજ્ય કરતા હતા. પૃથ્વિરાજરાસામાં મહાકવિ ચન્દભાટે લખેલું છે કે,—જ્યારે અર્બુદાચલ—આબૂ પર્વતના ઉપર ઋષિ—મહર્ષિ રહેતા હતા, ત્યારે તેના આસપાસના પ્રદેશોમાં ધર્મ કર્મમાં વિઘ્ન કરવાવાળા રાક્ષસોનો વાસ હતો. તે દુષ્ટ રાક્ષસો વારમ્વાર ઋષિયોના પવિત્ર આશ્રમમાં આવી આવીને, ઋષિયોના યજ્ઞાદિક કર્મોમાં વિઘ્ન કરતા હતા. રાક્ષસોના પુનઃ પુનઃ ઉપદ્રવથી ઋષિગણ અત્યન્ત કંટાળીને, એક સમય સૂર્યવંશના કુળગુરૂ ભગવાન્ મહર્ષિ વસિષ્ઠજીના સમીપ ગયા, અને તેમની પાસે સવિનય પ્રાર્થના કરી કે, 'હે ભગવન્! અમારા ધર્મ કાર્યમાં આબૂના જંગલોમાં રહેવાવાળા રાક્ષસો વારમ્વાર વિઘ્ન કરે છે. અમારી હોમવાળી ગાયોનો વનમાં વધ કરે છે, અને કોઈ કોઈ વખત તો ધ્યાનસ્થ ઋષિઓના શરીર ઉપર પણ શસ્ત્ર પ્રહાર કરી જાયછે.' ઋષિગણોનાં આવાં નમ્ર વચનશ્રવણ કરી મહર્ષિ વસિષ્ઠજીએ આબૂના મ્હોટા યજ્ઞકુન્ડમાં વીર પુરૂષની ઉત્પત્તિને અર્થે યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો. સુમુહૂર્ત્તમાં યજ્ઞારંભ કરવામાં આવ્યો. અને જેવી વીર આહુતીઓ દેવામાં આવી; તેવા જ યજ્ઞ ભગવાને પ્રસન્ન થઈ તેઓને સાક્ષાત્ દર્શન દઈ વરદાન માગવાનું કહ્યું. મુનિગણોએ યજ્ઞ ભગવાનની પ્રાર્થના કરી યજ્ઞના સંરક્ષણાર્થે, તેમની પાસે વીરપુરૂષની યાચના કરી. યજ્ઞ ભગવાન્ 'તથાસ્તુ' કહી, અન્તર્ધ્યાન થઈ ગયા. ત્યાર પછી વેદિકામાંથી ચાર પુરૂષ ચહુઆણ, પરિહાર, પરમાર અને સોલંકી ઉત્પન્ન થયા. એ ચારે વીર પુરૂષોએ મુનિઓના ચરણકમળમાં મસ્તક નમાવ્યાં. મુનિઓએ તેઓને આબૂની ચાર દિશાઓમાં સંરક્ષણાર્થે મોકલ્યા. ચહુઆણ પુરૂષ તેજ દિવસથી ઉત્તર દિશાનું સંરક્ષણ કરતા આવે છે. એ યજ્ઞમાંથી પ્રકટ થયેલા આ દિવ્યચહુઆણ પુરૂષને અનલહ્લ નામનો એક પુત્ર ઉત્પન્ન થયો. અનહલના પછી તેનો પુત્ર અજયપાલ થયો, કે જે અજયપાળે ચહુઆણવંશની રાજધાની 'અજમેર' પ્રાચીન દ્રોણદુર્ગના ખંડેર ઉપર પર્વતની તલાટીવાળા સુન્દર પ્રદેશમાં વસાવી, પોતે પણ ત્યાંજ જઇને વાસ કરવા લાગ્યો.

ઉજ્જેનના પરદુઃખભંજન અને પ્રતાપી મહારાજાધિરાજ વીર વિક્રમાદિત્યના પછી, ભારતવર્ષના રાજાઓમાં પરસ્પર શત્રુતા થઈ ગઈ હતી. સંપ કોઈમાં ન હોવાથી તેઓ એકબીજાઓ સાથે યુદ્ધ કરી કરીને નિર્બળ પડી

ગયા હતા. તે એટલે સુધી કે નાના નાના પ્રાંતના રાજાઓ પણ પોતાને પૃથ્વીપતિ કહેવરાવતા હતા. અને તેઓ પોતાના બળના અભિમાનમાં અનેક પ્રદેશ ઉપર રાજ્ય કરતા હતા; જો કે એ સમયે દેશમાં વિદેશીય મનુષ્યનો પગ પેઠો હતો, તો પણ રાજપૂતાના નિર્વીય થયું ન હતું. પરદેશીઓ સાથે યુદ્ધ કરવા અર્થે તેઓ એકમત થઈ જતા હતા. પરદેશી મુસલમાનો વ્યાપારાર્થે દેશમાં આવતા હતા, અને તેઓ પાછળથી નાની મોટી નધણીયાતી જાગીરો પોતાના અધિકારમાં લઈ, ગરીબ પ્રજા ઉપર અન્યાય કરતા હતા. તેમજ ધર્મને નામે મૂર્ખ મનુષ્યોને મિથ્યા ચમત્કાર દેખાડી દેખાડી, પોતાનો હેતુ સિદ્ધ કરતા હતા. બારમી સદીથી દેશી વિદેશી પ્રજાના વચમાં આ પ્રકારે વિક્ષેપનું બીજ રોપાયાથી કલહ ચાલતો હતો; પરન્તુ ભરતખન્ડમાં મુસલમાનોની પાદશાહત જામી ન હતી: અર્થાત્ ગાદીની સ્થાપના થઈ ન હતી, પણ અંતે કુસંપના અત્યન્ત જોરથી આ ભારતવર્ષનો સમય બગડ્યો, ને પડતીનાં ચિહ્નો દૃષ્ટિગોચર થવા લાગ્યાં. આ પુસ્તકના શૂરવીર તથા સાહસિક નાયકથી લઈ ભારતવર્ષના રજપૂત રાજાઓમાં પરસ્પર એવો તો દ્વેષ થયો કે જેથી સ્વાર્થી મુસલમાનોને પોતાનું કાર્ય પૂર્ણ કરવા માટે સમય પ્રાપ્ત થયો, તે દ્વેષનું અંતિમ ફળ એ આવ્યું કે, શાહબુદ્દીન ઘોરીના એક શૂરવીર ગુલામ કુતબુદ્દીને ભારતવર્ષમાં મુસલમાની રાજ્યનો પાયો નાખ્યો. આ ઉપર જોતાં તો ભારતવર્ષના રાજાઓએ પોતેજ કુસંપથી પોતાનું ભવિષ્ય બગાડી મુસલમાનોનો હેતુ સફળ કરવાનો રસ્તો આપ્યો, એમ કહેવામાં જરાપણ ખોટું નથી.

અજયપાળ ચહુઆણે જે સ્થળ ઉપર અજમેર વસાવ્યું હતું, ત્યાં એક પ્રાચીન કિલ્લો પડી ગયેલી સ્થિતિમાં હતો. તે માટે લોકવાયકા એ પ્રમાણે છે કે,—ત્યાં પાન્ડવોના ગુરૂ દ્રોણાચાર્ય રાજ્ય કરતા હતા. કૌરવાના કુરૂક્ષેત્રમાં કૌરવ પાન્ડવને થયેલા મહાભારતમાં સાત દિવસ પર્યન્ત તુમુલ—ઘનઘોર યુદ્ધ કરીને દ્રોણાચાર્યજી વીરગતીને પ્રાપ્ત થયા. અને તે દ્રોણાચાર્યજીનો ચિરંજીવી પુત્ર અશ્વત્થામા પોતાના મામા કૃપાચાર્યની સાથે વિન્ધ્યાચળમાં ચાલ્યો ગયો, તે દિવસથી દ્રોણદુર્ગની દુર્દશા થઇ. અસ્તોદયની ઘટમાળના ચક્રના અનેક આંટા ફરી જતા છતાં પણ પર્વતના શિખર ઉપર એ કિલ્લો બાંધેલો જેમનો તેમ રહેલો હતો, ત્યાં આવીને અજયપાળે અજમેર નગર વસાવ્યું અને કિલ્લાને સુધરાવ્યો. પૃથ્વિરાજરાસામાં મહાકવિ ચન્દ્રભાટે એ કિલ્લાનું વૃત્તાન્ત મનોહર વર્ણન કરેલું છે. આજકાલ પણ તે કિલ્લો ભાંગી તૂટી હાલતમાં જોવામાં આવે છે. ડુંગર ઉપરનો તારાગઢનો કિલ્લો નીચેની ખીણની સપાટીથી એકહજાર અને સમુદ્રની સપાટીથી ત્રણહજાર ફીટ ઉંચો છે. ચંદ

હવે તેને સાત કોશ ઉંચો લખી પાછળથી પાંચ કોશ જમીનમાં પેસી ગયા નું લખે છે. આ વાર્ત્તા નિઃસંશય અતિશયોક્તિ ભરેલી છે. અજયપાલ ચહુઆણે એ કિલ્લાના બુરજો ઉપર સુવર્ણના કળશો નંખાવ્યા હતા. તે કળશો દૂરથી તારા સદૃશ ચમકતા હતા; એ કારણથી એ ગઢને લોકો 'તારાગઢ' કહેતા હતા. કવિ ચન્દ કથી ગયેલ છે કે, પૃથિરાજ તે કિલ્લા ઉપર મસાલો સળગાવતો હતો, તેથી તેનું નામ તારાગઢ પડ્યું; પરન્તુ પૃથિરાજરાસાનું લખવું ઇતિહાસમાં માનનીય નથી. અજમેર અને તારાગઢના કિલ્લાની પ્રતાપી પૃથિવી આજ પણ એની એજ છે; પરન્તુ દેશી રાજ્યોના વૈભવના અસ્તપણાને લીધે તેની શોભા નિસ્તેજ થઈ ગઈ છે.

અજયપાળ ચહુઆણનું વસાવેલું અજમેર રજપૂતાના રેલવેના માર્ગમાં અમદાવાદથી દિલ્હી જતાં રસ્તામાં છે. તે પૃથિરાજની જન્મભૂમિ માટે વિખ્યાત છે; એટલુંજ નહિ, પણ તેમાં ખ્વાજા મુઈનુદ્દીન ચિસ્તીની તથા મીરાંપીરની કબરો હોવાને લીધે હજારો મુસલમાનો ત્યાં જાય છે. પીરની દરગાહ ઉપર જે કમાડ અને નગારાં છે, તે મુસલમાનોએ ચિત્તોડ ગઢ લીધો તેનાં છે.

અજયપાળ ચહુઆણ પછી જે જે રાજાઓ થયા, તેઓનાં નામ મળતાં નથી; પરન્તુ ચહુઆણ વંશમાં વંશ પ્રદીપના સમાન બાલણના પુત્ર વિસલ ચહુઆણથી વંશાવલીની શ્રેણી–સાંકળના કંઈક આંકડા મળે છે. રાસામાં ચન્દ ભાટે લખ્યું છે કે–'અક્ષય તૃતીયાને દિવસે વિસલદેવ ગાદી ઉપર બેઠો હતો, અને રજપૂતસ્તાનના રાજાઓએ અજમેરમાં આવી તેનો રાજ્યાભિષેક કર્યો હતો. જે સમય વિસલદેવનો રાજ્યાભિષેક થયો, તે સમયનું વર્ણન રાસામાં આ પ્રમાણે આપેલ છેઃ–

જ્યારે વિસલદેવના મસ્તક ઉપર રાજ્યછત્ર ધરાયું, ત્યારે બ્રાહ્મણોએ હોમકુન્ડની તૈયારી કરી તેમાં પાંચઆહૂતિ દીધી. ધૂમાડો નીકળ્યો. અગ્નિ પ્રજ્વાલિત થતાં જ્વાળા ચાલી. બ્રાહ્મણોએ મંત્ર ભણીને આશીર્વાદ દીધો અને રાજ્યાભિષેક કર્યો. અને તે સમય સર્વે મનુષ્યોએ એક સ્વરથી કહ્યું કે,–'નરનાથ વિસલ મહા યશશાળી થાઓ! યશશાળી થાઓ'!!

ઇન્દ્ર સદૃશ સુખ વિસલે ભોગવ્યું. વિસલ મહાયશસ્વી અને ન્યાયી રાજા થયો. તેણે અજમેરમાં રહીને શત્રુઓનો પરાજય કરી નિર્વિઘ્નપણે રાજ્ય કર્યું. તેણે મોટાં મોટાં નગરો જીતી લીધાં. તેના રાજ્યમાં 'સકળ જગત' એક છત્રના નીચે આવી ગયું હતું.

વિસળદેવનું અજમેર નગર વિશ્વકર્માનાં બનાવેલાં નગરના સદૃશ શોભાયમાન હતું. તેણે અધર્મને દૂર કરી ધર્મની સ્થાપના કરી હતી, તથા પાપનું

એક પણ કામ કર્યું ન હતું. તે પોતાની પ્રજા પાસેથી ઉચિત્ કર લેતો હતો. તેના અધિકારમાં ચારે વર્ણની પ્રજા હતી. છત્રીસે જાત તેની સેવામાં હતી. મહાધુરન્ધર વિસલદેવ મહારાજા પૃથિવી ઉપર દેવતાના સદશ પ્રતાપવાન્ થયો.

વિસલદેવ ચહુઆણના રજપૂતાનામાં ગુણાનુવાદ ગવાતા હતા, પરન્તુ જ્યાં ગુણ હોય છે ત્યાં દોષ પણ હોય છે, તે પ્રમાણે વિસલદેવમાં વિષયાશકિતરૂપી મહાન્ દોષ હતો. પરમાર રાજાની કુંવરી તેની નાની અને રૂપવાન્ રાણી હતી. તેનાજ ઉપર તે કામાંધ થઈ ગયો હતો. વિસલદેવ ચહુઆણનું વર્ણન ચન્દ કવિએ એ પ્રમાણે લખ્યું છે કે,—કપૂર, ચન્દન, ચુવા, અગર, કેસર અને કસ્તુરી વિગેરે સુગંધિત પદાર્થ નિરંતર તેના અન્તઃપુરમાં મઘમઘી રહેતા હતા. ગાવા તથા નાચવાવાળા આખી રાત્ર ગાયા તથા નાચ્યા કરતા હતા. વિસલદેવ ચહુઆણ વિષયમાંજ પોતાના રાજ્યનું સંરક્ષણ કરવું ભૂલી ગયો. તેને વિષયાંધ જોઇને મુસલમાનો તેની પ્રજા ઉપર અન્યાય કરવા લાગ્યા. પ્રજા અન્યાય સહન કરી શકી નહિ, તેથી પ્રજા મુખ્ય પ્રધાનને જઇને કહેવા લાગી કે,—'સ્ત્રી-પુરૂષ બન્નેના ઉપર અન્યાય થાય છે; માટે અમે નગરનો ત્યાગ કરીને ચાલ્યા જઇશું, માટે આપ કૃપા કરીને રાજાને સમજાવો. આવાં પ્રજાનાં વચન શ્રવણ કરી મુખ્ય પ્રધાને તુરત કિરપાલ નામનો એક કાયસ્થ, કે જે રાજકુમારને શિક્ષણ દેવા માટે સામ્ભરના કીલામાં રાજા તરફથી રહેતો હતો, તેને પોતાની પાસે બોલાવ્યો. અને પ્રજાની સર્વ વાર્ત્તા પ્રધાને કિરપાલને કહી દેખાડી. કિરપાલે પ્રજાની પ્રાર્થના રાજાને સંભળાવી. પ્રજાની વાર્ત્તા કાને પડતાં જ વિસલદેવ ચહુઆણની વિષયવૃત્તિ વીરવૃત્તિમાં બદલાઈ ગઈ, અને તેણે તત્ક્ષણ હાથમાં તલવાર લઈ ખંડિયા અને મિત્ર રાજાઓને પરદેશી મુસલમાનોને મારીને કાઢી મૂકવાને માટે બોલાવ્યા. પડિહાર, મંડોવરનો રાજા, રામગોર, તુંવર, પાવાનો અધીશ્વર, મેવાડનો રાજા મહેશ, દુનાપુરનો મોહિલ, યાદવ, વાઘેલા, મોરી, મહાન, ગુજ્જર અન્તર્વેદનો કુરમ્મ, તચીપુરનો રાજા ચન્ડેલ, અને ટુંકામાં કહીએ તો છેક મુલતાન સુધીના રાજાઓ પોતપોતાની સેના લઇને ચહુઆણની પતાકા નીચે એકત્ર થયા; પરન્તુ ગુજરાતનો ભીમદેવ સોલંકી ન આવ્યો, જેથી એકત્ર થયેલ રાજાઓએ અને ચારણોએ રાજાના કાન ભંભેરતાં, વિસલદેવ ચહુઆણ એકદમ મુસલમાનોને કાઢી મુકવાને માટે એકત્ર કરેલાં સૈન્યને લઇને ગુજરાતના રાજાનો ગર્વ દૂર કરવાને ચાલ્યો. વિસલદેવ ચહુઆણે પહેલી મજલ ઉપરાંત બીજી મજલમાં બાલોડ લઈ ત્યાંનો કિલ્લો જમીનદોસ્ત કરી આબૂમાં આવ્યો. ત્યાં આવી વિસલદેવ ચહુઆણે શ્રી અચળેશ્વરજીનાં દર્શન કર્યાં અને ત્યાંથી કચ્છ તથા સૌરાષ્ટ્ર તરફ ઉતરી પડી

ત્યાંના બળવાન્ રાજાને પણ વશ કર્યા. ચહુઆણુની સેના સમુદ્રના તરંગો સદૃશ સમસ્ત સૌરાષ્ટ્રમાં ફરી અને ત્યાંથી અણહિલપુર પાટણ તરફ વળી. ગુર્જ્જરેશ્વર ભીમદેવનો સેનાધિપતિ બાલુકરાય ચાલુક્ય છત્રીસહજાર ઘોડેસ્વાર અને તેસો હાથિઓની સેના લઈ, વિસલદેવ ચહુઆણુ સામે યુદ્ધ કરવાને માટે આવ્યો. ચહુઆણે ગુર્જ્જરેશ્વરના સેનાધિપતિને યુદ્ધાર્થે સન્મુખ આવતો શ્રવણ કરીને તેનાં શહેર અને ગામડાંઓને ઉજ્જડ કરવા માંડ્યાં. એટલે શ્રીકન્ઠ બારોટે ચહુઆણુના સમીપ આવીને કહ્યું કે,–'આપને જે કાંઈ કરવાનું હોય તે રાજાની સાથે કરો, અને અન્યાયનો ત્યાગ કરી યુદ્ધની તૈયારી કરો.' હાલ જે સ્થળે વિસનગર છે. ત્યાં સોલંકી તથા ચહુઆણુ બેયની સેના વચ્ચે ત્રણ દિવસ સુધી મહાભારી યુદ્ધ થયું. એકત્ર થયેલા ચહુઆણુ સૈન્યને સોલંકી સૈન્ય પહોચી શકે તેમ ન હોવાથી અંતે સોલંકીના ડાહ્યા અને વિચક્ષણ સેનાપતિ બાલુકરાયે સંધિ કરી. વિસલદેવ ચહુઆણે પોતાના જયના સ્મરણાર્થે, જે સ્થળે યુદ્ધ થયું હતું, તેજ સ્થળે નગર વસાવવાની, કન્યા પરણવાની અને કરણને કેદ રાખવાની પ્રતિજ્ઞા કરી. એક માસમાં નગરનો પાયો નખાયા પછી પ્રતાપી ચહુઆણુ રાજા પોતાની રાજધાની તરફ પાછો વળ્યો.

જેની કીર્ત્તિ વૃદ્ધિ પામે છે, તેનોજ અહંકાર વધે છે. વિસલદેવના સબંધમાં પણ તેજ પ્રમાણે થયું. વિસલદેવને બળ, ધન અને કીર્ત્તિનો અહંકાર થયો. અહંકારથી કામની વૃદ્ધિ થઈ અને અંતે કામેજ તેનો નાશ કર્યો. જે પ્રકારે વૃષ્ટિથી સુન્દર માર્ગ ગુમ થઈ જાય છે, તેજ પ્રમાણે ધન વૈભવના મદથી મનુષ્યનો સન્માર્ગ રોકાઈ જાય છે. રાજા વિસલદેવનો સન્માર્ગ ધીરેધીરે અસ્ત થવા લાગ્યો. તેણે એક રાણી ઉપર બીજી રાણી કરી અને એ પ્રમાણે વિષયની વૃદ્ધિ કરી અન્તઃપુર રાણીઓથી ભરી દીધું. જે પ્રકારે કાષ્ટથી અગ્નિ વૃદ્ધિ પામે છે, તેજ પ્રમાણે ભોગથી કામ વૃદ્ધિ પામે છે. એક દંત કથા છે કે:–વિષય વૃત્તિ વૃદ્ધિ પામ્યા પછી રાજા વિસલદેવ કાશમીરથી એક નાગ સરદારની કન્યાને પરણી લાવ્યો હતો. એક તો કાશમીરની સ્ત્રીઓ અત્યન્ત સ્વરૂપવાન હોય છે, તેમાં ધન વૈભવ પરિપૂર્ણ નાના પ્રકારના વિલાસોથી શિક્ષણ પામેલી નાગકન્યાના રૂપ, હાવ, અને ભાવથી વિસલદેવ રાજા કામને વશ થઈ ગયો. નગરનાં સીમાડામાં એક સુન્દર સરોવરના કિનારા ઉપર મહેલ બનાવ્યો. અને ત્યાં સદૈવ નાગકન્યા સાથે કામ સુખને ભોગવ્યા કરતો હતો. સપત્નીઓને નાગકન્યાના સુખનો દ્વેષ થયો, તેથી તેઓ નાના પ્રકારની યુક્તિઓથી તેનો સંગ છોડાવવા માટે અનેક પ્રપંચો કરવા લાગી. સપત્નીઓનો દ્વેષ શું નથી કરી શકતો? અંતે અન્ય રાણીઓએ એ નાગ-

કન્યાને કોઈ સ્થળે મારી નખાવી. કામાંધ વિસલદેવ રાજા તે નાગકન્યા*ના વિરહથી વ્યાકુળ થઈ ગયો. વિસલદેવની રાણીઓએ સપત્નીઓનાં સુખનો નાશ કરી પોતાના સુખનો પણ નાશ કર્યો. નાગકન્યાની પાછળ વિસલદેવ રાજા વિરહથી એવો તો વ્યાકુળ થયો કે,–આરાવલી પર્વતની વનાવલીમાં 'હે પ્યારી ! મને દર્શન દે' હે પ્યારી મને દર્શન દે !! એ પ્રમાણે વિલાપ કરતો કરતો ભટકવા લાગ્યો.

પૂર્વકાળમાં ઉર્વશીના અદૃશ્ય થવાથી કામાંધ પુરૂરવા વનમાં ભટકીને પુનઃ ઉર્વશીને પ્રાપ્ત થઈ ચૈતન્યપણાને પામ્યો હતો. યયાતિ રાજા ઘૃતાચી માટે કામાન્ધ થઈ ગન્ધમાદન વનમાં રખડીને પુનઃ વૈરાગ્ય પામ્યો હતો, પરન્તુ ચહુઆણ વંશના વીર રાજા વિસલદેવની તો એથી પણ વિશેષ દુર્દશા થઈ હતી. આ પુસ્તકના નાયકનો જન્મ સં. ૧૨૧૫ માં થયો. તે વિષેની એકદંત કથા એવી છે કે, વિસલદેવ જે નાગકન્યાને પરણ્યો હતો, તે નાગકન્યા ઉપર ચહુઆણરાયનો અત્યંત પ્રેમ થતાં સપત્નિઓનો દ્વેષ વિશેષ વૃદ્ધિ પામતાં નાગકન્યા પાસેના મણિના પ્રતાપથી વિસલદેવે શહેરના મ્હોટા તળાવમાં જે ગુપ્ત મહેલ હતો, તેમાં નાગકન્યાસહ નિવાસ કર્યો. મણિ પ્રતાપે વિસળદેવ રાજ જળથી બહાર આવી દિવસે રાજ્યપ્રકરણી કાર્ય કરી સાયંકાળે પુનઃ ગુપ્ત મહેલમાં જતો. આ વાર્ત્તા સપત્નીઓની શ્રવણેન્દ્રિય ઉપર આવતાં, તેમણે લાગ સાધી રાજાની પાઘડીમાંથી મણિ કાઢી લઈ બાળી નાખ્યું. એ દિવસ સાયંકાળે જેવો વિસલદેવ પાણીમાં પેસવા જાય છે, તેવો તેને માર્ગ ન મળતાં, તેણે પાઘડી તપાસી તો મણિ હાથ આવ્યું નહિ. અને તે નાગકન્યા વગર દીવાનો બની ગયો. ને અરણ્યમાં ભટકવા લાગ્યો. વનમાં ફરતાં ફરતાં એક વાર તેણે કોઈ મહર્ષિની સ્વરૂપા કન્યા નિરખી તે ઉપર બળાત્કાર કર્યો, જેથી ઋષિકન્યાએ મહા ક્રોધિત થઈ શાપ આપ્યો. એ ઋષિકન્યાના શાપથી વિસલદેવ મનુષ્ય ભક્ષક રાક્ષસ થઈ વનમાં ભટકવા લાગ્યો. ને મનુષ્યોનું રૂધિર ચૂસવા લાગ્યો. કામાન્ધ થવાથી વિસલદેવને આવું અ-

* નાગકન્યા એટલે સાપની દીકરી એમ સામાન્ય કહેવત છે, પણ નાગકન્યા તે સાપની પુત્રી નહિ. રાજતરંગિણી નામના કાશ્મીરના પ્રાચીન ઇતિહાસ ઉપરથી સારી રીતે પુરવાર થાય છે કે,-કાશ્મીરમાં 'નાગ' જાતના લોકો છે, ને કે કાશ્મિરની સ્ત્રીયો અત્યંત સ્વરૂપવાન્ હોય છે. આજ પણ ત્યાં એવો કાયદો છે કે–અન્ય કોઇપણ વિદેશીથી કાશ્મિરની સ્ત્રી લઇ વગર મંજૂરીએ પરદેશમાં જઇ શકાયજ નહિ. પૂર્વકાળમાં બહુધા-ઘણું કરીને બાર વર્ષે રાજાઓ કાશ્મીરમાંથી નાગકન્યાઓ પરણી લાવતા હતા.

નિંહ ફળી મળ્યું. અને તેના ત્રાસથી આસપાસનાં ગામ ઉજ્જડ થઈ ગયાં, અને નગરમાંથી પણ લોકો નાશી જવા લાગ્યાં, ને અજમેર ઉજ્જડ થયું.

અન્ય વાર્ત્તા આ પ્રમાણે પણ છે કે:—જ્યારે વિસલદેવ ચહુઆણ ગુજરાતને જીતી અજમેરમાં આવ્યો, ત્યારે તે પરમાર રાણીના અન્તઃપુરમાં કામાન્ધ થઇને રહેવા લાગ્યો, અને અંતે તે વિષયને વશ થઇને અગ્નિના કીડાના સમાન દશાને પ્રાપ્ત થયો. કેટલાકનું એમ પણ માનવું છે કે,– વિસલદેવને પુષ્પમાં રહેલી નાગણ કરડી, તેથી તે મરણ પામ્યો. અને પરમાર રાણી તે સાથે સતી થઇ. ચન્દ ભાટનો લેખ વળી એવો છે કે,—વિષયમાં ગરકાવ થયેલા રાજાથી નારાજ થઇ પ્રજાએજ બળવો કરી તેને રાજ્યથી પદભ્રષ્ટ કરી કાઢી મૂકયો. તેથી તે ગાંડો થઈ વનમાં ભટકવા લાગ્યો. આ પ્રમાણે અનેક વાતો વિસલદેવ ચહુઆણના સંબંધમાં છે. ગમે તેમ હો, પરન્તુ એટલું તો નિર્વિવાદ છે કે,—વિષયને લીધેજ વિસલનો નાશ થયો.

વિસલદેવ ચહુઆણની પરમાર રાણીને સારંગદેવ નામનો કુંવર થયો, પરન્તુ ભોગમાં આસક્ત થયેલી રાણીએ પોતાના સ્વામીથી અનુરોધ કરી, વિદ્યાભ્યાસના બહાનાથી સારંગદેવને સાંભરના કિલ્લામાં, કિરપાળ કાયસ્થના અધિકારમાં મોકલ્યો હતો. જે સમય વિસલદેવ ચહુઆણનો સ્વર્ગવાસ થયો, ત્યારે કાયસ્થ કિરપાળથી શિક્ષણ પામેલ સારંગદેવ નવતરૂણ હતો. કિરપાળ અને અન્ય રાજ્યકારી પુરૂષોએ વિસલદેવના મરણ પછી સારંગદેવના નામની દુવાઇ ફેરવી, અને અજમેરની રાજગાદી ઉપર સારંગદેવ ચહુઆણનો રાજ્યાભિષેક થયો. સારંગદેવે દેવરાજ રાવળની કન્યા ગૌરીનું પાણીગ્રહણ કર્યું હતું. ગૌરીના સ્વરૂપ સમ્બન્ધમાં ચન્દ વરદાયી લખે છે કે,—ગૌરી રતિસમાન સ્વરૂપા હતી. જ્યારે ગૌરીના સ્વામી સારંગદેવનો રાજ્યાભિષેક થયો, તે સમય તે સગર્ભા હતી. સારંગદેવના રાજ્ય સમયમાં, ઐતિહાસિક નોંધને યોગ્ય કાંઇપણ થયેલું હોય એમ જોવામાં આવતું નથી; પરંતુ એના સમયમાં મનુષ્યોમાં અત્યન્ત અજ્ઞાન વ્યાપી ગયું હતું. અજમેરમાં કોઇ મનુષ્યોને મારી નાંખતું હતું, તેથી મૂર્ખ, અને વહેમી લોકોનું એવું માનવું હતું કે—રાક્ષસ યોનિને પામેલો અવગતિયો વિસલદેવ ચહુઆણ નગરનો નાશ કરે છે. સારંગદેવે રાજ્ય ગાદીએ આવ્યા પછી તુરતજ નગરને ઉજડ થતું જોઇ આ કહેવાતા વિસલદેવ રાક્ષસના મુખમાં જતી બચાવવા અને વંશવૃદ્ધિ માટે પોતાની સગર્ભા રાણી ગૌરીને તેણે રણથંભોરના કિલ્લામાં મોકલાવી દીધી. અને પોતે પ્રજાના સંરક્ષણાર્થે, રાક્ષસનો નાશ કરવાના કામમાં ગુંથાયો; પરંતુ રાક્ષસનો નાશ કરવા જતાં, તો તે બિચારો રાક્ષસનો ભોગ થઇ પડયો.

સારંગદેવના મરણ પછી ગૌરીનો પુત્ર આનો ચહુઆણ અજમેરની ગાદી ઉપર બેઠો. આ રાજા અત્યંત ધર્મ પરાયણ હતો. તે પોતાના દેશમાં ધર્મથી રાજ્ય કરતો હતો; એટલુંજ નહિ, પણ ગુજરાતના મહાપ્રતાપી મહારાજા સિદ્ધરાજજયસિંહદેવનું અનુસરણ કરી તેણે પોતાના દેશમાં નાના પ્રકારનાં જળાશયો, અને ધર્મશાળાઓ બનાવી હતી. પોતાની રાજધાની અજમેરની પશ્ચિમે પડોશમાં એક મહાભારી બંધ બંધાવી તળાવ બંધાવ્યું હતું, કે જે તળાવ તેના નામ ઉપરથી 'આનાસાગર' કહેવાય છે. એ આનાસાગરમાં અનેક ઝરણો આવીને પડે છે. એ તળાવની પાળોના બંધ ૮૦૦ ગજ લાંબા અને ૧૫૦ ગજ પોહોળા છે. વર્ષાઋતુમાં જ્યારે તે પાણીથી પરિપૂર્ણ થઇ જાય છે, ત્યારે તેનો વ્યાસ ૭ માઇલનો થાય છે, અને શરદૃઋતુમાં તે સુન્દર દર્પણ સમાન મનોહર અને સ્વચ્છ લાગે છે.

ચહુઆણ અને સોલંકી રાજાઓમાં ચાલતી આવતી શત્રુતાનો અંત આવ્યો ન હતો. આનો ચહુઆણ જ્યારે અજમેરની ગાદી ઉપર હતો, ત્યારે ગુજરાતમાં કુમારપાળ રાજા રાજ્ય કરતો હતો. રાસમાળામાં કુમારપાળ અને આના ચહુઆણનાં યુદ્ધના પ્રસંગનું વર્ણન લખેલ છે; પરંતુ તેમાં એમ લખેલું છે કે,-કુમારપાળ સાથે યુદ્ધ કરનાર આનો ચહુઆણ નહિ, પણ નાગોરનો રાજા હતો. પ્રબન્ધ ચિંતામણિના કર્તા મેરૂતુંગાચાર્યજી તો કુમારપાળ સાથે યુદ્ધ કરનાર વિસલદેવના પૌત્રને લખે છે. એ ઉપરથી એમ સંભવે છે કે,- કુમારપાળ સાથે યુદ્ધ કરનાર નાગોરનો આન રાજા નહિ પણ આનો ચહુઆણજ હશે. કુમારપાળના મંત્રીનો પુત્ર વાહડ આના ચહુઆણના પક્ષમાં જઇ રહેલો હતો. એ કારણથીજ કુમારપાળને અને આના ચહુઆણને યુદ્ધમાં ઉતરવું પડ્યું હતું. કુમારપાળનો અધિકાર ઘણો હતો, અને આનો ચહુઆણ નિર્બળ હતો. છતાં પણ યુદ્ધ પ્રસંગે ચહુઆણ વીરોએ અત્યંત પરાક્રમ કર્યું, પણ ગુર્જ્જરરાજનું અધિક બળ હોવાથી તેનો પરાજય થયો.

આનો ચહુઆણ અત્યંત પરાક્રમી હતો. તેણે પોતાની પ્રજાનું પુત્રવત પાલન કર્યું હતું. અજમેરમાં પેઠેલો રાક્ષસ, કે જેણે સારંગદેવનો ભોગ લીધો હતો, તેના વિરૂદ્ધ ન થવાવાળી સામ નીતિનો આના ચહુઆણે અંગિકાર કર્યો હતો. રાક્ષસ, આના ચહુઆણની નીતિથી પ્રસન્ન થયો. અને તેને વરદાન તથા અભયદાન આપી યમુનાજી તરફ ચાલ્યો ગયો, કેટલાકનું એમ પણ કહેવું છે કે,-તે રાક્ષસ યોનિમાંથી પતિત થઇ વરાહ યોનિને પ્રાપ્ત થયો હતો. અને અજમેરની આસપાસના વનમાં ફરતો હતો. જ્યારે અજમેર ઉપદ્રવ રહિત થઇ ગયું, ત્યારે આના ચહુઆણે તેને આબાદ કર્યું. પછી ઘણાં વર્ષ

પર્યન્ત રાજ સુખ ભોગવી આના ચહુઆણે સ્વર્ગવાસ કર્યો. ત્યાર પછી આનાનો પુત્ર જયસિંહ અને જયસિંહનો પુત્ર આનંદદેવ એ બે રાજાઓ આના પછી અજમેરની ગાદી ઉપર બેઠા, પરન્તુ તેના સમયની કાંઇપણ વર્ણન કરવા યોગ્ય બાબત ઇતિહાસમાંથી કે રાસામાંથી મળી આવતી નથી. જ્યારે આનંદદેવ ચહુઆણનો પુત્ર સોમેશ્વર રાજગાદી ઉપર બેઠો, ત્યારે ગુજરાતમાં ભોળો ભીમદેવ સોલંકી રાજ્ય કરતો હતો. બે પેઢી સુધી મંદ પડી ગયેલી શત્રુતા, પુનઃ આ બે રાજાઓ વચ્ચે સજીવન થઇ અને સોમેશ્વરના પુત્ર અને આ પુસ્તકના પ્રખ્યાત નાયક જગદ્વિખ્યાત વીરે તે શત્રુતાને અને પોતાની વિષયાશક્તિને એવાં પરિણામમાં પહોંચાડયાં કે, સમસ્ત ભારતવર્ષ વિદેશીયોના હાથમાં જઇ પડયો.

આનંદદેવ ચહુઆણનો પુત્ર સોમેશ્વર બાલ્યાવસ્થાથીજ મહાતોફાની હતો. નાનપણથીજ તે એક બીજાને લડાવતો અને પોતે રાજારૂપે રહી હારવાવાળાને શિક્ષા કરતો હતો. સોમેશ્વરના સંબંધમાં એક એવી દંતકથા છે કે—સોમેશ્વરથી શિક્ષા પામેલાં છોકરાં જ્યારે રોતાં રોતાં ઘેર જતાં, ત્યારે તે બાળકોની માતાઓ કહેતી કે,—'પીટયા રાક્ષસના તે રાક્ષસજ થાય' સોમેશ્વરે એકવાર પોતાની માને આ બાબતનું સંક્ષિપ્ત વૃત્તાંત પુછ્યું હતું ત્યારે તેની માતાએ વિસલદેવને અસંગતિ પ્રાપ્ત થયાની સકલ વાર્ત્તા તેને કહી સમજાવી હતી. તે દિવસથીજ સોમેશ્વરને પોતાના પ્રપિતામહના ઉદ્ધારની લાગણી થઇ હતી.

આનંદદેવના પછી ગાદીએ આવતાંજ સોમેશ્વરે પોતાના પરાક્રમથી રજપૂતાનાના સમસ્ત રજપૂતોને પોતાના વશમાં કરી લીધા. સોલંકી સાથેની શત્રુતાને તેણે વધારી દીધી. અને ગુજરાત તરફ પોતાની સીમાને પણ વધારી. સોમેશ્વર અન્યની લડાઇમાં પણ પોતાનું પરાક્રમ દર્શાવવાની વાટ જોતો હતો. એટલામાં તો દિલ્લીના તુંવર અનંગપાળ રાજા અને કનોજના વિજયપાળ રાજા વચ્ચે યુદ્ધ થયું. યુદ્ધના સમાચાર શ્રવણેન્દ્રિય ઉપર આવતાંજ યુદ્ધના હોંસીલા સોમેશ્વરે કહ્યું કે,— આવે સમયે મારે શાન્ત થઇ બેસી રહેવું એ ઉચિત નથી. જેણે રણમાં પરાક્રમ દર્શાવી પોતાનો યશ વધાર્યો નથી, તેવા ક્ષત્રિયના જીવનને ધિક્કાર છે! આ પ્રમાણે વિચાર કરી તેણે પોતાના સામંતોને બોલાવ્યા ને સેનાની તૈયારી કરાવી. અને મહાભારી સેના લઇને અનંગપાળની પક્ષે ગયો. ચહુઆણને પોતાની પક્ષમાં આવતો જોઇ, અનંગપાળ પ્રસન્ન થયો, અને સોમેશ્વરને લેવાને માટે પોતાના પ્રધાનોને સામા મોકલ્યા. અનંગપાળ અને સોમેશ્વર ચહુઆણ યમુનાજીના કિનારા ઉપર પોતાના

ડેરા નાખી પડયા. તુંવર અને રાઠોડ વચ્ચે યુદ્ધ થયું, પરન્તુ સોમેશ્વરની સહાયતાથી અનંગપાળનું બળ વૃદ્ધિ પામતાં રાઠોડ પરાજીત થઇને રણભુમીમાંથી નાઠો. વિજયશ્રી અનંગપાળને પ્રાપ્ત થઇ અને રણશ્રીએ સોમેશ્વરને યશ આપ્યો. તથા દિલ્લીમાં ઘરોઘર તેનું યશોગાન થયું. વગર તેડે પોતાની પક્ષે આવી વિજય અપાવનાર ચહુઆણ સોમેશ્વરના ઉપકારનો પ્રત્યુપકાર કરવાને અનંગપાળે પોતાની કમળાદેવી નામની પુત્રી સોમેશ્વરને પરણાવી. લક્ષ્મી, ઘોડા તથા અનેક દાસદાસી–આદિથી તેનો સત્કાર કરી અજમેર વિદાય કર્યો.

આ પ્રમાણે જ્યારે દિલ્લીની ગાદી ઉપર અનંગપાળ તુંવર રાજ કરતો હતો, તે સમયે અજમેરમાં સોમેશ્વર ચહુઆણ, જોધપુરની જુની ગાદી મંડોર ઉપર નાહરરાય, ચિત્તોડની ગાદીએ સમરસિંહ, જેસલમીરની જુની ગાદી ઉદ્રવા ઉપર ભોજદેવ, કનોજની ગાદીએ જયચન્દ્રનો પિતા વિજયપાળ, આબુ ઉપર જેતસી પરમાર અને અણહિલપુરપાટણની ગાદી ઉપર ભોળો ભીમદેવ સોલંકી એ રીતે આર્ય રાજાઓ રાજ્ય કરતા હતા. અનંગપાલને પુત્ર ન હતો. માત્ર બે પુત્રીઓજ હતી. તેમાંની એક કમળાદેવી અજમેરના રાજા સોમેશ્વર ચહુઆણને આપી. જેને ઉદરે જગદ્‌વિખ્યાત મહાપરાક્રમી નરવીર પૃથિરાજનો જન્મ થયો. બીજી કનોજના રાઠોડ જયચન્દ્રને દીધી હતી. અનંપાળની ફોઇ વિજયપાળને દીધી હતી, જેને પેટે જયચન્દ્ર રાઠોડનો જન્મ થયો હતો.

કમળાદેવી સોમેશ્વરને પરણી અજમેરમાં આવી અને રાજા રાણી વચ્ચે પ્રેમની સજ્જડ ગાંઠ બંધાઇ. નાનાપ્રકારનાં સુખો ભોગવતાં ઘણો સમય વ્યતીત થઇ ગયો, પણ કંઇ સંતતિ થઇ નહિ. અંતે કાકતાલીય ન્યાય પ્રમાણે પ્રસંગ બન્યો. અને રાણી કમળાદેવીને ગર્ભ રહ્યો. એ દંતકથા એવા પ્રકારની છે કે,–એક બ્રાહ્મણને પૈસાની લોભી કુલટા સ્ત્રી મળી હતી, તે કુલટા રળવા માટે બ્રાહ્મણને નિરંતર ટોકયા કરતી હતી. પોતાનામાં રળવાની સત્તા ન હોવાથી બાયડીથી કંટાળેલા બ્રાહ્મણે આત્મઘાતનો વિચાર કર્યો, પણ આત્મઘાતને પાપનું કામ ગણી કુવો હવાડો ન કરતાં વનમાં પશુથી પોતાનો ઘાત કરાવવા ગયો. એટલામાં તો વનમાં ઘેલો થયેલો મનુષ્યઘાતી વિસલદેવ તેને મળ્યો. વિસલને જોઇ સર્વે નાશી જતાં, પણ આ બ્રાહ્મણને જીવન ઉપર ખરેખરો કંટાળો આવેલો હોવાથી તે નાઠો નહિ, તેથી રાક્ષસ થયેલા વિસલે તે બ્રાહ્મણને પુછયું કે,– મારાથી તો લોકો નાશી જાય છે, અને તું કેમ ખુશીથી આવ્યો ? બ્રાહ્મણે પોતાની સર્વે વાર્ત્તા કહી સંભળાવી. જે ઉપરથી રાક્ષસે તેને નહિ મારતાં કેટલુંક દ્રવ્ય આપી તેને કહ્યું કે, આ દ-

થી તારી સ્ત્રીને સંતોષ પમાડજે, અને તેના બદલામાં મારૂં એટલું કામ કરજે કે,-મારા વંશમાં મારો પ્રપૌત્ર સોમેશ્વર અજમેરની ગાદી ઉપર રાજ કરે છે, તેને જઇને કહેજે કે, મારો ઉદ્ધાર તારે હાથે છે. માટે મને મારી મારૂં માંસ ભક્ષણ કરજે. મારા આ પ્રત્યક્ષ શરીરનું માંસ તેનાથી ભક્ષ થશે નહિ, જેથી હું ખોળીયું બદલી સુવર થઇશ; માટે જો તે સુવરને મારીને તેનું માંસ ભક્ષણ કરશે તો મારો ઉદ્ધાર થશે. અને માંસ ખાનારાઓને પ્રતાપી પુત્રોની પ્રાપ્તિ થશે. બ્રાહ્મણે એ સમાચાર સોમેશ્વરને જઇને કહ્યા અને વિશેષ કહ્યું કે,- તમારા પ્રપિતા અધોગતિને પ્રાપ્ત થયા છે, તેથી તમને સંતાન થતાં નથી. પિતરોનો ઉદ્ધાર કરવામાં આવે તો સંતાન થાય. રાજાએ તે બ્રાહ્મણદ્વારા પ્રપિતામહનો ઉદ્ધાર કરાવ્યો અને તે બ્રાહ્મણના કહેવા અનુસાર વરાહયોનિને પ્રાપ્ત થયેલા પ્રપિતામહનો વધ કરી સામંતો સહ તેનું માંસ ખાધું. જેથી રાજાને ત્યાં પ્રતાપી પૃથિરાજ જન્મ્યો. તેના જે સામંતોએ માંસ ખાધું તે બધાઓને પુત્રો થયા કે જે પૃથિરાજના સોળ સામંત અને સુરમાઓ થયા. મહા કવિ ચન્દ માટે કહે છે કેઃ-તે વરાહની જીહ્વા ચન્દના પિતાના ખાવામાં આવી હતી, તેથી તેને પેટ જગદંબાનો વરદાઇ ચન્દભાટ જન્મ્યો. જે ચન્દ મોટો થતાં પૃથિરાજનો માનીતો મિત્ર અને સરદાર થયો.

સોમેશ્વરે દિલ્લીથી આવી પોતાના રાજ્યને આબાદ કરવામાં અત્યંત પરિશ્રમ કર્યો. આસપાસના રાજાઓ સાથે સ્નેહ કરી સામંતોને જાગીરો આપી. તે સમય અજમેરની ગાદીને *છત્રીસે રજપૂતો માન આપતા હતા. અને

* રજપૂત સ્થાનમાં અજમેરની આસપાસ આ છત્રીસે જાતના રજપૂતો નાનાનાનાં રાજ્યોમાં રાજ્ય કરતા હતા. એ નિરનિરાળી શાખાઓનાં નામ પૃથિરાજ રાસામાં આ પ્રમાણે લખેલાં છે.

छप्यय.

रवि, शशि यादववंश, कोकस्थ, परिमार, सदावर,
चहुआण, चालुक्य, चंद, सेलार, अभियर;
दोयमत, मकवाण, गरुअगोह, गोहेलपत,
छापोकट, परिहार, रावराठोड सुरोसजुत;
देवडा, टांक, सिंधव, अनंग, पोतक, पडिहार, दधिखट;
कारटपाल, कटुपाल, हन, हरितक गारे, कमांल, मट.

दुहो.

ध्यानपालक, निकुंभवर, राजपाल कवनीश;
कालच्छर के आदिदे बरने बंश छतीस.

સોમેશ્વર પણ તેઓનું યથાયોગ્ય માન જાળવતો હતો. દિલ્લી, કનોજ, પંજાબ અને ગુજરાત પર્યંત ચહુઆણ રાજના યશ ગવાતા હતા, પણ ગુજરાતના રાજા સાથે સોમેશ્વરે નવીન વૈર ઉત્પન્ન કરેલું હતું: જેથી તે પરસ્પર એક બીજાનો નાશ કરવાને સદૈવ તત્પર રહેતા હતા. જ્યારે આ પ્રકારે રજપૂતોમાં શત્રુતા અભિવૃદ્ધિ પામી રહી હતી, ત્યારે બળવાન્ શત્રુ આર્યરાજાઓનાં રાજ્યો ઉપર તાકી રહેલા હતા. આ પ્રમાણે રજપૂતોમાં ગંભીર પ્રકારની શત્રુતા વૃદ્ધિ પામતાં તેઓએ પોતે પોતાને હાથેજ પોતાના પગ ઉપર કુહાડો મારવા જેવું કર્યું છે આપસઆપસમાં અસંતોષ થવાથી વિદેશીય લોકોનો માર્ગ ખુલ્લો કરી કાળને ઘર લાવવાનું મહા ભયંકર જોખમ આર્યરાજાઓએ માથે ઉઠાવ્યું. એ તેઓની શત્રુતા ભરતખન્ડમાંથી રજપૂત રાજ્યની આખરની હતી, અને તેને ઉત્તરોત્તર ઉત્તેજનજ મળતું ગયું, અને તેનું અંતિમ ફળ એ આવ્યું કે–ભરતખન્ડ રજપૂત રાજાઓના હાથમાંથી છૂટીને સદાને માટે વિદેશીઓના હાથમાં ગયો.



# પ્રકરણ ૨ જું.

## યૌવરાજ્ય.



સાંભરેશ્વર સોમેશ્વરની પ્યારી રાણી અને દિલ્લીના તુંવર રાજા અનંગપાળની રાજકુમારી કમળાદેવીએ જ્યારે વિક્રમ સંવત ૧૨૧૫ એટલે ઈ. સ. ૧૧૫૯ માં આ વીર કથાના નાયકને પોતાના ગર્ભથી જન્મ આપ્યો, ત્યારે રજપૂતસ્થાનના છત્રીસે રજપૂતોએ પોતપોતાના રાજ્યમાં આનન્દનાં નગારાં વગડાવ્યાં. અને દિલ્હીના અનંગપાળ તુંવરે પણ ભાણેજના જન્મની શુભ વધામણીઓથી દિલ્હીમાં મહાભારી ઉત્સવ કર્યો. અજમેરમાં પણ ધામધુમ થઈ. માગણ તથા ભાટ ચારણોને સુવર્ણનાં કડાં—આદિ શિરપાવમાં મળ્યાં, તથા જ્યોતિષી લોકોનાં અને અન્ય બ્રાહ્મણોના ભાગ્યનાં દ્વાર ઉઘડી ગયાં. દિલ્હીના અનંગપાળને પેટે પુત્ર ન હતો, માત્ર બે કન્યાઓ હતી. તે બે કન્યા પૈકી એક અજમેરના રાજા સોમેશ્વર ચહુઆણને મળી હતી, જેને પેટે પૃથિરાજ થયો. બીજી કન્યા કનોજના રાઠોડ જયચન્દ્ર વેરે દીધી હતી. અનંગપાળની ફઈ વિજયપાળને દીધી હતી. જેને પેટે જયચન્દ્ર જન્મ્યો હતો. પૃથિરાજના જન્મના શુભ સમાચાર શ્રવણેન્દ્રિય ઉપર આવતાં કનોજમાં જયચન્દ્ર અને ગુજરાતમાં ભોળો ભીમ અપ્રસન્ન થયા. પૃથિરાજ રાસામાં પૃથિરાજનો જન્મ, દિવસ અને કુંડલી—આદી છે; પરન્તુ ઐતિહાસિક અનુક્રમ પ્રમાણે તે નથી. છતાં માત્ર વાચકોની જાણ માટે અમે અત્ર તે લખી દર્શાવીએ છીએ.

### दुहो.

एकादश से पंचदह, विक्रम सम्वत्साज;
तिही रिपुपुर जयहरन भयो राज पृथिराज.

### पधरी.

सम्वत इक्कदश पंचअग्ग, वैशाख तृतीया पख कृष्ण लग्ग ।
उषा प्रकाश इक्क घरियराति, पलतीस अंशत्रय बलजाति ॥
गुरु बुध शुक्र परिदसंथान, अष्टमेबार शनिफल बिधान ॥

ભાટ લોકોનું કહેવું છે કે, અક્ષય તૃત્રીયાને દિવસે પૃથિરાજનો જન્મ

થયો હતો, એ કદાચ ખરૂં હશે; પણ તેના જન્મની જે સાલ ભાટ લોકો આપે છે, તે વાસ્તવિક હોય એમ કહી શકાય તેમ નથી. પૃથિરાજના જન્મ પછી કમળાદેવીને બે કુમારિકાઓ થઇ હતી, જેનું વર્ણન પ્રસંગવશાત આગળ કરવામાં આવશે.

પાછળથી જીવન ચરિત્ર લખવાનો પ્રચાર ન હોવાથી હિન્દના વીર પુરૂષોનાં, મનથી ઉપજાવી કાઢેલાં જીવન ચરિત્ર વિશ્વાસનીય નથી; જો કે પૃથિરાજરાસામાં પૃથિરાજના સબંધમાં ઘણું વર્ણન લખેલું છે, પરન્તુ પૃથિરાજની બાલ્યકાળનું કાંઈ પણ વર્ણન રાસામાં નથી. ભાટ ચારણોમાં પ્રચલીત થયેલી વાતો, અને રાસામાંથી જે કાંઈ પણ મળ્યું છે, તે સર્વ એકત્ર કરી આ સ્થળે લખવામાં આવ્યું છે.

વીર પુરૂષોની બાલ્યાવસ્થા પણ ચમત્કૃતિ ભરેલી હોય છે. જે પ્રમાણે સોમેશ્વર બાલ્યાવસ્થામાં હારજીતની રમત રમતો હતો, તદનુસાર તેનો પ્રતાપી પુત્ર પૃથિરાજ પણ પિતાના સામંતોના બાળકોમાં રાજા થઇ નવા નવા દેશ જીતવાની રમત રમ્યા કરતો હતો. પૃથિરાજે વિદ્યાનું પણ ઉત્તમશિક્ષણ લીધું હતું. એ સમયમાં રજપૂતોનાં બાળકો થોડું ઘણું શીખીને તીર કમાન લઇને નિકળતા હતા. એ સમય રજપૂતસ્થાનમાં બ્રાહ્મણોનો વાસ નહોવાથી કોઈ વિદ્યા શીખતું નહિ. પ્રજાના ગૃહસ્થ આબૂમાં જઇને ઋષિ-મુનિનું સેવન કરીને કાંઇ થોડી ઘણી વિદ્યા શીખી આવતા હતા. અને ક્ષત્રિયોના નાના નાના છોકરાઓ પોતાની હિમ્મતાનુસાર શિકાર ખેલવા જતા હતા, અને ત્યાં નિશાન મારવાનું શિખતા હતા. એ સમયે દારૂગોળાનો અધિક વ્યવહાર નહતો. તેથી કરીને મોટાં મોટાં યુદ્ધો પણ ધનુષ્, બાણ, ભાલાં, બરછી અને તલવારોથી થતાં હતાં. દૂરથી નિશાન પાડવામાં અને તલવારોથી પટા રમવામાં પૃથિરાજ બાલ્યાવસ્થાથીજ અદ્વિતીય હતો. નિશાન પાડવામાં તો તે એવો તો ચતુર હતો કે, શબ્દ સાંભળતાંજ તેના આધાર પર તે તીર મારી શકતો હતો, અર્થાત્ તે શબ્દવેધી હતો. સામંત અને સરદારોનાં જે બાળકો તેની સાથે રમતાં તે તેની ચાલાકીથી અત્યન્ત પ્રસન્ન થતાં હતાં. મિત્રોમાં એવો તો પ્રેમ હતો કે એક બીજાથી કદિ પણ નિરાળા રહી શકતા નહોતા. જે સમય પૃથિરાજ બોલાવવાથી પોતાના મોસાળમાં દિલ્હી જતો, ત્યારે તેઓ પણ તેની સાથે જતા હતા. પૃથિરાજનાં પરાક્રમથી મોહિત થયેલ અને બાલ્ય પ્રેમમાં ગુંથાયેલા તેના સરદારો તેના બીજા પ્રાણ સમાન હતા, જે ભાગ્યશાલી હોય છે, તેને એવાજ પ્રિય અને સ્વામિભક્ત સરદારો મળે છે.

પૃથિરાજ જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ તેનું પરાક્રમ રજપૂત-

સ્થાનમાં ફેલાતું ગયું. આબૂના જંગલોમાં શિકાર માટે જઇ કોઇ કોઇ વાર તો પરમારની રાજધાની પર્યન્ત જઇ આવતો. ગુજરાતનો ભોળો ભીમદેવ તેનાં પરાક્રમને શ્રવણ કરીને બળતો હતો; એટલુંજ નહિ, પણ તેણે પોતાની સીમામાં મનુષ્યોને એટલા માટે રાખેલા હતા કે જો કદાચ પૃથિરાજ આવે તો તેને પકડી લેવો. રજપૂતો પૃથિરાજનાં પરાક્રમથી પ્રસન્ન હતા, અને તેના દેશમાં વ્યાપારાર્થે આવતા મુસલમાનો તે ઉદય થતા ચહુઆણ રૂપી સૂર્યના તાપને સહન કરી શકતા ન હતા. પૃથિરાજ માટે જેવો પ્રેમ રજપૂતસ્થાનમાં હતો, તેવોજ પ્રેમ દિલ્લી તરફ પણ હતો; કારણ કે દિલ્લીમાં અને અજમેરમાં એમ બેય સ્થળે પૃથિરાજ થોડું થોડું રહેતો હતો અને જ્યાં તે રહેતો ત્યાંના મનુષ્યોને તે પોતાનાં મહદ્ પરાક્રમથી છક કરી નાંખતો. પોતાના પરાક્રમી દૌહિત્ર ઉપર વૃદ્ધ અનંગપાળની પણ અત્યંત પ્રીતિ હતી.

પૃથિરાજ જ્યારે દશ બાર વર્ષની ઉમરનો થયો, ત્યારે સોમેશ્વરના વૃદ્ધ સામન્તોએ, સોમેશ્વર ચહુઆણને, તેનો યુવરાજ પદ ઉપર અભિષેક કરવાની સમ્મતિ આપી. યુવરાજ પદ પ્રાપ્ત થયા પછી રાજાના કુંવરને કાંઇક ચૈતન્યતા આવે છે. અને રાજરીતિનું પણ જ્ઞાન થાય છે. સોમેશ્વર ચહુઆણને સામંતોનો વિચાર રૂચવાથી તેને મુહૂર્ત્ત જોવરાવ્યાં અને મુખ્યવંશ શાખા તથા ઉપશાખાના રજપૂતો કે જે રજપૂતસ્થાનમાં હતા તેમને આમંત્રણ મોકલ્યાં. અજમેરમાં મહોત્સવનો આરમ્ભ થયો. આબૂ પર્વતમાંથી વિદ્વાન્ બ્રાહ્મણોને બોલાવ્યા, અને યુવરાજ પદાભિષેકની ક્રિયા થવા લાગી. શાસ્ત્રાનુસાર અવભૃથસ્નાન, દાન અને પૂજન—આદિ કર્યા પછી એક નવીન સુન્દર સિંહાસન લાવીને પૃથિરાજને તે ઉપર બેસાડવામાં આવ્યો. પૃથિરાજનું સિંહાસન ઉપર બેસવું થતાંની સાથેજ શત્રુઓની સ્ત્રીઓના ગર્ભ ગળી જાય એવા મોટા જોરથી શંખધ્વનીઓના અભિનંદક અવાજ થયાં. નાના પ્રકારનાં વાજાં વાગવા માંડ્યાં. બ્રાહ્મણોએ શુભાશીર્વાદ આપ્યા, અને ખંડિયા રાજાઓએ યુવરાજને મણિ—માણિક્ય—આદિ ભેટ દઇ, તેમના ચરણમાં પોતાનાં મસ્તક નમાવ્યાં. મહારાજાઓની રીત્યાનુસાર, મંડોર, ચિત્તોડ, બુદ્રા, કનોજ અને ચન્દ્રાવતી—આદિ મ્હોટા મ્હોટા રાજ્યોના પ્રતિનિધિઓએ યુવરાજને ભેટ આપી. સામંતોના બાળકોને રત્ન જડિત તલવારો બંધાવવામાં આવી, અને ભાટ ચારણોને વસ્ત્રાભૂષણ આપવામાં આવ્યાં. યુવરાજ પદાભિષેકના સમયે રજપૂતસ્થાનના રજપૂતોની રીત્યાનુસાર ચન્દ્રાવતીના પરમાર રાજા જેતસીના પ્રતિનિધિએ ઉઠીને પૃથિરાજને ઇચ્છિનકુમારીનું નાળીએર આપ્યું. રાજ્યાભિષેકના સમય પ્રથમ નાળીયેરવાળી કન્યા મહિષીની પદ્વીને પામે છે. જેતસી પરમારની પુત્રીને પટરાણીની પદ્વી દેવા-

માં આવી. ચારણો ગુણાનુવાદ ગાવા લાગ્યા. એટલામાં પૃથિરાજના પિતા હૈમાસે ઉભા થઇને બીજું નાળીએર પોતાની બ્હેન દાહિમાનું આપ્યું. બેય નાળીએર દરબારમાંથી રણવાસમાં ગયાં. દાસી રણવાસમાંથી શકુન લાવી સભામાં ઉત્સવ થવા લાગ્યો. માગણો જયજયકાર શબ્દ કરી મનવાંચ્છિત પદાર્થ માગવા લાગ્યા. કુમાર પૃથિરાજને યુવરાજ પદ ઉપર અભિષેક કરી સોમેશ્વર ચહુઆણ અત્યાનંદ પામ્યો, અને રાજ્યમાં પણ તે દીવસથી નવીન બળનો સંચય થયો.

પૃથિરાજ યુવરાજ પદપર અભિષિક્ત થયા પછી સામંતોના બાળકો પણ પોતાના યુવરાજને આનન્દ આપી અનેક અધિકારને ભોગવવા લાગ્યા. કુંવરની કચેરી થાય, રાજ્ય રીત્યાનુસાર મોટાં મોટાં કામ પણ તેમના હાથથી કરાવવા માંડયાં. એ પ્રમાણે રાજ્યકાર્ય થવાથી જાણે અજમેરમાં બે રાજા રાજ્ય કરતા હોય એમ જણાતું હતું. કુંવર અને સામંતોનાં રાજ્યકાર્યને નિરખીને અનેક નગર નિવાસી લોકો પ્રસન્ન થતાં હતાં. એક એવી દંત કથા છે કે, એક સમય બાલરાજા પૃથિરાજે પોતાના મિત્ર સરદારો સાથે વિચાર કરયો કે—આપણાં રાજ્યમાં ચન્દ્રમાની ક્ષય વૃદ્ધિ ન થવી જોઇએ. સામંતોએ પોતપોતાનો વિચાર રાજાને જણાવ્યો; પરંતુ રાજાને કોઇનો વિચાર પસંદ પડયો નહિ, અને રાજાએ કહ્યું કે—આપણાં રાજ્યમાં ચન્દ્રની કળા, ક્ષયવૃદ્ધિ થાય છે, તેથી રાત્રે કેટલોક સમય અંધારૂં રહે છે, તે અંધારૂં ન રહે તે માટે તારાગઢ ઉપર રાત્રિએ મસાલો સળગાવવી. ચન્દ્ર અસ્ત થયા પછી અને કૃષ્ણ પક્ષમાં એ મસાલોનું અજવાળું ચંદનીના સમાન દેખાશે. એ નિશ્ચયાનુસાર મસાલો સળગાવવાનું કાર્ય થવા લાગ્યું, અને પ્રતિદિન તારાગઢ ઉપર મસાલો થવા માંડી. એ મસાલોનું અજવાળું ઘણે દૂર સુધી દેખાતું હતું. પૃથિરાજ રાસામાં મહાકવિ ચન્દ વરદાઇએ તારાગઢ અને તે ઉપર થતી મસાલોની રોશનીનું વર્ણન કરેલું છે, તે પૈકી એક દુહો વાચકની જાણ માટે અત્રે ટાંકી દર્શાવીએ છીએઃ—

દુહો.

सात कोशको दुर्ग है तापर जरत मसाल ।
सो देखी मीरां तहां अरु डरऊठी झाल ॥

તારાગઢ ઉપર સળગાવવામાં આવતી મસાલોની વાત દેશ દેશાન્તરમાં ફેલાઇ ગઇ. શત્રુઓના મનમાં પૃથિરાજના વૈભવે વૈરનું બીજ રોપ્યું. એ રોશની સરહદ ઉપરના મક્કાના મીરાં સાહેબના જોવામાં આવતાં અજમેરના વૈભવની ખાતરી કરવાની વિચારણા થઇ, તેથી તેણે જોવા માટે પોતાના

એક શિષ્ય રોશનઅલીને અજમેર મોકલ્યો. મીરાંની આજ્ઞાથી પવન ગોટકો લઇને રોશનઅલી ઉડીને ચાર કલાકમાં અજમેર આવી પોહોચ્યો. તેણે ચહુઆણના રાજ્યનો વૈભવ જોયો. અને તે રોશની પૃથિરાજ ચહુઆણ સળગાવે છે, એમ નિશ્ચય કરી પાછા વળતી સમય તેણે વિચાર કર્યો કે—અહિંથી જવા પહેલાં અજમેરના લોકોને મારો કંઇપણ ચમત્કાર બતાવું તો ઠીક. એવો વિચાર કરી 'આનાસાગર' તળાવ તરફના મોટા દરવાજાના દ્વારમાં ધુણી ધખાવી, આસન નાંખી હાથમાં તસ્વીર લઇ મુખથી કલમાંનો ઉચ્ચાર કરતો જાણે હમણાંજ આકાશથી ઉતરીને આવેલો ન હોય, એવા મસ્ત ફકીરના દમામથી બેઠો. પ્રાતઃકાળ થતાં જેવો દરવાન દરવાજો ઉઘાડે છે તેવો તે તેની ધુણીના તાપ આગળ ઉભી શકયો નહિ. આ વાર્ત્તા સકળ શહેરમાં પ્રસરી ગઈ. શહેરમાંથી એ દરવાજેથી કોઈ પણ માણસ બહાર નિકળી શકે નહિ. રસ્તો લોકોથી ભરાઈ ગયો. ઘણા લોકોએ છેટે ઉભા રહીને ફકીરને ઉઠી જવા માટે આજીજી કરી, પણ મસ્ત ફકીર ધ્યાનમાં મસ્ત બની ગયેલ હોવાથી તે કોઇનું વચન સાંભળતોજ ન હતો. આ વાતથી આખા અજમેરમાં હાહાકાર થઈ ગયો. લોકો ગભરાવા લાગ્યાં. તે સમય પૃથિરાજના એક સામંતને લોકોએ આવતો જોયો. તે સામંત સ્નાન કરી પવિત્ર વસ્ત્ર પહેરી હાથમાં તલવાર લઇને આવતો હતો. તે સામંત પાછળ તેનો અનુચર હતો. તેના હાથમાં પુજાનો સામાન હતો. આ સામંત તે પૃથિરાજ ચહુઆણનો નાનો સાળો ચામુંડરાય હતો. ચામુંડરાયને એવો નિયમ હતો કે, પ્રતિદિન આનાસાગરમાં સ્નાન કરી દુર્ગાના મન્દિરમાં જઈ નિત્યકર્મ કરી તથા ષડાંગ ચંડિનો પાઠ કરી દેવીને એક પાડો બળિદાન આપવું. આ ચામુંડરાયના બળ વિષે મહાકવિ ચન્દ કથે છે કે:—

छप्पय.

पिये दूध मण पंच, शेरपंत्तीस स सक्कर;
अन नव ताकडी खाय, वळी एक मोटो बक्कर;
काळ कूर अयसरे, सवामण धृत्तसु पोषन;
कस्तूरी इकशेर, शेर दो केशर चोषन;
मणचार दहीं महीपो तरन, भोगराज मटकी भरे;
सवाव्होर दिन चढताहीं, स्नीरामणी चामुन्डकरे ॥ १ ॥

ચામુંડરાય મહાસમર્થ વીર હોવાથી તે કાંઈ અન્ય લોકોના સમાન ફકીરની ધુણીના તાપથી લવલેશ ડરે કે ઉભો રહે તેમ નહતો. તે પોતે ધુણી

પાસેથી ખારત તો નિકળી જાત, પણ તેને તો માર્ગ ખુલ્લો કરવો હતું, જેથી તેણે રોશનઅલીના ઢોંગને જોઇ તેને ધમકાવ્યો, પણ મસ્ત ફકીર ગણકારેજ નહિ. કોણ જાણે કોને કહે છે. તેથી ચામુંડરાયે ફકીર પાસે જઇને કહ્યું કે—અરે મ્લેચ્છ! તું કોણ છે? ક્યાંથી આવ્યો છે? અને આ રસ્તો શા ઉદ્દેશથી રોકી બેઠો છે?

રોશનઅલીએ કહ્યું કે—તું પ્રશ્ન પુછવાવાળો કોણ છો? તારાથી અહિંથી જઈ શકાય તેમ હોય તો મુંગે મુખે નિકળી જા, અને જો ન નિકળાય તેમ હોય તો અન્ય રસ્તેથી ચાલ્યો જા. આવાં રોશનઅલીનાં ઉદ્ધત વચનથી ચામુંડરાયે પુનઃ કહ્યું કે—અરે સાંઈ! તું તારી કરામત ઉપર એટલો બધો મસ્ત બની ગયો છે કે, તું મને અન્ય માર્ગે જવા કહે છે, પણ હું કોણ છું! તે તું જાણતો નથી. જો જાણતો હોત તો આવાં વચન બોલત જ નહિ.

રોશનઅલીએ કહ્યું કે—તું કોણ છે તે મારે જાણવાની અગત્ય નથી. હું ધ્યાન કરૂં છું તેમાં તું અડચણ ન કરતાં ચુપચાપ ચાલ્યો જા. ચામુંડરાયે કહ્યું કે—મારા પ્રશ્નથી તારા ધ્યાનમાં વ્યસન થાય છે, અને હું રજપૂત તારા જેવા સાંઇથી ડરી અન્ય રસ્તે જાઉં, તોતો મને કલંક લાગે; માટે હું અન્ય રસ્તેથી જનાર જ નથી, જઇશ તો અહિંથી જ જઇશ.

રોશનઅલીએ કહ્યું કે—એ કાફર! તું ટાયલું મુકી દે. મારી સાથે લાંબી પોહોળી નકામી વાતો કરી મારી બંદગીમાં વ્યસય ન કરય.

કાફર શબ્દ શ્રવણેન્દ્રિય ઉપર આવતાંની સાથેજ વીર ચામુંડરાયની આકૃતિ બદલા ગઈ, અને મહા ભયંકર જણાવા લાગી. નેત્ર લાલચોળ થઈ ગયાં. અને તેણે એકદમ આવેશમાં તલવાર ખેંચી. રોશનઅલીએ ચામુંડરાયની તલવારમાં જગદમ્બાનો વાસો નિરખી, પોતાનું એ પાસે જરાપણ ચાલશે નહિ એમ સમજી તુરત પોતાની પછેડીમાં સઘળા અગ્નિને લઈ રસ્તે પડી ગયો. પછેડીમાં બધા અગ્નિને લઈ ગયો, એ નિરખીને લોકો આશ્ચર્ય પામી ગયાં. ને મહા વિચારમાં પ્રજા પડી ગઈ. રસ્તો ખુલ્લો થઈ ગયો અને સર્વ પ્રજા એક અવાજે ચામુંડરાયનાં વખાણ કરવા લાગી. બીજે દિવસે પુનઃ એજ ફકીરે બજારમાં ઢોંગ મચાવ્યો. આ સમય ચારસો ગુજરીયો પોતાના મસ્તક ઉપર દધિ—દહીંની માટલીયો લઇને જતી હતી. તે ગુજરીયો પૈકી એકને મસ્ત ફકીરે પુછ્યું કે—આ માટલીમાં શું છે? ગુજરીએ કહ્યું કે—સાંઇ! આપ એમાં શું સમજો? ગુજરીનાં આવા પ્રત્યુત્તરથી ફકીરે કહ્યું કે—કેમ હું માણસ નથી? કે હું ન સમજું. ફકીરના આવા જવાબથી ગુજરીએ કહ્યું કે—એ માટલા-

એમાં દહીં છે, તે ચહુઆણરાયના દરબારમાં લઈ જઈએ છીએ, તે રાજા અને તેના સરદારો આરોગશે.

ફકીરે પુછ્યું કે—આ દહિં લઈ તમે રાજાને આપવા જાઓ છે, તેના બદલામાં તમને કાંઈ મળશે કે નહિ? ગુજરીએ કહ્યું કે—હા, અમને દરેકને એકેક મહોર મળશે. ફકીરે કહ્યું કે, જો દરબારમાંથી તમને એક મટકીની એક મહોર મળે છે, તો હું તમને બે મહોર આપું ને મને માત્ર એકજ મટકી દહીંની આપો. ગુજરીએ કહ્યું કે—જો તારી પાસે મહોરોજ હોય તો તારે ફકીર થવાનું કારણ જ શું? જોઉં તો ખરી કે તારી પાસે મહોર છે. કાઢનો ખરો. જો મહોર હશે, તો તને આપશું. ફકીરે કહ્યું કે—જુઓ તમે વચનથી મહોર લઇને દહીંની મટકી આપવાને બંધાયેલ છો, એમ કહી પોતાની પાસે જે ધુણી ધખતી હતી, તેમાં ચિપિયો નાંખી તુરત બે મહોર કાઢી આપતાં વચનથી બંધાયલ ગુજરીયે તુરત દહીંની મટકી ફકીર આગળ મુકી. ફકીરે મટકીમાં આંગલી બોળી જીહ્વા ઉપર મુકીને કહ્યું કે, અરે, થુ થુ! તમારો રાજા અને તેના સામંતો આવું જ દહીં ખાય છે? આતો અત્યંત ખાટું છે મને તો આ પંસદ નથી, પણ વચનથી બે મહોર આપવાનું કહી ચૂકયો છું માટે લ્યો આ બે મહોર, એમ કહીને બે મહોર આપી. ગુજરીઓ તે ફકીરના આ શબ્દો સાંભળતાંની સાથે નિસ્તેજ થઇ ગઈ; અને મુંગે મુખે રસ્તે પડી. પાછળથી ફકીરે કાંઇક યત્ન મંત્ર ભણીને પ્રયોગ કરતાં ચારસો ગુજરીઓનો પોશાક નિચે પડી જતાં તે માતાએ જન્મ આપતાં સમયની સ્થિતિમાં આવી પડતાં તે લાજથી જેવી જમીન ઉપર બેસવા જાય છે, તેટલામાં તો ઉપરથી દહીંનાં ગોરસ એકદમ ધબોધબ નિચે પડવા લાગ્યાં અને બજારમાં તો દહીંની રેલમ છેલ થઈ ગઇ. અજમેરમાં પુનઃ હાહાકાર મચી રહ્યો, અને રાજાને તથા સામંતોને શિરામણી સમય દહીં પોહોંચી શકયું નહિ. જેથી યુવરાજ પૃથિરાજે રામરાયગુજ્જર તથા ધીરપુંડીર નામના બે સામંતોને આ વાતની તપાસાર્થ મોકલ્યા. તો તેમને તપાસ કરતાં જણાયું કે,—ગઈ કાલે આનાસાગરને દરવાજેથી જે મસ્ત ફકીરને ચામુંડરાયે ઉડાડી મૂકયો હતો, તે જ ફકીરે બજારમાં ઢોંગ મચાવી, પૃથિરાજ માટે જતું દહીં અભડાવ્યું અને ગુજરીયોની લાજ લીધી. આ વાર્ત્તા સાંભળી સામંતો રોશનઅલીને પકડી બાંધીને દરબારમાં લાવતા હવા, ત્યાં માર્ગમાં કયમાષ કે જે પૃથિરાજનો સાળો, અને ચામુંડરાયનો વડિલ ભ્રાતા તથા પ્રધાન હતો તે મળતાં તેણે સામંતોના મુખથી સર્વ સમાચાર શ્રવણ કરી, આજ્ઞા કરી કે તેણે જે આંગળીથી આપણું દહીં અભડાવ્યું, તો તેની તે આંગળી કાપી

નાખીને તેને સરહદ પાર પહોંચાડી આવો. આ ઉપરથી એક સરદારે રોશનઅલીની આંગળી કાપી નાંખી તેને મારીને કાઢી મૂક્યો. આંગળી કાપતી વખતે રોશનઅલી બોલ્યો કે.—

'**कादत मेरी अंगुली, तुटत तेरी बीटुली**[1]' ખુદા કરશે અને ખુદાનો રસુલ કરશે તો મારા વચન સત્ય કરીને માનજો, પણ રોશનઅલીનાં તે વચન તરફ કોઇએ લક્ષ ન આપતાં તુરત તેની આંગળી કાપી નાંખી.

એમ કહેવાય છે કે,–લોકોના દેખતાં રોશનઅલીની કાપેલી આંગળી ઉડીને મક્કામાં મીરાં સાહેબ જ્યાં દરબાર ભરીને બેઠા હતા ત્યાં જઇને પડી. અને અપમાન પામેલો રોશનઅલી પણ પવન ગુટકો લઇ મક્કે ગયો. મીરાંસાહેબે રોશનઅલ્લીની આંગળી જોતાંવેંત સભાના સામંતોને કહ્યું કે–રોશનઅલ્લી દ્વારાજ આ બનાવને જન્મ મળ્યો છે. આ પ્રમાણે જ્યાં દરબારમાં વાતચિત ચાલે છે તેટલામાં તો રોશનઅલ્લીએ આવીને પોકાર કર્યો, અને પોતે અજમેરમાં કરેલી પ્રતિજ્ઞા કહી સંભળાવતાં કહ્યું કે–મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવી તેમાંજ તમારી મહત્તા છે.

રજપૂતો જેમ બ્રાહ્મણ, ગાય અને ભાટનું અપમાન થતાં તે પોતાનું અપમાન થયેલું માને છે, તેમ મુસલમાનો પણ ફકીરના સંબંધમાં એમજ માને છે, તેથી મીરાં સાહેબને પણ રોશનઅલ્લીનાં અપમાનથી પગથી માથા પર્યંત ઝાળ ચડી. મીરાં પાસે લશકર ન હતું, તેથી તેણે ખ્વાજાપીરની બંદગી કરી અને સર્વ ઓલીયાઓને લડાઇની તૈયારી કરવાની આજ્ઞા કરી. અને રાત્રે સ્મશાન જગાવી ખુદાની સહાયતા માગી, તો તેમને એક બેગ જાતનો ઘોડો, તલવાર અને કટાર ગેબમાંથી મળતાં હુકમ થયો કે, જાઓ તમારો વિજય છે, પણ યાદ રાખજો કે–કપટ જરા કરશો નહિ. હું કપટનો બેલી નથી. જ્યાં કૂડ થાય છે ત્યાં ધૂળ છે.

આ સમય મીરાં સાહેબનાં લગ્નનો દીવસ સમીપમાં હતો. તેને માટે તેનો મામો ખ્વાજાપીર મોશાળું લઇને આવેલ હતો. પોતાના મામાને મીરાંસાહેબે પુછ્યું કે–મામા મોશાળું દુનિયાનું ભરશો કે દીનનું ભરશો ? મીરાંસાહેબના મામા ખ્વાજાપીરે કહ્યું કે બે મોશાળાં ભરવા હું સમર્થ છું.' મામાનાં આવાં વચનથી મીરાં સાહેબે કહ્યું કે–'હાલ તો દુનિયાનું મોશાળું ભરજો પણ અમે દીન માટે લડવા જઇએ છીએ, જો સાં વિજય કરીને આવીએ તે પછી દુનિયાનું મોશાળું ભરજો, કરશે પાક પરવરદીગાર રસુલલ્લા તો તે!

---

1 અજમેરનો કિલ્લો સ્ત્રીના સ્તનના આકારનો હોવાથી તેને બિંટુલી પણ કહેતા હતા.

વિજય કરીનેજ આવીશું, પણ જો કદાચ તેમ ન થતાં ત્યાં કામ આવી જ- ઇએ તો પાછળથી દીનનું ભરવા આવવુંજ પડશે. ખ્વાજાએ પોતાના ભાણે- જનું વચન માન્ય રાખ્યું અને મીરાં સાહેબે બંદગી કરતાં કબરમાંથી મુસલમાન વીર પુરૂષો ઉઠયા. આ પ્રમાણે મીરાં સાહેબ એકલાખ અને એંશીહજાર પીરો- ને લઇને દરિયા કિનારે આવ્યા. બીજા પીરોએ વહાણો તૈયાર કરવાનું કહેતાં મીરાં સાહેબે આજ્ઞા કરી કે'—નહિ સર્વે પોતપોતાના નિમાજના મુસલ્લા પાથરી તે ઉપર ઘોડા સહ ઉભા રહીને નિમાજ પઢો, જે પોતાની દીનની ક્રિયામાં કુશળ હશે, તેજ તરીને પાર થઈ લડાઇમાં પણ વિજય મેળવશે, અને જે અહિંજ રહી જશે તેની મારે પણ અગત્ય નથી. સર્વે પીરો મુસલ્લા પાથરી ઘોડાઓ સહ નિમાજ પઢતાં તુરત તેઓ ઉડીને બધા હિંદુસ્તાનમાં આવ્યા. હિંદની ભૂમિમાં પગ મુકીને મીરાં સાહેબે પોતાના મંત્રીઓ સાથે યુદ્ધના સં- બંધમાં વિચાર કર્યો. ત્યારે રોશનઅલીએ કહ્યું કે, લશકર લઇને લડવા જતા હો તો તેમ તો જવારોજ નહિ, કારણુ કે હિંદુઓ મહાબળવાન છે, માટે ઘોડાના વેચનાર સોદાગર થઇને ચાલો, કારણુ કે લશકરી વેશથી જતાં તો દુશમનો સાવચેત થઈ યુદ્ધ કરવા તત્પર રહેશે; માટે હાલ તો સોદાગર બની અજ- મેર પાસે જઈ છાવણી નાખીને પછી સમય હાથ આવતાં એકદમ લડાઇ કરવી. બધાએ એ વાતને અનુમોદન આપ્યું, અને તેઓ સોદાગરના વેશથી અજમેરથી થોડે દૂર તંબુ તાણીને રહ્યા.

યુવરાજ પૃથિરાજને ખબર થયા કે—સોદાગરો આવેલા છે, અને તે- ઓની પાસે અરબ્બી ઘોડા ઘણા સરસ છે, આ ઉપરથી યુવરાજે પોતાના પ્રધાન કયમાષને ઘોડા ખરીદવા મોકલ્યો. કયમાષ સોદાગરની છાવણીમાં આ- વીને જુએ છે તો, મખમલના ચાંદી અને સુવર્ણના સ્તંભવાળા તંબુઓ જોયા, અને મુખ્ય મીરાં સાહેબનો તંબુ તો રત્ન જડીત સ્તંભવાળો હતો, એટલુંજ નહિ પરંતુ ઘોડાઓનું તંબુખાનું પણ મખમલનુંજ હતું. ઘોડાઓને શરીરે કેશર ચર્ચિત કરેલું હતું. ઘોડાઓને પાણી પીવાની ડોલો પણ ચાંદી- ની હતી અને પ્રત્યેક ઘોડાને માંખ્યો ઉડાવવાને માટે નિરનિરાળા અનુચરો હતા. આવો મીરાં સાહેબનો ભપકો જોતાં પૃથિરાજનો કયમાષ પ્રધાન તો દિગ્મૂઢ બની ગયો. ચિત્રમાં આળખેલા જેવો બની ગયો અને મીરાં સાહેબના વૈભવ પાસે તેને પૃથિરાજનો વૈભવ તુચ્છ જણાયો. કયમાષે મીરાં સાહેબને ખબર પહોંચાડવતાં મીરાં સાહેબે કયમાષને લેવા પોતાનું માણુસ મોકલ્યું તે માણસે કયમાષ સાથે છાવણીમાં ફરી કેટલાક ઘોડા બતાવ્યા. ઘોડા નિરખી કયમાષ અત્યાનંદ પામ્યો, અને મનમાં એમ થયું કે જો આવા એક હજાર

ઘોડા પૃથિરાજ પાસે હોય તો તે ભારતવર્ષનો ચક્રવર્તી રાજા થઈ શકે. તે ઘોડાની કિમ્મત કયમાષે પુછી ત્યારે સોદાગરે લાખ રૂપીઆ પ્રત્યેક ઘોડાના કહ્યા. આ કિમ્મત સાંભળી કયમાષ વિચારમાં નિમગ્ન થઈ ગયો અને તેનું હૃદય ભાર ઝીલી શક્યું નહિ, તોપણુ પોતાના યુવરાજની પ્રતિષ્ઠા ખાતર થોડા ઘણા ઘોડા તો ખરીદવાજ જોઇએ, એવો જ્યાં મન સાથે વિચાર કરે છે, એટલામાં તો મીરાં સાહેબવાળા તંબુમાં 'ખેંગ' નામનો ઘોડો બાંધેલો હતો. તેની હણહણાટી કયમાષની શ્રવણેન્દ્રિય ઉપર આવતાં તેણે પોતાની સાથે જે ઘોડા દેખાડવા માટે મીરાં સાહેબનું માણુસ હતું તેને કહ્યું કે,—મને એ ઘોડો બતાવો. મીરાં સાહેબના માણુસે કહ્યું કે—એ ઘોડો તો મીરાં સાહેબને પોતાને ચડવાનો છે, તેમ તે તમે ખરીદી શકશો પણુ નહિ, માટે નાહક જોવાથી શું ફાયદો છે ? આવાં મીરાં સાહેબનાં માણુસનાં વચન શ્રવણ કરીને કયમાષે કહ્યું કે—સોદાગર લોકોને પોતાને ચડવાનો ઘોડો ન વેચવો એવું અભિમાન હોતુંજ નથી. માટે તે ઘોડો મને બતાવો, જો તે ઘોડા ઉપર મારી નજર ઠરીને મારૂં મન માન્યું તો તે ઘોડાના મુખે માગ્યા રૂપિઆ આપીશ. આવાં કયમાષનાં વચન શ્રવણ કરી મીરાં સાહેબનો અનુચર તેને મીરાં સાહેબવાળા તંબુમાં લઈ ગયો, અને ત્યાં જઇને જ્યાં કયમાષ ખેંગ ઘોડાને નિરખે છે તો શરીર ઉપર લપેટ કીનખાબની ઝુલ, સુવર્ણુની સાંકળથી બાંધેલો, પગમાં રત્ન જડીત આભૂષણો, પાણી પીવાનાં પાત્રો પણ સુવર્ણનાં, આળોટવાને સ્થળે મખમલનાં ગાદલાં અને પિશાબાર્થે ચાંદીનાં વાસણો હતાં. આ ઘોડાના વૈભવને નિરખી કયમાષ વિચારમાં પડી ગયો, અને પછી કયમાષે તે ઘોડાને શાલિહોત્રિક નિયમાનુસાર તપાસતાં તો તેને જણાયું કે,—'**न भुतो न भविष्यति**' એવો જણાતાં તે ઘોડો ખરીદવા કયમાષનું મન આકર્ષાયું, અને મુખે માગ્યા રૂપીઆ આપવાનું કહી એ ઘોડો લીધો. મોઢે માગી કિમ્મત આપવામાં કયમાષને બંધાએલો જાણીને મીરાં સાહેબે મનમાં વિચાર કર્યો કે—પ્રથમ તો રાજ્યને પૈસાથી પાયમાલ કરવું જોઇએ, જો પૈસાથી નિર્બળ સ્થિતિમાં રાજ આવી જાય, તો પછી બધી રીતે તેને પહોંચી શકાય. આવો વિચાર કરી મીરાં સાહેબે તે ઘોડાની કિમ્મત છત્રીસ કરોડ રૂપિયાની કરતાં કયમાષ તો સ્તબ્ધ બની ગયો, તેણે એમ નહોતું જાણ્યું કે,—આવી રાક્ષસી રકમ કિમ્મત કરશે. આ સર્વ વાર્ત્તા કયમાષે જઇને યુવરાજ પૃથિરાજને જાણ કરતાં, પૃથિરાજે પોતાના પ્રધાનને દિલાસો આપીને કહ્યું કે,—'કશી ચિંતા નથી. રાજાઓની હાર જીતનો આધાર પ્રધાનોના હાથમાં છે. પ્રધાન જે સોદા કરાવી આપે છે તે જો રાજા લે છે તો પછી જે નુકશાન થાય તે

પણ રાજાને વેઠવુંજ પડે. માટે ચિંતા ન કરતાં ખજાનો ખોલી જે રોકડ નિકળે આપો, ને જે બાકી ખૂટે તેના બદલામાં સુવર્ણ અને ચાંદી લાવીને ઘોડો લાવો. યુવરાજ પૃથિરાજની આજ્ઞા શિરોધાર્ય કરી કથમાયે જેમ તેમ દ્રવ્ય પુરૂં કરીને ઘોડો લાવી અશ્વશાળામાં બાંધ્યો. પણ હાય! અફશોસ!! એ ઘોડો પૃથિરાજનું શ્રેય કરનાર ન હતો, પણ યુવરાજ પૃથિરાજનું સત્યાનાશ કહાડવા માટે ગેબમાંથી નિકળ્યો હતો. તેથી તે ઘોડાએ અશ્વશાળામાં પગ મૂકતાંની સાથેજ હણહણાટી કરી પગ જમીન ઉપર પછાડયા કે, પૃથિવી કાંપવા લાગી અને તુરતજ અશ્વશાળાના છત્રીસ હજાર ઘોડાઓનાં આંતરડાં નિકળી પડયાં અને તારાગઢ પણ પાંચ કોશ જમીનમાં ઉતરી ગયો અને શહેરમાં પણ અત્યંત નુકશાન થયું. આથી રાજ્યમંદિરમાં અને શહેરમાં સર્વત્ર હાહાકાર થઈ રહ્યો, અને દૈવી કોપ વગર આવી ઘટના ન બને એમ સહુ કોઈ વાર્ત્તા કરવા લાગ્યાં. પ્રભાત થતાં તો સોદાગર બનેલા મીરાંસાહેબે જાહેર કર્યું કે—અમે તો યુદ્ધ કરીશું. અને રોશનઅલી પણ રોફમાં આવી દાઢી ઉપર હાથ ફેરવતો તથા પોતાની કપાયલી આંગલી બતાવીને કેહેવા લાગ્યો કે,—મારી આંગલી કાપી નાખી તેનું ફળ આપવા આવેલો છું. સર્વ વિચારમાં ડૂબી ગયું, શું કરવું તે સુઝે નહિ. ગાત્રશિથિળ થઈ ગયાં, છતાં પણ રજપૂતો કાંઈ અફસોસ કરી લમણે હાથ દઈને બેસી રહે તેવા ન હતા, જેથી યુવરાજ પૃથિરાજે પોતાનાં મુઠીભર માણસો લઈને મીરાંસાહેબ ઉપર તુટી પડીને તેના સૈન્યના ચોથા ભાગનો ઘાણ કાઢી નાખ્યો. મીરાં સાહેબને પોતાનાં બળ, સિદ્ધિ અને ગેબનાં વચન ઉપર દૃઢ વિશ્વાસ હતો, અને તે વિશ્વાસને બળે તે તારાગઢને તોડવો તે એક નાનું સહજ કામ સમજતા હતા, પણ રજપૂતોના સપાટાથી તેની આંખ્યો ઉઘડી, અને વિચાર કરતાં રજપૂતોને જીતવાનું કામ ઘણુંજ અશક્ય જણાતાં પોતાના સલાહકારો સાથે મળી વિચાર કરી પૃથિરાજ સાથે સંધિ કરવાનું કહેવરાવીને કહ્યું કે—અમે એક્કાની લડાઈ કરવા ખુશી છીએ, જો અમારો એક્કો હારે તો અમે અમારો સર્વ સામાન મૂકીને અહિંથી ચાલ્યા જઇએ અને જો તમારો એક્કો હારે તો તમારે તારાગઢ તુરત અમને સોંપી દેવો. આવા સમાચાર મીરાં સાહેબ તરફથી આવતાં પૃથિરાજે તુરત પોતાની સભામાં પાનનું બીડું મૂકી પોતાના સામંતોની પીઠ ઠોકી, પણ બીડું ઉપાડવા પહેલાં મીરાં સાહેબનો એક્કો કેટલા બળવાળો છે તે નિહાળવાની સર્વને આકાંક્ષા થઈ; કારણ કે એ લોકો વિદેશીય હોવાથી તેનું બળ જાણ્યા વગર બીડું શી રીતે ઉપાડી શકાય! કારણ કે એક્કાનું બીડું ઉપાડયાથી કોઇને કીર્ત્તિ મળતી નથી;

પરન્તુ એ બીડું ઉપાડીને તો વિજયજ કરવો જોઇયે, અને વિજય સંપાદન ન કરી શકે તો તે એકના પરાજયથી રાજાનું સમગ્ર રાજ્ય જાય, અને તેના નામાભિધાન ઉપર જીવનપર્યંત શ્યામ ડાઘ લાગે, એ માટે બીડું ઉપાડયા કરતાં ન ઉપાડવું એજ ઉત્તમ છે; એમ ધારી સર્વ મૌન ધારીને બેસી રહ્યા. આ ઉપરથી યુવરાજ પ્રતાપિ પૃથિરાજે મીરાંના એક્કાનું બળ જાણવા ચન્દને આજ્ઞા કરી કહ્યું કે, તું જગદંબાનો વરદાઈ છે, તારા વગર અન્ય મીરાંના એક્કાના બળનું વર્ણન કરી શકે તેમ નથી. આ પ્રમાણે પૃથિરાજની આજ્ઞા થતાં કવિચન્દે જગદંબાનું ધ્યાન કરી તેનું બળ જાણી લીધું. મહા કવિચન્દે પૃથિરાજરાસામાં તેના બળનું વર્ણન કરેલ છે કે:—

छंद पधरी.

सुज शेख जात उजबक नाम, मीरां प्रधान पुनि जुद्ध धाम;
चालीस दून जिन पीड ढाल, चालीस दून उर कंठमाल.
पच्चास दून पेहेरे कवच्च, पच्चीश दून शिर टोप रच्च;
चकमार पंच मणको उदार, हज्जार तीर जिहि भाथ मार.
कब्बान पक्कर उजबक्क पीर, दोण कोशपेंन चूकंत तीर;
दोए कोश पेंड पुनि तीर मार, सफलगत बान पाषान फार;
छुट भोग जोग महिषा अहार, सुनि पराक्रम अरि गर्व गार.

જ્યારે ચન્દે આ પ્રમાણે મીરાંસાહેબના એક્કાના બળનું વર્ણન કર્યું, ત્યારે પ્રતાપિ પૃથિરાજ ચહુઆણે પોતાના સરદારોની સભા ભરી મીરાંના એક્કા સામે યુદ્ધ કરવા જનારને માટે સભામાં બીડું ફેરવ્યું. સભામાં બેવાર બીડું ફેરવવામાં આવ્યું, પણ છ છ પાડા ખાઈ જાય, અને જબરદસ્ત કવચો તથા હથિઆરો ઉપાડી જે બે કોસ પર્યંત ધાથી પથ્થરને વીંધી નાંખે, એવા વીર સામે યુદ્ધ કરવાનું બીડું લેવાની કોઈની પણ હિમ્મત ચાલી નહિ. ત્યારે પૃથિરાજે સર્વ સભાસદોને કઠોર વચનોનો પ્રહાર કર્યો, અને કચેરી બરખાસ્ત થઈ. કચેરીમથી ઘેર આવી ચામુન્ડરાયે દેવીના મન્દિરમાં જઈ ચંડીપાઠ કર્યો. ચામુન્ડરાય જ્યારે જ્યારે હવન કરી બળિદાન આપે, ત્યારે ત્યારે સિંહવાહિની દેવી પ્રત્યક્ષ દર્શન આપી સ્વહસ્તે બળિદાન લેતાં હતાં. તે પ્રમાણે આજ પણ બળિદાન લેશે, ત્યારે દેવી પાસેથી વરદાન લઈને એક્કા સાથેના યુદ્ધ માટેનું બીડું લઈશ—એવી આશાથી જે ચામુન્ડરાય પૂજન કરતો હતો, તેની તે આશા ફળીભૂત થઈ નહિ; કારણ કે બળિદાન આપ્યા છતાં દેવીએ દર્શન આપ્યાં નહિ, જેથી ચામુન્ડરાય નિરાશ થઈ નાનાપ્રકારે દેવીની આરાધના કરવા લાગ્યો કે—હે જગજ્જનની ! ભક્તોના ભયને હરનારી"! આ તારા બાળ

ઉપર તારો અત્યંત પ્રેમ છતાં આજે તું કેમ દર્શન દેતી નથી? આ બાળને હમેશાં દર્શન દઇ કૃતકૃતાર્થે કરી, મનના મનોરથ પૂર્ણ કરતી, તેજ તું આજ આ બાળ પ્રત્યે કેમ નિર્દય બની ગઈ? તું જો મારા પ્રત્યે નિર્દય થઈ તો પછી મારૂં જીવન નકામું છે, માટે હવે તને બળિદાનમાં મારૂં મસ્તક છેવટે આપું છું. એમ કહી પોતાના મસ્તક ઉપર તલવાર જેવો ચામુન્ડરાય ખેંચવા જાય છે, કે તુરતજ સિંહારૂઢ થઈ જગદમ્બાએ પ્રત્યક્ષ દર્શન દઈ પોતાના ભક્ત ચામુંડરાયનો હાથ પકડીને કહ્યું કે-'હે વત્સ' મેં દર્શન દેવામાં વાર લગાડી તેનું સબળ કારણ માત્ર એટલુંજ છે કે,-હવે ભરતખન્ડમાં મ્લેચ્છોનું રાજ્ય મને નજરે આવે છે. તમારો જય થવો નથી. આવાં દેવીનાં વચનો શ્રવણેન્દ્રિય ઉપર અથડાતાં ચામુન્ડરાય સ્તબ્ધ બની જઈ કહેવા લાગ્યો કે-હે માતા! આજ પર્યન્ત મેં જે તમારૂં પૂજન કરી મારૂં જીવન ગાળ્યું, તે તમારા પુજનનું ફળ આવા પ્રકારનું મળ્યું.!! માતાએ કહ્યું કે-ભાવી બળવાન્ છે. તેમાં કોઇનું ડાહાપણ ચાલતું નથી; છતાં પણ તું મારો અનન્ય ભક્ત હોવાથી અને તેં મારી અપરિમીત સેવા કર્યાથી માત્ર તારા માટે એટલુંજ કહુંછું કે,-તું ખુશીથી બીડું ઉપાડજે, લડાઈ સમય હું તારા ઉપર મારી અઢારે ભુજાઓથી તારૂં સંરક્ષણ કરીશ. આ પ્રમાણે દેવી તરફથી બળ મળતાં ચામુંડરાય પ્રસન્ન થઇને જેવો દેવીને પગે પડવા ગયો કે તુરત દેવી અંતર્ધાન થઈ ગયાં અને ચામુંડરાય રાજસભામાં આવ્યો. ત્રીજીવારની સભામાં ભીમ સમાન બળવાન્ પૃથિરાજના સાળા દેવીભક્ત ચામુન્ડરાયે મીરાંસાહેબના એક્કા સાથે યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. અને ત્રીજીવાર જેવું બીડું સભામાં ફેરવવામાં આવ્યું કે તુરત ચામુંડરાયે તે બીડું લીધું. સર્વ સભાસદોએ ચામુંડરાયને ધન્યવાદ આપ્યો. પૃથિરાજનો મુખ્ય પ્રધાન કયંમાષ જેવો મહા બુદ્ધિવાન્ અને રાજ્યનીતિમાં ચતુર હતો, તેવોજ તેનો નાનો ભાઈ ચામુન્ડરાય યુદ્ધ નીતિમાં અને યુદ્ધના, દ્વન્દ્વયુદ્ધના તથા એકાના યુદ્ધના દાવપેચમાં અત્યંત કુશળ હતો. તે બ્રહ્મચર્ય યુક્ત અને કસરતી હતો. ચામુન્ડરાયના બળ વિષે પ્રથમ લખી જવામાં આવેલું હોવાથી અત્ર પુનઃ । માટે લખવામાં આવ્યું નથી. ચામુંડરાયે જેવું બીડું ઉપાડયું કે તરત પૃથિરાજે મીરાંસાહેબને કહેણ મોકલ્યું કે, મારો એક્કો લડવાને તૈયાર છે. બીજે દિવસે એક્કાના યુદ્ધની તૈયારી થતાં મીરાંસાહેબ અને પ્રતાપિ પૃથિરાજ ચહુઆણ પોત પોતાનાં સૈન્યસહ યુદ્ધના મેદાનમાં એક્કાનું યુદ્ધ નિહાળવા સામસામા બેઠા. પૃથિરાજ તરફથી દેવીભક્ત ચામુંડરાય અને મીરાંસાહેબ તરફથી ઉજબકપીરે કવચો પહેરયાં. અને હથિયાર સજી અશ્વ ઉપર ચડી યુદ્ધના મેદાનમાં બન્ને

વીર શૌર્યોત્તેજક શબ્દોની સાથે આવ્યા. યુદ્ધ ભૂમિમાં આવતાંની સાથે ચામુન્ડરાયે કહ્યું કે,–શાહબાસ ઉજ્જબકપીર! શાહબાશ છે તને! ધન્ય છે તારી જનેતાને કે તું આજે મીરાંસાહેબનું નિમકહલાલ કરવા તારો જીવ જોખમમાં નાંખે છે. હવે વિલમ્બ ન કરતાં મારા ઉપર તું પહેલો ઘા કરય. પછી હું તને મારા હાથનો સ્વાદ ચખાડું.” ચામુન્ડરાયનાં આવાં વચનથી ઉજ્જબકે કહ્યું કે;–રંગ છે ચામુન્ડરાય તને પણ કે મારા જેવા વીર સાથે યુદ્ધમાં ઉતરવાની હિમ્મત જે તેં ચલાવી છે તે કાંઈ નાની સુની વાત નથી. પ્રથમ તું ઘા કરી લે, પછી તને ઘા કરવાનો સમય નહિ આવે, તેમજ અમે વિના અપરાધે તમારા ઉપર ચડી આવેલા હોવાથી તારેજ પ્રથમ ઘા કરવો ઉચિત છે! ચામુંન્ડરાયે કહ્યું કે,–તેમ કદિ બને નહિ. અમે ક્ષત્રિય છીએ. અમારો ધર્મ છે કે ક્ષત્રિયની પાસે કોઇ યુદ્ધની માગણી કરવા આવે, તો તેને દાન આપવું જોઇયે, માટે તું ઘા કરી લે. આવાં ચામુન્ડરાયનાં વચનથી ઉજ્જબકે પ્રથમ ઘા કરવાની ના કહી, કેટલાંક અભિમાનનાં વચન કથતાં ચામુન્ડરાયને ક્રોધ ચડતાં તેણે ક્રોધાવેશમાં તુરત તેના ઉપર ગદાનો પ્રહાર કર્યો. ચામુન્ડરાયની ગદાના પ્રહારથી ઉજ્જબક ઘોડાસહ છત્રીસ કદમ દૂર હઠી ગયો, પણ તુરત આવીને તેણે ગુર્જનો એવો તો પ્રહાર ચામુન્ડરાયના ઉપર કર્યો કે–ચામુંડરાયના ભૂકા નિકળી જાત, પણ આ સમય જગદંબાએ પોતાની અઢારે ભુજાઓ ચામુંડરાય ઉપર ધરી હતી, તેથી ઉજ્જબકની ગુર્જ જગદંબાની ભુજાઓ ઉપર વાગી, અને ચામુંડરાય માત્ર આઠ કદમ પાછો હઠી ગયો. ચામુંડરાયે તલવાર ખેંચીને એવો તો જોરથી ઉજ્જબકના ઉપર પ્રહાર કર્યો કે–જેમ કુંભાર ચાક ઉપરથી પીંડો ઉતારે, એ પ્રમાણે ઉજ્જબકનું શિર ધડ ઉપરથી ધબ નિચે પડી ગયું, પણ ઉજ્જબકના ધડે તલવાર લઇને ચામુંડરાય ઉપર પ્રહાર કરતાં ચામુન્ડરાય દશ કદમ ખસી ગયો. અને અંતે ઉજ્જબકપીર પડતાં, આકાશને ફાડી નાખે એવા શબ્દોથી હિંદુઓએ પોતાનો જયજયકાર બોલાવી ચામુન્ડરાયનાં ઘણાં વખાણ કરયાં. અને મીરાંસાહેબનું લશકર નિસ્તેજ થઈ ગયું. મુસલમાનો ઝંખવાણા પડી ગયા. એટલામાં મીરાંએ આવીને કહ્યું કે,– ‘તમારા એક્કાએ જીવતાં બે ઘા કીધા અને અમારે એકકે એક ઘા કીધો, માટે એ યુદ્ધ અમે માન્ય રાખતા નથી.’ આવા અન્યાય ભરેલાં મીરાંના વચનો શ્રવણ કરી પૃથિરાજે કહ્યું કે,–‘તમારા એક્કાના કોઇએ હાથ બાંધી રાખ્યા ન હતા, તેણે એક તો શું પણ સો ઘા જો કર્યા હોત તો પણ તેને છૂટ હતી. માટે હવે જે કહેવું તે નકામું છે.’ પૃથિરાજના આવા શબ્દો ઉપર મીરાંએ લક્ષ આપ્યું નહિ; કારણ કે તેમને તો

અન્યાએજ વિચરતું હતું, માટે પૃથિરાજનું બોલવું માન્ય ન રાખતાં મીરાંએ પોતાના માણસોને કતલ કરવાનો હુકમ આપતાં બન્ને સામ સામા કાપા કાપી ઉપર આવ્યા. અંતે ધર્મનો જય છે. તે પ્રમાણે પૃથિરાજનો જય થયો, અને મીરાંસાહેબને અત્યંત નુકશાનમાં ઉતરવું પડયું. આટલું થયા છતાં પણ મીરાં સાહેબને સંતોષ ન થતાં, 'विनाशकाले विपरीत बुद्धि' તે પ્રમાણે બીજે દિવસે મુસલમાનોએ ગોવધ કરી આનાસાગરમાં તેનું રૂધિર છાંટયું. આ વાતથી તો હિંદુઓ અત્યંત આવેશમાં આવી ગયા. છંછેડાયલા સિંહના સમાન તેઓ દેખાવા લાગ્યા અને તેઓ ક્રોધાવેશથી એકદમ મીરાંની છાવણી ઉપર ત્રૂટી પડયા ને જેમ ખેતરમાં અનાજ પાકતાં ખેડુત હજારો મજુરો સાથે કાપણી કરે છે તેમ મીરાંની છાવણીના દરેક મુસલમાનને અને અંતે મીરાંને પણ કાપી નાખી જમીન દોસ્ત કર્યા કે જે પૈકી સમાચાર પોહોચાડવા વાળો પણ પાછળ કોઈ રહ્યો નહિ. આ યુદ્ધથી રૂધીરની નદી વહેવા લાગી. મુડદાંઓના ઢગલા થયા. ગીધ, ગરજણ, કાગડા અને સમળીઓને તો ઉજાણી થઈ. શિયાળ—આદિ જનાવરો મનુષ્યોનાં અંતરડાં ખેંચવા લાગ્યાં. જોગણીઓ તૃપ્ત થઈ. આ પ્રમાણે દારૂણ યુદ્ધ થયું.

બપોર સમયે રૂધિરથી ખરડાયલા વસ્ત્ર તથા શસ્ત્રવાળા વીર રજપૂતો વિજય કરી અજમેરમાં આવ્યા. સાયંકાળે સભા કરી તેમાં પૃથિરાજે શત્રુઓના બળની પ્રશંસા કરીને શોક પણ કર્યો. અને પોતાના વિજય માટે ઇશ્વરનો આભાર માન્યો. યુવરાજ અને તેના સરદારોની શૂરતાથી પ્રજા બહુજ પ્રસન્ન થઇ, તથા સોમેશ્વર ચહુઆણુ પણ પોતાના પુત્રના પરાક્રમથી અત્યન્ત આનંદ પામ્યો. યુવરાજ પૃથિરાજ ત્યાર પછી પોતાના મોશાળમાં ગયો. દિલ્લીનો વૃદ્ધ અનંગપાળ તુંવર પોતાના પરાક્રમી દોહિત્રને નિરખી પ્રસન્ન થયો, અને ત્યારથી તેના મનમાંથી જયચન્દ્ર વિરોધ દૂર થતો ગયો.

ત્યારપછી પૃથિરાજે નિશ્ચિંત થઇ મનમાં વિચાર કર્યો. કે—મુસલમાનોને મારી જમીનના ભોગ અર્થેજ ઇશ્વિરે અત્રે મોકલ્યા હતા. આટલા બધા યોદ્ધાઓના રૂધિરથી મારી જમીન તૃપ્ત થઈ ગઈ છે તેથી આવતી સાલ સારો પાક ઉતરશે. આવું સમજવામાં પૃથિરાજની મહાન્ ભૂલ હતી; કેમકે એ રૂધિર કાંઈ જેવા તેવા માણસનું કે સામાન્ય લડવૈયાનું ન હતું, પણ એ તો પીરોનું રૂધિર હતું. એ પીરોને ગેબમાંથી ખેંગ ઘોડો, કટાર અને તલવાર વિજયાર્થે પ્રાપ્ત થયાં હતાં, અને તે પ્રાપ્ત થતાંની સાથે ચોકસ કહેવામાં આવ્યું હતુ કે, તમારે દગો કરવો નહિ. ન્યાયથી વર્ત્તશો તો તમારો જય છે; પરન્તુ ભાવી બળવાન્ છે. બનવાકાળ મિથ્યા થતું નથી. ત્યાં મનુષ્યનું શું-

પણ ચાલતું નથી. તે પ્રમાણે પીરોએ પ્રારમ્ભથીજ પ્રપંચનું પગલું ભર્યું. ભારતવર્ષમાં વિજયની આકાંક્ષાએ આવીને પગ મૂકતાંજ યુદ્ધાઓના સ્વરૂપનો ત્યાગ કરી, સોદાગર બન્યા; અને સોદાગર બની પ્રપંચથી પૃથિરાજનું દ્રવ્ય હરણ કર્યું. ખેંગ ઘોડો હાથથી ખોયો, એક્કાના યુદ્ધમાં ઠરાવ પ્રમાણે યુદ્ધ થતાં ઉજબક પીર મરાતાં તેમાં પણ કપટ કરી પોતાનું વચન ભંગ કરી પાછળથી યુદ્ધ કર્યું. આ પ્રમાણે તેમણે જે કપટ કર્યું તેનું વાસ્તવિક ફળ તેઓને તો પ્રાપ્ત થયું; પરંતુ તેથી પૃથિરાજ શાન્ત થઇ બેસી નિરાંતે નિંદ્રા કરે તેમ ન હતું.

મીરાં સાહેબ જે સમય ભરતખન્ડ ઉપર સ્વારી કરવા તૈયાર થયા, ત્યારે તેના મામા ખ્વાજા પીરે મીરાં સાહેબને દીનનું તથા દુનિયાનું મોશાળું પુરવા જે વચન આપ્યું હતું. જે પ્રથમ લખાઇ ગયું છે તે વાર્ત્તા વાચક વર્ગના સ્મરણ બહાર નહિજ હોય. તે અનુસાર ખ્વાજાપીરને દીનનું મોશાળું ભરવા સમય પ્રાપ્ત થતાં, ખ્વાજાપીર મક્કેથી ઉઠી અજમેર આવી દરવેશના વેશથી આનાસાગર તળાવ ઉપર પદ્માસનથી બેઠો. આનાસાગરમાં પાણી ભરવા આવતી પનિહારીઓએ તેને દીઠો, અને તેઓને પ્રથમની રોશનઅલીની વાત હજુ હૃદયમાંથી ગઇ ન હતી; કારણ કે રોશનઅલીએ પ્રથમ આવી એ પ્રમાણે બેશીને પાછળથી ઘણાક ચમત્કારો દર્શાવી અંતે આ મહાદારૂણ યુદ્ધનો પ્રસંગ આપ્યો હતો. તેથી આ દરવેશને નિરખી પનિહારીઓદ્વારા આખા શહેરમાં ગલી કુંચીએ તેની વાર્તા પ્રસરી ગઇ. આ વાર્ત્તા પૃથિરાજના સામન્ત રામરાય ગુજ્જરની શ્રવણેન્દ્રિય ઉપર આવતાં તેમણે આનાસાગર ઉપર જઇને કહ્યું કે—અરે સાંઇ! અહિંથી જા, અહિં તારૂં કાંઇ વળવાનું નથી. વિના કારણે દુઃખી થઇશ. તારા આવા ઢોંગ કરી તું બીજે સ્થળે તારૂં પેટ ભરી ખા. બાકી અહિં તારો દહાડો વળે તેમ નથી. તારી સિદ્ધિથી કોઇ શેહ ખાય તેમ નથી. વ્યર્થ શા માટે કાળક્ષેપ કરે છે? આજથી થોડા દિવસ ઉપર તારા જેવોજ એક ઢોંગી આવેલો હતો, તેના બુરા હાલ થયા હતા તેથી તેનું ઉપરાણું લઇને તારા જેવા એક લાખ ને એંસી હજાર આવેલા હતા તે બધા અહિં ધૂળ ફાકતા થઈ ગયા તો તારૂં શું ગજું છે? તારો કાળ આવ્યો છે કે શું? તારૂં કલ્યાણ ઇચ્છી મુંગે મોઢે અહિંથી ચાલ્યો જા. વ્યર્થ શા માટે દુઃખ વહન કરે છે? આ પ્રમાણે રામરાયે અનેક રીતે તેને સમજાવ્યો, પરંતુ ખ્વાજાએ તો કશો પણ પ્રત્યુત્તર આપ્યોજ નહિ. જેથી રામરાયે તુરત તેના ઉપર ધૂળ નાંખતાં ખ્વાજાની ધૂણીની જ્વાળા વધી અને રામરાય ગુજ્જર પોતાના ઘોડાસહ અહિંથી વિદાય ગયો, તો થોડા

રાજ મુંઝાઇ ગયો, તેણે આગથી બચવા માટે ઘોડાને ચાબુક મારી જોરથી હાંકવા માંડયો, પણ તે જ્યાં જાય ત્યાં આગ આગળની આગળ તેથી તે અંતે અત્યંત ગભરાઈ ગયો, તેને શરીરનું ભાન રહ્યું નહિ. અને મનમાં વિચાર થયો કે-આ ક્યાં પેટ ચોળીને શૂળ ઉપજાવ્યું. આ પ્રમાણે વિચાર કરીને ભાગતાં ભાગતાં દેવીનું એક મન્દિર આવતાં તેમાં તે તુરત પેશી ગયો. દેવીના પ્રતાપે અગ્નિની જ્વાળ મંદિરમાં પ્રવેશ કરી શકી નહિ, પણ મંદિરની ચારે તરફ વિંટળાઇ ગઇ. આનાસાગર ઉપર ખ્વાજાપીર ત્યાં દ્રઢાસન લગાવી ધૂણી ધખાવી બેઠેલ છે ત્યાંથી તે જે મંદિરમાં તે આગના ભયથી રામરાય ગુજ્જર ભરાઈ રહેલ છે ત્યાં સુધીના બધા રસ્તામાં અગ્નિની જ્વાળા પ્રસરી રહી હતી. આ સમાચાર રાજદરબારમાં થતાં એ ફકીરને ઉઠાડી મૂકવાનો ઠરાવ થતાં, એ નિશ્ચય ઉપર આવ્યા કે, રોશનઅલીને સજા આપતાં ઘણું વેઠવું પડયું છે, તે ઘા હજુ રૂઝાયો નથી. જેમનો તેમ તાજો છે; માટે ક્યાંક બકરી કાઢતાં ઊંટ ન પેસે તે બાબતનો પ્રથમથી પૂર્ણ વિચાર કરી પછી તે સંબંધમાં પગલું ભરાય તો તે વધારે ઉચિત છે; કારણ કે તે વીર છે,' માટે તે સામે કોઇ દેવને મૂકીએ અને તેને ઉઠાડીએ તો તે વિશેષ અનુકૂળ થઇ પડશે. આ ઠરાવ સર્વાનુમતે પસાર થતાં ક્ષેત્રપાળનું આવાહન કરવામાં આવ્યું અને તેથી શ્વેત તથા શ્યામ એમ બે ક્ષેત્રપાળ હાજર થયા તેમાં પ્રથમ શ્વેતને ખ્વાજાપીર પાસે મોકલતાં તે તો ખ્વાજાની પગચંપી કરવા બેસી ગઓ. જેથી પાછળથી શ્યામને સમજાવીને મોકલતાં તે પણ બીજો પગ ખ્વાજાનો લઇને પ્રેમથી ચાંપવા મંડી પડયો. આમ થતાં કચેરી મંડળમાં ધભરાટ પ્રસરી ગયો, કોઇને કાંઇ વિચાર સૂઝે નહિ-હવે તે કરવું શું ? આતો ઉપરાચાપરી બલા ચાલી આવે છે ? દૈવે શું ધાર્યું છે ? અને તે શું કરવા બેઠો છે ? આમ બધા વિચારમાં નિમગ્ન થઈ ગયા તે સમય પૃથિરાજના વિચક્ષણ પ્રધાન કયમાસે સમંતિ આપી કે એ જો સિદ્ધિવાળો છે, તો તેની સિદ્ધિમાં ખલેલ પોહોચાડયા પેહેલાં આપણે કશું પણ કરી શકીશું નહિ; માટે તે સાથે પ્રપંચ કરી તેની સિદ્ધિમાં ખલેલ પોહોચાડવાની અત્યાવશ્યકતા છે. સ્ત્રીઓનાં છળથી મ્હોટા મ્હોટા ઋષિ-મહર્ષિઓનાં તપનું ખંડન થઈ ગયેલ છે, તો આ બિચારો શો વિશાતમાં છે ? માટે રાજાની ધાવની પુત્રી ગુજ્જરી કે જે અત્યંત સ્વરૂપવાન છે, તેને ત્યાં પાઠવી તેનું તપ ખન્ડન કરવું. આ વાર્તા પૃથિરાજને રૂચી નહિ; કારણ કે પોતાની ધાવની પુત્રી તે પોતાની બેહેન ગણાય, તેથી તે દ્વારા ખ્વાજાની સિદ્ધિમાં અન્તરાય કરવાની પૃથિરાજે ચોખી ના પાડતાં રામગુરૂ પ્રોહિત અને ચન્દ માટે

કહ્યું કે, પૃથિવીનાં સંરક્ષણાર્થે ક્ષત્રિઓને કોઇપણ જાતનું કાર્ય કરવામાં વાંધો નથી. માટે ગુજ્જરીને મોકલવામાં કાંઇ હરકત નથી. અંતે તે બધાના દુરાગ્રહથી પૃથિરાજે કાંઇક શ્રદ્ધા અને કાંઇક જોરાવરી એ પ્રમાણે હા કહી ગુજ્જરીને સોળ શણગાર સજાવીને ખ્વાજા પીરની સિદ્ધિમાં ખલેલ કરવા આનાસાગર ઉપર મોકલતાં, ખ્વાજાએ તુરત કહ્યું કે—આવ બેટા આવ! આ ક્ષણભંગુર દુનિઆથી તરીને પાર થવા ઇચ્છા રાખતી હો તો તો આ બધી જંજાળ ને ખટપટનો ત્યાગ કરી મારે શરણ થઇ મારી મુરીદ બની જા. વિલંબ ન કરસ! આ પ્રમાણે ખ્વાજાનું બોલવું થતાં તો ગુજ્જરી મુંગે મોઢે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર ખ્વાજાના પગ દાબવા બેસી ગઈ અને તેની સાથેની તેની સાહેલીઓ વીલે મોઢે પાછી ગઈ અને તેણે સર્વ વાત રાજ સભામાં નિવેદન કરી. આ વાર્ત્તાથી રાજસભાના ધભરાટનો પાર રહ્યો નહિ. તેઓ બધા વિચારમાં ડુબી ગયા કે હવે તે શુ કરવું? કે આ આફત દૂર થાય. એ ફકીરનો શો હેતુ છે? તે જાણવાની સર્વને જીજ્ઞાસા થઈ, પણ તેનો હેતુ જાણવા માટે ત્યાં કોણ જાય? એ સવાલ ઉઠતાં અંતે સર્વાનુમતે ચન્દને ત્યાં મોકલવો યોગ્ય જાણી, રાજા પૃથિરાજે યોગ્ય ભલામણ આપી તેને ત્યાં જઈ ફકીરનો હેતુ જાણી આવવા માટે આજ્ઞા કરી. ચન્દ ખ્વાજાના પંઝામાં ન સપડાવાના સંબંધમાં નિશ્ચિંત રહેવાનું વચન આપી ત્યાં ગયો. એક તો ભાટ, વળી જગદંબાનો વરદાઈ ચન્દ એટલે તો પછી પુછવું જ શું? તેને કોઈ ગમે તેવો માણસ હોય પણ તેને રાજી કરી કામ કઢાડી લેવું જરા પણ અશક્ય નહોતું. તેણે તો જતાંવેંત કહ્યું કે:—

ख्वाजा तूं दूजी खुदाई, जुग जीवो ख्वाजा सांइ,

આ પ્રમાણે જયાં તેણે ખ્વાજાને છાપરે ચડાવ્યા એટલે તો પછી પુછવું જ શું? ખુશામત કોને વહાલી નથી. ખુશામતથી શું શું કાર્ય થતું નથી. આપણામાં કહેવત છે કે, ખુશામત ખુદાને પણ પ્યારી છે. ખુશામતથી આજ કાલના કાચા કાનના અમલદારો પાસે કેટલાક લેભાગુઓ જઈ, અમલદારોની ખુશામતો કરી તાગડધીન્ના કરે છે. ખુશામતની કરામતને કોઈ પોહોચે તેમ નથી. તદનુસાર ચન્દનાં મુખથી પોતાની પ્રશંસા સાંભળી ખ્વાજા તો અત્યાનંદ પામી ગયો. અને શાન્ત થઈ તેણે ચન્દનું સન્માન કર્યું અને તેને બેસાડીને પુછયું બેટા ચન્દ! ખુશી તો હો?

ચન્દે કહ્યું કે—આપની કૃપાથી ખુશી તો છું પણ આપે શા માટે આટલી બધી કરામત કરી રાજા અને રૈયતને ધભરાવી નાખ્યાં છે, તે જાણવાની મને જીજ્ઞાસા છે.

ખ્વાજાએ કહ્યું કે—બેટા ચન્દ! આ જમીન હવે તારા રાજાની નથી, પણ પીરોની છે; કારણ કે પીરોના રૂધિરવડે આ જમીન તૃપ્ત થઇ છે. પીરોનો આ જમીન ઉપર હક્ક છે, માટે પૃથિરાજે જરા પણ ડહાપણ ન કરતાં બનતી તાકીદે પોતાનાં શ્રેયાર્થે આ શહેરનો પરિત્યાગ કરવો ઘટે છે અને તેમાં જ તેનું હિત સમાયલું છે. હું આ ખરેખરૂં કહું છું.

ચન્દે કહ્યું કે—હે સાંઇ! આ આપ શું કહો છો? આતો ગજબની વાત કહેવાય, એમ તે શી રીતે બને! તમે ફકીર થયા તે માગી ખાઓને મસીદે શયન કરો તો ચાલે, પણ પૃથિરાજ રાજાને ત્યાં અવતાર ધારણ કરી, મહા પરાક્રમી થઈ હવે મજુરી કરવા જાય કે ભીક્ષા માગે કે સંન્યાસ લઈ કાશીમાં જઈ ગંગા તટે શ્રી સદાશિવજીનું આરાધન કરી બેસી રહે કે તે કરે શું? તે કહો.

ખ્વાજાએ કહ્યું કે—હે ચન્દ! જો મારા કહેવા બોલ ઉપર વિશ્વાસ રાખી પૃથિરાજ બનતી તાકીદે અજમેરનો પરિત્યાગ કરશે તો જ તેમાં તેનું ભલપણ છે. અને મેં તેને માટે અજમેર લઇને દિલ્હી આપવાનો નિશ્ચય કરી રાખ્યો છે; માટે તેણે પોતાના અનુચરો સહ પહેરે લુગડે ને આભૂષણે ચાલ્યા જવું, બીજું કાંઈ પણ લેવું નહિ.

ચન્દે કહ્યું કે—સાંઇનાથ! આ તે આપ શું વચન કથો છો? દિલ્હી આપવી તો એક બાજુ રહી, પણ આતો પેહેરે લુગડે તમે કાઢો છો. એતે શી રીતે બને? દિલ્હીમાં પૃથિરાજનો નાનો અનંગપાળ તુંવર રાજ્ય કરે છે, તે શી રીતે પૃથિરાજને દિલ્હી આપે, અને ત્યાં સુધી પોતાના અનુચરો સહ વગર ખરચે શી રીતે પોહોચી શકાય. આ બધી આપની વાતો ન માનવા જોગ છે. આપની એક પણ વાત હૃદય માન્ય કરી શકતું નથી.

ખ્વાજાએ કહ્યું કે—ચન્દ! તું જરા ન ગભરા મેં બધી યોજના કરી રાખી છે. ખરચ વગર દિલ્હી સુધી ન પોહોચાય તે તારૂં કહેતું યથાર્થ છે. પણ તે માટે એમ છે કે, અજમેરથી બાર કોસ જ્યાં પૃથિરાજ જશે ત્યાં એક સ્થળે એક શાહુકાર બાર કરોડ દ્રવ્ય એકત્ર કરી ધર્મમાં એક પાઈ પણ વાપરે ન કરતાં દ્રવ્ય દ્રવ્ય કરીને મરણ પામ્યો છે, તે પ્રેત થયો છે. તેનું દ્રવ્ય તમને મળશે. દિલ્હી ઉપર તમારે ચડાઈ કરવાની અગત્ય નથી; કારણ-કે પૃથિરાજનો નાનો અનંગપાળ તુંવર વૃદ્ધ છે, તેને પુત્ર નથી. તેનું મન સંસાર ઉપરથી ઉઠી ગયું છે, તે વાનપ્રસ્થ આશ્રમ ભોગવવા ઇચ્છે છે જેથી તે પૃથિરાજને દત્ત લઈ દિલ્હીની ગાદી સોંપી પોતે વનમાં ચાલી નિકળશે.

ચન્દે કહ્યું કે—આપનું બોલવું વાસ્તવિક છે પણ મારાથી આ વાર્તા એ-

કદમ રાજાને કાને તે શી રીતે નાખી શકાય. મારાં વચન ઉપર તેને વિશ્વાસ શી રીતે આવે, હું આપના કહેવા પ્રમાણે કહું, તો તો બધા સભાસદો મારી મશકરીજ કરે; માટે વિશ્વાસ મારાં વચન ઉપર બેસે તેમ કાંઈ પણ થવાની જરૂર છે.

ખ્વાજાએ કહ્યું કે—ચન્દ! તારૂં કહેવું યથાર્થ છે. જા તને કહું છું કે—આજથી ત્રણ દિવસ પછી દિલ્હીથી અનંગપાળ તુંવરનો પત્ર અજમેરમાં પૃથિરાજ ઉપર આવશે. અને તે સમય તમને મારાં વચનો ખરાં કે ખોટાં તેની પ્રતીતિ થયા વગર રહેશે નહિ. જો મારૂં બોલવું અક્ષરે અક્ષર ખરૂં પડે તો મારા કહેવા પ્રમાણે કરજો, અને મારા વચનમાં હું જુઠો પડું તો પછી તમે તમારૂં ધાર્યું કરજો. પછી તમને શું હરકત છે? હું તો બધું તમારા શ્રેયનું જ બોલ્યો છું.

આવાં ખ્વાજાનાં સ્પષ્ટ નિસ્વાર્થ વચન શ્રવણ કરી ચન્દ પગે લાગી રાજસભામાં આવ્યો ને સર્વ વાર્ત્તા કહેતાં ચન્દે પૃથિરાજને કહ્યું કે—હે રાજા! તમે પોતે પણ ખ્વાજાને જઈ પગે પડો. ચન્દ પોતાનો મિત્ર, માનીતો, વિશ્વાસુ અને જગદંબાનો વરદાઈ ભાટ હોવાથી તેના કહેવા પ્રમાણે પૃથિરાજ ચહુઆણ રાજસભામાંથી ઉડી આનાસાગર ઉપર આવી જેવો ખ્વાજાને પગે પડે છે તેવું જ તુરત ખ્વાજા પીરે કહ્યું કે. આવો દિલ્લેશ! તે સમય ચન્દે ખ્વાજાના સમક્ષ તેની કથેલી સર્વ વાર્ત્તા પૃથિરાજને કહી સંભળાવી. અને ત્યાર પછી કેટલીક વાતચિત્ત થયા પછી પૃથિરાજ પુનઃ ખ્વાજાને પગે પડી દરબારમાં આવ્યો.



# પ્રકરણ ૩ જું.

## ભીમ અને મોહિની.



આ જયપાળનો નાનો ભાઇ, બીજો ભીમદેવ, અથવા તો બીજો સિદ્ધરાજ જયસિંહ, કે જેને મનુષ્યો સાક્ષાત્ નારાયણનોજ અવતાર કહેતા હતા, તેનાથી આ સમય ગુજરાતની ગાદી શોભાયમાન્ થઈ રહી હતી. બાળમૂળરાજના પછી તેણેજ એટલે ભોળાભીમદેવેજ રાજ્ય કાર્યભાર ચલાવવાનો પ્રારંભ કર્યો હતો. રાજ્ય કારભાર ચલાવવો શરૂ કરી, પાછળથી મહમદ ગિજનવીની પેઠે ગુજરાત ઉપર ચડી આવનારા શાહાબુદ્દીન ઘોરી સાથે તેને ઘોર યુદ્ધ થયું. તેમાં શાહાબુદ્દીનને પરાસ્ત કરી, અર્થાત્ હરાવી જગતમાં પોતાનું અદ્ભુત પરાક્રમ પ્રકાશ કરી, તેણે ગુજરાતની રાજધાની અણહિલપુર પાટણની સ્વતંત્ર લગામ પોતાના હાથમાં લીધી. તેની પાસે અજીત ચતુરંગી સેના હતી, તથા ઘણાક દુર્ગપતિઓ એની સેવા ઉઠાવતા હતા. આ પ્રમાણે ગુજરાતમાં અણહિલપુરનો શૃંગાર ભોળોભીમ રાજ્ય કરતો હતો. અમરકોશનો કર્ત્તા અમરસિંહ સેવડો કે જેણે અમાવાસ્યાને દિવસે ચન્દ્ર દેખાડયો હતો, તે પણ ભોળાભીમની સેવામાં હતો. અમરસિંહ પોતાના મંત્ર બળવડે સ્ત્રી, પુરૂષ અને દેવને પોતાના વશ રાખતો હતો. ગુજરાતના ઇતિહાસોમાં ભોળાભીમદેવનું કાંઇ વિશેષ વર્ણન કરેલું હોય એમ જણાતું નથી; પરન્તુ મુસલમાન ઇતિહાસકોએ ભીમદેવ ભોળાના પરાક્રમનું ઘણુંજ વર્ણન કરેલું છે. પૃથિરાજ રાસામાં પણ મહાકવિ ચન્દે ભોળાભીમ દેવને નારાયણનો અવતાર કહીને મહા સમર્થ વીર પુરૂષની ઉપમા આપી છે. દિલ્લીનો અનંગપાળ તુંવર, મંડોરનો નરહરરાય, ચિત્તોડનો રાણો, લુદ્રવાનો ભોજદેવ, કનોજનો પ્રખ્યાત જયચન્દ્ર રાઠોડ, ચન્દ્રાવતીનો જેતસી પરમાર અને માળવાનો સાહદદેવ—આદિ રાજાઓમાં ભોળાભીમનો સારો દબદબો હતો. માળવાના સાહદદેવને તેણે ગુજરાત ઉપર ચડી આવતાં અટકાવ્યો હતો. અને સિંધના રાજાને હરાવી, સુરત અને કચ્છ પર્યન્ત પોતાનો અધિકાર કરી લીધો હતો. ભોળાભીમના અધિકારમાં મોટા મોટા કિલ્લા, અને મોટા મોટા સામન્ત રાજાઓ હતા. કવિઓએ ભીમદેવ ભોળાનું વર્ણન કરતાં તેને ત્રિલોક પતિની ઉપમા આપી છે.

તેના સમયમાં ગુજરાતના રાજ્યનો મહાભારે વિસ્તાર હતો. સર્વત્ર જૈનધર્મની વિજયપતાકા ફરકી રહી હતી. અને દેશ પણ એટલો બધો દ્રવ્યવાન્ હતો, કે શત્રુઓ ગુજરાતની સમૃદ્ધિના ભણકારા શ્રવણેન્દ્રિયે સાંભળી મનમાં ને મનમાં બળ્યા કરતા હતા. આટલું પરાક્રમ, અને કીર્ત્તિ હતી, છતાં પણ ભોળોભીમ વાસ્તવિક્ રીતે ભોળોજ હતો. તેના મનમાં જે વાર્ત્તા આવતી, તે વાત કર્યા વગર તે રહેતો ન હતો.

ભીમદેવ ભોળો જો કે ગુણવાન્ હતો, તોપણ ભોળો અર્થાત્ તરંગી હતો, તેને કોઈ પણ વાતનો આવેશ આવતાં વાર લાગતી ન હતી. ભીમદેવના સમયમાં આબૂ ઉપર જેતસીપરમાર રાજ્ય કરતો હતો. તે જેતસીપરમારને એક સલખ નામે કુંવર અને ઇચ્છિનકુમારી નામે એક કન્યા હતી. આ કન્યા અત્યંત સ્વરૂપવાન્ હતી. જેથી તેની કીર્ત્તિ દિગંત પર્યંત પ્રસરી રહેલી હતી. ઇચ્છનકુમારીનાં રૂપ અને ગુણનાં વખાણ તેની શ્રવણેન્દ્રિયે આવતાંજ તે તેના ઉપર મોહિત થઈ ગયો. તેને અહર્નિશ ઇચ્છિનકુમારીનુંજ ધ્યાન હતું. ભીમદેવે જ્યારથી ઇચ્છિનકુમારીની કીર્ત્તિ સાંભળી ત્યારથી તેણે પોતાની રાણીઓ પાસે પણ બેસવું છોડી દીધું હતું. તે રાત દિવસ તેના જ વિચારમાં નિમગ્ન રહેતો હતો. આ પ્રમાણે ઇચ્છિનકુમારીની લગનીમાં જેનું મન લાગી રહેલું છે તેવામાં બળતાં ઉપર ઘીની આહુતી આપવા સમાન તીર્થાટણ કરતા કરતા ભાટ અણહિલપુર પાટણમાં આવી ભીમદેવની સલામે આવ્યા. ભાટ જેવા સભામાં આવે છે, તેવા જ ભીમે તેને કાંઈ પણ અન્ય સમાચાર ન પૂછતાં ચન્દ્રાવતીના સમાચાર પુછ્યા. ત્યારે રાજાના મનની વાર્ત્તા જાણવામાં કુશલ એવા ભાટે રાજાને કહ્યું કે—' અહો ! ચન્દ્રાવતીનું રાજ્ય તો કાંઈ પણ ગણત્રીમાં નથી, ' આવાં ભાટનાં વચન શ્રવણ કરી આતુર બનેલા ભીમદેવ બોળાએ અધિક આગ્રહ કરી, ભાટને ચન્દ્રાવતીના જેતસી પરમારની કુંવરીના સમ્બન્ધમાં પુછ્યું. ભાટ લોકોએ રાજાને અત્યંત આતુર થયેલો જોઈ, જેતસીની પુત્રી ઇચ્છિનકુમારીના સંબંધમાં તેઓએ નિચે પ્રમાણે કહ્યું.

ढाल.

यात्रा करते फिरते फिरते आए आबू देश,
अल्पराज चन्द्रावतिका परवैभव मोह विशेष;
करे र जपरमार जैतसी सोहत नगरि अपार,
इच्छन होकर हररमाने लिया जहां अवतार.
हावभावकी खान और गुनवान सुन्दरी बाल,

**वयस चतुर्दश से हैंनीची चलत हंस गति चाल;**
**बहुत सुन्दरी देखीं पर हम लखोन ऐसो रुप,**
**मनहु सुगन्धी मिश्र हेममें शोभा परम अनूप.**

પ્રજ્વલિત અગ્નિમાં ઘીની આહુતિ આપવાથી જેમ તે ભપકી ઉઠે છે, તેમ ભાટ લોકોનાં મુખથી ઇચ્છિનકુમારીમાં રૂપ અને ગુણ શ્રવણ કરી, ભીમ પણ ભપકી ઉઠયો, તેને કયાંય પણ ચેન પડે નહિ, કોઈ વાત રૂચે નહિ. પોતાના જનાનખાનાની રાણીઓ પણ તેને દીઠી ગમતી ન હતી, રાજ્યકારભાર તરફ તેનું મન થાય નહિ. અને તેતો અહર્નિશ ઇચ્છિનકુમારીની માળા ફેરવ્યા કરતો હતો. ભાટ લોકોના મુખથી ઇચ્છિનકુમારીની પ્રશંસા શ્રવણ કર્યા પછી તો ભોળાભીમદેવનો ઇચ્છિનકુમારી પ્રત્યે એટલો બધો અનુરાગ વૃદ્ધિ પામ્યો હતો કે, કોઇ કોઇવાર તો વાર્તાલાપ કરતાં પણ વચમાં ભીમદેવથી ઇચ્છિનકુમારીનું નામ લેવાઇ જતું હતું. આવી રાજાની સ્થિતિ જોઇ અમરસિંહ સેવડાએ ઇચ્છિનકુમારીનું માગું કરવાનું અનુમોદન આપ્યું, ભીમદેવ અમરસિંહની આ સંમતિથી અત્યંત પ્રસન્ન થયો, અને તે માગું કરવાનું કામ પણ ભીમદેવે અમરસિંહનેજ સોંપ્યું.

અમરસિંહ પોતાના જૈનધર્મની અભિવૃદ્ધિ કરવાને માટે નિરંતર યત્ન કર્યાજ કરતો હતો. તેણે સમસ્ત યાદવરાજ્યમાં નાનાથી મોટાસુધી બધાંના ઘરમાં જૈનધર્મ પ્રવર્ત્તાવ્યો હતો. માત્ર ચન્દ્રાવતીના જેતસી પરમાર પાસે તેનું યતકિંચિત પણ ચાલ્યું નહોતું. તેથી તેણે આ અવસરને પોતાનું કાર્ય પૂર્ણ કરવાને માટે અત્યંત ઉત્તમ માન્યો. તે ભીમદેવની આજ્ઞા લઇ આબુમાં આવ્યો. અને જેતસીપરમારને અને તેના કુંવર સલખને તે મળ્યો. પરમારરાય જેતસીએ માનપૂર્વક તેનો સન્દેશો શ્રવણ કર્યો. અને આજથી પાંચમે દિવસે તેનો પ્રત્યુત્તર આપવાનું કહી તેને માનપૂર્વક નગરમાં રાખ્યો. ત્યાર પછી જેતસીપરમારે તથા તેના કુંવર સલખે વિચાર કરીને છેલ્લે દિવસે અમરસિંહને બોલાવીને કહ્યું કે,—જો કે ગુજરાતના રાજાને કન્યા આપવામાં અમારી શોભા વધે છે; પરંતુ સોમેશ્વર ચહુઆણના રાજકુમાર પૃથિરાજને યૌવરાજ પદ મળવા સમય મેં એને નારીએલ આપેલું હોવાથી હું નિરૂપાય છું.' અમરસિંહ તો આ પ્રત્યુત્તર સાંભળી નિરાશ થઇ ગયો, અને પછી ક્રોધથી રાતો પીળો થઇ ગયો, અને કહેવા લાગ્યો કે-'હે આબુના રાજા! કાંઇક વિચાર કરીને વાત કરો. ભીમદેવ તમારી કન્યાનું રૂપ શ્રવણ કરી મોહિત થઇ ગયેલો છે. રાત દિવસ તે તેનું જ નામ રટયા કરેછે. રાત્રિમાં સ્વપ્ન પણ તેનાંજ આવે છે, તે તેને એક ક્ષણ પણ વિસારતો નથી. તેના વગર તે ગાંડો બની ગયો

છે. જેથી ગુજરાતનો ધણી જ્યારે તમારો આ પ્રત્યુત્તર સાંભળશે, ત્યારે તે શું કરશે? તેનો જરા પ્રથમ તમે વિચાર કરો. તે આવીને તમારો આ ઊંચો કિલ્લો એક ક્ષણમાં જમીનદોસ્ત કરી નાખશે. તેના ઘોડાજ તમારાં ચન્દ્રાવલીનાં રાજ્યને ઉજ્જડ કરી નાખશે, અને તમારા દેખતાંજ તમારી પુત્રી ઇન્છનકુમારીને લઇ જશે. ત્યારે તમારી શી શોભા રહેશે? માટે હજુ સમજો, વિચારો એક બે દિવસની મહેતલ આપું છું તેટલામાં વિચાર કરો. હું ઉતાવળો નથી તમારૂં શ્રેય કરવા ધારૂં છું; માટે હું તો તમારા કલ્યાણાર્થે કહું છું. તેથી મારૂં કહેવું માન્ય રાખો.

અમરસિંહનાં આ વચનો જેતસી પરમારને વજ્રસમાન લાગ્યાં, તે સમય જેતસીનો પુત્ર સલખ કે જે પોતાના પીતાની પાસે બેઠો હતો, તે હાથમાં તલવાર લઇને ઉભો થયો અને અમરસિંહને કહેવા લાગ્યો કે,—જો કદાચ ભીમદેવે અમારૂં રાજ્ય માગ્યું હોત, તો અમે તે આપવામાં જરા પણ આનાકાની કરત નહિ, પણ જો તે પરમારોની પ્રતિષ્ઠા માગતો હોય તો તે તો અમે આપી શકવાના નથી જ. ભીમદેવ શૈવ મટી જૈન થઇ ગયો છે. સ્ત્રીઓને વશીકરણ કરે છે. અને કેવળ મંત્રતંત્રના બળવડેજ મનુષ્યોને વશમાં રાખેછે. ભીમદેવ રજપૂતોના વાસ્તવિક ધર્મને સમજતો જ નથી. અમારો રજપૂતોનો તો એ ધર્મ છે કે—હાથમાં તલવાર લઇ ગાય અને બ્રાહ્મણોનું સંરક્ષણ કરવું. તે પ્રમાણે અમે તો અમારા રજપૂતધર્મને જાળવીયે છીયે. તમારો ભીમદેવ તો અમને સોરઠ અને સિંધના રાજાના સદૃશ જાણતો હશે, પણ તે હજુ આબૂના પરમારોના સન્મુખ જ્યાં સુધી આવ્યો નથી, ત્યાં સુધી તેને પરમારોના હાથના પરાક્રમની શી ખબર પડે? જેતસી પરમારે પોતાના પુત્રને બોલતો બંધ કરીને કહ્યું કે અમરસિંહ તમે જરા ખોટું લગાડશો નહિ. અણહિલવાડ જઈ તમારા રાજાને સ્પષ્ટ કહેજો કે—વિવાહિત થયેલી રજપૂતની કન્યા આપને શી રીતે દઇ જ શકાય? મને આશા છે કે,—મારાં આ વચનથી તમારો રાજા પોતાના ક્ષત્રિય ધર્મને વિચારી તુરત સમજી જશે; છતાં પણ જો તે રજપૂત ધર્મને ન સમજતાં જો કદાચ મારા ઉપર ચડીનેજ આવશે, તો હું કાંઈ ચુડીઓ પેહેરીને બેઠો નથી. મારી પૃથિવીમાં પણ નવ લાખ યોદ્ધા વસે છે. આ આબૂગઢને તાબેજ અઢાર ગાદીઓ અને બીજા અનેક સામંત રાજાઓ છે, અને તે વગર મારૂં સંરક્ષણ કરવાને માટે હજુ મારી તલવાર અસમર્થ થઈ ગઈ નથી, હજુ સતેજ છે; માટે આપ અહિંથી પધારી પ્રસન્નતા પૂર્વક તમારા રાજાને જઇને કહો કે, તમારે જે કરવું હોય તે ખુશીથી કરી લ્યો, ઓછા ઉતરશો નહિ. અમરસિંહ, જેતસી અને તેના

કુંવરનાં વજ્રવત્ વચન શ્રવણ કરી કાંઈ પણ બોલ્યો જ નહિ, અને અત્યંત ક્રોધ યુક્ત થઈ ગયો, અને તે ત્યાંથી તુરત ઉઠીને અણહિલપુરને રસ્તે પડયો.

અમરસિંહના ગયા પછી જેતસીપરમાર તથા તેના કુંવર સલખે ભોળા-ભીમ સાથે યુદ્ધ કરવાની તૈયારી કરવા માંડી. પ્રથમ તો તેમણે વિચાર કરી નિચે પ્રમાણે સોમેશ્વર ચહુઆણને પત્ર લખ્યો.

"ચહુઆણ કુળમણિ સોમેશ્વરનાં ચરણ કમળને વન્દન કરી ચન્દ્રાવતીથી જેતસીપરમાર લખે છે કે—મારી કન્યા ઇચ્છિનકુમારીનું નાળીએર આપના કુંવરને આપેલું છે; તેમ છતાં પણ ગુજરાતનો ભોળો ભીમદેવ કન્યાનું માગું કરે છે. અને તેણે અમને કહેવરાવ્યું છે કે,—ગમે તો આબુને ઉજડ કરવા દ્યો, વા ઇચ્છિનકુમારીનાં લગ્ન મારી સાથે કરી તેને અણહિલપુર મોકલો.' મારા દેશ ઉપર ગુજરાતનું દળ ચડી આવશે. માટે તમે મારી અને આપની પ્રતિષ્ઠા પ્રમાણે જે યોગ્ય લાગે તે કરજો; કારણ કે સિંહનો ભક્ષ શિયાળ લઈ જવા ધારે છે. વિશેષ વાર્તા સલખ કુમાર આપને રૂબરૂમાં કહેશે.'

જેતસી પરમારે એ પત્ર પ્રધાન—આદિને વંચાવી તેઓનું અનુમોદન લઈ સલખ કુમારને પત્ર આપી અજમેર મોકલવાનો નિશ્ચય કર્યો. સલખઅ-જમેર જવાને તૈયાર થયો. અને જેતસી તથા અમાત્ય મંડલે મળીને લડાઈ માટે સામંતોપર આજ્ઞા પત્ર મોકલ્યાં.

આ તરફ અમરસિંહ સેવડાએ અણહિલપુર પાટણમાં આવી, ભોળા-ભીમદેવને આબૂના જેતસી પરમારનો સંદેશો કહ્યો. ભીમદેવ તે સંદેશો સાંભ-ળતાંની સાથે જ ક્રોધથી કંપી ઉઠયો. અને તેણે ગાદી ઉપર જ સિંહ સદશ ગર્જના કરી આજ્ઞા પત્ર લખાવ્યાં કે, કચ્છ, સૌરાષ્ટ્ર—સોરઠ અને નર્મદા કી-નારાના સમસ્ત સાંમતો પોતપોતાનું સૈન્ય લઇને તુરત પાટણમાં આવે, અને પાટણના સૈનાધિપતિને પાટણની ચતુરંગિણી સેના તૈયાર કરવાની આજ્ઞા કરી. ગુર્જ્જરેશ્વરનાં આજ્ઞા પત્ર પોહોચતાંની સાથે જ ખંડિયા રાજાઓએ પોત-પોતાનાં લશકરને અણહિલપુર પાટણ તરફ મોકલવા માંડયાં. સેનાના પગોની ધૂળથી ગૂજરાતની દિશાઓ મલીન થઈ ગઈ. પાટણમાં નવાં આયુધો ઘડવાનું કામ ધમધોકાર ચાલવા માંડયું. અને રાતદિવસ સરાણીઆ શસ્ત્રને સતેજ કરવા લાગ્યા. ગીરનારનો અધિશ્વર, કનારીનો ધણી, વીરધવલ વાઘેલો, સારંગ દેવ, ડાભી ગંગ અને કચ્છના રાવ—આદિ રાજાઓ પોતપોતાની મોટી સેના લઈ, આબૂને ઉજડ કરવા માટે અણહિલપુર પાટણમાં ભીમની આજ્ઞાથી આવ્યા. આ પ્રમાણે સમસ્ત સેના અને રાજાઓના આવ્યા પછી ભોળાભીમે એકત્ર થયેલ સેનાની સહસ્ત્રલિંગના મેદાનમાં કવાયત કરાવી. અને સેનાપતિ,

અનીકપતિ, વ્યૂહપતિ તથા સેનાની વિગેરે સેનાધિકારની નિમણુંક કરી શુભ ચોઘડીયામાં, આબુમાં આવેલી જેતસીપરમારની રાજધાની ચન્દ્રાવતીને ઉજડ કરવાને માટે ભીમની ચતુરંગિણી સેનાએ પ્રયાણ કર્યું.

જેતસીનો પત્ર લઈ સલખ કુમાર અજમેરમાં આવ્યો કે તે પછી તુરત જ અજમેરમાં સમાચાર થયા કે,–' ભીમદેવ મોટી સેના લઇને ચન્દ્રાવતીની સીમા ઉપર ચઢયો આવેછે. અને પરમારરાય જેતસીને વાસ્તવિક રીતે સહાયતાની જરૂર છે.' એ સમયે પંજાબમાંથી પણ એવા સમાચાર મળ્યા કે– શહાબુદ્દીન ગૌરી મહાબળવાન્ સેના લઈ ભારતવર્ષ પર આક્રમણ કરવાને માટે ખૈબર ઘાટના માર્ગથી નિચે ઉતરી રહેલો છે.' આવા વિષમ મામલામાં ચહુઆણરાયને બે બાજુ જાળવવાની હતી. જેથી ચહુઆણરાય સોમેશ્વર મહા વિચારમાં નિમગ્ન થઈ ગયો કે હવે તે કરવું શું ? તેના મનમાં વિચાર થવા લાગ્યા કે–ભારતવર્ષનું સંરક્ષણ કરવા જાઊં કે, પુત્ર વધૂનું સંરક્ષણ કરવા જાઊં? આ પ્રમાણે મનમાં વિચાર ઘોળાયા પછી છેવટે તેણે ચોકસ વિચાર કર્યો કે–કુલની મર્યાદા અને રજપૂતોનું માન જાળવવા પુત્ર વધૂનું સંરક્ષણ કરવામાં જ મારી શોભા છે. આ સમયે સોમેશ્વરને કુલની પ્રતિષ્ઠા અને જાત્યાભિમાને સ્વદેશ સેવાથી વિમુખ રાખ્યો. અને સોમેશ્વર શાહાબુદ્દીન સાથે યુદ્ધ કરવાને માટે એકત્ર કરેલ સેનામાંથી થોડી સેનાને અજમેરમાં રાખી બાકીનું બીજું સૈન્ય લઇ જેતસીપરમારની સહાયતાએ ગયો.

આ સમય પ્રતાપી પૃથિરાજ ચહુઆણ પોતાના મોશાળમાં દિલ્લી હતો. ' સોમેશ્વર જેતસી પરમારની સહાયતા માટે ચન્દ્રાવતી તરફ ગયેલ છે, એવા સમાચાર શ્રવણ થતાં તે પોતાના મિત્રોની સાથે વિચાર કરી રહેલો હતો. એટલામાં તો એક મારવાડી બ્રાહ્મણે આવીને એક પત્ર પૃથિરાજને આપ્યો. પૃથિરાજે તે પત્ર વાંચીને પછી પોતાના પરમપ્રેમી અને વિશ્વાસુ ચંદ ભાટને તે પત્ર વાંચવા માટે આપ્યો. અને બ્રાહ્મણને પ્રતિહારી સાથે ઉતારા ઉપર મોકલ્યો. ચન્દ ભાટે તે પત્ર વાંચી મિત્રોને કહ્યું કે–' મિત્રો ! આપણા યુવરાજની સ્થિતિ કેવી છે ? તે પ્રકટ કરવાને માટે મારે તમને સકળ વાર્ત્તા, સ્પષ્ટ રીતે કહેવાની ફરજ પડી છે. મહારાજાધિરાજ સોમેશ્વર જેતસીપરમારના ઉપર ચડી આવેલા ભોળા ભીમદેવ સાથે યુદ્ધ કરવાને માટે આબૂ ગએલા છે. અજમેર શૂન્ય પડયું છે. અને ઉત્તર તરફથી શાહાબુદ્દીન ગૌરી રજપૂતસ્તાન તરફ આવતો જાય છે. પિતાજીની આજ્ઞા અજમેરનું સંરક્ષણ કરવાની છે. આવા વિષમ વખતમાં આ હમણાં આવેલો પત્ર વળી બીજા એક નવીન ગુંચવાળને જન્મ આપે છે. જેતસીપરમારની પુત્રી અને આપણી ભવિષ્યમાં

થનાર મહારાણી લખે છે કે-'ગુજરાતનો ભોળો ભીમ મહાન્ સેના લઇને ચડી આવે છે. તે પ્રલય કાળના દાવાગ્નિના સમાન ગામડાં અને વનને ઉજડ કરતો કરતો આગળ વધતો જ આવે છે. મનુષ્યો ભયને લીધે ગુજરાત અને મારવાડના તરફ નાશી જાય છે. મને એવું જણાય છે કે:-મારા પિતાનું સૈન્ય ભીમદેવના સૈન્ય સામે ટકી શકે તેમ નથી. હજુ સુધી સસરાજીનું સૈન્ય પણ આવી પોહોચ્યું નથી. જેથી જો કદાચ સસરાજીના આવ્યા પેહેલાં ભોળો ભીમદેવ ચન્દ્રાવતીનું રાજ્ય લેશે, તો મારૂં મરણ થશે, માટે હે કમળાવતીના પુત્ર ! જે પ્રકારે રૂક્મિણીનો પત્ર વાંચતાંની સાથે, શ્રીકૃષ્ણચન્દ્ર જેમ શિશુપાળ ઉપર ચડી આવીને રૂક્મિણીનું હરણ કરી ગયા હતા; તેમજ આ પત્ર વાંચીને તુરત આપ પણ અચલગઢમાં પધારો. અને આપની આ દીનદાસીને દુ:ખથી મુક્ત કર્યા પછી પાણી પીજો.'

'આ સમય વિશેષ વિચાર કરવાનો વખત નથી. રાણી ઇચ્છિનકુમારી અત્યંત દુ:ખી થઇ રહેલાં હશે; માટે બનતી તાકીદે તેને દુ:ખથી મુક્ત કરવાની તૈયારી કરવી જોઇએ. મહારાજ અને તેમની સાથે બે ચાર બીજા જણે અચળગઢ જવું જોઇએ, અને આપણે બીજા બધા અજમેર જઇએ.' આ પ્રમાણે કહી ચંદ બોલતો બંધ થઈ બેસી ગયો. એટલામાં તો પૃથિરાજે કહ્યું કે.-'શૂરવીર બન્ધુઓ! મને ચન્દ્રને અને રામરાય ગુર્જ્જરને અચળગઢ જવાની જરૂર છે, અને તમે અજમેર જઈ ભારત વર્ષ ઉપર ચડી આવતા મ્લેચ્છોને શિક્ષા દેવાને માટે, જોઇએ તેટલી સેનાની તૈયારી કરો. હું પણ અચલગઢથી કાર્ય કરી બનતી તાકીદે આવીને મ્લેચ્છોને પંજાબમાં જઇને રોકીશ. આ વિચાર પૃથિરાજનો સર્વને સ્વીકર થતાં સર્વેએ અંનુમોદન આપ્યું કે, આપ કાલ પ્રભાત થતાં અચલગઢ તરફ પધારો અને અમે બધા અજમેર જઇશું. આ પમાણે સર્વાનુમતે વાત નિશ્ચય કરી તુંવર રાજાના મહાપરાક્રમી ભાણેજે પોતાની ખાનગી સભા વિસર્જન કરી.

પરમારરાય જેતસી મોટી સેના લઈ, સોલંકી ભોળા ભીમદેવની સાથે યુદ્ધ કરવાને માટે ચન્દ્રાવતીની સરહદ ઉપર આવ્યો. જેતસીએ પ્રથમથી જ પોતાની કુંવરી ઇચ્છનકુમારી કે જેને માટે જ આ યુદ્ધ પ્રસંગ પ્રાપ્ત થયો હતો, તેને પ્રચન્ડ અને અજયદુર્ગ અચળગઢમાં મોકલી દીધી હતી. અને વખતે જો કદાચ પરાભવ થાય તો કેમ કરવું ? તેનો પણ બંદોબસ્ત કર્યો હતો. ભીમદેવ સાથે યુદ્ધ કરવાને માટે જેતસી પરમાર તૈયાર હતો; પરન્તુ વર્ષા ઋતુ તુરતજ ગયેલી હોવાથી ચાલુક્યરાયની સેના ત્વરાથી આબૂગઢ પોહોચી શકી નહિ. ભીમદેવને ઇચ્છિનકુમારીનું એવું તો રટણ થઇ રહ્યું હતું કે-તે ત્વરાથી

ઇચ્છનકુમારીને લેવા માટે લસ્કરને મન્જલપર મન્જલ કરાવતો હતો. બિચારા સિપાઇયો થાકીને લોટ જેવા થઇ ગયા હતા. અને પડાવનો સામાન ચોમાસે બંધ રહેલા માર્ગને લીધે સમયસર પોહોચી શક્યો નહિ. આવી વિટંબણા લશકરને વેઠવી પડતી હતી, પણ સ્વાર્થાંધ તથા કામાંધને જેમ કાંઇ સુજતું નથી, તેમ ભીમદેવને તે સમય કામાંધ હોવાથી કાંઇપણ સુજતું નહોતું, તેને તો ઇચ્છનકુમારીજ મનમાં રમી રહેલી હતી. તેથી તે સેનાના લોકોના દુઃખને ન જોતાં પ્રયાણનીજ આજ્ઞા કરયા કરતો હતો. જેમ જેમ સૈન્ય આગળ વધતું ગયું અને ચંન્દ્રાવતીના રાજ્યની સીમા સમીપ આવતી ગઇ, તેમ તેમ ભીમદેવ વિશેષ વિશેષ ઇચ્છનકુમારીના વિરહથી શિથિલ થતો ગયો.

દેશી રાજાઓમાં વૃદ્ધિ પામેલા કુસંપે, ભારતવર્ષના વૈભવથી લોભાયલા ઉત્તર તરફના બળવાન્ મનુષ્યોનું ધ્યાન હિંદ તરફ ખેંચી લીધું હતું. અફગાનીસ્તાનના મુસલમાન રાજાઓને ભારતવર્ષપર અધિકાર કરવાનો આ વગર બીજો અવસર હાથ લાગતજ નહિ. ચહુઆણ અને સોલંકીને વૈર હતું. સોલંકી અને માલવ રાજને વૈર હતું; તેમજ કનોજના રાઠોડ અને અજમેરના ચહુઆણ રાજાને પણ વૈર હતું; અર્થાત્ એ સમય જેટલા રાજાઓ આર્યભૂમીનું સંરક્ષણ કરનારા હતા, તે બધા આપસ આપસમાં દ્વેષથી બળી રહેલા હતા. અફઘાનિસ્તાનના પાદશાહ આસુદીન ઘોરીનો શૂરવીર ભાઇ સાહબુદ્દીન ઘોરી પ્રત્યેક અવસરને જોયાજ કરતો હતો અને હિંદ શી રીતે હાથ લાગે તે માટે તે અહર્નિશ યુક્તિઓ યોજ્યાજ કરતો હતો. અને સમય પ્રાપ્ત થતાં તે ચડાઇ કરવા ચૂકતો ન હતો. શાહાબુદીન ઘોરીયે બાળ મૂળરાજના સમયમાં ગુંજરાત ઉપર ચડાઇ કરી હતી, તે સમય ભોળા ભીમદેવે તેની સાથે યુદ્ધ કર્યું હતું. અને નાયકીદેવીના ઉત્તેજનથી યુદ્ધ ભૂમીમાં અપરિમીત વીરતા દર્શાવી ગુજરાતની શોભામાં ભીમે વધારો કર્યો હતો. બાળ મૂળરાજની માતા નાયકીદેવી એવી તો ચતુર હતી કે, સમસ્ત ગુજરાતના રાજ્યનો કારભાર તે પોતે જાતે ચલાવતી હતી. ભીમદેવ પણ તેનાંજ અનુમોદનથી સર્વ રાજ્ય કાર્ય કરતો હતો. જ્યારે શાહાબુદીન ઘોરી ગુજરાતના ઉપર ચડી આવ્યો, ત્યારે ભોળો ભીમ તે સાથે યુદ્ધ કરવાને માટે ગયો હતો. જો કે ભોળો ભીમદેવ મહા રણધીર હતો, યુદ્ધમાં પ્રાણાંતે પાછી પાની કરે એવો ન હતો, શત્રુઓના હૃદયમાં ભોળા ભીમનો ઓછો ત્રાસ ન હતો, તો પણ નાયકીદેવીને ધીરજ ન રહેતાં તે પણ પાછળથી લડાઇમાં ગઇ હતી. જે સમય દારૂણ યુદ્ધ થવા લાગ્યું, તે સમય તે નાયકીદેવી બાળ રાજાને ખોળામાં લઇને એક ઊંચી ટેકરી ઉપર બેસીને ભીમદેવને તથા પોતાના ગોદ્ધા-

ઓને યુદ્ધ માટે ઉશ્કેરતી હતી. જો કે આ યુદ્ધમાં રાણીનાં બુદ્ધી કૌશલ્યથી અને ભીમદેવનાં પરાક્રમથી અંતે ગુજરાતની સેનાના સખ્ત મારથી શાહાબુદ્દીન ઘોરી હારીને પાછો ગયો; પરંતુ એ જીતની અસર ભીમદેવ ઉપર ખરાબ થઇ. ભીમદેવે બળવાન્ શત્રુને વિશેષ દબાવી દેવાનું યત્ન ન કર્યું અને વિજયના અભિમાનમાં મત્ત થઈ રહ્યો. એ અભિમાનનું પરિણામ પણ અત્યંત હાનિકારક થયું. એ અભિમાનથી તેને પોતાના યથાર્થ બળનો પણ વિચાર ન થયો, અને શહાબુદ્દીન ઘોરીના ચઢી આવવાના સમાચાર મળતાં છતાં પણ, અભિમાન અને કામથી આંધળા બનેલા ભીમદેવે ઇચ્છિનકુમારીને સ્વભૂમી કરતાં પણ વિશેષ અધિક જાણી. પોતાની કુળ વધૂના સંરક્ષણાર્થે અજમેરનો સોમેશ્વર ચહુઆણ પણ પોતાના રાજ્યનો બંદોસ્ત કર્યા વગર, બળવાન્ શત્રુને સુનો મૂકી પોતાનું સૈન્ય લઇ આબુ તરફ આવ્યો. અને ભીમદેવનાં કામાંધપણાના કારણથી યુદ્ધ કરવાને આમંત્રણ કરવામાં આવેલા ગુજરાત, કચ્છ અને કાઠિયાવાડના રાજાઓ પણ શહાબુદ્દીન જેવા બળવાન્ શત્રુનો તથા પોતાના દેશનો કાંઈ પણ વિચાર ન કરતાં પરમારરાય જેતસી અને ચહુઆણરાય સોમેશ્વર સાથે યુદ્ધ કરવા માટે રણભૂમીમાં એકત્ર થયા.

આ વૃત્તાંત વાંચવાથી પ્રિયપાઠકગણના સમજવામાં એ વાર્ત્તા આવશે કે, એ સમય રજપૂતો એક બીજા સાથે કેટલું બધું વૈર રાખતા હતા. તેઓના તેજ દ્વેષથી શત્રુઓને ભારતવર્ષ લઈ લેવાનો સમય હાથ લાગ્યો. જો રજપૂતોમાં કુસંપનો પગ પેસારો ન હોત, તો ભારતવર્ષ વિદેશીયોના હાથમાં જે સદાને માટે ગયો તે જવા પામત નહિ, પણ ભાવી બળવાન્ છે, ત્યાં કોઈનું ડહાપણ ચાલતું નથી. બનવા કાળ બનેજ જાય છે. તેથી જ આર્ય રાજાઓમાં આપસ આપસમાં એટલો બધો દ્વેષ ઉત્પન્ન થઈ ગયો, કે જેનું વર્ણન કરવું અશક્ય છે, અને તે દ્વેષનું અંતિમ ફળ એ આવ્યું કે, સદાને માટે આર્યભૂમી! અરે! માતૃભૂમી! વિદેશીયોના હાથમાં ગઈ. પૃથિરાજ ચહુઆણ જેવાં વીરરત્ન પણ પોતાની આર્યભૂમીનું સ્વાતંત્ર્ય જાળવતાં માર્યાં ગયાં અને લાચાર થયેલ આર્યભૂમી પરદેશીઓથી આક્રાન્ત થઈ નિર્ધન, નિર્વીર્ય, અને નિરાધાર થઇ ગઇ. પ્રિય પાઠકગણ! આ વાર્તાનો વિચાર કરતાં હૃદય દ્રવીભૂત થાય છે. મનમાં હજારો તર્ક વિતર્ક થાય છે, પણ લાચાર હરિઇચ્છા બળવાન્ છે. એ પ્રમાણે વિચાર કરી મનનું સમાધાન કર્યા વગર છુટકો નથી. હવે આપણે આ વાર્ત્તાથી મનને ખેંચીને અચળગઢના કિલ્લામાં શૂરવીર પૃથિરાજ ચહુઆણની રાહ જોતી ઇચ્છનકુમારીના તરફ દ્રષ્ટિ કરીયે.

---

# પ્રકરણ ૪ થું.

## ઇચ્છિનકુમારી.



જેતસી પરમારની કુંવરી અને પરાક્રમી પૃથિરાજની ભવિષ્યની થનારી પાટરાણી ઇચ્છનકુમારી આબૂ ઉપરના અચળગઢના અજીત કિલ્લામાં લમણે હાથ દઇ વિચાર સાગરમાં નિમગ્ન થઇ ગયેલી અનેકાનેક તર્ક વિતર્ક કરી હતી. તે મનમાં વિચાર કરેછે કે,—હવે તે કરવું શું! ક્યાં જવું? ઝેર ખાઇ મરૂં, કે આ ઝરૂખામાંથી પડતું મુકું? કારણ કે આજ બ્રાહ્મણને ખાનગી પત્ર આપી પૃથિરાજ પાસે પાઠવ્યાને લગભગ એક મહિનો થયો, અને મારી જન્મભુમી ચન્દ્રાવતીને છોડે પંદર દિવસ થયા; પરંતુ કાંઇ પણ સમાચાર ન આવ્યા, તેનું તે કારણ શું? પ્રતાપી અને મહાપરાક્રમી પ્રાણનાથ પૃથિરાજ આવ્યા વગર તો ન જ રહે, એ ખાત્રી છે, પણ હવે વખત થોડો રહ્યો હાથવેંતમાં બાજી આવી ગઇ છે; કારણ કે દુષ્ટ ભોળોભીમદેવ હાહાકાર મચાવતો એકદમ ચન્દ્રાવતી તરફ ધસ્યો આવે છે. મારા પિતાજીના સરદારો રીમાડાપર કામ આવેલા જાય છે, અર્થાત્ યુદ્ધમાં પોતાનું અનહદ પરાક્રમ દર્શાવી, ભીમની અગણીત સેના પાસે, પોતાનું પ્રબળ ન ચાલવાથી મરણને શરણ થતા જાય છે. તેમજ મારા સસરાજી સોમેશ્વર ચહુઆણ તરફથી સહાયનાર્થે સૈન્ય 'આ આવે છે આ આવે છે' એમ સર્વે કોઇ દ્રષ્ટિ ખેંચી રાહ જુએ છે, પરંતુ તે મોકલ્યું હજુ કશું પણ જણાતું તથી. ત્યાંથી તો કોઇ આવતુંએ નથી અને જતુંએ નથી. આમ હોવાથી મને અનહદ ચિંતા થાય છે. મારા ભવિષ્યમાં તે વિધાતાએ શું લખ્યું હશે? અરે! જો કદાચ દૈવયોગે મારા પિતાનો પરાજય થયો, કે સસરાજીની સહાયતા ન આવી પોહોચી, અને તેમજ પ્રાણનાથ પૃથિરાજ પણ જો ન આવી પોહોચ્યા તો તો મારો મરવા વગર છુટકોજ નથી, હું મારો દેહ પાડી નાખીશ, પણ જીવતે જીવ ભીમના હાથમાં તો જવાનીજ નથી. અરેરે! શું થશે? હાય!' મને મહાભારી ભય રહેછે; કારણ કે ભોળોભીમદેવ મહાબળવાન રાજા છે. તેણે અફગાનિસ્તાનના પાદશાહને પણ મારીને કાઢયો હતો, તો તેવા બળવાન ભોળાભીમસાથે ચન્દ્રાવતીની સેના તે શી વિશાતમાંછે? મારા નશીબમાં એક ભવમાં બે ભવ લખ્યા હશે કે શું? કારણ કે પૃથિરાજને આપ્યા છતાં દુષ્ટ ભોળો ભીમ મારી આશા નિરર્થક રાખે છે. મારા કર્મમાં એક નહિ પણ શું બે

પતિ લખ્યા છે ? અરેરે !! હવે શું કરૂં ? ક્યાં જાઊં? કાંઈ ગમ પડતી નથી. જીવને ચેન પડતું નથી. અરેરે ! પાંખો હોય તો તો ઉડીને પ્રિય પ્રાણનાથ પૃથિરાજને મળું. અને મારૂં હૃદય શાન્ત કરૂં. પણ તે નથી. હવે તો મરણને શરણ થયા વગર છુટકો નથી. હે વિશ્વંભર ! મારી લાજ રાખજે. હું પૃથિરાજ વગર પ્રાણાંતે પણ અન્યને વરનારજ નથી. પૃથિરાજ વગર અન્ય મને ભાઈ અને બાપ સમાન છે. ભીમદેવ વિનાકારણે ખોટી મારી આશામાં ને આશામાં પોતાના અને મારા પિતાના સરદારોની જીંદગી જોખમમાં નાખે છે. અરેરે ! ચહુઆણનો શો ભરોશો ? અરે ! રાજાના કુંવરોને કાંઈ કન્યાની ખોટ છે ? તેમાં પણ પૃથિરાજને તો શાની ખોટ હોય ! મારૂં નશીબજ મંદ છે. જરા વિચાર કરીને પણ ના ના, વિવાહની પ્રથમ વાત થતાંજ એ મારા અને હું એની કહેવાઈજ ચૂકી છું. અને તે મહા શૂરવીર છે. જેનું પરાક્રમ બાલ્યાવસ્થાથીજ જગદ્ વિખ્યાત છે. એથી મને પૂર્ણ પ્રતીતિ છે કે—મારા પ્રત્યે તેમની પ્રીતિ અવશ્ય હશેજ. આખું જગત ચહુઆણ યૌવરાજના યશ ગાઈ રહેલ છે, તેમજ તેના મિત્રો પણ શૂરવીર, ગુણવાન અને બુદ્ધિમાન છે, તો શું તે મારી સહાયતા નહિજ કરે ! અવશ્ય કરશેજ ! અરે હૃદય ! તું મિથ્યા તર્ક વિતર્ક કરી શંકાયુક્ત બની શામાટે ભ્રમિત થાય છે? પ્રેમીનું હૃદયજ અનિષ્ટને જન્મ આપી ભય પામે છે. ગમે તો તેનો મારાપર પ્રેમ નહીંજ હોય; પરન્તુ વાસ્તવિક રીતે તો મારો તો તેનાપર અપરીમિત પ્રેમ છે. તેનું અનહદ પરાક્રમ અને બુદ્ધિ કૌશલ્ય જોને તો મારા પિતાજીએ તેમનો સ્વીકાર કરેલ છે. અને જે સમય યુવરાજપદ ઉપર તેનો અભિષેક થયો, તે સમય પ્રથમથીજ તેમના સમીપ વિવાહનું નાળીએર મોકલી સંબંધ નક્કી કરી લીધેલ છે, અને ત્યારથી હું એમની અને એ મારા કહેવાઇ ચૂકેલ છે, અને પત્ર મોકલ્યા પછી તો ઉઠતાં, બેસતાં, ખાતાં, પીતાં, સૂતાં અને ફરતાં અહર્નિશ મને તેનુંજ સ્મરણ થયા કરે છે. અને આ આવ્યા એમ ભણકારા વાગે છે. મારૂં મન એમનાજ તરફ ખેંચાયા કરે છે. અને આંખ્યો મીચતાં તો ચારે તરફ તેમનેજ નિરખું છું. સ્વપ્ન પણ તેનાંજ આવે છે. રાત્રિએ પિંજરામાં બેઠેલો પોપટ જ્યારે પોતાની પાંખ્યો ફડફડાવે છે, ત્યારે મને પ્રિય પ્રાણનાથ જાણે પધારતા હોય એમ જણાય છે. અને ભર નિદ્રામાંથી જાગી જાઊં છું. સાથે શયન કરવાવાળી મારી સાહેલીઓ પણ પ્રાતઃકાળે મારા અને તેના સમ્બન્ધનાં સ્વપ્ન અને વાતચિત્તની મશ્કરીઓ કરે છે ! સખીઓ મારૂં મન પ્રસન્ન કરવાને માટે નાના પ્રકારની ચેષ્ટાઓ પણ કરે છે; પરંતુ તે મને કાંઇ રૂચતું નથી. મારો જીવ તો પ્રાણનાથનાં કોમળ ચરણકમળમાંજ લાગી રહેલ

છે, કે ક્યારે તે ચરણ નિરખવાને ભાગ્યશાળી બનું અને જીવન સફળ કરૂં. મારૂં મન અન્ય કોઇ વાર્તામાં લાગતુંજ નથી. બાલ્યાવસ્થાથીજ સાથે રહેનારી સાહેલીઓનો સમાગમ પણ મને ગમતો નથી. હવે તો એવું મનમાં થાય છે કે,–અહિંથી છેટે કોઇ એકાંત સ્થાનમાં જઇને બેસું. મારી એવી તો શોચનીય સ્થિતિ પડી છે કે, મારી દશા મનેજ દયા ઉપજાવે છે. મને કાંઇપણ રૂચતું નથી. હુંતો જ્યારે એમને મળીશ ત્યારેજ મારૂં ચિત્ત સ્થિર થશે. જોકે મારા પિતાજીએ તો મારા સંરક્ષણાર્થે મોટા મોટા બળવાનને પાસામાં રાખ્યા છે. અને મહાબળવાન સાથે મારા સંરક્ષણાર્થે બાથ પણ ભીડી છે; તોપણ કોણ જાણે શું થશે ? તે પ્રથમથી ચોક્કસ કહી શકાયજ નહિ. મારા નિમિત્ત હજારો જીવ પોતાનાં અમૂલ્ય પ્રાણ આપવાને માટે તૈયાર છે; તો પણ જે સમાચાર ચન્દ્રાવતીથી આવે છે તેથી ધિરજ રહેતી નથી. મારા મનમાં તો હવે એમજ આવે છે કે,–પ્રિય પ્રાણનાથને મળવા માટે એકલીજ ઘોડાપર ચડીને અજમેર ચાલી જાઊં, પણ કુળની મર્યાદા મને તેમ કરવા ના પાડે છે. વિચાર કરી કરી મન થાકી જાય છે, પણ કાંઇ ઉપાય સૂજતો નથી. અરે ! હાય ! ક્યાં જાઊં? અને કોની પાસે જઇ મારાં દુઃખની વાત કરી મારા મનનો ભાર હલકો કરૂં. અરે ! આ વખત મારી વાત સાંભળી મારૂં દુઃખ દુર કરે તેવું કોઇ નથી. સખીઓ પાસે તો વાત કરતાં મને લાજ આવે છે. પૃથિરાજ ! પ્યારા પૃથિરાજ !! એક આપજ આ હૃદયને ધિરજ દેવાવાળા છો. બીજું કોઇ નથી. આ હૃદયના દુઃખને આપ વગર બીજું દૂર કરનાર કોઇ નથી. હે નાથ ! માટે હવે દુઃખી ન કરો. મારાથી આ દુઃખ સહન થતું નથી. હું આપ વગર અધીરી બની ગઇછું. પતિ ! હવે બહુ થઇ, ખુબ કસોટી કરી. હવે વિશેષ ન સતાવો. મારો પત્ર આપને પોહોચ્યો છે કે નથી પોહોચ્યો ? જો મારો પત્ર આપને પોહોચ્યો હોય, અને તે મારા પત્રે આપનો મારા ઉપર પ્રેમ ઉત્પન્ન ન કર્યો હોય, તો તેની કાંઇ ચિન્તા નહિ, પણ એક દીન દુઃખી અબળા વિચારી મારૂં સંરક્ષણ આપને કરવુંજ જોઇતું હતું. અરે ! શું રજપૂતોનો ધર્મ આપને ઉત્તેજીત ન કરી શક્યો?! જો રજપૂતનો શરણાગતવત્સલ ધર્મ આપને ઉત્તેજીત ન કરી શક્યો હોય તો તેમાં આપનો દોષ નથી. મારાં મંદભાગ્યનો દોષ છે. બીજો દોષ કળીનો છે. કળીમાં રજપૂતોમાંથી આજથીજ શરણાગતવત્સલ ધર્મ સદાને માટે નાશ પામ્યો એમ સમજી મનનું સમાધાન કરીશ. પણ ના ના, તે આપ જેવા જગદ વિખ્યાત નરના સંબંધમાં બનેજ નહિ. આપ આપના શરણાગતવત્સલ ધર્મનો પ્રાણાંતે પણ ત્યાગ કરો તેવા નથી. આ પ્રકારે દુઃખતાં વચનો કહેતી

અને વચમાં વચમાં મહા ગરમ નિશ્વાસ નાખતી તથા વિચારમાં નિમગ્ન થતી જેતસી પરમારની કન્યા ઇચ્છિનકુમારી અચળગઢના સુંદર મહેલમાં બેઠી હતી. તે વખત સાંજ પડવા આવી હતી. દિવસના પરિશ્રમથી આરકત થઈ, ભગવાન્ સૂર્ય નારાયણ પણ ધીરે ધીરે પશ્ચિમ દિશા તરફ અસ્તાચળ પ્રત્યે ગમન કરતા હતા. નાનાપ્રકારનાં રંગ બેરંગી વાદળ આકાશમાં દૃષ્ટીગોચર થતાં હતાં. ચારો ચણી ચણીને પક્ષીઓ પોત પોતાના માળમાં વિશ્રામ લેતાં હતાં. તળાવમાં પ્રફુલ્લિત થયેલી કમલિની બંધ થઇ ગઇ હતી. વાયુ કેતકી તથા કેવડાથી સુગંધિત થઇ દિશાઓને મહેકાવી રહેલો હતો. તળાવમાં સુંદર તરંગો થઇ રહેલા હતા. છેટે છેટેથી ઉડીને આવતાં સારસ પક્ષીનાં જોડાં જળાશય ઉપર આવીને બેસતાં હતાં. નાના પ્રકારનાં અસંખ્ય જંગલી પુષ્પો પ્રફુલ્લિત થઇ રહેલાં હતાં. લીલાં પીળાં પુષ્પો ઋષ્યશૃંગ અને કનકશૃંગની શોભાનો તિરસ્કાર કરી રહેલાં હતાં અને ચન્દ્રમાની રાહ જોતાં ચકોર પક્ષીઓ વારંમ્વાર ઉડી ઉડીને પૂર્વ દિશાને નિરખી રહેલાં હતાં.

આ પ્રમાણે પરમારરાય જેતસીની પ્યારી પુત્રી ઇચ્છનકુમારી રાજમહેલનાં ઝરૂખામાં બેસીને, વનની અવર્ણનીય શોભાને નિરખી નિરખી વિશેષ નિશ્વાસ નાંખી મુઝાતી હતી. તેજ સમય આબૂના મોટા અગ્નિકુન્ડના માર્ગે ત્રણ ઘોડેસ્વાર અચળગઢ તરફ જતા હતા, તે તેના જોવામાં આવ્યા. એ ત્રણ પ્રવાસી તરૂણ હતા. મૂંછના દોરા તેમને નિકળી રહેલા હતા. એ ત્રણેનાં શરીર સુંદર, સુઘાટ, કદાવર અને પ્રફુલ્લિત હતાં એઓનાં ભવ્ય કપાળમાં યુવાવસ્થાનું શૌર્ય અને ઉત્સાહ ચમકી રહેલ હતાં. એ ત્રણ અસ્વારો પૈકી એકનો ઘોડો, તેની ભવ્ય મુખાકૃતિ અને તેનાં ઉત્તમ વસ્ત્રોપરથી સહજમાં સમજાતું હતું કે, એ અચળગઢ જનારા ત્રણ સ્વારોમાં તે મુખ્ય હતો; એટલે કે તે તેઓનો ઉપરી હતો. તે ત્રણે હથિયાર બંધ હતા. તેઓના ઘોડા ચંચળ અને છટાદાર ચાલથી પર્વતના પ્રદેશમાં ચાલ્યા જતા હતા. ભીલ તથા અન્ય જંગલી મનુષ્યો તો આ ત્રણ સ્વારને નિરખી તેનાથી ડરીને ત્યાંથી નાશી જતા હતા; જો કે તેઓ ઘણે દૂરથી આવતા હતા, પરંતુ પૃથિવીના ઉપર પ્રસરેલી લીલી વનસ્પતિ અર્થાત્ કુદરતી લીલી શેતરંજીના ઉપર વિનાશ્રમે ઘોડાને ખેલવતા જતા હતા. તેઓ ફળ અને ફુલોના ભારથી નમી ગયેલી ડાળીઓવાળાં વૃક્ષોપર બેસીને કલોલ કરતાં પક્ષીઓના મધુર અવાજને શ્રવણ કરતા કરતા, અમરવેલિથી આચ્છાદન થયેલ આંબાના વૃક્ષપર બેસીને શબ્દ કરતાં કુરર પક્ષીના શબ્દથી પ્રતિધ્વનિત થતી દિશાઓમાં થઇને આગળ વધી રહેલા હતા. એ આબૂના જંગલનાં વૃક્ષ એક બીજા સાથે ગ્રંથન થઇ રહેલાં હતાં. આંબા વચમાં લીંબડાની ડાળ અને લીં-

બડાના વચમાં અશોકની ડાળ શોભાયમાન્ થઇ રહી હતી. એ ઝુકેલી ડાળીઓની છાયા અત્યંત શીતલ હતી. જેને એકજવાર પુષ્પ આવે છે, એવાં વૃદ્ધ ચંપાનાં પુષ્પોદ્વારા સુગંધિત થયેલ વાયુથી ઘ્રાણેન્દ્રિયને તૃપ્તિ થતી ન હતી. પહાડોમાંથી ઝરતાં ઠંડાં અને મીઠાં જળવાળાં નાના નાનાં ઝરણાંઓથી પ્રવાસીઓનો માર્ગ શ્રમ દૂર થતો હતો. લક્કડખોદ પક્ષી જવાનીના જોરથી ઉન્મત્ત થઈ શીશમની ડાળ ઉપર બેસી પોતાની ચાંચથી, ડાળ ઉપર પ્રહાર કરી રહેલાં હતાં, અને તેથી ત્રાંબાના રણકા જેવો ઠન ઠન શબ્દ થતો હતો, જેથી ઘોડાઓ ચમકતા હતા. ઢોળાવ ઉપરથી નિચે તરફ અને નિચેથી ઉપર તરફ જોવામાં અત્યંત અવર્ણનીય રમણિકતા જોવામાં આવતી હતી. સોપારીનાં વૃક્ષોની ઝુકી રહેલી ડાળીઓ જાણે જુનાં પવિત્ર દેવાલયો ઉપર ચમર કરતી હોય નહિ તેમ જણાતી હતી. તે અત્યંત ઘાટા અન્ધકારયુક્ત વન, સુંદર ખેતરો, અને અત્યંત સુંદર રેતવાળી મોટી મોટી નદીઓના વચમાંથી પ્રવાસ કરતાં જરા પણ થાક લાગતો ન હતો. તે ત્રણે પ્રવાસી વનની આવી અનુપમ શોભાને જોતા જોતા ઉત્સાહસહ આગળ વધતા ચાલ્યા જતા હતા. એટલામાં તો તેઓની દ્રષ્ટિએ અચલગઢના મિનારા પડ્યા. જરા આગળ વધતાં તો અત્યંત વૃષ્ટિ પડવાથી કાળા થએલા, વિદ્યુત પડવાથી ફાટી ગયેલા અને નાનાં નાનાં ઘાસથી વિચીત્ર જણાતા, પ્રાચીન દેવાલયનું શિખર દ્રષ્ટિએ પડ્યું. કેવળ ચન્દ્રમાના અમૃતથીજ વૃદ્ધિને પામેલ હોય, એવા ઋષ્યશૃંગના ઉપરનાં ખજૂરનાં વૃક્ષોની ઘટા તેઓએ નિરખી. તે સમય ભગવાન્ સૂર્યનારાયણ અસ્તાચલમાં પધાર્યા હતા. અને જે પ્રકારે બંધ તુટવાથી મોટી નદીનું પાણી સકલ પ્રદેશમાં ફેલાઈ જાય છે તેમ સૂર્યનારાયણનું અસ્ત થવું થતાં સમસ્ત દિશાઓમાં અન્ધકાર ફેલાઈ ગયો હતો.

પવન પડી ગયો. ઘોડાઓના પગના ડાબલાના શબ્દ શ્રવણેન્દ્રિય ઉપર આવતા હતા. પક્ષીઓનો કોલાહલ શાન્ત થયો. અને ક્ષિતિજનાં રંગ બેરંગી વાદળ પણ જણાતાં બંધ થયાં. સંધ્યાકાળ થઈ ગયો; છતાં પણ તે ત્રણે સ્વારે મુકામ ન કરતાં ઘોડાઓને ઉતાવળા ચલાવી આગળ વધવા માંડ્યું. અને કિલ્લાના સમીપ જઇ પોહોચ્યા. એટલામાં તો કૃષ્ણ પક્ષની પંચમીના ચન્દ્રનો ઉદય થયો. ચક્રવાક પક્ષીના કલકલાટે ચકોરની ઉત્સુકતાએ, દિક્ સુંદરીનાં હસતાં વદને અને તિમીર ભેદી સ્વચ્છ કિરણોએ પ્રવાસીઓનાં ચિત્તને પ્રસન્ન કરી દીધાં. આકાશ ગંગાની ઝલક નિસ્તેજ થઇ ગઇ. ઉષ્ણ વશળનાં વાદળ દૂર થઇ ગયાં, જરાજરા શીતળ, અને મંદ વાયુ વાવા લાગ્યો. અને જાણે દિગ્ સુંદરીના લલાટમાં તિલક કરેલ હોય તેવું ચન્દ્રનું બિંબ ક્ષિ-

ક્ષિતિજમાંથી ઊંચું આવતું જણાયું. ઉદય થતા ચન્દ્રને નિરખી એ ત્રણ સ્વારો પૈકી એકે કહ્યું કે–'યુવરાજ' ચન્દ્ર ઉદય થયો. અને આપ પરમારરાયના પ્રાચીન મેહેલના આંગણાંમાં આવી પોહોચ્યા. આ લાંબા માર્ગનો શ્રમ સફળ થયો. અને નિર્વિઘ્નના પૂર્વક અહિ આપણે આવી પોહોચ્યા. તે માટે તેઓ ઇશ્વરનો આભાર માનતા અને વાતો કરતા કરતા તેઓ ઢોળાવ ઉપર ચડી મીનારાઓ વાળા ચોગાનમાં આવીને ઉભા રહ્યા.

જે મનુષ્યો યુવરાજ પૃથિરાજ આવવાની વાટ જોતા હતા, તે મનુષ્યો દ્વારા પૃથિરાજના આવવાના શુભ સમાચાર ઇચ્છનકુમારીને મળ્યા. ઇચ્છનકુમારીએ પ્રથમથીજ દાસદાસીઓને તેનો આદરસત્કાર કરવાની આજ્ઞા આપી હતી. પૃથિરાજના આવવાથી મહેલનાં સર્વ માણસોને આનંદ થયો હતો. ચહુઆણનો ઘોડો જેવો ચોગાનમાં આવી ઉભો રહ્યો, કે તુરત એક અનુચરે ઘોડાની લગામ પકડી, અને દાસદાસીઓના નમનનો સ્વીકાર કરી પૃથિરાજ ઘોડા ઉપરથી નિચે ઉતરી પડયો. જે પ્રમાણે ખજૂરનાં વૃક્ષ ઉપર બેઠેલ ચકોર પક્ષી ચન્દ્રમાને નિરખે છે, તે પ્રમાણેજ મહેલમાં બેઠેલી ઇચ્છનકુમારીએ ઝરોખામાંથી પૃથિરાજના મુખચન્દ્રનાં દર્શન કર્યાં. બન્નેના મનમાં આનન્દ સાગરના તરંગો ઉઠવા લાગ્યા. યુવરાજ પૃથિરાજ, ચન્દ અને રા રાય ગુર્જ્જર સેવકોના બતાવેલા માર્ગે અન્દર ગયા. અને એક મોટા સભામંડપવાળા ઓરડામાં કેટલોક વખત વિશ્રાંતિ લઈ, કપડાં ઉતારી સ્નાન કર્યું. ઇચ્છનકુમારી હજુ સુધી બહાર આવી ન હતી. તેતો યુવરાજ પૃથિરાજના નામની માળા ફેરવી રહી હતી. તેનું મનતો તેનાં ચરણ કમળમાં તલ્લીન થઇ ગયું હતું. સખિઓ પાસે મનના ઉમંગ દર્શાવતી, અને ક્યા પ્રકારે તેના વિશાળ હૃદયની ભેટ કરી, મારાં વ્યથિત મનને શાન્ત કરૂં, એ બાબતનો વિચાર કરતી પોતાના ધ્યાનમાં નિમગ્ન થઇ બેઠી હતી. કુલીન કન્યાઓનું હૃદય લજ્જાયુક્ત હોય છે. જે પ્રકારે વરને જોતાં નવલવધૂ લજ્જાશીલ થઇ જાય છે, તે પ્રકારેજ ઇચ્છકુમારીને પણ લજ્જાએ ઘેરી લીધી.

આ તરફ ભોજન કરવાનો સમય થયો;–સર્વે ભોજન કરવા ગયાં. વિશ્રાંત થયા છતાં પણ પૃથિરાજનું હૃદય ક્ષણે ક્ષણે અધિર થતું જતું હતું. હજુ સુધી ઇચ્છનકુમારીનો સન્દેશો પણ આવ્યો ન હતો. તેથી તેનું હૃદય અનેકની શંકાને જન્મ આપતું હતું; એટલામાં તો ઇચ્છનકુમારીની બે સાહેલીઓએ અન્દરથી આવી ચન્દ બારોટને અને રામરાય ગુર્જ્જરને પાનનાં બીડાં આપ્યાં અને 'યુવરાજનાં પાનનું બીડું અમને ઇચ્છનકુમારીયે આપ્યું નથી' એ પ્રમાણે ચન્દના તરફ મુખ કરી, યુવરાજને ઇશારો કરીને કહ્યું. ઇચ્છન-

ઇચ્છિનકુમારીનાં નવીન ગુલાબનાં સદશ લાવણ્યયુક્ત કપોળમાં મંદહાસ્યથી ખાડા પડી ગયા. તેનાં નેત્રામાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં અને હૃદયમાં ઉમંગ થવાથી કુચોના ભારને સહેવાવાળી હૃદયના ઉપર, પડી રહેલી મોતીઓની માળાએ ઉછળીને પ્રેમની સાક્ષી આપી. વરવધૂના નેત્ર એક બીજાની દૃષ્ટિને સ્થિર થવા દેતાં ન હતાં, તોપણ સાહેલીઓ ત્યાં હાજર હોવાનાં કારણને લીધે એક બીજાનો પ્રેમ પ્રકટ ન થઈ શકયો. રાજદ્વારમાં રહીને અનુરાગિયોના હૃદયનો અભ્યાસ કરીને ચતુર થયેલી ઇચ્છિનકુમારીની સાહેલીઓ પણ ઉઠીને ઉભી થઇ ગઈ. અને 'મહારાજ! આજ અમારી સાહેલીને અસંત સુખ થયું, અમે તે આપને સોંપીએ છીએ. પછી પ્રભાતે જે યોગ્ય લાગશે તે પ્રમાણે કહીશું' એ પ્રમાણે કહીને ઇચ્છિનકુમારીની ચતુર સાહેલીઓ અંતઃપુરમાં ચાલી ગઇ.

મહેલમાં દીવા ક્યારે પ્રજ્વલિત થઈ રહ્યા હતા. સુન્દર મન્દ મન્દ શીતળ વાયુ ચાલી રહેલો હતો. ચન્દ્રમાનો પ્રકાશ સર્વત્ર પ્રસરી રહ્યો હતો. યુવરાજ અને ઇચ્છિનકુમારી બન્ને એક બીજાના સન્મુખ હતાં, પરંતુ બેમાં-થી એકે બોલતું ન હતું. આંખો હસતી અને શરમાતી હતી. અંતે યુવરાજ પુરૂષત્વની અધિરતાથી ઉઠીને ઉભા થયા અને ઇચ્છિનકુમારીના સમીપમાં જઇને તેનો સત્કાર કરી ગંડસ્થળમાં પોતાનો હાથ નાખીને બોલ્યા કે— 'વાહ! હવે કેમ બોલતાં નથી? પત્રમાં તો બહુજ લખ્યું હતું.' પુરૂષના કરનો સ્પર્શ થતાંની સાથેજ નવીન કદંબની કળિઓના સમાન સર્વાંગ પુલકિત થયેલી કન્યા ઉછળતા હૃદયને સ્થિર કરી છાતિ ઉપરથી પૃથિરાજના હાથને દૂર કરી, નિચું જોઇ પૃથિવીને પગના અંગૂઠાથી ખોતરતી ખોતરતી મહા-શ્રમથી બોલી કે,—હું શું કહું? આપ તો સર્વે વાત જાણો છો, હું શરમાઉં છું; કારણ કે જો મારા પિતાયે વિધિપૂર્વક વિવાહ કરેલ હોત અને સર્વે સ-મ્બન્ધી વર્ગ વિવાહ સમય એકત્ર થયેલ હોત, તો તો પછી મારા મનની લાજ દૂર થઇ હોત; મને સર્વે સમ્બન્ધીના સમક્ષ આપને સોંપી હોત અને આપની પટરાણી થઇ હોત; પરન્તુ પરમેશ્વરને તેમ કરવું રૂચ્યું નહિ હોય, અને તેને પર્વતના શિખરોપર એકાંત મહેલમાં આપ સાથે મને મેળવી કે જ્યાં સત્કાર કરનાર પણ માત્ર આપનુંજ અંગ છે, હવે હું શું વિશેષ કહું. ઇચ્છનકુમારી એટલું કહી ખિન્ન ચિત્તથી મૌન્ય ધારણ કરીને ઉભી રહી. તેનાં નેત્રામાં પ્રેમાશ્રુ આવી ગયાં. પૃથિરાજે પોતાના રૂમાલથી ઇચ્છનકુમા-રીનાં નેત્રામાંથી વહેતી અશ્રુધારા લુછી, તેને હૃદય સાથે લગાવી, ધિરજ આપી, હાથથી તેનું મુખ ઊંચું કરીને કહ્યું કે. 'હે દેવી! વિધિતગરજ

અમે વિધિવત્ વિવાહ કરી લીધેલ છે. પટરાણીનું પદ તમને જ ઉચિત છે. યુવરાજે આ પ્રમાણે કહી પ્રેમના પ્રથમ માર્ગરૂપ મુખનું ચુમ્બન કરયું. ઇચ્છિનકુમારીનું હૃદય શાન્ત થયું. તેણે આલિંગન સમય લજ્જાનો ત્યાગ કરયો. અને એક ક્ષણમાંજ ઘણા કાળના પરિચયના સદૃશ તેમનાં મને મન અને પ્રાણેપ્રાણ એક થયાં. રાજકન્યાનો સંતાપ અને રાજપુત્રનો પરિશ્રમ જતો રહ્યો, અને અમૃતથી ભરેલાં અંતઃપુરમાં દુઃખનો નાશ થઇ સર્વત્ર અભેદ પ્રેમરસ પ્રસરી રહ્યો. એ ઉભય દંપતિ—વર—વધૂ પલંગ ઉપર જઇને બેઠાં એક બીજાએ હૃદય ખોલી ખોલીને વાતો કરી. બન્ને ઉભરાઇ જતા રતિરસમાં લીન થયાં. ઇચ્છિનકુમારીએ શકુન્તલા અને દુષ્યન્તના ગંધર્વ વિવાહનું દૃષ્ટાંત સ્મરણ કરીને તૃપ્ત હૃદયને શાન્ત કરયું, અને ઘણા કાળથી તલસી રહેલાં મન શાન્ત થવાથી તે બન્ને નિશ્ચિન્ત થઇ નિદ્રાવશ થયાં. અચળગઢના ઉપર આનંદ થયો. જેને માટે દારૂણ યુદ્ધ થતું હતું, તે રજપૂત કન્યા પોતાના પતિને મળી, અને ભોળાભીમદેવનો શ્રમ વ્યર્થ ગયો. પ્રાતઃકાળે સુખનો સૂર્ય ઉદય થયો.—પૃથિરાજે ચન્દ્ર અને રામરાય ગુર્જ્જરને મળી ચન્દ્રાવતીનું વૃત્તાંત પુછ્યું; એટલામાં તો રોજના નિયમાનુસાર ચન્દ્રાવતીથી દૂત આવ્યો. એ દૂતે યુદ્ધના સર્વ સમાચાર તથા સોમેશ્વરની સહાયતા આવી પોહોચવાના ખબર પૃથિરાજને સંભળાવ્યા. વળી તેણે કહ્યું કેઃ—પ્રથમ ગુજરાત અને ચન્દ્રાવતીના સીમાડાપર અમારા મહારાજ અને ભીમદેવ વચ્ચે તુમુલ યુદ્ધ થયું હતું—શત્રુની સેના અત્યંત અધિક હતી, એ કારણથી પ્રથમ તો અમારો જ પરાજય થયો હતો; પરંતુ પૃથિવીને રૂધિરથી તૃપ્ત કરયા પછી પરમારોએ સોલંકીને માર્ગ આપ્યો. સેના છિન્નભિન્ન થઇને નાશી ગઇ હતી. તેને એકત્ર કરવાની કોશિષ થઇ રહી હતી. એટલામાં મહારાજશ્રી સોમેશ્વરદેવ આવી પોહોચ્યા. એટલે સલખકુમારે તેમની સાથે રહીને નવી કિલ્લેબંધી કરી છે. હવે જે થવાનું હશે તે થશે; પરંતુ ગુજરાતની સેના ટીડાના દલના સમાન અનન્ત અને અગણનીય છે.

પરમાર રજપૂતોની સ્તુતિ કરતાં રામરાય ગુર્જ્જરે કહ્યું કેઃ— હારજીત થવી એતો પરમેશ્વરને આધીન છે ' પરન્તુ કવિયોએ જે પરમારોના સંબંધમાં કહ્યું છે તે જરા ખોટું નથી. તે ખરેખરૂંજ છેઃ—

**દુહો.**

**ध्रुव चले मेरु डगे, गम मरडे गिरनार;**
**रणमांथी पग क्यम धरे, पग पाछो परमार,**

ચન્દભાટે રામરાય ગુર્જ્જરના દોહાને અનુમોદન આપ્યું અને પોતાના

રાજાનું વર્ણન સાંભળીને પ્રસન્ન થયેલ દૂત ઇચ્છનકુમારીની પાસે ગયો. ઇ-ચ્છનકુમારીએ પોતાની કુશળ તેને કહી. અને આ પ્રમાણેનો સંદેશો પોતાની માતાને કહેવરાવી મૂક્યો કે:-'હું પૃથિરાજની સાથે અજમેર જઇશ, માટે કોઈ પણ પ્રકારની ચિંતા કરશો માં.' દૂતના ગયા પછી બધાએ ચાલવાની તૈયારી કરી.

ઘોડાઓ ઉપર સાજ નંખાયા. અને સવારોએ ઉઠીને અસ્ત્રશસ્ત્ર બાં-ધીને પોતપોતાની કમ્મર કસી. ઇચ્છનકુમારી અને તેની બે દાસીઓ પણ તૈયાર થઇ. વગર ધામધૂમે સાસરે જવામાં ઇચ્છનકુમારીને સારૂં લાગતું ન હતું; પરંતુ લાચારીથી, સમયને માન આપી, વખત વચારી, સોરઠી ઘોડી-ઓના ઉપર સવાર થઇ. ત્રણે પુરૂષ અને ત્રણે સ્ત્રીયોએ મોટા ખુરજવાળા પરમાર રાજના પ્રાચીન મહેલના આંગણાંમાં પ્રસન્ન મનથી અંતિમ પ્રણામ કરી, ઘોડાઓને ચલાવ્યા. રસ્તો ઘણોજ રમણિક હતો, થોડો વખત સુધી તો એક નાના નાળાની કોરે કોરે તેઓ ચાલ્યા. આકાશમાં એકપણ વાદળ ન હતું. અમરાઇમાંથી કોએલો ટહુકા કરતી હતી. બીજાં જંગલનાં પક્ષી વાં-સની ઝાડીમાંથી સાદ કરતાં હતાં અને તિતરનાં ટોળે ટોળાં ઝાડો ઉપર બેસીને હોલાઓની સાથે આનંદથી સંવાદ ચલાવતાં હતાં. લક્કડખોદ ઝાડોનાં થડ ઉપર તેઓની કઠણ ચાંચ ઠોકતા હતા, તેથી આખું વન ગાજી રહ્યું હતું. ત્યાં નાના પ્રકારનાં પુષ્પ તથા સ્વાદિષ્ટ મેવા નજરે પડતા હતા. ઝાડો ઉપર ચડતા વેલાનાં ધોળાં તથા પીળાં પુષ્પોમાંથી મધમાખીઓ મધ કાઢતી હતી. ત્યાં કોઈ માણસની વસ્તી ન હતી. માત્ર કોઇ તળાવની પાસે વણ-જારાઓ ગુણ નાખીને બળદ છુટા મૂકીને પડેલા હતા. તે નજરે આવતા હતા. આગળ ચાલતાં [illegible] ભોંય આવી તે રેતાલ હતી, પણ તેમાં સ્થળે સ્થળે ખેડાણ હતું. અને અનાજના ખેતર આવતાં, અને વખતે વખતે નાના ગામો દેખાતાં અને દૂરના પહાડોમાંથી નિકળેલી નદીઓ વહેતી નજરે પડતી હતી. અને તેના પ્રવાહથી શ્રવણેન્દ્રિયને ઘણો આનંદ થતો હતો. રસ્તામાં ઘણાં જ સુગંધીદાર પુષ્પો ઉગેલાં હતાં, તેમાં કેવડાથી તમામ જગા મહેક મહેક થઇ રહી હતી. આ પ્રમાણે સૃષ્ટિ સૌંદર્ય નિરખતાં નિરખતાં તેઓએ બપોર થતાં તો અગ્નિ કુંડ ઉપર આવીને વિશ્રામ કર્યો. વરકન્યાએ કુન્ડરક્ષક*

* અચલેશ્વરનાં દેવળ સમીપ અગ્નિકુંડ છે, જે નક્કર પથ્થરમાંથી કોરી કાઢેલો નવસો ફીટ લાંબો ને બસો ચાલીસ ફુટ પોહોળો છે. કુન્ડના મધ્ય ભાગમાં દેવીની મૂર્તિ છે. અને પૂર્વ તરફ પરમાર વંશની સ્થાપના કરવાવાળા પરમારોના મૂળ પુરૂષના મહેલનાં ખંડેર છે મહિષાસુરને મારવાવાળી દેવીની મૂર્તિ અત્યંત વિ-શાળ છે; પરંતુ આજ કાલ તો તે જીર્ણ થઇ ગઇ છે. કુંડના મથાળા ઉપર પાંચ પાંડવોનાં પાંચ દેહેરાં હતાં.

દેવ તથા પરમારના પૂર્વજોને પ્રણામ કર્યા. અને ત્યાર પછી પાછા તે પર્વતી પ્રદેશમાં ઘોડાઓને ચલાવવા લાગ્યા. તે વખતે જમીન ઉપર લીલો ફરસ બીછાવેલો હોય, એમ લીલી હરિયાળી જેવી જમીન આવતી હતી, કમેરે પક્ષી કે જે બીજે સ્થળે કવચિતજ માલમ પડે છે, તેનો ત્યાં મધુર સાદ સંભળાતો હતો. અને એક ઝાડીમાં નિર્મળ નદી વેહેતી હતી, તેમાંથી કોયલોનો તીણો પણ મધુર તથા સ્પષ્ટ શબ્દ શ્રવણેન્દ્રિયને આનંદ આપતો હતો. સઘળાં ખેતરોમાં અનાજ વાવેલું હતું. ખેતરોની વાડ થોરની હતી. તે ઉપર શ્વેત પુષ્પ શોભી રહેલાં હતાં અને માંહેમાંહે તો શ્રી સદાશિવજીને વાહાલાં સેવતીનાં પુષ્પો પણ હતાં. એક શ્યામ પત્થરની ટેકરી ઉપર પુષ્કળ દાડમડી હતી, અંજીરીઓની પણ કાંઈ ખોટ ન હતી. દ્રાક્ષના વેલા પણ કોઈ સ્થળે દૃષ્ટિગોચર થતા હતા. અને એક ઊંડી ખીણમાં મીઠાં લીંબુના ઝાડ ઉગેલાં હતાં આંબાનાં તો વનેવન હતાં તેનાં લટકેલાં આસમાની તથા સફેદ પુષ્પ ઘણાં જ શોભાયમાન દેખાતાં હતાં. આંબાને વિંટલાએલા વેલાને પહાડી લોકો આંબાત્રી કહેતા હતા. તે તેઓને ઘણા જ ગમતા હોય એમ લાગતું હતું. કેમકે જ્યાં જ્યાં તેઓ પોહોંચાય એટલા ઊંચા તેઓ ઉગતા હતા, ત્યાંત્યાંથી તેઓને તોડી લેઇને ચોટલામાં ગુંથતા અથવા પાઘડીમાં ખોસતા હતા. ઝાડીમાં ઘણી ભિનાશ હતી, તેથી તેઓ સેવાલ અને વેલાથી તમામ ઢંકાઇ ગયલાં હતાં. પુષ્પોનાં ઝાડો તો પુષ્કળ ઉગેલાં હતાં તેઓમાં ઘણાં ચંબેલી તથા તેનાં જેવાં બીજાં પુષ્પોનાં હતાં. સોનેરી ચંપાના ઝાડ કે જે પુષ્પનાં સઘળાં ઝાડોમાં ઊંચામાં ઊંચા ગણાય છે, અને જે મેદાન ઉપર ક્વચિતજ જોવામાં આવે છે, અને જેને અગરનાં ઝાડની પેઠે સો વર્ષમાં એકજ વાર ફુલ આવે છે, એવું લોકો કહે છે, તે ઝાડ થોડે થોડે છેટે મોરોથી ભરેલાં ઉગેલાં હતાં અને તેથી તમામ હવામાં ખુશબો પથરાઈ રહી હતી. નદીઓ અને પહાડો મેવાનાં ઝાડો, ટેકરીઓ, ઝાડી, અનાજના ખેતર અને દ્રાક્ષના વેલાથી માર્ગ ઘણો જ રળિઆમણો લાગતો હતો, આવા રળિયામણા માર્ગે થઇને પૃથિરાજ પોતાની પાટરાણી ઇચ્છનકુમારીને લઇને ચાલ્યો આવતો હતો, તેઓને રસ્તાનો થાક જરા પણ લાગ્યા ન હતો, એમ ચાલતાં ચાલતાં તેઓને સંધ્યાકાળ થતાં થતાં તો ટોળવનો પહાડી પ્રદેશ પૂર્ણ થયો. અને રજપૂતસ્થાનમાં ઘોડાઓ ચાલવા લાગ્યા. ભીમદેવ જે માટે ઉન્મત્ત થઇને દારૂણ યુદ્ધ કરી રહેલો હતો, તે ઇચ્છનકુમારી તો પોતાના પ્રાણનાથની સાથે પિતાની સીમા ઉલ્લંઘી ગઇ, અને અહિં રજપૂતો બાથે તલવારો રગડવા લાગ્યા. અને રૂધિરની ભયંકર નદીઓ વહેવરાવવા લાગ્યા.

# પ્રકરણ ૫ મું.

## સોમેશ્વરનું મરણ.



ઇચ્છિનકુમારી માટે દારૂણ યુદ્ધનો સમય પ્રાપ્ત થયો, ગુજરાતનો શૃંગાર ભોળો ભીમદેવ અજીત ચતુરંગી સેના લઈ જેતસી પરમારને પાયમાલ કરી નાખવાને પુરજોસથી આબૂના તાબાનાં ગામડાંઓને ઉજાડ કરતો, ઇચ્છિનને વરવાની ઉમેદથી ધસ્યો આવે છે. તેથી આસપાસનાં ગામડાંઓમાં ત્રાસ વર્ત્તી રહ્યો, લોકો નાસવા લાગ્યા, અને ચારેકોર હાહાકાર વર્ત્તી રહ્યો. આ તરફ સાંમતો અને મંત્રિયોના અનુમોદનથી જેતસી પરમાર ચન્દ્રાવતીની સીમા ઉપર વ્યૂહ રચના કરી, ભોળાભીમનો સત્કાર કરવાને સજ્જ થઇનેજ રહ્યો હતો. આ સમય વર્ષાઋતુ હોવાથી પહાડોમાંથી વહેતા જળ પ્રવાહોથી એક, મહાનદી જતી હોય એમ જણાતું હતું. ચન્દ્રાવતીની દક્ષિણ તરફ એક ઊંચા ટેકરા ઉપર પરમારોની સેના મોર્ચો માંડીને લડાઈ કરવાને તૈયાર થઈને બેઠી હતી. ભીમદેવ પણ ત્વરાથી થોડેક દિવસે ત્યાં આવી પોહોચ્યો. અને નદીનો ઢોળાવવાળો કિનારો કે જે ગુજરાત તરફ હતો, ત્યાં પોતાની છાવણી નાખી ચન્દ્રાવતીની સેનાના સન્મુખ ભીમદેવ પણ પડયો. તે ત્રણ દિવસ સુધી વિશ્રાંતિ લેવા પડયો રહ્યો. ચોથે દિવસ પ્રભાત થતાંજ લડાઇ કરવાના એક બીજાને સમાચાર આપવામાં આવ્યા. બન્ને છાવણીઓમાં આખી રાત મહાભારતનાં ભીષ્મપર્વની મહા ભયંકર લડાઈની કથા ગાજી રહી હતી. અને તેથી બહાદૂર રજપૂતો યુદ્ધાવેશમાં આવી રહેલા હતા. પ્રભાત થતાં તો બન્ને તરફથી રણદુંદુભી વાગવા માંડયાં. સૈનિકોકમ્મર કસી તથા બખ્તર પેહેરી પેહેરી તૈયાર થવા લાગ્યા. ઉભય સેનાના મધ્યભાગનાં રેતીવાળાં મેદાનમાં યુદ્ધ ક્ષેત્ર બનાવવામાં આવ્યું. જેતસી પરમારનો એ વિચાર હતો કે, શત્રુની સેનાને આગળ વધવાજ નહિ આપું. એ ઉદ્દેશથી તેમણે પોતાની સીમાવળા ઊંચ પ્રદેશમાં સેનાને શ્રેણીબદ્ધ કરી રાખી હતી; અર્થાત્ ઘણીજ ઉત્તમ વ્યૂહ રચના કરી રાખી હતી. શત્રુની સેનાને મારવાને માટે પત્થરની મોટી મોટી શિલાઓ ફેંકવાને માટે યંત્ર પ્રથમથીજ પહાડોની ઊંચી ટેકરીયો ઉપર ગોઠવી મુકાવ્યાં હતાં. જેતસી પરમારના સેનાધિપતિએ સૈન્યની ગોઠવણુ કરી. ભાલાવાળા ઘોડેસ્વારોને આગળ

રાખી તેમની વચ્ચે વચ્ચે ધનુષ્યધારીઓને રાખ્યા. અને તેઓ પાછળ તલવારોવાળા સિપાઇઓની હાર કરી, અને ત્યાર પછી સેનાને યુદ્ધભૂમીમાં ચાલવાની આજ્ઞા કરી. ગુજરાતની સેનાની ગોઠવણ આથી નિરાળાજ પ્રકારની હતી. જેનાં તીર મદોન્મત્ત પાડાઓને ફાડીને આરપાર ચાલ્યાં જાય એવા બળવાન ભિલ્લોની સેનાને આગળ રાખી હતી. અને તેના વચ્ચે તલવારોવાળા સિપાઇઓને તથા તેની પાછળ ધનુષ્યધારી ઘોડેસ્વારોને અને તેના પાછળ ભાલાવાળા ઘોડેસ્વારોને રાખ્યા હતા. મોટી મોટી ગાડીઓના ઉપર ગોળા તથા પત્થર ફેંકવાનાં યંત્રો અને પાકોસથી ગોફણો મારવાવાળા કોળીઓની સેનાને બન્ને બાજુ ઉપર રાખી હતી. સેનાની આવી ઉત્તમ યોજનાથીજ ભોળાભીમે, શાહાબુદ્દીન ઘોરીનો પરાજય કરયો હતો.

આ પ્રમાણે સેનાની યોજના થયા પછી યુદ્ધભૂમીમાં ચાલવાની આજ્ઞા આપવામાં આવી. સમસ્ત સેના જયજયકારના શબ્દો કરતી યુદ્ધ ભૂમિમાં આવી. એ સમય રણદુંદુભીના શૌર્યોત્તેજક શબ્દો આકાશને ગજાવી રહ્યા હતા. એક બીજાને હુંકારના શબ્દથી ઉત્સાહ આપી અને લલકારીને શબ્દથી શત્રુના ક્રોધને બમણો કરી એક બીજાના સામા અસ્ત્ર તથા શસ્ત્રના પ્રયોગો કરવા લાગ્યા. જેતસી પરમારની સેના ઘણા દિવસોથી લડાઇના નિમિત્ત આતુર થઈ રહેલી હતી. તેથી તેણે પ્રારંભમાં અવર્ણનીય ઉત્સાહ દર્શાવ્યો હતો. યુદ્ધક્ષેત્રમાં પોહોચતાંની સાથેજ તેણે ગુજરાતની સેના ઉપર એવો તો સખ્ત ધસારો કરીને મારો ચલાવ્યો કે, ચાલુક્ય સેનાધિપતિની પોતાનાં લશ્કરને સખ્ત ઉશકેરણી છતાં પણ કેટલોક સમય સુધી તેને આગળ વધવા દીધું નહિ. પહાડોનાં શિખર ઉપરનાં પત્થર ફેંકવાનાં યંત્રોદ્વારા પત્થર ફેંકનારાઓએ એવું તો પૂરજોસથી સપાટાબંધ પત્થર ફેંકવાનું કામ ચલાવ્યું કે તેથી ગુજરાતનું પાયદળ રેતાળ મેદાનમાં આવતાં આવતાં તો ત્રાસ પામી ગયું. જે પ્રકારે જ્વાળામુખીનું મુખ ઉઘડતાં તેમાંથી જેમ પત્થરની દારૂણ વૃષ્ટિ થાય છે, તેમ જેતસી પરમાર તરફના ચાલાક યંત્રવાળાઓએ પત્થર ફેંકવા માંડ્યા. અને તેથી ગુજરાતની સેના અત્યંત ભયભીત થઇ ગઇ. જ્યારે પત્થર ફેંકવામાં થઇ સુસવાટ કરતા આકાશ માર્ગે સેનાપર આવવા લાગ્યા, ત્યારે ગુજરાતના ધનુષ્યધારીયો નિશાન પણ માંડી શક્યા નહિ. એટલુંજ નહિ પણ તે પત્થરના ભયંકર મારાથી ભયભીત થયેલા ઘોડાઓને કાબુમાં રાખીને ઘોડેસ્વાર પલટણ પણ પોતાના શસ્ત્રનો પ્રયોગ કરી શકી નહિ. કેટલેક સમય વ્યતીત થયા પછી જેતસી પરમારના ચાલાક યંત્રો ચલાવનારાઓ પાસે પત્થરો ખૂટ્યા. અને આ તરફ પોતાના સૈન્યનો પરાજય થતો જોઈ,

તુમાલ-બ્યુહભંગ થતો જોઇને ભોળો ભીમદેવ પોતે એક મોટા મદોન્મત્ત હાથી ઉપર બેસી સેનાને મોખરે આવ્યો. અને તેણે મોખરે આવતાંની સાથેજ ધનુર્ધારીઓને એવા ઉત્સાહિત કરયા કે,–તે દ્વેષને મારે બળી ઉઠયા, અને આવેશમાં આવી પરમારની સેના ઉપર બળ પૂર્વક બાણની વૃષ્ટિ કરવા લાગ્યા. રણના મોખરે ભીમદેવના હાથીને જોઇ, જેતસીનો બહાદુર કુંવર સલખ પણ પોતાની સેનાને મોખરે આવી પોતાના સૈનિકોને ઉત્સાહ આપવા લાગ્યો. બન્ને સેનાને તે વખતે ઘોર તુમુલ યુદ્ધ ચાલતું હતું. નવી ઉતારેલી તલવારો સૂર્યનાં કિરણો સદૃશ ચમકતી હતી. ભાલાવાળા ઘોડેસ્વારોની ધ્વજ હવામાં ફરકવા લાગી. અને એવું તો આવેશથી દારૂણ યુદ્ધ થયું કે, જોતા જોતામાં ઉભય સેના યુદ્ધભૂમિમાં એકઠી થઇ ગઇ. ઘોડાઓનો હણહણાટ, હાથિયોની ચીસો, અને ભાટ લોકોના શૌર્યોત્તેજક શબ્દોથી દિશાઓ પરિપૂર્ણ થઇ ગઇ. શૂરવીર રજપૂત પ્રત્યેક ક્ષણમાં પૃથિવીનું આલિંગન કરવા લાગ્યા. અને અસ્ત્ર, શસ્ત્ર, બાણ, બરછી, ભાલા, કટાર અને તલવારો તેના ઉપર ક્રૂર કર્મ કરવા લાગી. ગંડસ્થળના ઉપર લાગેલાં ભાલાંઓના આઘાતથી હાથિયોનાં મસ્તકમાંથી રૂધિરની ધારા નિકળવા લાગી. શત્રુઓની તલવારોથી કપાયલાં ઘોડાઓનાં અંગથી નિકળતાં ઉષ્ણ રૂધિરથી સમસ્ત રણભૂમી તૃપ્ત થઇ ગઇ. યંત્રથી ફેંકવામાં આવતી શિલાદ્વારા પ્યાદલોનાં અંગોમાં સખ્ત ઘાવ થઇ ગયા અને તે ઘાવોમાંથી નિકળતી રૂધિરની પિચકારીયોથી યોદ્ધાઓનાં વસ્ત્ર રંગાઇ ગયાં, દુઃખી મનુષ્યોને દુર્લભ જણાય એવું મૃત્યુ સુલભ થઇ પડ્યું. એ સમય અસ્ત્ર શસ્ત્રના ભયથી સૈનિકોએ ભય, પ્રીતિ, માયા મોહ અને કામનો ત્યાગ કર્યો હતો, અર્થાત્ ભય, પ્રીતિ માયા, મોહ અને કામે મનુષ્યનો ત્યાગ કર્યો હતો. તે સમીપમાંજ આવતાં નહતાં, એવું ભયંકર યુદ્ધ ચાલી રહેલું હતું. જગતમાં અપ્રિયમાં પણ અતિ અપ્રિય ગણાતું મરણ યુદ્ધ સમયે યશ નિમિત્ત પ્રિય ગણાતું હતું. એ સમય વીર પુરૂષ અપ્સરાઓ સાથે વિવાહ કરવા માટે ઉત્કંઠિત થઇ આગળ વધી વધીને યુદ્ધ ભૂમિમાં પ્રાણ ત્યાગતા હતા. તે વીર પુરૂષો પોતાનું પરાક્રમ પ્રકાશ કરી શત્રુના મુખથીજ પોતાના યશ ગવરાવી સ્વદેશ સંરક્ષણ માટે દેહનો ન્યોછાવર કરી રહેલા હતા.

આ પ્રમાણે યુદ્ધભૂમીમાં આવેશથી બન્ને સેના એકત્ર થઇ જતાં એવું તો દારૂણ યુદ્ધ થયું કે, યોદ્ધાઓને પોતાના કે પારકાનું ભાન રહ્યું નહિ. મારો, કાપો એ શબ્દો થવા લાગ્યા. અને યુદ્ધભૂમિમાં યુદ્ધ કરતાં કરતાં સૈનિકોના પગ તળે રૂધિરનો કાદવ થઇ ગયો. શૂરવીર સૈનિકોની આંખોમાંથી ક્રોધને લીધે ચિણગારીયો નિકળવા માંડી. સેનાપતિયો પોતપોતાની સેનામાં ફરી ફરીને

કહી રહેલા હતા કે,–વીરગણ ! પોતાના ધર્મને તથા નામને શોભા આપવાનો શુભ પ્રસંગ આ પ્રાપ્ત થયો છે. માટે બહાદુરથી લડી શત્રુનો પરાજય કરો. જાત્યાભિમાનના મદથી મત્ત થયેલા વીર પુરૂષો પોતાના સ્વભાવને ભૂલી ઘાસ કાપવાના સમાન સ્વજાતિના ઉપર તલવારો ચલાવવા લાગ્યા. અને મનુષ્યોના અભિમાનથી ઉત્પન્ન થયેલ મહાસંહારકારક સંગ્રામમાં મનુષ્યોના સંગ દોષથી સંગ્રામ ન કરતા એવાં મુંગા પ્રાણીયોનાં નિર્દોષ પ્રાણ પણ જવા લાગ્યાં. રેતવાળી પૃથિવીમાં રૂધિરની દારૂણ નદી વહેવા લાગી. સૂર્યનારાયણ માથે આવતાં આવતાંમાં તો હજારો મનુષ્યો કપાઇ ગયાં અને અંતે ગુજરાતની સેનાના પ્રબળ ધસારાથી પરમારની સેનાનો વ્યૂહ તૂટતાંની સાથેજ સમગ્ર સેનામાં ભંગાણ પડી ગયું. ગુજરાતનાં સૈન્યે, ભયથી ત્રાસ પામેલાં પરમાર સૈન્યને પાછું હઠાવી દીધું. ઘાયલ થયેલાં અને આંધળાં ખચ્ચર, ઘોડા તથા બીજાં સૈનિક પશુઓએ લાતો મારી મારી, શબ્દ કરીને સેનામાં મહા ભારી કોલાહલ મચાવી દીધો. આ પ્રમાણે પોતાના સૈન્યમાં ભંગાણ પડતાં અને મહાદુર્દશા સૈન્યની થતાં જેતસી પરમારે તથા સલખ કુમારે સૈન્યને ઉભું રાખવાને માટે ઘણા યત્નો કર્યાં, પણ તે બધાં વ્યર્થ. અને વિખરાઈ ગયેલું તથા ભાગી છુટતું સૈન્ય રોકાયું નહિ, અને ભીમના દુરાગ્રહથી ગુજરાતના પ્રબળ સેનાધિપતિયોએ થાકેલાં તથા તાપથી ખિન્ન થયેલા સૈનિકોને પરમારોની છાવણી પોતાના અધિકારમાં આવતાં પર્યન્ત નિવૃત થવા દીધા નહિ.

પરમારોની સેના ગુજરાતની સેનાના સબળ સપાટાથી અને સખ્ત માર્થી ભય પામી ચારે દિશામાં ભાગી રહી હતી. જેમ જેની મરજીમાં આવે તેમ સર્વ નાસવા લાગ્યા. એટલામાં સૈનિક પ્રાણી ઉછળતાં અને ભૂંકતાં છાવણીમાં આવ્યાં તેને કૂદતાં ભૂંકતાં અને ભડકતાં આવતાં જોઈ ત્યાં જે બાંધેલાં પ્રાણી હતાં તે પણ ભડક્યાં અને તેપણ બન્ધન તોડાવી તોડાવીને જેમ ફાવે તેમ નાસવા લાગ્યાં અને સેનાની સરભરા કરનારાઓ પણ આ ઉપરથી પોતાના સ્વામીનો પરાજય થયો એમ જાણી ભયથી તેઓ પણ નાશ ભાગ કરવા લાગ્યા. આ પ્રમાણે સેનાના માલનું સંરક્ષણ કરનારાઓ સેનાના સામાનને મુકીને નાસવા લાગ્યા તેઓ ભડકેલાં પશુએના પગ નિચે કચરાઇને મરણ પામ્યા. આ પ્રમાણે બધી રીતે પરમારોની સેનાની દુર્દશા થઈ.

યુદ્ધ સમય ધબરાટથી જેટલું નુકશાન થાય છે, તેટલું નુકશાન યુદ્ધ ક્ષેત્રમાં થતું નથી. જેતસી પરમારની આવી શોચનીય સ્થિતિ થઈ ગઈ. જેટલા શરીર યુદ્ધ ભૂમિમાં શત્રુના હાથથી માર્યા ગયા ન હતા, તેથી વિ-

શેષ તો ભાગવાથી અને ધભરાટથી મરણને શરણ થઈ ગયા. વ્યૂહનું ઉપ-
રનું યંત્ર અને છાવણીનું અનાજ, પાણી, શસ્ત્ર, અસ્ત્ર, તથા અન્ય ઉપયોગી
સામાન ગુર્જ્જર સેનાના હાથમાં આવ્યો. તેથી ગુજરાતના સૈન્યના બળમાં
વધારો થયો. જેતસી પરમારનું સૈન્ય છિન્ન ભિન્ન થઈ નાસી ગયું. અને
ગુજરાતનો ભોળો ભીમ ચન્દ્રાવતીની સીમાથી આગળ વધ્યો. ગુર્જ્જર સૈનિકો
વિજય પ્રાપ્ત થતાં અત્યંત ઉત્સાહિ થયા; એટલુંજ નહિ પણ પરમારોના સ-
ન્મુખ લડીને અમરકીર્ત્તિ મેળવવાને આતુર બની રહેલા હતા. સંધ્યાકાળ
થતાં શત્રુની પાછળ પડેલા સૈનિકો છાવણીમાં પાછા ફરી આવ્યા. ભીમદેવે
પોતાના વિજયાર્થે સૈનિકોને ધન્યવાદ તથા ઇનામો આપ્યાં અને ચન્દ્રાવતી-
ના સીમાડા ઉપર નાંખેલા નવા પડાવમાં બે દિવસ પર્યંત વિશ્રામ લેવાની
આજ્ઞા કરી.

આ તરફ પરાજયથી જેતસી પરમારનું મુખ નિસ્તેજ થઈ ગયું. પ્રારં-
ભમાં જ તેનો પરાજય થવાથી તેની સર્વ આશાઓ ધૂળમાં મળી ગઈ. તેની
સેનામાં નવી ભરતી કરવાનો અર્થાત્ નવાં મનુષ્યો રાખવાનો સમય આવ્યો.
સલખ કુમાર પણ પોતાના પિતાજીના સમાન ગુર્જ્જરોનાં અનહદ પરાક્રમથી
ત્રાસ પામી ગયો. અને સોમેશ્વર ચહુઆણની સહાયતાના ઉપર આંખ નાખી
ભવિષ્યનાં વિજયની કલ્પના કરવા લાગ્યો. સેનાધિપતિએ પોતાના રાજા તથા
કુમારને હિમ્મત આપી સેનાની ભરતિ કરવાની સમ્મતિ આપી. અને ચન્દ્રા-
વતીથી થોડે જ છેટે વિશેષ સંગીન પાયા ઉપર ગુજરાતની સેનાને અટકા-
વવાનો ચોકસ નિશ્ચય કર્યો. અને સામંતો તથા ઉપરી અધિકારીઓને બો-
લાવી પોતાના રાજાનો અભિપ્રાય જણાવી તેઓને ધિરજ આપી, પરમારોની
કીર્ત્તિને પ્રાણ જતાં સુધી સંરક્ષણ કરવા માટે તેઓને ઉત્તેજીત કરયા. અને
પોતે સકળ સૈન્યને એકત્ર કરવાનું તેને ઉત્સાહ આપવાનું અને તેઓને યોગ્ય
શિક્ષણ આપવાનું કામ પોતાને માથે લીધું.

ગુર્જર સેનામાં ઉમંગ અને ઉતાવળ સાથે આનન્દનો અનુભવ થવા
લાગ્યો. પરમારોએ પણ મહાબળવાન્ શત્રુઓ સાથે દારૂણ યુદ્ધ કરવાની દ્રઢ
પ્રતિજ્ઞા કરી, મરવું તથા મારવું એ નિશ્ચય ઉપર આવી ગયા. તેઓ પૃથક્
પૃથક્ માર્ગેથી ભાગેલા સૈનિકોને એકત્ર કરવા લાગ્યા. અને આબૂના જંગલી
મનુષ્યોને લાવી તેઓને યુદ્ધની કવાયત આપવાનો પ્રારંભ કર્યો. અને છાવ-
ણીના સમીપ નદીઓનું પાણી લાવી ખાઇઓ ભરવા લાગ્યા. માટીના કોટ
બનાવ્યા, પત્થરના મોટા મોટા ઢગલા કરયા. અને નવાં તીરોને માટે સર-
કટનાં વન કપાવા માંડ્યાં. સૈનિકો નવીન તૈયારીથી ઉત્સાહમાં આવી ગયા

હતા; એટલામાં સોમેશ્વર ચહુઆણની સહાયતા આવવાના સમાચાર મળ્યા. સોમેશ્વર આવવાના સમાચાર મળતાં પરમારોની સેનામાં અધિક બળ આવ્યું. જેતસી પરમારને પોતાના વિજયની આશા બંધાઈ, આ તરફ સોમેશ્વરનું આવવું થયું અને અહિં સલખ કુંમારે પણ પોતાનાં સર્વ સૈનની તૈયારી કરી લીધી. ગુજરાતનાં સૈન્યમાં પણ અજમેરથી સોમેશ્વર ચહુઆણ આવવાના સમાચાર થયા. સર્વે સેના આનંદોત્સવનો ત્યાગ કરી અસ્ત્ર શસ્ત્ર સજાવવા લાગી. કવાયત કરવા લાગી, અને નવીન યુક્તિઓમાં પ્રવૃત્ત રહેવા લાગી. જેતસી પરમારે જે સ્થાનપર ભીમદેવને અટકાવવા છાવણી નાખી હતી, તે નજીક ન હતી. પણ ભીમની છાવણીથી ત્યાં પોહોચવાનો રસ્તો બે દિવસનો હતો સોમેશ્વર જેતસીની સહાયતાએ આવેલ છે, એ સમાચાર સાંભળી ભોળો ભીમદેવ ક્રોધ અને વૈરથી બળી ઉઠયો. અને તેણે એકદમ આગળ વધવાની ઉતાવળ ન કરતાં પોતાના સૈનિકોને યુદ્ધ શિક્ષણ આપવાપર ધ્યાન આપ્યું. ભીમદેવ જાતે જ સન્ધ્યાકાળે અને પ્રભાતે સૈનિક વસ્ત્ર ધારણ કરી સિપાઈઓની છાવણીના મેદાનમાં આવી સેનાનું પરિક્ષણ લેવા લાગ્યો. અને સેનાધિપતિ-આદિના ઉપરી સત્તાધીશો ભીમદેવની હાજરીથી વિશેષ સાવધાન રહેવા લાગ્યા. આ પ્રમાણે ઇચ્છનકુમારીને માટે દારૂણ યુદ્ધ થઈ રહેલું હતું અને તેતો ક્યારનીયે પોતાના પ્રિય પ્રાણેશની પાસે જઈ બેઠી હતી. અને નાહક અહિં ક્ષત્રિઓ પોતાના પ્રાણની હાનિ કરી, દેશની દુર્દશા કરી, વિદેશીયોને રસ્તો ખુલ્લો કરી આપતા હતા. આપણા જ રાજા-મહારાજાઓનાં વિષયાંધપણાથી જ ભારતવર્ષ સદાને માટે વિદેશીઓના હાથમાં ગયો છે. એ કાંઈ ભારતવર્ષના રાજા-મહારાજાઓને ઓછો લજ્જાસ્પદ પ્રકાર અમે તો સમજતા નથી. આ પ્રમાણે ભરતખન્ડમા રજપૂત રાજાઓમાં કુસંપે કરેલાં ઘરથીજ શાહાબુદ્દીન ઘોરી અને કાવ્યો ને આર્ય રાજાઓ સદાને માટે આર્ય ભૂમી અરે! માતૃભૂમી હાથથી ગુમાવી બેઠા. ભીમદેવ અને પૃથિરાજથી હરવખ્ત શહાબુદ્દીન હાર ખાધા છતાં, આર્ય રાજાઓના કુસંપને લીધે, ભરતખન્ડપર ચડાઈ કરવાના નિત્યક્રમમાં ખલેલ પડયો જ નહિ અને તેનું અંતિમ ફળ એ આવ્યુ કે,-અંતે ભારતવર્ષ તેના હાથમાં આવ્યો. શહાબુદ્દીન જેવા પ્રબળ અને સાહસિક દુશ્મન પોતાને માથે છતાં, વિષયાંધપણાએ અને કુસંપે આર્ય રાજાઓને જાગૃત થવા દીધા નહિ. અને તેઓ કુસંપથી આપસ આપસમાં લડી નિર્બળ થઈ ગયા, અને માતૃભૂમીને યવનોના હાથમાં દીધી. પોતાની માતાનું જ નાતરૂં પોતાને હાથે જ આર્યરાજાઓએ કર્યું એમ કહેવામાં જરા પણ ખોટું નથી. અફસોસ!!

આ તરફ સોમેશ્વર ચહુઆણના મનમાં ભોળો ભીમ અને ભાળા ભાગ-

દેવના મનમાં સોમેશ્વર કંટકના સદૃશ સાલવા લાગ્યા. ભોળાભીમને ચન્દ્રાવતીના જેતસી પરમારનાં લશ્કરને છિન્ન ભિન્ન કરી નાખી પોતાની આશા પાર પાડવાની જે સ્વપ્નવત્ આશા હતી, તે આશામાં સોમેશ્વર આવતાં સખ્ત વિઘ્ન થયું જાણી ભીમને અત્યંત ક્રોધ ચડયો હતો. સોમેશ્વર અને ભીમના બન્નેનાં મનમાં પોતપોતાનું પૂર્વ વૈર ઉભું થતાં તે બન્ને એક બીજાને પરાભૂત કરવાને માટે ભગીરથ યત્ન કરવા લાગ્યા. બન્ને બળવાન રાજા હતા. તેથી તે બન્ને રાજાઓ પોતપોતાના બળના ગર્વમાં આવી શાહાબુદીન જેવા સમર્થ શત્રુને ભૂલી જઇને સ્વજાતિના સંહારાર્થે મહાઘનઘોર લડાઇની તૈયારી કરવા લાગ્યા. સોમેશ્વર ચહુઆણે કુળ મર્યાદાનાં સંરક્ષણને વિશેષ માનીને વિદેશી શત્રુઓના સામે જવાનું કામ પોતાના મહાપરાક્રમી કુમારજ પૃથિરાજને સોંપ્યું અને પોતે ભીમદેવ સામે આવ્યો હતો, પણ કામાંધ ભોળા ભીમદેવે તો તેની ઉપેક્ષાજ કરી, તે સામું જોયુંજ નહિ. તેના હૃદયમાં આ વખતે ઇચ્છનકુમારી રમી રહેલી હોવાથી તે શાહાબુદીનને એક વિસરીજ ગયો હતો. આથી ઉત્તર તરફના હવા રાજાઓમાં ભીમદેવની અપકીર્તિ થઇ; તોપણ જેસલમેરના ભાટીએ ગુજરાતના બળવાન રાજાને ફરી એકવાર યાદ દેવરાવવાનો યત્ન કર્યો, પણ તે તેનો યત્ન વ્યર્થ ગયો. ભીમ તો ઇચ્છનકુમારીને માટે ગાંડોજ બની ગયો હતો. તે વખતે તેને ઇચ્છન વગર અન્ય કશું પણ પ્રિય ન હતું. દેશનું ગમે તે થાઓ, સ્વરાજ્યનું ગમે તે થાઓ, પોતાના બાહાદૂર સિપાહીઓ અને યોદ્ધાઓ ભલે મરણને શરણ થાઓ, તે કશાની તેને કશી પણ દરકાર ન હતી, તેને તો માત્ર એક ઇચ્છનનીજ દરકાર હતી. અને ઇચ્છનજ સ્વર્ગ દ્વાર ખુલ્લું રખાવશે એમ તે સમજતો હતો. જેથી તેણે ભાટી રાજાની યાદ તરફ લક્ષ આપ્યુંજ નહિ. ' સોમેશ્વર ચહુઆણ અને ભોળો ભીમ લડાઇમાં ઉતર્યા છે એવા સમાચાર જાણીનેજ લાગ તાકતો શાહાબુદીન ઘોરી ચડાઇ કરીને આવ્યો હતો. એટલે જેસલમેરના ભાટી રાજાએ માતૃભૂમિના સંરક્ષણાર્થે ભીમદેવની આંખ્યો ઉઘાડવાનો જે યત્ન કર્યો હતો, તે વાસ્તવિકજ હતું, પણ આર્યભૂમીનાં કમનશીબને લીધે, ભીમદેવના મનમાં ભાટીરાજાના સંદેશાની વાત્તા પ્રવેશ કરવાજ પામી નહિ.

હવે સાયંકાળની કવાયતલઇ ગુર્જરેશ્વર ભીમદેવ જ્યારે પોતાના સામંતો સાથે કિનખાબના છુટ્ટેદાર તમ્બુમાં સભા ભરીને બેઠા હતા, ત્યારે દરવાને આવીને નમન કરીને ભાટીરાજાનો દૂત આવ્યાના સમાચાર કહ્યા. રાજાએ દૂતને અંદર બોલાવ્યો. પ્રધાને દૂતના હાથમાંથી ભાટીરાજાનો આવેલો પત્ર લઇને રાજાને આપ્યો. ભીમદેવ પત્ર વાંચી મુછમાં હસ્યો, અને તે પત્ર

પ્રધાનના હાથમાં આપીને કહ્યું કે—'પ્રસંગની બલિહારી છે. અને હવે, આ સમય શાહાબુદ્દીન કહે છે તે પણ ખરું છે. અને એ પણ સત્ય છે કે—'આ પૃથિવી આર્ય કે મ્લેચ્છ કોઈની પણ નથી, પણ જે તલવારથી રાખે તેની જ છે.' પ્રધાને પત્ર વાંચી બીજું પણ સર્વ વૃત્તાંત દૂતને પુછ્યું. તે દૂત જાતનો ભાટ હોવાથી તેણે શાહાબુદ્દીનની ચડાઇનું વૃત્તાંત એવું તો સભામાં વર્ણવ્યું કે, સર્વ સભાસદોનાં રૂંવાડાં ઉભાં થઇ ગયાં. એ સમય સકળ સેના વીર રસમય થઇ ગઇ હતી, અને પ્રત્યેક મનુષ્યના મનમાં એવી ઇચ્છા હતી કે—આર્યભૂમીનું સંરક્ષણ થાય તો ઠીક. ગોહિલ સામંતે કહ્યું કે,—'આ યુદ્ધ બંધ કરવું જોઇએ, પરમારે કાંઇ પણ અપરાધ કર્યો નથી. તે તો આફતથી ઘણો જ પાકો હતી ગયો છે.' વાઘેલ સામંતે અમરસિંહને કહ્યું કે,—'ચૌહાણ સાથે આપણે મળીને એ મ્લેચ્છ શાહાબુદ્દીન સાથે આપણે યુદ્ધ કરવું જોઇએ. યુદ્ધમાં શાહાબુદ્દીનનો પરાજય થવાથી આપણા હાથમાં ઘણો દેશ આવશે. અને સંસારમાં પણ આપની કીર્ત્તિ વધશે, અને આપના ગુણાનુવાદ ચારે કોર ગવાશે, અને માતૃભૂમિ મ્લેચ્છોના હાથમાં નહિ જાય.' સામંતોનાં આવાં વચનો શ્રવણ કરી સર્વ સભાસદોએ તો તે વાતનો સ્વીકાર કર્યો, અને મસ્તક હલાવી હા પાડી, પણ ભીમદેવને તે વાત રૂચિ હોય એમ તેની આકૃતિપરથી જણાયું નહિ. અમરસિંહે વાઘેલ સામંતના કાનમાં કહ્યું કે,—'તમે કહો છો તે વાત તો સર્વ સાચી છે, તમારૂં કહેવું જરા પણ ખોટું નથી, હું તમારા મતને મળતો છું. તમારા બધા અક્ષરો સુવર્ણના છે. ( )રી વાત મનન કરવા યોગ્ય છે: પરંતુ રાજાને તે વાત રૂચતી જ નથી એમ તેની આકૃતિ કહી આપે છે. માટે આપણે તો મૌન્ય રહેવામાં જ લાભ છે. અમરસિંહ આ પ્રમાણે વાત કરતો હતો, એટલામાં રાજાની ઇચ્છા જાણવા માટે રણિંગઝાલાએ કહ્યું કે,—'સર્વે વાત ખરી છે, પરન્તુ યુદ્ધ સમયે તો યુદ્ધની જ વાત કરવી જોઇએ. બીજી વાતો શું કામની છે? આપણે તો માત્ર એટલી જ સાવધાની રાખવાની અત્યાવશ્યકતા છે કે,—શાહાબુદ્દીન સાથે શત્રુતા આપણે ન થાય. સભામાં આ પ્રમાણે ખુલ્લો મતભેદ જણાયો. રાજા અને સામંતો ચુપ થઇ ગયા. સર્વત્ર ગંભીરતા પ્રસરી ગઇ. ભોળાભીમદેવની આ સભામાં જો કે અત્યંત બુદ્ધિમાન અને સ્વદેશાભિમાની પુરૂષો હતા; પણ ભીમદેવ પોતાનો દુરાગ્રહ પ્રાણાંતે છોડનાર નથી અન્ય કોઇનું માનનાર નથી, તો પછી તેવા હઠીલા અને દુરાગ્રહીને જે કાંઇ કહેવું તે કેવળ નકામું છે, એ જાણીને સર્વે ચુપ રહ્યા. જો કે ગુજરાતના બુદ્ધિમાન, દીર્ઘદર્શી અને વિદ્વાન મનુષ્ય આ સમય વિરૂદ્ધતા છતાં પણ માતૃભૂમિનાં સંરક્ષણાર્થે રાજાના

મંનને અપ્રિય લાગવાવાળી સુખકારક સંમતિ આપવાનું સાહસ કરત, તો તે બધા ભીમદેવની ઇચ્છાને ફેરવી નાંખત અને આપણી આર્યભૂમિ મ્લેચ્છોના હાથમાં ન જાત; પરંતુ 'तादृशी जायते बुद्धि यादृशी भवतव्यता' આ પ્રાચીન મહર્ષિનાં વાક્યે અહિં પોતાની યથાર્થતા દર્શાવી. સમજવાવાળા મનમાં ને મનમાં સમજી મન મારીને મુંગે મોઢે બેસી રહ્યા. અને દૃઢનિશ્ચયવાળા રાજાએ કહ્યું કે,–'શાહાબુદીન તો શું?' પણ જો કદાચ આર્ય પ્રજાનો કાળ પણ આવે તો તેની સામે પણ હું નહિ જાઉં. જે મનુષ્ય એકવાર અપમાન સહન કરે છે, તે વારમ્વાર અપમાન પામે છે. અને જે રજપૂત રણમાં ચડીને પાછો ફરી જાય છે, તેને નરકની પ્રાપ્તિ થાય છે. રજપૂતોના ભાગ્યમાં તો જન્મ મરણનો ફેરો પોતાની તલવારથી જ ટાળવાનું લખ્યું છે, હિન્દુઓમાં ચહુઆણ અને પરમાર એ બન્ને મોટા રાજા ગણાય છે, માટે એ ચહુઆણ અને પરમાર એ બેયનું અભિમાન દૂર કરીશ, ત્યાર પછી જ ઘોરીના સામો ચડીશ. તે પહેલાં કોઈની સામો ચડનારજ નથી.' ભોળાભીમદેવે પોતાનો આવો દૃઢ વિચાર પ્રકટ કરી સર્વ સભાના મધ્યમાં સોગન ખાધા. માતૃભૂમિને માટે ત્વરા કરવાવાળા સભાસદો પણ મન મારીને બેઠા રહ્યા, અને સભા ત્યારપછી બરખાસ્ત થતાં હુકમ થયો કે–પ્રભાતે જ છાવણી અહિંથી ઉપાડવી. અને રજપૂત સાંમતો ઘોરીવાળી વાર્તાને ત્યાં જ મૂકી, 'પરણે તેનાં ગીત ગાવાં' તે પ્રમાણે ચાલતા પ્રસંગમાં પ્રવૃત્ત થવાને ઉત્સાહપૂર્વક પોતપોતાના તંબુમાં ગયા. સર્વ કોઈ ભાવિને દોષ આપવા લાગ્યા. બનવા કાળ મિથ્યા થતું નથી, એમ સમજી મનનું સમાધાન કરી સર્વ પોતપોતાને કામે લાગ્યા.

ચહુઆણ વેદ ધર્મને માનવાવાળા, અને શિવ, વિષ્ણુ તથા શક્તિની પૂજા કરવાવાળા હતા. પરમાર અમ્બા ભવાનીના ભક્ત હતા, અને ગુજરાતના રાજા બહુધા જૈન મતને માન આપનારા હોવા છતાં પણ વૈષ્ણવજ હતા. સિદ્ધરાજના રાજ્ય અમલના પાછલા ભાગથી ગુજરાતમાં જૈનોનું પ્રબલ અધિક વૃદ્ધિ પામ્યું હતું, અને સિદ્ધરાજ પછી કુમારપાળ રાજાને તો જૈનોના આશ્રયથી જ રાજ્ય પ્રાપ્તિ થઈ હતી, એ કારણથી જૈનમત તેના રાજ્યનો રાજ્યધર્મ રૂપ થઈ રહ્યો હતો. ભોળોભીમદેવ જૈન મતનો તો નહોતો; પરન્તુ તેના અમાત્ય મંડળમાં જૈન મતવાળાઓનું વિશેષ પ્રબળ હતું. તેનો મંત્રી અમરસિંહ સેવડો કે જે ચૂસ્ત જૈન હતો, તેણે ચન્દ્રાવતીમાં જૈનમત ફેલાવવા માટે જ આ લડાઇથી હેતુ રાખ્યો હતો; અથવા જૈનસીના દ્વેષે તેને ઉશ્કેરેલો પણ હતો. ભોળાભીમને અમરસિંહ સેવડાએ એટલો તો પાનો ચડાવેલો હતો કે,–તેથી તેને એટલે ભોળાભીમને શાહાબુદીનના તરફનું કાંઇ પણ

ભાન ન રહ્યું. અને ચન્દ્રાવતીને ધૂળધાણી કરી જેતસી પરમારનો પરાજય કરી તેની રત્નરૂપ કન્યા ઇચ્છિનકુમારીને લેઈ જવી એ જ વાર્ત્તા ભોળાભીમના મગજમાં ઘૂમી રહી હતી. અને એ જ વાતના આવેશમાં તેણે શાહબુદ્દીનની લવલેશ દરકાર ન કરતાં હુકમ આપી, ગુજરાતનાં સૈન્યને આગળ વધવાનું ફરમાન કરયું. આજ્ઞા થતાંની સાથે સેના આગળ વધવા માંડી. આ તરફ સોમેશ્વર ચહુઆણ પણ પોતાની તીખી સમશેરવડે ગુર્જ્જરેશ્વરનો સત્કાર કરવાને તૈયાર હતો, અને તેથી તેણે પણ સર્વ પ્રકારની તૈયારી કરી રાખી હતી. ગુજરાતનું સૈન્ય અનેક કષ્ટો સહન કરીને ત્રીજે દિવસે સાયંકાળે શત્રુના સન્મુખ આવી પોહોચ્યું. સોમેશ્વરે તેઓને વિશ્રામ લેવાનો સમય ન આપ્યો, અને રાત્રિયે જ યુદ્ધ કરવાની તૈયારી કરી. ગુર્જ્જરેશ્વર ભીમની સેના આવતાંની સાથે જ સોમેશ્વર ચહુઆણે યુદ્ધના વાજાં વગડાવીને કિલ્લેબંધીથી આગળ વધીને યુદ્ધનો પ્રારંભ કરયો. પ્રથમ તો લડાઈ દમવગરની રહી, કાંઈ જોસ જણાયો નહિ, પરન્તુ પાછળથી ભીમદેવને શત્રુ ઉપર દ્વેષ થઈ આવતાં તે પોતે જાતે હાથીના ઉપર ચડીને લડવા તૈયાર થયો. આ તરફ સોમેશ્વરના સામંતોએ પણ પાડાઓને શિંગડે મશાલો બાંધી પોતપોતાનાં બખ્તરો પેહેરયાં. ચહુઆણના રાજ ભાટે સેનાનો ભાર પોતાના શિર ઉપર લઇ ગુજરાતની સેના ઉપર આક્રમણ કરયું; અત્યંત સખ્ત હુમલો કરયો. ભીમદેવે હાથીઓને આગળ રાખેલા હતા, એ કારણથી ચહુઆણ સેના એકદમ ગુજરાતી સેનામાં પ્રવેશ કરી શકી નહિ. ઝાલા રજપૂતો ઘોડાઓ ઉપર ચડીને ભીમના હાથીની આસપાસ વિંટાઇ વળ્યા હતા. અને શત્રુઓના હલ્લા સામે હાથીઓ અને ઘોડેસ્વાર ભાલાઓ કોટની માફક ઉભા રહ્યા હતા. ભીમદેવના લશ્કરમાં અજવાળું નહોતું, એ કારણથી સામેનું અજવાળું તેની સેનાને ઝંખવાવી નાંખતું હતું. આ ઉપરથી ઝાલા ઘોડેસ્વારોએ પ્રથમ એ યત્ન કરયું કે,–શત્રુ સેનાની મશાલો ઓલવી નાખી. મશાલો ઓલવી નાખતાંની સાથે અજવાળાનો નાશ થયો, અને અજવાળાંનો નાશ થતાંની સાથે ઉભય સેના એકત્ર થઇ ગઈ. પોતાના તથા પારકાનું ભાન કોઇને રહ્યું નહિ. અને શૂરના આવેશમાં આવેલા બહાદુર રજપૂતો પારકા અને પોતાના એમ ઉભય પક્ષના માણસો ઉપર શસ્ત્ર ફેરવવા લાગ્યા. ગુજરાતની સેનાનો ઘણો ભાગ કપાઇ ગયો છતાં પણ તેણે પોતાના સાહસનો પરિત્યાગ ન કરયો. અને તેઓ પોતાના સૈન્યનો ઘાણ નિકળી ગયેલો જોઇ વિશેષ આવેશમાં આવીને યુદ્ધ કરવા લાગ્યા; પણ તેઓનું કાંઇ વળ્યું નહિ, અને ઘણાં માણસો ધારાતીર્થમાં સ્નાન કરી પરલોકમાં ગયાં. આવાં અંધારાંનાં દારૂણ યુદ્ધની કાપાકાપીમાં ભીમદેવનો હાથી મરાયો; એટલે તે પ્યાદલ

ફર્યા રહ્યા; પણ તેને કોઇયે ઓળખ્યો નહિ. તે પોતાની તલવાર કાઢીને શત્રુની સેનામાં ઘુમવા લાગ્યો. તેણે ઘણા યોદ્ધાઓનો સંહાર કર્યો; પરન્તુ અંતે એક સૈનિકની ગદાના પ્રહારે તેની તલવાર ભાગી ગઇ, એટલે ભીમદેવે તલવારના કટકાને ફેંકી દીધો ને તુરત કેડે હાથ નાખી કટાર ખેંચી, શત્રુઓના પ્રાણ લેવા માંડયા. ભીમદેવે એકલે જ યુદ્ધ કરી સર્વેને ભયભીત કરી દીધા, અને ભીમના આ ભયંકર પરાક્રમથી શત્રુ સેનામાં ત્રાસ વર્તી રહ્યો; પરંતુ આખરે ભીમ નિરાશ થઇ પાછો ફર્યો. અંધારામાં અસંખ્ય મનુષ્યો મારયાં ગયાં અને ગુજરાતની સેના પંથ કરવાથી થાકી ગઇ હતી. પંથ કરીને આવી અને જરા વિશ્રાંતિ ન મળતાં સોમેશ્વર સાથે તુરત યુદ્ધમાં ઉતરવું પડ્યું, તેથી ગુજરાતની સેના થાકીને લોટ થઇ ગઇ હતી, તેથી તે ચહુઆણની સેના સામે ટકી શકી નહિ. ગુજરાતની થાકેલી સેનાનો પરાજય કરી અથવા ત્રાસ પોકરાવી ચહુઆણો પાછા ફર્યા, અને ભીમદેવનું સૈન્ય પણ થોડું પાછળ હઠી છાવણી નાખી પડયું. થાકેલા અને લડાઇમાં પરાજય પામેલાં મનુષ્યો અન્નપાણી ન લેતાં વિશ્રાંતિને વશ થયા, અને ચહુઆણની છાવણીમાં તો આખી રાત વિજયનાં વાજાં વાગી રહ્યાં.

ભીમદેવ આ બનાવથી અત્યંત ક્રોધાતુર થયો, અને તેણે સવારેજ આમંતોદ્વારા ચતુરંગિણી સેના તૈયાર કરાવી, અને તે ક્રોધનું વમન કરતો હોય તેમ શરવીરના સન્મુખ જઇને બોલ્યો કે,–' જ્યારે શત્રુઓનો પરાજય કરશો, ત્યારેજ હું ભોજન કરીશ. ત્યાર પછી તેણે રણિંગઝાલાને કહ્યું કેઃ–' મદોન્મત્ત હાથી જેમ વૃક્ષને ઉખેડી નાખે છે, તેમ તમે શત્રુના સરદારોને સંસારરૂપી ક્ષેત્રમાંથી ઉખેડી નાખો અને આબૂના પર્વતમાં વાસ કરવાવાળા, અભિમાનથી મત્ત થયેલા જેતસી પરમારરૂપ ઊંદરને પ્રત્યેક ગુફામાંથી શોધીને અણહિલવાડનાં લોહપિંજરમાં કેદ કરો. ગુજરાતના ભિલ્લ, અને કાઠિયાવાડના કાઠી રણસંગ્રામમાં અત્યંત શૂરવીર છે, માટે તેઓમાં વીર રસ ઉત્પન્ન કરો, અને તેઓને પ્રાચીન કવિયોનાં કવિત શ્રવણ કરાવી તેને આવેશમાં લાવો. હે વીર સરદારો !' આવો અલભ્યલાભ પુનઃ પ્રાપ્ત નહિ થાય–યુદ્ધમાં થતો હુંકાર શબ્દ મારા હૃદયને આનંદ આપે છે. રણનાં વાજાં મારી શ્રવણેન્દ્રિયમાં વીરરસની ધાર નાખે છે, અને જ્યારે વિદ્યુતના સમાન ચમકવા વાળી તલવારોનું પ્રતિબિમ્બ મારા મસ્તક ઉપર પડે છે, ત્યારે મને એવું જણાય છે કે,–તલવારની ચમક જોવાવાળા ક્ષત્રિયોનાં નેત્રજ સાર્થક છે, બીજાનાં નેત્ર કેવળ નકામાં છે. હે વીર પુરૂષો ! તમે જરા હૃદયમાં વિચાર કરો કે,–દેહને કષ્ટ આપી મહા ઉગ્ર તપ કરવાવાળા તપસ્વિયોને પણ જે વિમાન નથી મળતું

તે વિમાન તમે યુદ્ધભૂમિમાં પડીને મેળવવાને ભાગ્યશાળી બનો છો, એ શું તમારાં ઓછાં ભાગ્ય છે? જ્યારે મહાભારતમાં અર્જુને સંગ્રામ કરવાથી હઠ કરેલો હતો; અર્થાત્ પોતાના કાકા, ભાઈ ભત્રીજા અને આસ મંડળને જોઈ અર્જુને રણસંગ્રામ કરવા ઇચ્છા દર્શાવી ન હતી, ત્યારે વસુદેવજીના પુત્ર ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રે અર્જુનને કહ્યું હતું કે:-' સુખિનઃ ક્ષત્રિયા પાર્થ લભન્તે યુદ્ધ મીદૃશમ્ ' માટે હે વીરો! સોમેશ્વર સાથે યુદ્ધ કરવાનો તમને આ અતિ ઉત્તમ અવસર પ્રાપ્ત થયો છે તેને સાર્થક કરો આવો ઉત્તમ સમય ફરી ફરીને હાથ લાગનાર નથી. જે પ્રકારે મેઘની ગર્જના શ્રવણ કરીને સિંહ ગુહામાંથી બાહાર નિકળી ગર્જના કરે છે, એ પ્રકારે શત્રુનાં દુંદુભી સાંભળી હુંકાર શબ્દ કરી આપણા તંબુમાંથી બાહાર નિકળો, અને જે પ્રકારે રાહુ ચન્દ્રમાને ગ્રસી લે છે તે પ્રમાણે તમે પણ શત્રુને ગ્રસી લો: અર્થાત્ પકડી લો. જેને પોતાનો જીવ પ્યારો હોય, તે અહિંજ હથિયારોનો ત્યાગ કરી બગવાં પેહેરી લો અને જેનો ક્ષત્રિયાણીના ઉદરથી પ્રસવ થયો હોય, તથા જે પોતાની માતાની કુખને શોભાવવાની ઇચ્છા રાખતા હોય તે શસ્ત્ર કાઢી મારી સાથે રણમાં ચડો. હું આ ક્ષુદ્ર દેહની માયાનો ત્યાગ કરી સોમેશ્વરના સન્મુખ રણભૂમીમાં જાઊંછું, માટે તમે પણ સાવધાન થઇ રણમાં ચડો. ગુજરાતની ભૂમિને યશ આપો અને તમારા બાગલટાની જાગીરોને અચળ કરો. જે કોમળાંગી સ્ત્રી પતિવ્રતા છે, તે જે પ્રકારે નિઃશંક થઈ પતિની સાથે અગ્નિમાં સહગમન કરે છે, તે પ્રકારે તમે પણ નિઃશંક થઈ શત્રુનાં કલેજા કાપવાવાળાં અસ્ત્રો તથા શસ્ત્રોને લઈ રણમાં, આગળ વધો, અને અમર નામ રાખો. આ દેહ ક્ષણભંગુર છે. ગમે ત્યારે પણ પડવાનો છે, એ તો નક્કીજ છે, તો ક્ષત્રિયોને માટે આથી ઉત્તમ સાધન બીજું એકે નથી. માટે માયા મમતાનો ત્યાગ કરી નિઃશંક થઈ રણભૂમિમાં પોતાનું પરાક્રમ દર્શાવી, શત્રુઓના પ્રાણ લઇ પોતપોતાનાં નામ અમર કરી કીર્ત્તિ સંપાદન કરો. તમને તો બેય હાથમાં મોદક છે. મરવાથી સ્વર્ગમાં અપ્સરાઓ વરમાળા લઈને તમારી રાહ જોઇને ઉભી હશે, તેથી યુદ્ધમાં જો કામ આવ્યા તો સ્વર્ગમાં અપ્સરાઓ સાથે અક્ષય સુખ ભોગવશો ને જો પરાક્રમ દર્શાવી જીત મેળવી જીવતા રહ્યા, તો તમારી જગતમાં શોભા છે, માટે યુદ્ધમાં સર્વ પોતપોતાનું પરાક્રમ દર્શાવો!

ભીમદેવનાં રૂવાંડાં ઉભાં કરી નાખે એવાં શૌર્યોત્તેજક ભાષણથી વીર સૈનિક પોતપોતાના જીવનના મોહનો ત્યાગ કરી સોમેશ્વરના સામા યુદ્ધાર્થે રણમાં ચડયા. જે પ્રકારે આષાઢ મહિનાનાં કાળાં કાળાં વાદળ આકાશને

ઘેરી લે છે, તે પ્રકારે કાળા રંગવાળા ભીલોની સેનાએ વ્યૂહ રચના કરીને રણભૂમિને ઘેરી લીધી. જે પ્રકારે કાળાં વાદળોથી વિજળી ચમકે છે અને ગર્જના થાય છે, તે પ્રકારે મદોન્મત્ત હાથિયોના ઉપરનાં ભાલાંનાં ફળો ચમકવા લાગ્યાં. શત્રુઓને બોલાવતા વીર પુરૂષોના શબ્દથી, પદાતિની રજે કરીને ધુસર થયેલા વાતાવરણમાં ગર્જના થવા લાગી. હાથિઓની ચીસો અને ઘોડાઓની હણહણાટીથી સમસ્ત વન ગાજી ઉઠયું. અને ત્રાસ પામેલા મયૂરોના કેકારવના અનુકરણે કરીને, ભીમદેવની સેનાનો ભય આબૂના આ પ્રાંતથી પેલાં પ્રાંત સુધી પ્રસરી ગયો. ઘંટાના અને સાંકળોના ખણખણાટથી પોતાના આવવાની સૂચના કરતા હાથીઓ પૃથ્વિીને દબાવતા રણભૂમિમાં આવવા લાગ્યા, અને જે પ્રકારે કાદમ્બરીની પાસે સારસપંક્તિ શોભાયમાન લાગે તે પ્રકારેજ તેના દાંતોની પંક્તિ શોભવા લાગી. પ્યાદલ, ઘોડેસ્વારો, અને ઉંટોની સેનાથી જાણે મહાસાગર ક્ષોભ પામ્યો હોય એવું જણાવા લાગ્યું. મોટા મોટા રથી રથમાં બેસીને રણમાં આવ્યા. એ મહાવીરોના મધ્યમાં હાથીના ઉપર બેઠેલો અને મસ્તકના ઉપર સુવર્ણનું છત્ર ધારણ કરેલ ગુજરાતનો રાજા ભોળાભીમદેવ જાણે સોમેશ્વર ચહુઆણને મારવા માટે સાક્ષાત્ કાળ ઉતરી આવ્યો હોય, તેમ સેનાના મધ્ય ભાગમાં ભીમ ભયંકર મૂર્ત્તિથી દેખાવા માંડયો.

પરમાર અને ચહુઆણે પણ સામી બાજુએ તેવીજ ધામધૂમથી યુદ્ધની તૈયારી કરી. અને કન્હચહુઆણને સેનાધિપતિ બનાવી હાથી ઉપર ચડાવ્યો. ભેરી, મૃદંગ અને પ્રણવના શબ્દ થવા લાગ્યા. કન્હચહુઆણે પણ રણમાં આવી સિંહનાદ કરી લડાઈ પ્રકટ કરી, જે પ્રમાણે નવીન મેઘમાળામાંથી જળની વૃષ્ટિ થાય છે, તે પ્રમાણે બેય સેનામાંથી અગણીત બાણોની વૃષ્ટિ થવા લાગી. અને હાથીનાં મસ્તકની રક્ષા કરનારાઓએ વૃદ્ધ ગેંડાનાં ચામડાંની ઢાલોનું પરિક્ષણ લેવા માંડયું. કાળની જીભના સમાન ભય ઉત્પન્ન કરનારી તલવારો શત્રુનાં રૂધિરથી ભીંજાઇ ગઈ. ભાલાંની લાકડીઓ રૂધિરયુક્ત થઈ ગઈ, અને મહા ભયંકર યુદ્ધ ચાલવા લાગ્યું. લડાઈ મહાદારૂણ ચાલવા લાગી. લાકડી, તલવાર, ખંજર, ભાલાં, કટાર અને બાણ જે જે હથિયાર શૂરાઓ પાસે હતાં તે તે વડે તુમુલ યુદ્ધ થવા લાગ્યું. કન્હચહુઆણે ત્રણ પ્રહર સુધી મહા પરાક્રમથી પોતાની તલવાર ચલાવી, એટલુંજ નહિ પણ તેણે ગુજરાતની સેનામાં ત્રાસ વર્ત્તાવી મૂકયો. કન્હનાં અપરિમીત પરાક્રમથી ગુજરાતની સેના ભયભીત થઇ ગઈ, અને યુદ્ધ કરનારાઓ જરા નરમ પણ પડી ગયા. એટલામાં તો તીરોના, ભાલાનાં અને તલવારોના ઘાવ લાગવાથી

જર્જરિત થઇ ગયેલા પોતાના ભાઇને દૂર કરી સોમેશ્વર ચહુઆણ પોતે સામે આવ્યો. તેણે આવતાં વેંતજ ગુજરાતી સેના ઉપર કઠોર આક્રમણ કર્યું, અર્થાત્ નરમ પડેલી ગુજરાતી સેના ઉપર સખ્ત હુમલો કરયો; પરંતુ તે વખતે ગુર્જ્જરેશ્વર ભીમદેવ દૂર નહોતો. હાથીનાં પગોમાં સાંકળ નંખાવી ભીમદેવ દૃઢ થઇને ઉભો હતો. તેની દૃઢતા જોઇને ઝાલાઓનો પણ ઉત્સાહ વૃદ્ધિ પામ્યો. તે આગળના થાકેલા અને શસ્ત્રોથી ઘાયલ થયેલા સૈનિકોને દૂર કરી ભિલ્લ સેનાની સાથે તેઓ આગળ આવ્યા. ભીમદેવે પણ ગર્જના કરી તેઓને વિશેષ ઉત્તેજીત કર્યા. સોમેશ્વરે પણ નિઃશંક થઇ, ભીમની ગર્જનાને જરાપણ ન ગણકારતાં, ખેડુત જેમ ખેતરમાં કણસલાં કાપે, તેમ ભીમના સૈન્યને કાપવા માંડયું. તલવારો વીજળીના સમાન ચળકવા લાગી. સૈનિકો મરણ પામેલા સિપાઇઓનાં શબઉપર ચડી ચડીને શત્રુઓને મારવા લાગ્યા. સ્વાર સ્વારની સાથે, પ્યાદલ પ્યાદલની સાથે મળીને ભયંકર યુદ્ધ કરવા લાગ્યા. સોમેશ્વર અને ભીમદેવ સન્મુખ આવ્યા, તે બન્નેએ તો દૃઢ નિશ્ચય કરી લીધો હતો કે મારવું યા મરવું એમ તેની મુખાકૃતિ પરથી જણાતું હતું. શત્રુનો પીછો ન છોડવાની બન્નેએ દૃઢ પ્રતિજ્ઞા કરી હતી. પૃથિરાજ રાસામાં મહાકવિચન્દે આ યુદ્ધનું ઘણુંજ સરસ વર્ણન કરેલું છે. અને મિ. ફારબસ સાહેબે પણ તેના આધારે સોમેશ્વર અને ભીમના યુદ્ધ ને આ પ્રકારે લખ્યું છે કે:—

'સોમેશ્વર ચહુઆણ અને ભોળા ભીમે ભયંકર યુદ્ધ મચાવ્યું. સકળ પૃથિવી ત્રાસ પામી ગઇ. જે પ્રકારે બે પર્વત પરસ્પર લડતા હોય, તે પ્રકારે વીરો યુદ્ધ કરવા લાગ્યા. શબપર શબ પડવા લાગ્યાં. લોહીની નદીઓ વહેવા માંડી. વર્ષાકાળમાં જે પ્રકારે સમસ્ત પૃથિવીપર કાદવ થઇ જાય છે તે પ્રકારેજ રણભૂમિ લોહીથી થઇ ગઇ. યુદ્ધના મદથી ઉત્તેજીત થયેલ યોદ્ધા મોટાં મોટાં તીક્ષ્ણ અસ્ત્રોથી લડવા લાગ્યા. પ્રાણની સાથે પ્રાણ મળી ગયાં. એક પણ અપ્સરા વર વગરની ન રહી. ઉભય તરફના અસંખ્ય સૈનિકો ઘાયલ થયા; પરંતુ કોઇએ પણ રણભૂમિનો પરિત્યાગ કર્યો નહિ, અને પીઠ પણ દેખાડી નહિ. જામ યાદવ સકળ પૃથિવીનો જાણે નાશ હમણાં કરી નાખશે, એ પ્રમાણે ગર્જના કરતો પોતાના મિત્રની ડાબી તરફ જઇને ઉભો રહ્યો. તેના સામે યુદ્ધ કરવાને ખેંગાર આવી પોહોંચ્યો. બન્ને યોદ્ધાઓ બળમાં તથા પ્રતિષ્ઠામાં સમાન હતા. જે પ્રકારે બે મદોન્મત્ત સાંઢ લડતા હોય તે પ્રકારે તે બે યોદ્ધાઓ ભયંકર યુદ્ધ કરવા લાગ્યા. તેઓના ધક્કાથી મોટા મોટા મત્તવાળા હાથીઓ પણ રણભૂમિનો ત્યાગ કરીને નાસવા લાગ્યા. બન્ને વીરોનાં શરીરથી રૂધિરની ધારા એવા પ્રકારે નિકળી રહી હતી કે, જાણે

કાળા પર્વતમાંથી લોહીનાં ઝરણાં ઝરતાં હોય એમ જણાતું હતું. દેવ દૈત્ય તથા પાતાલના સર્પ એ બન્ને યોદ્ધાઓનાં દારૂણ યુદ્ધને નિરખી નિરખી આનંદ પામ્યા, અને આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થવા લાગી.

સોમેશ્વર ચહુઆણની જમણી બાજુએ ધોળા ઘોડા ઉપર ચડીને બળભદ્ર આવીને શત્રુ સાથે યુદ્ધ કરવા લાગ્યો. રણ દુંદુભી વગડાવતો સોમેશ્વર આગળ વધ્યો. અને જે પ્રકારે મુચકુન્દ નિદ્રામાંથી ઉઠયો હતો, અને તે સમયે તેની જેવી આંખ્યો થઈ ગઇ હતી તેવીજ આંખ્યો આ સમયે સોમેશ્વરને જોઇને ભોળા ભીમદેવની પણ થઈ ગઇ હતી. જે પ્રકારે બૃહસ્પતિજી, શુક્રની લડાઇમાં મન્ત્રોથી કાર્ય કરતા હતા, તે પ્રકારેજ તે બે રાજાઓના વચમાં બાણોના પ્રયોગ થવા લાગ્યા. બન્ને રાજા દેશના રક્ષક હતા. બન્ને છત્રપતી હતા. બન્નેએ કવચ ધારણ કરેલાં હતાં. બન્નેની પાસે ડંકો વાગતો હતો. બન્ને અત્યંત પ્રતિષ્ઠિત હતા. બન્ને હિન્દુઓની સીમારૂપ હતા. અને બન્ને જણા ક્ષત્રિય પુત્ર હતા. એક બીજાથી કોઇ ઉતરે તેવો ન હતો. બન્ને સમાન હતા. રણ દુંદભીના શબ્દ શ્રવણ કરી શ્રી મહાદેવજી પોતાના ધ્યાનથી જાગી ઉઠયા. અને નાચતા કૂદતા મહાઆનંદથી પોતાની મુંડમાલમાં મસ્તક પરોવવાને તૈયાર થયા. આ યુદ્ધ પ્રસંગ નિરખી દેવર્ષિ બ્રહ્માના પુત્ર નારદજી પણ આનંદિત થયા. અપ્સરાઓ પણ વિમાનમાં બેસી આકાશમાં એક બીજા સાથે તકરાર કરવા લાગી. યક્ષ અને ગન્ધર્વ પણ આ ચમત્કારિક બનાવને નિરખીને ધબરાઇ ગયા, તેઓએ જાણ્યું કે હવે તો સૃષ્ટિનો લય થવાનો સમય આવી ચૂકયો એવું દારૂણ યુદ્ધ થવા માંડયું. જે યોદ્ધાઓ આ રણભૂમિમાં માર્યા ગયા તે વૈકુન્ઠ ધામમાં ગયા. આ પ્રકારે દારૂણ યુદ્ધ ચાલતાં ચાલતાં અંતે સોમેશ્વર ચહુઆણ કે જે યથાર્થ યોદ્ધો હતો, તે રણભૂમિમાં માર્યો ગયો; પરંતુ તેના મરણના સમાચાર તેના વીર સામંતોને મળ્યા ન હતા, તેઓ તો એમજ સમજતા હતા કે, સોમેશ્વર યુદ્ધ કરી રહેલ છે, તેથી તેઓ તો વિશેષ ઉત્સાહમાં આવીને યુદ્ધ કરતા હતા. સોમેશ્વરના મરણ પછી પણ ઘણાક સૈનિકો યુદ્ધ ક્ષેત્રમાં માર્યા ગયા. જે પ્રકારે ભારતવર્ષમાં કુરૂક્ષેત્રનું યુદ્ધ થયું હતું તેવુંજ દારૂણ યુદ્ધ ભીમ અને સોમેશ્વર વચ્ચેનું થયું હતું સોમેશ સોમેશ્વરની સમીપ જઈ પોહોચ્યો. અને તેનું શરીર જે તત્વોથી બનેલું હતું, તેમાં મળી ગયું. ભીમદેવે અસ્ત્ર ચલાવવાં બંધ કર્યાં. પૃથિવાના ઉપર જય જયકાર શબ્દ થવા લાગ્યો. દેવતા 'હાય! હાય!!' પોકારવા લાગ્યા; કેમકે સોમેશ્વરે તેઓના સ્વર્ગ સુખમાં વિઘ્ન કર્યું. આ પ્રમાણે હજારો વીરોનાં પ્રાણની આહુતિ અપાયા પછી એ યુદ્ધનો અંત આવ્યો.

ભીમદેવ જય પામ્યો, અને પરમારો શાન્ત પડી ગયા. જોરસી પરમાર અને તેનો યુવરાજ સલખકુમાર રણભૂમિ છોડીને ભાગી ગયા. સૈનિકોનો ઘાણ નિકળી ગયો. અને બાકી અવશેષ રહેલી સેના ત્રાસ પામી ચન્દ્રાવતીના તરફ ભાગી ગઈ. નગરમાં હાહાકાર થઈ રહ્યો. દ્રવ્યવાન્ લોકો પોતાનાં દ્રવ્યની ફિકરમાં પડ્યા. અને જેટલું લઇ શકાય તેટલું ધન લઇને પાસેનાં ગામડાંઓમાં ભાગી ગયા, પણ જેઓનાં સગાંવહાલાં તથા મિત્રો રણસંગ્રામમાં માર્યા ગયા તેઓના દુઃખની તો કાંઇ સીમા ન હતી. કેટલીક ઘરડી ડોસીઓ તથા ડોસાઓ પુત્ર રહિત તથા નિરાધાર થઈ બેઠા; કેટલાંક નાનાં છોકરાં બાપ વિનાનાં થવાથી નિરાશ્રિત થઈ ગયાં, કેટલીક તરૂણ સ્ત્રીઓને વિધવા અવસ્થા પ્રાપ્ત થઇ. કેટલીક તરૂણીઓના ભર્તાર દેવ લોકમાં અપ્સરાઓને વર્યા; અને કેટલાંક સ્ત્રી પુરૂષના ભાઇ તથા મિત્રોએ આ જગતના અનિત્ય સંબંધ તોડી નાખ્યો. ચન્દ્રાવતીમાં સર્વત્ર રડારડ થઈ રહી. મોટા મોટા મહેલ કે નીચાં નીચાં ઝુપડાં સઘળામાં દુઃખ તથા શોકના શબ્દ સંભળાવા લાગ્યા. બદમાસ તથા ચોર લોકોએ શહેરમાં લુટમાર મચાવી દીધી. રાજા રાજ્યમહેલનો ત્યાગ કરી માળવાના તરફ નાશી ગયો. અને બચ્યા ઘટ્યા ચહુઆણ પણ અજમેરના તરફ નાશી ગયા. જે ચન્દ્રાવતી નગરી ધન ધાન્યથી પરિપૂર્ણ હતી. તે શત્રુઓના આવવા પહેલાંજ નિર્ધન થઇ ગઈ હતી. ભીમદેવ વિજય પામ્યા પછી તુરત ચન્દ્રાવતીમાં આવ્યો. અને તેણે નગર નિવાસીઓને અભય વચન આપી સકળ પરગણામાં જે અરાજ્ય ચાલી રહેલું હતું તેનો બંદોબસ્ત કર્યો. ભીમદેવે જે આશાથી આ દારૂણ યુદ્ધ કરી અસંખ્ય મનુષ્યોના પ્રાણ લઇ રૂધિરની નદી વહેવરાવી હતી, તે આશા તેની ફળીભૂત થઇ નહિ. ભીમદેવે જેવો ચન્દ્રાવતીમાં પગ મુક્યો કે તેને સમાચાર આવ્યા કે,—ઇચ્છનકુમારીને આ યુદ્ધ પ્રસંગથી અચળગઢના અજીત કિલામાં રાખી હતી ત્યાંથી તેને પૃથિરાજ ચહુઆણ અજમેર લઇ ગયો. આ સમાચાર મળતાં ભીમ નિસ્તેજ થયો, તેના ખેદનો પાર રહ્યો નહિ તેની આશા ધુળમાં ગઈ, તેનું સર્વ યત્ન નકામું ગયું. અને ચન્દ્રાવતી નગરીનો મિથ્યા નાશ થયો, આ લડાઈમાં જે બાહાદુરીથી કામ ભીમે લીધું, તેટલું કામ જો શાહાબુદ્દીન સાથે જેસલમેરના ભાટી રાજાનો પત્ર આવતાં કરયું હોત, તો ભારતવર્ષની દુર્દશાનો સમય આવતજ નહિ. પણ અફસોસ! માતૃભૂમિનાં મંદભાગ્યથી એ રૂડો વિચાર ભોળાને તરંગી મનના ભીમદેવના મનમાં આવ્યોજ નહિ.

-----

# પ્રકરણ ૬ ઠું.

## પૃથિરાજ અને શાહાબુદ્દીન.




થિરાજ અચળગઢના અજીત કિલ્લામાંથી પોતાની પાટરાણી ઇચ્છનકુમારીને અજમેરમાં લાવી, પિતાની આજ્ઞાનુસાર ઉત્તર તરફના રજપૂત રાજાઓને જઈ મળ્યો, અને પંજાબની સીમા ઉપર એકત્ર થઈ શાહાબુદ્દીન ઘોરીને રોકવાનો યત્ન કરયો. ચહુઆણુ અને સોલંકીને યુદ્ધ થઇ રહેલું છે, તેથી અજમેર શૂન્ય પડી રહેલું હશે, તેથી ત્યાં જતાં મને કાંઇ અડચણ પડશે નહિ, અને અજમેર હાથ કરી લઇશ, એ આકાંક્ષા શાહાબુદ્દીનના હૃદય મન્દિરમાં હતી, પણ તે તેની આકાંક્ષા સ્વપ્નવત્ હતી; તે તો એકદમ હિંદ ઉપર ધસ્યો આવતો હતો; તેટલામાં તો તેના બાતમીદારોદ્વારા તેને સમાચાર આવ્યા કે,–સિંધુના કિનારા ઉપર સેના લઇને તેને આવતો અટકાવવાને તથા તેને યોગ્ય સત્કાર આપવાને માટે પડેલા રાજાઓની ખબર પડતાં તેણે પોતાનો માર્ગ બદલ્યો. આર્ય રાજાઓના બાતમીદારોએ આવીને રાજાઓને કહ્યું કે શાહાબુદ્દીન બલૂચિસ્તાન તરફથી સિંધના પહાડી દેશોમાં થઇને રજપૂતસ્થાનની તરફ આવે છે. આ સમાચાર થતાં રાજાઓએ પોતપોતાની સેનાના પૃથક્ પૃથક્ ભાગ કરી પ્રત્યેક માર્ગ રોકવાનો વિચાર કરયો. શાહાબુદ્દીનને આવવા માટે એક પણ રસ્તો ખુલ્લો ન રાખવાના ચોકસ વિચાર ઉપર આર્ય રાજાઓ આવી ગયા. અને એક મહાભારી સેનાને તે ઠેકાણે રાખી ભાટીના યુવરાજને તેનો સેનાપતિ બનાવ્યો. અને બીજા ભાગની સેનાની સાથે પૃથિરાજને શાહાબુદ્દીનને રોકવા માટે મોકલવામાં આવ્યો. વીર પૃથિરાજચહુઆણુ પોતાની સેનાને પોતાની સાથે રાખી વાયવ્ય ખૂણની તરફથી ઘોરીના આવવાના સમાચારનો પત્તો લગાડતો તે સમયની રજપૂતસ્થાનની સીમા ઉપર રસ્તે રહ્યો. શાહાબુદ્દીન ઘોરી પણ કાંઇ કાચો નહતો, તે મહા યુક્તિવાન અને સાહસી હતો, તેથી તે અનેક ચક્કર મારતો રજપૂતસ્થાનની તરફ આવ્યો. અને વીરચહુઆણુ યૌવરાજની સાથે યુદ્ધ કરવાની તૈયારી કરવા લાગ્યો,

પૃથિરાજ, શાહબુદ્દીન ઘોરીની ચાલાકીથી જરા પણ અજ્ઞાત ન હતો, તે મુસલમાનોની યુદ્ધની રીતભાતને સારી પેઠે જાણતો હતો, બન્ને પોતપોતાના

અભિમાનમાં મગ્ન હતા; તો પણ ચહુઆણને એ સંદેહ હતો કે,–મુસલમાનો કપટથી જ આપણા ઉપર આક્રમણ–હલ્લો કરશે. એ કારણથી તે રાત્રિનો સાવધાન રહેતો હતો. ચહુઆણના સૈનિકો અસ્ત્ર બાંધીનેજ સુતા હતા. એ ચાર દિવસ સુધી તો થોડી થોડીવાર ઝપાઝપી થાય અને પછી પાછી ઉભય સેના રણભૂમિમાં વિખરાઈ જાય એમ ચાલ્યું. આ પ્રમાણે થોડી થોડી વાર ઝપાઝપી કરવામાં શાહાબુદ્દીનનો એ હેતુ હતો કે આ પ્રકારે થોડી થોડી ઝપાઝપીથી રજપૂતોને ભૂલાવામાં નાખું; પણ વીર પૃથિરાજે તેની તે આશા ફળીભૂત થવા દીધી નહિ. અંતે તેનું કપટ ખુલ્લું થઈ ગયું: અર્થાત્ એક દિવસ નિત્યના નિયમાનુસાર રજપૂતો યુદ્ધ કરીને પોતાની છાવણી તરફ પાછા વળીને આવતા હતા, તે સમય મુસલમાનોની એક મહાભારી સેનાએ તેઓના ઉપર ધસારો કર્યો. વીર પૃથિરાજ પણ સાવધાન હતો, તે તેઓને પોતાની તલવારથી યોગ્ય સત્કાર આપવાને ઉત્સુક થઈ રહ્યોજ હતો. જેથી શત્રુની ચાલાકી જરાપણ કામ ન આવી. પૃથિરાજે તેના ધસારાનું એવું તો પ્રતિફળ આપ્યું કે; શાહાબુદ્દીન ઘોરી અત્યંત નુકશાની સહન કરીને મુંગે મોઢે પાછો વળી ગયો.

આ દગલબાજીથી રજપૂતોનું લોહી ઉકળી આવ્યું. અને અંતે તેઓ દારૂણ યુદ્ધ કરવાના ચોક્કસ નિશ્ચય ઉપર આવી ગયા. તેઓએ તો પ્રભાત થતાંજ રણદુંદુભી વગડાવ્યાં અને મુસલમાનો સામે ચડાઈ કરી શાહાબુદ્દીનનું સૈન્ય પણ તૈયાર થઇ સન્મુખ આવ્યું. તે વખતે પૃથિરાજે પોતાના સૈનિકો પાસે આ પ્રમાણે ભાષણ કર્યું. આજે દાનવો તથા માનવોની વચ્ચે યુદ્ધ થવાનો ઉત્તમ પ્રસંગ પ્રાપ્ત થયો છે; તેમાં દાનવો બળવાન્ દેખાય છે. તેઓની સંખ્યા વધારે છે, છતાં પણ એ દુષ્ટ લોકોને ભગવાન્ સહાય કરશે, એવું તમારે સ્વપ્ને પણ કદિ ધારવું નહિ. જગતમાં સત્ય છે તેજ ઇશ્વર છે. અને અંતે સત્યનોજ જય થાય છે. એ મ્લેચ્છ તુરકડા લોકોના આયુષ્યની દોરી તુટવાનો સમય આવ્યો હશે, ત્યારેજ તેઓ ન્યાયાન્યાયનો વિચાર કર્યા વગર પારકા દેશને ઉજ્જડ કરવાને માટે મોટું લશ્કર લેઇને આવ્યા છે; પણ પરમેશ્વરની કૃપાથી તેઓમાંનો એક પણ તેઓના સોબતીઓના સમાચાર કહેવાને પાછો પોતાને દેશ જનાર નથી. સત્ય આપણી તરફ છે. તેથી ઇશ્વિર પણ આપણાજ પક્ષમાં છે એમ જાણવું. રણસંગ્રામમાં કેમ લડવું. એ રજપૂતોને કહેવાની જરૂર નથી. આપણે સર્વ ક્ષત્રી વંશના છીએ, આપણા વૃદ્ધોએ મોટાં મોટાં દારૂણ યુદ્ધો કરેલાં છે કુરૂક્ષેત્રમાં લડાઇમાં પાંડવો અને કૌરવો અઢાર દિવસ સુધી લડયા છે, તેઓનાં યશવંતની કીર્તિ આખા જગતમાં ગવાય છે. તે રજપૂતો પોતાના બાપદાદાનાં

નામ બોળી આ તા રાની સિપાઇઓથી બીહીશે, એવો જરા પણ સંભવ નથી. આપણે આ સમયે આપણા વાહાલા દેશને માટે લડીએ છીએ, આપણી જાતને માટે, આપણાં ઘરને માટે, આપણાં છઇઆં છોકરાંને માટે, આપણી સ્ત્રીઓનાં પતિવ્રતપણાના સંરક્ષણને માટે, આપણા અનાદિ ધર્મના સંરક્ષણ માટે, આપણને જે જગતમાં વહાલામાં વહાલું છે, તેને માટે યુદ્ધ કરીએ છીએ, એ વાત લડતી વખતે સર્વ મનમાં રાખજો. મરવું તો એકવાર છેજ. એમાં ફેર પડતો નથી. માટે રણસંગ્રામમાં શા માટે ક્ષત્રીએ મોતથી બીહીવું ? હું આકાશ તરફ દૃષ્ટિ કરૂંછું ત્યારે અપ્સરાઓ શૂરા રજપૂતોને વરવાને માટે પુષ્પની વરમાળા હાથમાં લઇ તૈયાર થયલી મારી નજરે પડે છે. ખોપરીઓનો હાર કરવાને શ્રીસદાશિવજી પોતે પધારેલા છે. તથા તેના અગણિત ગણો, ભૂત, પ્રેત અને પિશાચ વિગેરે મોટી ઉજાણી કરવાને આવેલા છે. જોગણીઓ લોહી પીવાને ઉભી રહેલી છે. દેવતાઓ લડાઇનું પરિણામ નિરખવાને તત્પર થઇ રહેલા છે. એ સર્વના સમક્ષ આપણને લડવાનું છે. તેઓની આંખ આપણી ઉપર છે. માટે હે શૂરા રજપુતો ! તમારા ક્ષત્રી નામનું આજ સાર્થક કરો. અને ધૈર્ય ધરીને આજ એ ચંડાળ શત્રુઓના કાપી કડકે કડકા કરો. અને ભરતખંડના ભયને સદાને માટે દૂર કરો.

આવું પૃથિરાજનું શૌર્યોત્તેજક ભાષણ શ્રવણ કરી આખું સૈન્ય આવેશમાં આવી ગયું. અને તેના પ્રત્યુત્તરમાં એક મોટો પોકાર કરી આખી રણભૂમી ગજાવી મૂકી. તે સાંભળી ઘોરીની સકળ સેના થરથર ધ્રુજવા લાગી. આ જોઇ ઘોરી આગળ આવ્યો ને બોલ્યો કે—' હે પાકદીનના સિપાહીઓ ! તમે સર્વ પોતાનાં ઘર તથા કુટુંબીઓ મૂકીને દૂર દેશ આવ્યા છો, તેમ કરવાની મુખ્ય મતલબ બે છે. પેહેલી અને અગત્યની ફરજતો એ છે કે,—કાફર લોકોને ખરાદીનમાં લાવવા. તેઓનાં દેહેરાં તોડી ત્યાં મસ્જીદો બાંધવી. તેઓની મૂર્ત્તિ ભાંગી નાખવી અને ' લાઇલાહાઇલ લલ્લાહ મહમ્મુદર રસુલ અલ્લાહ' નો કલામ સર્વત્ર પથરાવવો. બીજી મતલબ એ છે કે,—આપણું રાજ્ય વધારવું. આપણી કીર્ત્તિ ફેલાવવી. આપણા પાદશાહની આબરૂ વધારવી. તથા આપણા દ્રવ્યમાં વધારો કરવો. એ બે હેતુ જો પાર ન પડે અને જો અલ્લાતાલાના હુકમથી આપણી હાર થાય, તો નાસવાની કાંઇ પણ જગા નથી એમ તમારે નક્કી જાણવું. આ સ્થળે જીવવું કે મરવું, પણ નાસવું નહિ. નાસવાનો કાંઇ લાગ નથી. અને નાસવું પણ શા માટે ? શું આપણા સિપાહીઓનો કોઇપણ સ્થળે પરાજ્ય થયો છે ? ના આજ પણ થયો નથી. તો પછી આ સમય શા માટે બીહીવું ? શું કુતરાના ભસવાથી વાઘ ડરે છે?

મદદે છે. માટે હે બહાદુર સિપાઇઓ ! આ મુડદાં જેવા સિપાઇઓ તમારી સન્મુખ આવ્યા છે, તેઓને બાતના છાલાંના સમાન ઉડાવી દ્યો, અને તેઓ-નો દેશ સર કરી તેઓની અગણિત દોલત તમારે માટે લઈ લો. જો હે સિપાઇઓ ! ઉપરથી અલ્લાતાલા તથા હજરત પેગંબર સાહેબ તમારી લડાઈ જોય છે. સ્વર્ગના ફિરસ્તાઓ આપણને મદદ કરવાને માટે આવ્યા છે: માટે તેઓને એમ લાગે એવું કામ જો આજે કરશો, તો કયામતને દિવસે ત-મારા ઘણાજ બુરા હાલ થશે.'

આ બાબતથી મુસલમાનોનો ધર્મ સંબંધી જુસ્સો બહાર નિકળી આવ્યો. તેથી તેઓ અલ્લા અકબર ! એવી મોટી ભયંકર ચીસ પાડી ઉઠયા. તે સમયે વીર પૃથિરાજ મોટા આવેશથી બહાર મેદાનમાં આવ્યો. ને શા-હાબુદ્દીન ઘોરીના તરફ મુખ કરીને બોલ્યો કે,–જ્યારે હાથી હાથી લડે છે, ત્યારે નાનાં નાનાં ઝાડોનો વગર કારણે દાટ થાય છે. તમારે આ રાજ્ય લેવું છે, અને મારે તે રાખવું છે. પરિણામ જે નિપજશે તેમાં બિચારા સિપા-ઇઓને તો કંઇપણ લાભ મળવાનો નથી. માટે તેઓ શા માટે મરણને શ-રણ થાય ? માટે તમારામાંથી જે કોઇની માએ શેર સુંઠ ખાધી હોય તે બહાર મેદાનમાં પડો. હું અને તે બે એકલા યુદ્ધ કરીશું, જો હું હરૂં તો ત-મારે તુરત દેશ છોડી મુંગે મોઢે ચાલ્યા જવું. અને હું જો મરૂં તો મારૂં લશ્કર પણ તેમજ કરશે. પૃથિરાજનાં આ બાબતનો પ્રત્યુત્તર મુસલમાન લ-શ્કરમાંથી કોઇએ આપ્યો નહિ. તેથી રજપૂત સિપાઇઓએ હર્ષની બુમ પાડી. તે સાંભળી શાહબુદ્દીન બોલ્યો કે–જેવી એ કાફર પોતાની જીંદગીને વહાલી ગણે છે, તેવી આપણે ગણતા નથી. આપણને તો આ જહાનમાં મોટા મોટાં કામો કરવાને માટે ખુદાએ મોકલ્યા છે. ને કામ પાર પાડયા વગર આપણે આપણી જીંદગી વિના પ્રયોજને ફેંકી દેવી જોઇતી નથી. વળી રાજા મરાયા પછી તેનું લશ્કર લડશે નહિ તેનો શો ભરૂસો ? માટે આપણે તો લડવુંજ પછી જે થાય તે ખરૂં ! આ પ્રમાણે કહી સામા લશ્કરને તેની જગોએથી ખસેડવાનો તેણે તેનાં માણસોને હુકમ આપ્યો.

'અલ્લા અકબર'ની ચીસ પાડી મુસલમાન સિપાઇઓએ આગળ ધ-સારો કર્યો કે,–'હરહર મહાદેવ' ની ચીસ પાડી હિંદુએ સામો ધસારો કર્યો. અને હિન્દુ તથા મુસલમાન બંને અસ્ત્ર શસ્ત્ર ચલાવવા લાગ્યા. મુસલમાનોએ રજપૂતોને તેની જગાએથી ખસેડવાને ઘણા ઘણા યત્ન કર્યા પણ તે બધા વ્યર્થ. રજપૂતો તો પર્વત સદૃશ જડ થઇને ઉભા રહ્યા. લડાઇ ઘણી ભારે ચાલી. ચોમાસામાં પવનના જોસથી વાદળાં સામ સામાં જેમ અથડાય છે

તેમ બન્ને લશ્કરો અથડાયાં. તલવારોના ખડખડાટથી કાન બહેર મારી ગયા. તેના વિજળીના સમાન ચળકાટથી આંખ્યો ઝંખવાઈ ગઈ. તીર તો આકાશમાં એટલાં બધાં ઉડી રહ્યાં હતાં કે—તેમાંથી કોઈ પણ પક્ષી જવા પામતું નહિ. અને વરસાદની પેઠે તેઓ નિચે પડતાં હતાં. જમીન ઉપર રૂધિરની નદી ચાલવા લાગી. યોદ્ધાઓની કારમી ચીસથી ત્યાં કાંઈ પણ શબ્દ સાંભળવામાં આવતો ન હતો. એ બધા ગડબડાટની સાથે ઘાયલ સિપાઈઓ ખુનમાં રગદોળાતા હતા. તથા તેઓને ઘાથી દરદ થતું હતું તે સહવાના કષ્ટથી તેઓ બુમાબુમ પાડી રહ્યા હતા. બન્ને તરફનાં સેંકડો માણસ મરાયાં પણ રજપૂત સિપાઈઓએ પોતાના નિયમ પ્રમાણે તથા પોતાના ધર્મ પ્રમાણે પીઠ ફેરવી નહિ. પૃથ્વિરાજમાં તે સમયે જાણે ભૂત ભરાયું હોય તેમ જણાતું હતું. તેની આંખ્યો ખુનથી ભરેલી લાલચોળ થઈ ગઈ હતી. તે પોતાની તેજસ્વી તલવારવડે ચારેકોર ફરી વળ્યો. અને તેના સપાટામાં જે આવ્યું તેના બે કટકા કર્યા વગર રહ્યો નહિ. રાજાની આવી બહાદુરીથી તેના સામંતો પણ તેવીજ હિમ્મતથી લડ્યા. અને સામાન્ય સિપાઈઓ પણ મરણીઆની પેઠે મોતનો જરાપણ ડર ન રાખતાં પોતાનાં શસ્ત્રો નિર્દયપણે ચલાવવા લાગ્યા. પૃથ્વિરાજના સરદારોએ એવું તો ઘનઘોર યુદ્ધ કર્યું કે, બપોર થતાં થતાંમાં તો મુસલમાનોની અર્ધથી અધિક સેના કપાઈ ગઈ. મુસલમાન લશ્કરનાં માણસો થાકયાં તેઓમાંના ઘણાએક ધુળ ચાટી. ઘણાક જખમી થયા પણ રજપૂતો ઉપર જરાપણ અસર થઈ નહીં. તેથી ઘોરી પોતાની સેનાની આવી દુર્દશા જોઈને રણભૂમિનો ત્યાગ કરી ભાગી ગયો. ચન્દ બાલાંવાળાં ઘોડેસ્વારોને સાથે લઈને મુસલમાનોની પાછળ પડ્યો અને ભાગતી યવન સેનામાંથી ઘણાંઓને મારી નાખ્યા. જે પ્રકારે રેતીમાં પડેલાં મછરીનાં ઇંડામાંથી થોડાંક બચીને સમુદ્રના જળમાં જવા પામે છે, તે પ્રમાણેજ યુદ્ધભૂમિમાંથી ભાગેલા સૈનિકોમાંથી થોડાની સાથેજ શાહબુદ્દીન ચન્દ્રનાં આક્રમણમાંથી બચવા પામ્યો. જ્યાં સુધી ઘોરીના કાબુલ પોહોચવાના પક્કા સમાચાર ન મળ્યા ત્યાં સુધી મહાવીર, અપરિમીત પરાક્રમી અને લડાઈનો શોખીલો પ્રતાપી પૃથ્વિરાજ સામાના ઉપરજ પડયો રહ્યો. બાટીનો યુવરાજ અને નાકાદાર સેનાપતિઓના તરફથી વિજયાભિનન્દક ધન્યવાદ આપ્યા પછી તે મહાહવથી અજમેર તરફ વળ્યો.

શાહાબુદ્દીન ઘોરીનો પરાજય કરવાથી વીર પૃથ્વિરાજનું માન વધ્યું. અને તેના સરદારો વીરસેના પતિઓની ગણનામાં તે દિવસથી ગણાવા લાગ્યા. પૃથ્વિરાજના મનમાં પોતાના વિજયનો અને જયવન્ત થઈ ઇચ્છિનકુમારીને મળવાનો

આનંદ વ્યાપી રહેલો હતો, પણ એટલામાં તો તેને શોકના સમાચાર મળ્યા. પોતાના પિતા સોમેશ્વર ચહુવ્યાણના મરણના સમાચાર મળતાંની સાથે જ તેનો સર્વ આનંદ જતો રહ્યો. અને તેને જેટલો પિતાના મરણનો શોક થયો નહિ તેથી વધારે શોક ભીમના વિજયનો થયો. પિતાના સ્વર્ગવાસથી તેના ભવિષ્યના ઉત્સાહ મંદ પડી ગયા, અને તેનું મન વૈર અને શોકથી અત્યંત વ્યાકુલ થઈ ગયું. તે ઘણી જ ઉતાવળથી અજમેરમાં આવ્યો. અને પોતાના પિતાને અર્થે દીપદાન અને ગોદાન–આદિ આપ્યાં અને નગરવાસીઓએ શોક પાળ્યો. અને નવા રાજાની આણ નગરમાં ફેરવી, બાર દિવસ પર્યંત પૃથિરાજે પૃથિવીના ઉપર શયન કરવું. શોકથી ખિન્ન થયેલા પૃથિરાજને નવ વિવાહિતા ઇચ્છનકુમારીનું પણ સ્મરણ ન રહ્યું. તે વારમ્વાર ક્રોધથી ઉન્મત્ત થઈ દાંત કચરડી, સરદારો પાસે ન છતાં પણ સરદારોને સંબોધીને આ પ્રમાણે કહેતો કે,–' મારૂં ખડ્ગ તો આપો, હું એકલો જ ગુજરાતને ઉજડ કરીશ. અને ભીમદેવનાં આંતરડાંમાંથી મારા પિતા સોમેશ્વરને ખેંચી કહાડીશ.' તેને દશ દિવસ પર્યંતનો આવો જ શોક રહ્યો. પછી સરદારોએ સોમેશ્વરની ઉત્તર ક્રિયા કરાવી મનને ધીરજ આપી. તેણે સુવર્ણનાં શિંગડાંવાળી અને જરીયલ ઝુલોવાળી ગાયો બ્રાહ્મણોને દાનમાં આપી. નિર્ધનોને ભોજન કરાવ્યું. હજારો મનુષ્યોને દાન આપ્યાં અને નાના પ્રકારનાં લોકોપયોગી કામો કરવાં તથા ભોળાભીમદેવથી વૈરનો બદલો લેવા સુધી મસ્તક ઉપર પાઘડી બાંધવાની બાધા રાખી.

કહેવત છે કે,–'દુઃખનું ઓસડ દહાડા' એ નિયમાનુસાર પ્રતિદિવસ અને પ્રતિરાત્રિ વિતવા લાગી. પૃથિરાજનો શોક પણ દિવસે દિવસે ઉત્તરોત્તર ઓછો થવા માંડયો. એટલે સરદારોએ તેના રાજ્યાભિષેકની તૈયારી કરી. રાજાનો શોક તેના કુંવરના રાજ્યાભિષેક સમય સમાપ્ત થાય છે. તે પ્રમાણે અજમેરમાં થયું. મનુષ્યોએ સોમેશ્વરના શોકનો પરિત્યાગ કરી, નવીન રાજાના રાજ્યાભિષેકની ધામધૂમનો પ્રારંભ કર્યો, જે સ્થાનપર પાંડુ કુળ ભૂષણ મહારાજા યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક થયો હતો, તે જ પ્રતાપી સ્થાનમાં અર્થાત્ નિગમબોધમાં પૃથિરાજનો રાજ્યાભિષેક થયો. અભિષેક સમય આબુની ચન્દ્રાવતી નગરીના જેતસી પરમારની પુત્રી ઇચ્છનકુમારીને પાટરાણીનાં પદની પ્રાપ્તી થઈ. તે પોતાના સ્વામીની સાથે રાજ્યાસનપર બેઠી. સૌભાગ્યવંતી અને આભૂષણ પેહેરેલી નગરીની નારીઓએ આશીર્વાદ દીધો અને રાજ્યસભામાં મંગલનાં વાજાં વાગવા માંડયાં. ગાયન થવા લાગ્યાં ભાટ અને ચારણ 'જય જય મહારાજ પૃથિરાજ અને જય જય મહારાણી ઇચ્છનકુમારી' એ

પ્રમાણે જય જયકાર કરવા લાગ્યા. રાજ પુરોહિતે પૃથ્વિરાજ અને ઇચ્છનકુમારીની ચુંદડીની ગાંઠ બાંધી વિધિવત વિવાહ કરાવ્યો; અર્થાત્ તે સમયે પૃથ્વિરાજે શાસ્ત્રોક્ત વિધિથી ઇચ્છનકુમારીનું પાણીગ્રહણ કર્યું. વિવાહ અને રાજ્યાભિષેક થયા પછી વર-વધૂએ અંતઃપુરમાં પ્રવેશ કરીને રાણી કમળાદેવીનાં ચરણ કમળમાં મસ્તક નમાવ્યાં. ઇન્દ્ર ઇન્દ્રાણીના સદૃશ પુત્ર અને પુત્ર વધૂનું જોડું નિરખી માતાના મનમાં પરમાનંદ થયો. પૃથ્વિરાજે મહેલમાં સભા એકત્ર કરી સેવકો, આશ્રિતો અને પુરોહિતો—આદિને પુષ્કળ ધન આપ્યું. સરદારો અને સામંતોએ પણ આવીને રાજા અને રાણીનાં ચરણોમાં હાથી ઘોડા, રથ, સુવર્ણ, મોતી અને રત્નોની ભેટ કરી, અને કન્હચહુઆણે પોતાના ભત્રીજા પૃથ્વિરાજના લલાટમાં રાજતિલક કર્યું.

રાજ્યકારોબાર પ્રવેશત ચાલવા લાગ્યો. અને તરુણ રાજા પૃથ્વિરાજ ઇચ્છનકુમારી રાણીની સાથે સુખ ભોગવવા લાગ્યો. કન્હચહુઆણે રાજ્યનો ભાર ઉપાડી લીધો, તે નિરન્તર પોતાના બાપ સોમેશ્વરને સંભારી શોક કરતો હતો, અને તેના હૃદયમાં ભીમદેવ હમેશાં ખટક્યા કરતો હતો. પોતાના બાપનું ગમે તે પ્રમાણે વૈર લેવું, એ વિચાર અહર્નિશ તેના હૃદયમંદિરમાં ઘોળાયા કરતો હતો. સામંત—આદિ સમયે સમયે ઉચિત કાર્ય કરવાને સમ્મતિ આપતા હતા. એમ કરતાં કરતાં કેટલાક દિવસ વ્યતીત થયા પછી ગુર્જરેશ્વર ભોળા ભીમદેવના કાકા સારંગદેવના પ્રતાપસિંહ, અરિસિંહ, ગોકુળદાસ, ગોવિન્દ, હરિસિંહ, શ્યામ અને ભગવાન્ એ સાત છોકરા કે જેને ભીમદેવે કાઢી મૂક્યા હતા, તે ભીમદેવથી બારવટું કરી, તેના ડરથી ભયભીત થઈ, પૃથ્વિરાજને શરણે આવ્યા હતા. પૃથ્વિરાજે શત્રુના બાપને ઘણા આદર સત્કારથી પોતાના દરબારમાં રાખીને સરદારની પદી આપી હતી. પૃથ્વિરાજે તે દ્વારા ભીમદેવનાં રાજ્ય તથા તેની સેનાથી સમ્બન્ધ રાખવાવાળી ઘણીક વાતો જાણી લીધી. જો કે તે ભીમનો નાશ કરવાની કોશીશમાંજ હતા, એટલામાં તેનો શત્રુ તેને મળ્યો, અને પૃથ્વિરાજ પણ ભીમને મારવાનાં યત્ન માંજ હતો, એટલામાં તેને ભીમના કાકાના છોકરાઓ મળ્યા. આમ પરસ્પર એક બીજાનું ભલું થતાં તે બન્નેમાં અત્યંત મિત્રતા થઈ.

કેટલેક દિવસે પાટરાણી ઇચ્છનકુમારીને ગર્ભ રહ્યો. અને પૃથ્વિરાજ પછી નિરંકરાજી બીજી કન્યા, કૈમાસદાહિમાની બેન સાથે પરણ્યો. તરુણ પૃથ્વિરાજ અન્તઃપુરમાંજ ભોગવિલાસમાં મગ્ન રહેતો હતો, અર્થાત્ તે સદૈવ અન્તઃપુરમાંજ રહેતો હતો. અન્તઃપુરમાં રહી, ભોગ વિલાસનાં સુખમાં એવો તો તે નિમગ્ન થઈ ગયો કે—ભોળા ભીમદેવનાં વૈરની વાર્ત્તા તે પણ તે વિસરી ગયો,

એવામાં વળી બીજો બનાવ એબન્યો કે—પ્રકરણ બીજામાં કહ્યા પ્રમાણે એટલે ખ્વાજાના કહેવા અનુસાર મહાભારતમાં પ્રસિદ્ધ થયેલા હસ્તિનાપુરની પડોસમાં જમના નદીને કિનારે દિલ્લી શેહેર જે હમણાં છે ત્યાં પ્રથમ રજપૂત રાજાઓ રાજ્ય કરતા હતા, છેલ્લા દિલ્હીના વૃદ્ધ તુંવર અનંગપાળનું અર્થાત્ પૃથિરાજના નાનાનું પોતાની વૃદ્ધાવસ્થા થતાં દિલ આ ક્ષણભંગુર જગતમાંથી ઉઠી જતાં, તેણે વાનપ્રસ્થાશ્રમ ધારણ કરી બદ્રિકાશ્રમમાં જઈ તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કર્યો, અને પોતાની દીકરી* કમળાદેવીના પુત્ર પૃથિરાજને દત્તક લેવા તે ઉપર નિચે મુજબ પત્ર લખ્યો.

## साटक.

स्वस्ति श्री अजमेर द्रोण दुरगं[1] राजाधिपंराजनं
पुत्री पुत्र पवित्र पंथय धनो छत्रीस वंसाधनं ।
मा वृद्धाय सुवृद्ध तस सरणं बद्री निग्रिस तनं
आ भूमीय हयं गयं च सकलं संकल्पिता तर्पयं ॥*

**ભાવાર્થ**—સ્વસ્તિ શ્રી અજમેર અથવા દ્રોણ દુર્ગમાં બિરાજમાન છત્રીશ રાજકુળમાં પવિત્ર દોહિત્ર તરફ—મારી વૃદ્ધાવસ્થા થવાથી મારે બદ્રિકાશ્રમમાં તપશ્ચર્યા કરવા જવું છે, મારી આ પૃથિવી, ઘોડા, હાથી—આદિ સર્વ તમારા નામનો સંકલ્પ કરીને આપી દઉં છું.

આ પત્રથી ખ્વાજાના ઉપર વિશ્વાસ આવ્યો પૃથિરાજે અજમેર છોડી દિલ્લી જવાનો નિશ્ચય કર્યો, અને ખ્વાજાના ચરણમાં મસ્તક નમાવી આશીર્વાદ માગ્યો. અને મુસલમાની રાજ્યમાં ત્યાર પછી ખ્વાજાની મહત્તાવૃદ્ધિ પામી.

---

* અસલ રાસામાં છે કે:—અનંગપાળે પોતાની બીજી દીકરી સુંદરી નામની કનોજના વિજયપાળ રાઠોડને દીધી હતી.—

अनंगपाल पुत्रीजी ज्यु इक दीनी विजपाल,
इक दीनी सोमेसकों बीज वचन कलिकाल.

[1] કૈરવ અને પાંડવના સમયમાં અજમેર દ્રોણાચાર્યના કબજામાં હોવાથી તેને દ્રોણ દુર્ગ પણ કહેતા હતા.

બીજી પ્રતોમાં આ પ્રમાણે પણ પાઠ છે—

स्वस्ति श्री अजमेर देश नृपते गोविप्र पूजारते ।
पुत्री पुत्र पवित्र चित्र चरित छत्रीश विभ्राजते ॥
प्रस्तोऽहं जरसा समीहिततरसा तप्तं तपो याव्यहम् ।
आ भूमे प्रथिलेन्द्रप्रस्थनगरे प्राज्यं हि राज्यं कुरु ॥१॥

આજ પણ અજમેરમાં ખ્વાજા અને ઓલીયાપીરોની દરઘાઓ છે, લાખો મુસલમાનો પ્રતિવર્ષ હજ્જ કરવાને આવે છે. પૃથિરાજે પોતાની જન્મભૂમિ પીરોને આધીન કરી, દિલ્હી જવાની તૈયારી કરી, અને ધન, દોલત, સેના તથા રાણીઓ-આદિને લઇ ખ્વાજા સાહેબનાં બતાવેલાં મુહૂર્ત્તમાં પૃથિરાજે અજમેરનો પરિત્યાગ કરયો. અજમેરથી દિલ્હી જતા પૃથિરાજને બે સ્થળેથી દ્રવ્યની પ્રાપ્તિ થઇ. એક સ્થળેથી તો આ પ્રમાણે ધન પ્રાપ્ત થયું કે,-માર્ગમાં નાગોર પાસે ખટુપુર નામે ગામ પાસે જુના સમયનો એક ગુપ્ત ખજાનો હતો, તે ઉપર એક પિતળની પુતળી હતી તે પુતળીના મસ્તકઉપર આ પ્રમાણે લખ્યું હતું.—

**' શિરકૂટે ધન સંગ્રહે, શિર, સજે ધન જાય, '**

પૃથિરાજે આ વાંચી પોતાના વિચક્ષણ પ્રધાન કયમાષને પુછ્યું કે,-આ વાકયનો શું અર્થ થાય છે? કયમાષે કહ્યું કે,-? રાજાજી. આનો અર્થ ઘણોજ માર્મિક છે. આમાં એવું જણાય છે કે-જે કોઈ મનુષ્ય શિર આપીને કોઇપણ કામ કરે છે, તેને ધનની પ્રાપ્તિ થાય છે. અને જે પોતાની વિશેષ સંભાળ રાખે છે તે દ્રવ્યને ખુવે છે એટલામાં દેવીનો વરદાઇ ચન્દ ભાટજ બોલ્યો કે,-મહારાજ કયમાષે જે અર્થ કરયો તે જો કે વાસ્તવિક છે, તો પણ આ લેખના બે અર્થ છે. અને મારી સમજમાં તો એમ આવે છે કે,-માથું વાઢે તે માલ કાઢે; અર્થાત જે મનુષ્ય આ પુતળીનું શીર કાપી નાખશે, તેને આમાંથી દ્રવ્ય મળશે અને નહિ કાપે તો કાંઇ પણ નહિમળે. ચન્દ્રનાં આ વચન ઉપર પૃથિરાજને વિશ્વાસ આવતાં તત્ક્ષણ તેણે તે પુતળીનું માથું કાપી નાખ્યું અને અંદર તપાસ કરાવ્યો તો, તેમાંથી સિત્તેર લાખ સોનામોહોરો મળી આવી. આગળ જતાં એક કૃપણ મનુષ્ય કે જેણે કરોડો રૂપિઆ એકઠા કરી રાખેલા હતા, તેનું ધન પણ પૃથિરાજનેજ મળ્યું. આ પ્રમાણે બે સ્થળેથી પ્રતાપી પૃથિરાજને અગણિત દ્રવ્ય મળ્યું. અને તે દિલ્હી આવ્યો. આ પ્રમાણે ખજાનો મળવાથી ચહુઆણ મજબૂત થઇ જશે, એ અદેખાઈથી કનોજ અને પાટણના રાજાઓએ તે સામે દાવો ઉઠાવી ગિજનીના શાહબુદ્દીન ઘોરીને પોતાની મદદે બોલાવી કાળને ઘર દેખાડવાનું ભયંકર જોખમ માથે ઉઠાવ્યું. આ પ્રમાણે પૃથિરાજ ચહુઆણને દિલ્હી સ્વતંત્ર મળવાથી ચહુઆણ અને રાઠોડ વચ્ચે કલહનું બીજ રોપાયું. એ બીજ તેઓ વચ્ચે કલહનું ન હતું, પણ ભારતવર્ષમાંથી રજપૂત રાજ્યની આખરનું હતું. તેને દિવસે દિવસે ઉત્તેજન મળતુંજ ગયું, અને તેનું અંતિમ પરિણામ જે આવ્યું તે આગળ જાણવામાં આવશે.

# પ્રકરણ સાતમું.

## સંકીર્ણ વૃત્તાંત.

### छप्पय.

अनंगपाल गढ रचिय, मत्त जोसीसो उक्किलिय;
हुवो तुंवर मतहीन, करी किल्लीतें ढिल्लिय.
कहे व्यास जुगजोत, अगम आगम हुं जाणुं;
तौंवर ते चहुवान, होय पुनि पुनि तुरकाणुं.
तुरक अवटी मंडवघरह, एक राय मही भोगवे;
नवसत्त अंत अंते वरह, एक छत्र मही चक्कवे. ॥१॥

(चन्दरास.)



મહારાજા વીર વિક્રમાદિત્યના સમયથી ઇન્દ્રપ્રસ્થમાં તુંવર રાજા રાજ્ય કરતા હતા. પૃથિરાજનો નાનો અનંગપાળ તેની પેઢીમાં ઓગણીસમો રાજા હતો. ઇન્દ્રપ્રસ્થ પાંડવોના સમયથી આર્ય રાજાઓની રાજધાની હતું. અનંગપાળને એક નવો કિલ્લો બાંધી નવીન રાજધાનીનું નગર સ્થાપિત કરવાનો ઉત્સાહ હતો; કેમકે તેને એક પણ પુત્ર નહતો, કે જે તેનું નામ રાખત. અનંગપાળનો વિચાર નવીન રાજધાનીનું નામ 'અનંગપાળવતી' રાખવાનો હતો, પરંતુ નવીન નગરી 'દિલ્લી' એ નામથી પ્રસિદ્ધ થઇ. અને હાલ પણ તેનું તેજ નામ ચાલે છે.* દિલ્લી નામ રાખવાનું કારણ અને તેની સ્થાપનાના સંબંધે પૃથિરાજ રાસામાં લેખ છે કે,—ઇન્દ્રપ્રસ્થ નામ બદલી દિલ્લી પડ્યું ત વિષે કવિચંદ લખે છે કે,—અનંગપાળે ગઢ બાંધ્યો, ત્યારે તેને એક બ્રાહ્મણે મુહૂર્ત્ત જોઇ આપ્યું હતું. તે મુજબ નવો ગઢ બાંધવાની જગ્યા પસંદ કરાવી શુભ મુહૂર્ત્તમાં તેણે મોટી ધામધૂમ સાથે સ્થાપનની ખીલી ઠોકી. દરબારી મંડળમાં કેટલાક મશ્કરા પણ હોય છે તેમણે જોશી મહારાજનું ઉપહાસ્ય કરી કહ્યું કે:—'મહારાજ! મુહૂર્ત્તની ખીલી તમે ક્યાં ઠોકી'? ત્યારે જોશીએ કહ્યું કે,:—'મેં શેષનાગની ફેણ ઉપર ખીલી ઠોકી છે. અને તે એવાં પળ ચોઘડીયામાં ઠોકાઇ છે કે,—તુંવરોના હાથમાં ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય 'यावच्चंद्र

* આવી વાતો ઘણાં નગરોની સ્થાપનાના સંબંધમાં સાંભળવામાં આવે છે, એ પ્રમાણે આ પણ જણાય છે કે, દિલ્લીના સમ્બન્ધની આ વાત પણ જન પ્રચલિત હોવાને લીધે પાછળથી રાસામાં લખી લીધી છે. 'ઢિલ્લી' શબ્દ ઉપરથી અપભ્રંશ દિલ્લી બને એ બનવા જોગ છે.

દિવાકરો' રહેશે; અર્થાત્ તુંવર રાજાઓનું રાજ્ય પૃથિવી ઉપર સૂરજ અને ચન્દ્ર તપશે ત્યાં સુધી ચાલશે. આવાં બ્રાહ્મણનાં વચન શ્રવણ કરી મશ્કરાઓએ તો એ વાતને મશ્કરીમાં ઉડાવી દીધી. અને બ્રાહ્મણની મશ્કરી કરીને કહ્યું કે,-મહારાજ! શેષનાગની ફણ ક્યાં એમ રેઢી પડી છે કે તેના ઉપર તમે ખીલી ખોડશો. મહારાજા અનંગપાળને પણ શંકા થઈ કે, આટલી નાની ખીલી શેષનાગની ફણ ઉપર ક્યાંથી વાગે? શંકાનું સમાધાન કરવા ક્રોધે ભરાયલ બ્રાહ્મણે કહ્યું કે,-ખરા ખોટાનું પારખું જોવું હોય તો, ખીલી ઉખેડી જુઓ; જો તે રૂધિરથી ભરેલી નીકળે તો મારી વાત સાચી માનજો અને જો કોરી નીકળે તો મારૂં વચન જૂઠું માનજો. અનંગપાળે પરિક્ષણ કરવા ખિલી ઉખેડવાનું બ્રાહ્મણને કહેતાં ક્રોધથી લાલચોળ બની ગયેલા બ્રાહ્મણે ઠોકેલી ખીલી હલાવી બહાર ખેંચી કાઢી તો તેનું અણિયું રૂધિરથી ખરડાયલું હતું. આ અદ્દ્ભુત ચમત્કારને જોઈ ખાત મુહૂર્તના સમારંભમાં આવેલા લોકો આશ્ચર્ય પામ્યા. અને અનંગપાળ રાજા જોશીના ચરણમાં પડ્યો. અને ઘણી વિજ્ઞાપના કરી એટલે બ્રાહ્મણે એજ ખીલી પાછી ઠોકી દીધી; પરંતુ બ્રાહ્મણે કહ્યું કે:-'તમે મારાં વચન ઉપર વિશ્વાસ રાખ્યો નહિ, અને વજ્રલેપ ચોડાયલી ખીલી ઉખેડાવી એ ઘણુંજ ખોટું કીધું. હવે તો તે શેષનાગની ફેણ ઉપર છે. અને તમે ઠોકાયલી ખીલી 'ઢીલી' કરાવી તેથી આ નગરનું નામ 'ઢીલ્લી' પડશે, અને તેની ગાદી ઉપર આવતાં રાજાઓનાં રાજ્ય તોફાની પવનમાં સપડાયલા વહાણની પેઠે ડામાડોળ રહ્યા કરશે.' આવું ભવિષ્ય ભાખી ક્રોધે ભરાયલો બ્રાહ્મણ દક્ષિણા લીધા વગર ચાલ્યો ગયો અને અનંગપાળે 'દીલ્લી' નગર વસાવ્યું.* ઉપરના છપ્પયનો ભાવાર્થ આ પ્રમાણે છે કે:—

અનંગપાળે જોશીનાં અનુમોદનથી ગઢ રચ્યો, પણ તુંવરે મતિહીણ થઈ ખીલી ઢીલી કરી, માટે જગજ્જ્યોતિ વ્યાસે કહ્યું કે,-હું અગમ આગમ સર્વ જાણું છું. દિલ્લીની ગાદી ઉપર તુંવર, તે પછી ચહુઆણ અને તે પછી તુરક થશે. તુરક સામે મંડોરવાળા થશે. પણ સોળમો વર્ષ પછી એક રાજા ચક્વે રાજ્ય કરશે.

વૃદ્ધ અનંગપાળ તુંવરને પેટ પુત્ર ન હતો, માત્ર બે કન્યાઓ હતી. મોટી કન્યા કનોજના વિજયપાળ રાઠોડને દીધી હતી, તેને પેટે જયચંદ્ર જન્મ્યો હતો. અને આ વખતે તે કનોજમાં રાજ્ય કરતો હતો. નાની અથવા

* હાલનું દિલ્લીને શાહજહાં પાદશાહે પ્રાચીન દીલ્હીના સમીપજ વસાવેલ છે. શાહજહાંને તેને શાહજહાનાબાદ નામ રાખવાનો વિચાર રાખ્યો હતો.

બીજી કન્યા કમળાદેવી અજમેરના સોમેશ્વર ચહુઆણને આપી હતી, જેને પેટે આ પુસ્તકનો પ્રખ્યાત વીર નાયક પૃથિરાજ જન્મ્યો હતો. તે વાંચનાર આગળ વાંચી ગયા છે. સોમેશ્વરના મરણના સમાચાર શ્રવણેન્દ્રિય ઉપર આવતાં વૃદ્ધ અનંગપાળ તુંવરને આ દુઃખમય સંસાર ઉપર વૈરાગ્ય આવ્યો, અને તેણે વિચાર કર્યો કે, અવશેષ રહેલા જીવનને હવે ચોથા આશ્રમમાં વ્યતીત કરૂં. પૃથિરાજની માતા કમળાદેવી તેની નાની પુત્રી હતી, તેથી તે તેને અત્યંત વાહાલી હતી. અને દોહિત્રોમાં પણ તેને જયચન્દ્ર કરતાં પૃથિરાજ અત્યંત વાહાલો હતો. એ કારણથી વૃદ્ધ અનંગપાળ રાજાએ પોતાના પછી દિલ્હીની ગાદી પૃથિરાજને આપવાનો વિચાર કર્યો, અને તેણે એક પત્ર લખી પૃથિરાજને દિલ્હી બોલાવ્યો, કે જેનું વર્ણન આપણે આગલા પ્રકરણમાં વાંચી ગયા છીએ. મોશાળ આવવા નિકળેલા પૃથિરાજને માર્ગમાં વિપુલ ધન પ્રાપ્ત થયું. તેને લઇને થોડા દિવસમાં દિલ્હી આવ્યો. એટલે અનંગપાળે પોતાનું રાજ્ય તેને આપ્યું. અનંગપાળ રાજાએ મહાધામધુમથી દોહિત્રને ગાદીએ બેસાડ્યો અને પોતે બદ્રિકાશ્રમનો માર્ગ લીધો, અને પૃથિરાજ મોટી સમૃદ્ધિવાળી નાનાની ગાદી ભોગવવા લાગ્યો.

પૃથિરાજ અત્યંત આનંદી અને ભોગી રાજા હતો, ભરતખન્ડના રાજાઓમાં એના ગુણ, શૌર્ય અને શોખનાં વખાણ થતાં હતાં. અને ઘણીક રજપૂત કન્યાઓ એના ઉપર પ્રાણ દેતી હતી. દેવગિરિના* રાજાની કન્યા શશિવ્રતા કનોજના રાજા જયચંદ્ર રાઠોડને વાગ્દાનમાં અપાઇ હતી. તેણે એક પત્ર લખીને પૃથિરાજને પોતાનો અનુરાગ જણાવ્યો હતો, પરંતુ અનંગપાળનાં વાનપ્રસ્થ થતાં સુધી તે પત્ર જેમનો તેમ પડી રહ્યો હતો. શશિવ્રતાનો લખેલો પત્ર અત્યંત પ્રીતિથી ભરેલો હતો. અને પૃથિરાજ પણ તેની યથાર્થ પ્રીતિનો જ્ઞાતા હતો તેથી તેણે તે કન્યાની ઇચ્છા પૂર્ણ કરવાનો વિચાર કર્યો. અને તે માટે પોતાના સામંતોનું અનુમોદન લેતાં તે બધાએ સમ્મતિ આવી. એટલે જે સરદારોને લઇને તે આબૂના જેતસી પરમારની પુત્રી ઇચ્છિનકુમારીને આણે ગયો હતો. તેજ સરદારોને લઇને તે દક્ષિણમાં ગયો. પૃથિરાજ દેવગીરી તરફ ગયો, એ સમાચાર કનોજના જયચન્દ્ર રાઠોડને મળતાં દ્વેષથી ભરેલા જયચન્દ્રે એક મોટી સેના પોતાના સામંતોની સાથે શશિવ્રતાને લાવવાને માટે મોકલી. જયચન્દ્રનું સૈન્ય હજુ દેવગિરિ પહોંચવા પણ

---

* હાલ જેને દોલતાબાદ કહે છે. તે ઘણોજ મજબૂત કિલ્લો છે. તે અંદરના લડવૈયાની રિયાશત બંધ કરવા સિવાય બીજે કોઇ રસ્તે જીતાયતજ નહિ એવો અજીત કિલ્લો છે,

પામ્યું ન હતું, એટલામાં તો વીર પૃથિરાજ શશિવ્રતાને લઇને વિન્ધ્યાચળના તરફ ફરી આવ્યો. જયચન્દ્રનાં સૈન્યે દેવગિરિને ઘેરા ઘાલ્યો, પરંતુ દેવગિરિનો દુર્ગ એવો તો દુર્લંઘ હતો કે તેનાથી કેટલાક મહિના સુધી અંદર પ્રવેશ કરી શકાયો જ નહિ જયચન્દ્રે ઘેરા નહિ ઉઠાવવા માટે સખ્ત આજ્ઞા કરેલી હતી તેથી સેનાપતિએ નગરમાં જતું અનાજ પાણી રોકી દીધું. જેથી સમસ્ત નગર નિવાસીઓમાં કોલાહલ થઇ ગયો, દેવગિરિની પ્રજા મોંઘવારીથી હેરાન થવા લાગી. શહેરમાં અનાજની તાણુ પડી. અને દેવગિરિના નિવાસી અત્યંત દુઃખી થઇ હાહાકાર કરવા લાગ્યા પ્રજાનું ન જોઇ શકાય તેવું દારૂણ દુઃખ નિરખીને દેવગિરિના રાજાએ એક દૂત મોકલી પોતાના જમાઈ પૃથિરાજની સહાયતા માગી. પૃથિરાજે દૂતને દિલ્હી મોકલી ચામુંડરાયને સંદેશો કહેવરાવી મોકલ્યો કે તમે મોટી સેના લઇ દેવગિરિ જાઓ, અને તેને જીતીને મારી પાસે આવો. જ્યાં સુધી તમે નહિ આવો ત્યાં સુધી હું અહિંજ વિંધ્યાટવિના વનમાં રહીને વિહાર કરીશ.

દેવગિરિના રાજાની કુમારી શશિવ્રતા ચઢતી વયની નૃત્ય, ગાન અને ચિત્રકળામાં નિપુણ હતી. તે કામશાસ્ત્ર ભણેલી અને વન, ઉપવન, નગર પહાડ, તથા ઋતુ ઋતુના વિહાર કરવામાં બુદ્ધિમાન હતી. તે પૃથિરાજ ઉપર આસક્ત હતી, તેથી તેના સમાગમથી તેની ઇચ્છા દ્વિગુણિત થઇ હતી. તેણે હાવ, ભાવ, કટાક્ષ, વિલાસ, પરિહાસના વચન અને સજીવ નિર્જીવ વિનીત પશુ પક્ષીની રમતો—આદિ સ્ત્રી ચાતુર્યથી થોડાજ દિવસોમાં પૃથિરાજને પોતાના વશ કરી લીધો હતો. પૃથિરાજ તેની ઇચ્છાથી વિન્ધ્યાટવિમાં સુખ ભોગવવા રહેલો હતો. રાણી શશિવ્રતાની દાસીઓ અને સેવકો સુખોપભોગનાં સાધનો પ્રસ્તુત કરવામાં અત્યંત ચતુર હતાં, એ કારણથી રાજા રાણી પોતાના ઇચ્છિત વિહારમાં અનુકૂળ થઇ રહી આનંદમાં દીવસ નિર્ગમન કરતાં હતાં.

નદી, નાળાં અને વનસ્પતિથી પરિપૂર્ણ વિન્ધ્યગિરિનાં મધ્યમાં આવેલા એક મનોહર પ્રદેશમાં તેઓએ પોતાનું નિવાસ સ્થાન બનાવ્યું હતું. તે સ્થાનની ઉત્તર અને દક્ષિણ તરફ વિન્ધ્યાચળનાં ઊંચાં ઊંચાં શિખરો અને પૂર્વ પશ્ચિમ તરફ ઘાડાં જંગલો આવી રહેલાં હતાં. મધ્ય પ્રદેશ અર્થાત્ એ મોટા પહાડોની વચ્ચેનો પ્રદેશ પણ ઉત્તર તરફ ઢોળાવવાળો, દક્ષિણ તરફ સપાટ અને પૂર્વ પશ્ચિમ તરફ મોટી મોટી નદીઓના જળથી ને માર્ગે આવતી વનસ્પતિઓથી પરિપૂર્ણ હતો. દિલ્હીના રાજા વીર પૃથિરાજે નર્મદા નદીના એ સુંદર તટથી થોડેજ છેટે કિનખાબના તમ્બૂ નાખી પોતાનું નિવાસ સ્થાન

બનાવ્યું હતું. તેની આસપાસ હાથી ઘોડાઓનો રિસાલો પડેલો હતો. તે સ્થાન રાજ્યનગરથી પણ અત્યંત રમણિક જણાતું હતું. પૃથિરાજ ત્યાં નાના પ્રકારના ભોગ ભોગવી રહેલો હતો. તે શશિવ્રતામાં એટલો તો આસક્ત થઇ ગયો હતો કે,–તેને ઇચ્છિનકુમારી તથા રાજ્યના સર્વ કારોબારનું ભાન પણ રહ્યું નહિ. તે બધાંને તે વિસરી ગયો હતો. શિકાર ખેલવામાં, હાથી અને ઘોડાઓની દોડમાં, અને સેવકોને પુરસ્કર–ઇનામ આપવામાં તથા કામ ભોગમાંજ તેનો સર્વ સમય વ્યતીત થતો હતો. નાનાપ્રકારનાં વાજિંત્રોની સાથે થતી નૃત્યશાળાની મિજલસોમાં, સમય સમયનાં ગાનતાનમાં, શશિવ્રતાની ચતુર સખિયોની સાથે થતી સુંદર ગોષ્ટિમાં, બુદ્ધિબળનાં સુંદર સુંદર ચરિત્રોમાં, કોઇ સમય ક્રીડાથી ખિન્ન થયેલી પ્રાણપ્રિયાને પ્રસન્ન કરવામાં, કોઇ સમય કૃત્રિમ પ્રણય કોપને શાન્ત કરવામાં, કોઈ સમય શિખવેલી સારિકાઓનાં ચિડાવાથી કોપ પામેલી પ્યારીને મનાવવામાં, કોઇ સમય પુષ્પ શય્યાપર શયન કરી વિરામ લેતી પ્યારીને જગાડીને, તેનો તિરસ્કાર સહન કરવામાં, કોઇ સમય કામે લોલુપ થઇ પ્યારીને શૃંગાર સજાવવામાં, કોઇ સમય મધ્યાહ્ન કાળે, શીતળ એકાંત લતાગૃહોમાં પેસી કામ મંત્ર કરતાં કરતાં સંભોગનું સુખ લેવામાં, કોઇ સમય પ્યારીને સન્મુખ બેસાડી વીણા વગડાવતાં તથા કામને ઉદ્દીપન કરવાવાળાં રસિક ગાયન ગવરાવવામાં, કોઈ સમય સુરત શ્રમથી ખિન્ન થયેલી ખોળામાં મસ્તક નાખી સુતેલી પ્યારીને વ્યંજન કરવામાં, કોઇ સમય મોહન ગૃહમાં જઇને જળ વિહાર કરવામાં, કોઈ સમય વાટિકાના વૃક્ષોમાં સંતાયલી પ્રિયાને શોધવામાં અને કોઈ સમય ખિલેલી ચાંદનીમાં રાસ વિહાર કરવામાંજ તેનો સમય ક્ષણના સમાન વ્યતીત થતો હતો.

આ પ્રમાણે મોજીલો વીર પૃથિરાજ જ્યારે વિન્ધ્યગિરિમાં વિહાર કરી રહેલો હતો, તે સમય કનોજ અને ગુજરાતના રાજા પરસ્પરમાં તેની વેતરણના પત્ર વ્યવહાર ચલાવી રહેલા હતા. સમાન સગપણ છતાં પણ પોતાને દિલ્લીનું રાજ્ય ન મળવાથી જયચન્દ્ર, પૃથિરાજના ઉપર રોષે ભરાયો હતો. તેટલામાં પૃથિરાજને ધન પ્રાપ્તિ થવાના અને શશિવ્રતા કે જે પોતાને વાગ્દાનમાં અપાઇ હતી, તેનું હરણ કર્યાના સમાચાર આવતાં તો જયચન્દ્રનો ધુંધવાઇ રહેલો દ્વેષાગ્નિ પ્રજ્વલિત થયો. અને તેણે ગુજરાતના ભોળા ભીમદેવને તથા શાહાબુદ્દીન ઘોરીને પત્ર લખ્યા કે, જો તમે પૃથિરાજ ઉપર ચડી આવો તો હું તમને સહાયતા આપીશ. ગુર્જ્જરેશ્વર ભોળાભીમદેવે અને સોમેશ્વર ચહુઆણે પ્રથમ ઇચ્છનકુમારી માટે યુદ્ધ કરતી વેળાએ જે ભુલ કરી

હતી. તે કરતાં મોટી અને ભયંકર ભૂલ આ સમય જયચન્દ્રે કરી. ને કદાચ એમ કહેવામાં આવે કે,-તેણે શાહાબુદ્દીનને પોતાની મદદે બોલાવી કાળને ઘર દેખાડવાનું જોખમ માથે ઉડાવ્યું, તો તેમાં જરા પણ ખોટું નથી. શાહબુદ્દીનને તો એટલુંજ જોઇતું હતું. તે તો આવા સમયની રાહ જોઇને બેઠેલો હતો, તેણે તો જયચન્દ્રના દૂતને પુષ્કળ ઈનામ આપ્યું. અને તેના પત્રનો સ્વીકાર કર્યો. આ તરફ ભરતખંડની પડતી થવાની અને ભરતખંડ સદાને માટે વિદેશીઓના હાથમાં જવાનો તે મિથ્યા ન થનાર હોવાથી જયચન્દ્રના દ્વેષને વૃદ્ધિ કરનાર એક ઘટના બીજી એ થઇ કે, દેવગિરિને ઘેરો ઘાલી પડેલો જયચન્દ્રનો સેનાધિપતિ; પૃથ્વિરાજના મહાબળવાન્ સરદાર ચામુંડરાયથી પરાજીત થઇ પાછો ફર્યો. અને તેથી જયચન્દ્રની અગણિત સેનાને તથા તેના અતુલ બળ તથા પરાક્રમને અત્યંત લાંછન લાગ્યું.

દેવગિરિના રાજાએ ચામુન્ડરાયનો સત્કાર કરી, પૃથ્વિરાજને માટે મોટી પહેરામણી આપી, ધામધૂમથી ચામુન્ડરાયને વિદાય કર્યો. દાસ, દાસી, ઘોડા, હાથી, રત્ન અને નાના પ્રકારનાં દક્ષિણી વસ્ત્ર લઇ ચામુન્ડરાય વિન્ધ્યગિરિમાં પૃથ્વિરાજના વિહાર સ્થાનમાં આવ્યો. શશિવ્રતાને પોતાના પિતાની ઉદારતા માટે ગર્વ અને પૃથ્વિરાજને પ્રેમ ઉત્પન્ન થયો. અને સેવક જન પણ ઉત્તમ સત્કારથી પ્રસન્ન થઇ ગયા અને વિન્ધ્યગિરિમાં નગર વસી ગયું. અને ભિલ લોકો ભયભીત થઇ તેની સેવા કરવા લાગ્યા. પૃથ્વિરાજ વિજયની મહા ધૂમધામ કરી જંગલમાં મંગલ કરાવી શત્રુઓને વિશેષ ચિડવવા લાગ્યો. દિલ્લીથી સરદાર, પટ્ટાવત અને રાણીઓ વિન્ધ્યગિરિમાં આવ્યાં અને ત્યાં પ્રતિદિન ઉત્સાહ થવા લાગ્યો. જે પ્રકારે વિન્ધ્યાટવીના હાથી નિઃશંક થઇ આનંદનો અનુભવ લે છે, તે પ્રકારે પૃથ્વિરાજ અને તેની રાણીઓ પણ આનંદ ભોગવવા લાગ્યાં. એટલામાં જયચન્દ્રના આમંત્રણથી આવેલા ઘોરીયે દિલ્લીને ખાલી જોઈ તેપર આક્રમણ કરવાનો વિચાર કર્યો.

પંજાબની રાજધાની લાહોર રાવી નદીના તટ ઉપર વસેલું અત્યંત પ્રાચીન શહેર છે. મહાન્ સિકંદર અથવા એલેકઝાંડરના સમય પહેલાંથીજ તે પંજાબની રાજધાની છે, દિલ્લીના રાજા પંજાબને પૃથક્ રાજ્યના સમાન નહિ પણ તેને એક અંગના સમાન સ્વતંત્ર રાખતા હતા. તેજ રીત પૃથ્વિરાજે પણ પ્રચલિત રાખી હતી. આ સમય લાહોરની સૂબેદારી ચંદપુંડીર નામના એક બળવાન્ રજપૂતના હાથમાં હતી. દિલ્લીના તરફ ઘોરીના જવાના સમાચાર મળતાંની સાથે તેણે વિન્ધ્યગિરિમાં એક દૂત મોકલી પૃથ્વિરાજને ખબર આપી. જે સમય પૃથ્વિરાજ હાથિયોના શિકારથી નિવૃત્ત થઇ સભામાં

સામંતોની સાથે બેઠેલો હતો, તે સમયે ચંદપૂંડીરના દૂતે આવી ઘોરીની ચ-ઢાઇના સમાચાર આપ્યા. એ સમાચાર થતાંની સાથેજ વીર પૃથિરાજે શીઘ્રતા પૂર્વક પંજાબ જવાનો વિચાર કર્યો, અને સામંતોએ પણ તેમ કરવા અનુમોદન આપ્યું. પૃથિરાજ પ્રભાતેજ તમ્બૂ ઉપાડવાની આજ્ઞા આપી ભોજન કરી અંતઃપુરમાં ગયો, તેટલામાં ચંદપૂંડીરનો બીજો દૂત આવ્યો, અને તેણે કહ્યું કે,–હે મહારાજાધિરાજ! ઘોરી પાદશાહ ચિનાબ નદીના કિનારાથી સાત કોશ ઉપર આ તરફ આવી પહોચ્યો છે, અને આપના વીર રાજાઓ તેની સાથે યુદ્ધ કરવાનો પ્રારંભ પણ કરી દીધો છે; પરન્તુ આપની સહાયતાની અત્યાવશ્યકતા છે. પૃથિરાજ સૂતો નહિ, શૂરવીરને લડાઇની વાત શ્રવણેન્દ્રિય ઉપર આવ્યા પછી શાની ઊંઘ આવે? દૂતની વાર્ત્તા સાંભળીને પૃથિરાજે તત્કાળજ સેનાસહ વિન્ધ્યવનનો પરિત્યાગ કર્યો. ચંદપૂંડીરે ઘણી બાહાદૂરીથી શાહ સામે ટક્કર લીધી; તો પણ સૂબાની શી વિશાત? અંતે તે પરાજીત થયો. અને ઘોરી તેની સેનાને છિન્નભિન્ન કરી આગળ વધ્યો. પણ લાહોરથી માત્ર પાંચ કોસ દક્ષિણ તરફ આવતાં આવતાં તો વીર પૃથિરાજ તેની સામે તેનો સત્કાર કરવાને આવીને ઉભો અને બેઉ સેના સામ સામે આવી ઉભતાં યુદ્ધની તૈયારી થવા લાગી. અને વ્યૂહો ગોઠવાયા.

આ સમય વીર પૃથિરાજની સેનામાં બે બળવાન સેનાપતિ હતા. જેની વિશેષ વાર્ત્તા વાચકવૃંદને જણાવવાની અગત્ય છે. પહેલો બળવાન સેનાપતિ પૃથિરાજનો બનેવી ચિત્તોડનો રાણો સમરસિંહ હતો, તેનું સમરસિંહ નામ યોગ્યજ હતું તે સમર–યુદ્ધમાં સિંહ જેવો અપરિમીત પરાક્રમ દર્શાવનાર જગદ્વિખ્યાત યોદ્ધો હતો.* રાસામાં ચંદભાટે કરેલા વર્ણનથી જણવામાં આવે છે કે, તે મહાદેવના ગણના સમાન પોતાનો ઠાઠ રાખતો હતો. માથા ઉપર જટાજુટ અને અંગે રૂદ્રાક્ષનાં આભૂષણ રાખવા ઉપરાંત ત્રિશૂળ અને ભસ્મ પણ ધારણ કરતો હતો. તે સમય રજપૂતાનાના સર્વ નિવાસીયો તેને જોગીન્દ્રના નામથી બોલાવતા હતા. સોમેશ્વરના મરણ પછી વિધવા રાણી કમળાદેવીએ પોતાના જમાઇને અજમેર તેડાવ્યો હતો. અને જ્યારે પૃથિરાજ અજમેર છોડી દિલ્હી ગયો હતો, તે સમય તેને પણ એટલે કે સમરસિંહને

---

* રાસામાં મહાકવિ ચન્દે ચિત્તોડના રાણા, જગદ્ વિખ્યાત યોદ્ધા સમરસિંહને પૃથિરાજનો બનેવી લખેલો છે; પરંતુ ચિત્તોડના શૂરવીર રાજાઓની વંશાવળી પ્રમાણે તો સમરસિંહ પૃથિરાજ પછી સો વર્ષે થયો છે. ઇતિહાસની શ્રેણીએ તો આ વાર્ત્તા ખોટી ઠરી છે; તોપણ પ્રસંગે તેને ઉડાવી દીધી નથી.

પણ સાથે લઇ ગયો હતો. દિલ્લી જતાં માર્ગમાં જે અખૂટ ખજાનો પૃથિરાજના હાથમાં આવ્યો, તે ખજાનાનું દ્રવ્ય પૃથિરાજે સમરસિંહને આપવા માંડતાં તે તેણે લીધું નહિ. તે દિવસથી પૃથિરાજ તેને બહુજ ચાહવા લાગ્યો, અને ઉત્તરોત્તર પ્રીતિ વધી જતાં તેઓ અનન્ય મિત્ર થયા. વિન્ધ્યાટવિથી પંજાબ તરફ જતી વેળાએ પૃથિરાજ ચિત્તોડ જઇને તેને પોતાની સાથે લઇ ગયો હતો. બીજો સૈનિક શાહબુદ્દીનઘોરીનો કાકાઇ ભાઇ હુશેનખાં કરીને હતો. એ હુશેનખાંના સંબંધમાં એવી વાર્ત્તા છે કે, શાહાબુદ્દીન ઘોરીના દરબારમાં ચિત્રરેખા નામે એક પ્રસિદ્ધ દક્ષિણી ગણિકા હતી. જે અતિ સ્વરૂપવાન્ અને ગાનકળા, તથા નૃત્યકળા ઇત્યાદિમાં ઘણી કુશળ હતી. પાદશાહ તેના ઉપર આસક્ત હતો. અને પોતાની બેગમો કરતાં પણ વિશેષ પ્યાર તેના ઉપર રાખતો હતો. પણ રાંડ માખીની જાત કહી છે તે જરા ખોટું નથી. ગણિકાની બુદ્ધિ કામવશ હોવાથી અધમ અને અવિચારી હોય છે. જો કે શાહ ચિત્રરેખાનો વિશેષ આદરસત્કાર કરતો હતો, છતાં પણ તેણે શાહના પિત્રાઇ ભાઇ હુસેનખાં સાથે પોતાની પ્રીતિ જોડી. આ વાર્ત્તાની ખબર શાહાબુદ્દીનને થતાં તેણે હુસેનખાંનને બોલાવી બહુ ઠપકો આપ્યો, પણ તે ઠપકાની કાંઇ અસર ન થતાં કામાંધ થયેલો હુસેનખાન ચિત્રરેખાને લઇ ત્યાંથી નાશીને વીર પૃથિરાજના આશ્રયે દિલ્લીમાં આવીને રહ્યો. ચિત્રરેખાને લઇને હુસેનખાન દિલ્લીમાં રહ્યો છે એ વાર્ત્તાની શાહબુદ્દીનને જાણ થતાં, તેણે પૃથિરાજને કહેવરાવ્યું કે, હુસેનખાનને અને ચિત્રરેખાને મારા તરફ મોકલી આપો, પણ આર્ય રાજાઓ શરણાગતને કેમ સોંપે ? એ કારણથી પૃથિરાજે શાહના કહેણ ઉપર લક્ષજ આપ્યું નહિ. અને સાફ કપાળમાં વાગે તેવી ચોખી ના પાડી એટલે શાહબુદ્દીન પૃથિરાજ ઉપર અત્યંત કોપ પામ્યો, અને ચડાઈ કરી. હુસેનખાન પણ પોતાના ભાઇની સામે યુદ્ધ કરવાને પૃથિરાજની સેનાનો સેનાપતિ થયો હતો. ચિત્રરેખા પણ વિયોગના ભયથી એ સમયે તેની સાથેજ હતી.

યુદ્ધને આગલે દિવસે રાત્રે પૃથિરાજે સેનાપતિઓનું અનુમોદન લેવાને માટે સભા બોલાવી હતી. અને પૃથિરાજનો કાકો શ્રીકૃષ્ણચન્દ્ર આનન્દકન્દનો અનન્યભક્ત કન્હચહુઆણ, તેનો મોટો સાળો અને મુખ્ય દિવાન કૈમાસ, નાનો સાળો દેવીભક્ત બળવાન્ ચામુંડરાય, રામરાય ગુર્જ્જર, ધીરપુંડીર, લાહોરનો સૂબો ચન્દપુંડીર, જૈતપંવાર, રામકાટી, ભમજાદવ, બળભદ્ર, કુરંભદેવ, આતતાઇચહુઆણ, લંગરીરાય, ગોવિંદરાય ગહેલોત, હાહુલીરાય, ભનુઓને કંપાવનારો હમીર, સારંગદેવ, દિલ્લીનો કોટવાલ, અને જમીનદાર પ-

હાડજી તુંવર, સોરઠવાળો આજાનબાહુ, સિદ્ધ પરમાર, નિડુરરાય, કનકચહુઆણ સંજમરાય, અને પૃથિરાજનો માનીતો રાજકવિ ચંદ તથા ચિત્તોડના બળવાન રાણા સમરસિંહ—આદિ સરદાર તથા રાજા અને સામન્ત સાં ઉપસ્થિત—હાજર થયા હતા. સભા ભરાયા પછી મહા કવિ ચન્દ ઉભો થયો, અને ચિત્તોડના રાજા સમરસિંહના પૂર્વજોનું વર્ણન કર્યા પછી વીર પૃથિરાજને કહેવા લાગ્યો કેઃ—

### छप्पय.

प्रथम अंग बल होइ, द्विते अभ्यास शस्त्रको, ।
तृतीये सब भोग सदा, चतुर्थ मदहरन शत्रुको;
पंचमे सबकुल आनै । खटको भोजन मूले,
सप्त संधि विग्रह काम, अष्टमे न चित्त चूके;
नवें निडर चलजाय सील, धाम समकर मर्म.
कवि चन्द कहत पृथिराज, यहि गुण क्षत्रिय धर्म मैं. ।

સભાનુ [illegible] શોભ [illegible] છે. રાણાજીના ભુજદંડો [illegible] રૂપી વનને સ્વચ્છ કરવામાં સમર્થ છે, માટે આપ રાણાજીને સેનાધિપતિપણાના પદ ઉપર નિમી શત્રુઓના ગર્વને દૂર કરો. પૃથિરાજના કાકા કનકચહુઆણે પણ ચન્દની વાર્ત્તાને અનુમોદન આપ્યું અને સકળ સભાયે પ્રસન્ન ચિત્તથી રાણાજીનો જયજયકાર બોલાવ્યો. ભાટો, કવિયો અને શૂરવીરોએ પુષ્પ વૃષ્ટિ કરી રાણાજીને વધાવી લીધા, અને યુવાન રાજા વીર પૃથિરાજે પણ ઉઠીને રાણા સમરસિંહજીના કન્ઠમાં રત્નમાળા પહેરાવી. તોપોના બહાર થયા. રજપૂતોમાં વીર રસ ઉભરાઇ રહ્યો. સમરસિંહે, રાજાનો અને રજપૂતોનો ઉપકાર માની પ્રભાતે યુદ્ધ કરવાનો તથા વ્યૂહ રચવાનો પ્રબંધ કર્યો. અને ત્યારપછી સભા વિસર્જન થઇ.

પ્રભાત થતાંજ હિન્દુ અને મુસલમાનો વચ્ચે દારૂણ યુદ્ધનો પ્રારંભ થયો. ચિત્તોડના બહાદુર રાણા સમરસિંહે, મુસલમાનો સામે *શ્યેન વ્યૂહની રચના કરી. ચંચુ પ્રાંત ઉપર ચંદપુંડીર, વામ પક્ષ પ્રાંત ઉપર હુસેનખાન અને દક્ષિણ પક્ષ પ્રાંતપર રામરાજાને રાખ્યા. આખો દિવસ યુદ્ધ

* જ્યારે સામે અને બાજુએ એમ બેય તરફ શત્રુનું જોર વિશેષ હોય ત્યારે શ્યેનવ્યૂહની રચના માટે કહેલ છે કેઃ—:—'सूक्ष्म ग्रीवं मध्य पुच्छं स्थूल पक्षन्तु पंक्तितः । बृहत्पक्ष मध्यगलः पुच्छं श्येनं मुखेतनु'। ચંચુએ પાતળો, મધ્યે પુંછવાળો, પાંખોએ મોટા અને ગળે ભારે એવો શ્યેન વ્યૂહ રચવો.

ચાલ્યું; પરંતુ શાહથી, રણચતુર સમરસિંહરાણાનો બનાવેલો શ્યેન વ્યૂહ ભેદી શકાયો નહિ. અને ચંચુપ્રાંત ઉપરના રાણાના કવાયતી સૈન્યના પ્રસરણ, આકુંચન, યાન, પ્રયાણ, સમુત્થાન અને લુંઠન—આદિ યુદ્ધના ક્રમ પ્રમાણે મારો ચાલતાં ઘણા મુસલમાન યોદ્ધાઓ તેમની સામે ટકી પણ શક્યા નહિ. જેતપંવાર અને બળવાન્ ચામુન્ડરાયની સામે શાહના તાતારખાન અને મુઝફરખાન નામના સરદારોએ ટક્કર લીધી. જે પ્રકારે રજપૂતો પાછા હઠયા નહિ તે પ્રમાણે મુસલમાનો પણ ડગ્યા નહિ. ઉભય તરફના ઘણા સેનાપતિઓ રણભૂમીમાં મરણને શરણ થયા. અને યુદ્ધ થતાં થતાં પ્રાતઃકાળથી સંધ્યાકાળ થયો, પરંતુ વીર પુરૂષોનો વીરરસ ન્યૂન ન થયો. દિવસ રજથી ધૂસર થઇ રહ્યો હતો. તેમાં સૂર્યાસ્ત થતાં તો વળી વિશેષ અંધારૂં થયું; એટલે રણચતુર રાણાજીએ અંધારામાં થતું અધર્મ યુદ્ધ બન્ધ થવા માટે વાજાં વગડાવતાં યુદ્ધ બંધ થયું. તે દિવસ કોઇની હારજીત થઇ નહિ; તોપણ અનેક મનુષ્યો અને પ્રાણિયોના પ્રાણ ગયા.

યુદ્ધ બંધ થયું. મુસલમાનો પોતાની છાવણીમાં ગયા. અને રજપૂતોએ તથા પૃથિરાજે વીર ગતિ પ્રાપ્ત થયેલા સરદારોનાં શબ મંગાવી તેઓને અગ્નિ સંસ્કાર કરાવ્યો. મૃતમાંસ ભક્ષક શિયાળ તથા અન્ય રાત્રિચર પક્ષી યુદ્ધ ભૂમિમાં આવી મનુષ્યોનું માંસ ખાઈ કલ્લોલ કરવા લાગ્યાં. આખી રાત્રિ ઉભય છાવણીમાં શાન્તિ રહી હતી, પરંતુ ઘોર મંત્રોના સાધકોએ રણભૂમિમાં ફરી ફરીને અર્દ્ધ જીવિત મનુષ્યોનું હરણ કર્યું. પ્રભાત થતાં સૂર્યનારાયણની લીલાનું દર્શન થયું. ઉભય તરફના સૈનિકો યુદ્ધ કરવાને તૈયાર થયા. બીજે દિવસે ચિત્તોડના બહાદુર રાણા સમરસિંહની આગેવાની તળે જેતપવાર, ચામુંડરાય, હુસેનખાન અને બીજા સરદારો ધસી ગયા. ચન્દ્રવ્યૂહ ગોઠવ્યો. તેમાં એક બાજુએ ચંદપુંડીર, અને બીજી બાજુએ હુસેનખાન અને વચ્ચે રઘુવંશી રામે રહીને દારૂણ યુદ્ધ કર્યું. યુદ્ધ સવારથી સાયંકાળ સુધી ચાલ્યું. રાત થતાં સુધી કાપાકાપી ચાલી પણ કોઇનો પરાજય ન થતાં ઉભય સમાન રહ્યા. એ યુદ્ધમાં પૃથિરાજ તરફના તેર અને શાહબુદ્દીન તરફના ચોસઠ સરદારો રણમાં કામ આવ્યા. પણ કોઇનો જય થયો નહિ. શાહના ૬૪ યોદ્ધાઓ યુદ્ધમાં કામ આવી જતાં અત્યંત ક્રોધ પામેલો શાહાબુદ્દીન પોતે ત્રીજે દિવસે પૃથિરાજ ઉપર ધસ્યો. તે દિવસે મહા ભયંકર યુદ્ધ થયું. ઘોરી પૃથિરાજને મારવા અને રજપૂત વીરો ઘોરીને મારવા માટે પ્રાણની દરકાર ન રાખતાં લડયા. તે દિવસે પૃથિરાજના બે સરદારો કામ આવ્યા, અને ઘોરીના

માર૫ખાન અને બીજા ઘણા સરદારો પડ્યા. તાતારખાને છેક ત્રીજે પહોરે હુસેનખાનની ટુકડી ઉપર સખ્ત હલ્લો કરી તેને કતલ કર્યો. ત્યાં આ તિરપ બળવાન્ ચામુન્ડરાયે શાહાબુદ્દીનને જીવતોજ પકડી લીધો.

**छप्पय.**

**परेमीर पथ्थारं, साह हंक्योरा चावंड,**
**सम्मुह गोरी चंपि, मनोगज सामज आमंड,**
**चन्द्रसेन पुंडीर, आइ सज्यो दिशि बामं,**
**क्रमि सम्मुख कैमास, हंकि जद्दव राजामं,**
**पुण्डीरराय चामंडभर, गहै दून दूनोसूकर,**
**हय हन्यो जाम जद्दव उझर, मिलि चहुं चपियखंडभर. ॥**

શાહ જીવતો પકડાતાં રજપૂત સેનાએ જય જયકાર કર્યો. એ શબ્દથી આકાશ ગાજી રહ્યું. શાહ કેદી થતાં મુસલમાન સેના રણભૂમીનો ત્યાગ કરી નાશી ગઈ.

આ યુદ્ધમાં પૃથિરાજના ૧૫ સરદારો પડ્યા. તેમાં હુસેનખાન પણ પડ્યો. શાહાબુદ્દીન ઘોરીને જીવતો પકડી લઈ, પૃ. રાજ.ની સેના છાવણીમાં આવી. ત્યારે હુસેનખાનના મરણના દુઃખદાયક સમાચાર સાંભળી ચિત્રરેખાને અત્યંત દુઃખ થયું. તેનો હુસેનખાન ઉપર અવર્ણનીય પ્રેમ હતો, તેને સન્ન ચડ્યા જેવું થયું તેના મુખ ઉપર વિશેષ રૂધિર ચડી આવ્યું. તેની આંખો વિશેષ લોહીવર્ણ થઈ. તેનું શરીર કંપવા લાગ્યું. અને જે મહાભારત દુઃખ તેના ઉપર પડ્યું હતું, તેની અસર તેના અવાજ ઉપર થવાને બદલે ઉલટા તેના શબ્દો વિશેષ આવેશ ભર્યા તથા સ્પષ્ટતાથી નિકળવા લાગ્યા. જો કે તે વિશેષ વાચાળ ન હતી. ગણિકા છતાં સુલાજે બોલનાર હતી, છતાં આ સમય હુસેનખાનની સાથેના પોતાના અપરિમીત પ્યારની લાગણીથી તે બોલવા લાગી કે. હવે જીવવું? જે સાથે હું પાદશાહનો કોપ વહોરીને દિલ્હી આવી. જેની સાથે ઘણાં વર્ષ આ ક્ષણીક અને માયિક સંસારમાં સુખમાં વા દુઃખમાં કાઢવાની આશા બાંધી હતી, જેણે મન ગમતાં લાડ લડાવ્યાં, જેણે મારે માટે શાહનો કોપ વહોરી લીધો. અને પોતાના કુટુંબનો પરિત્યાગ કર્યો, જેણે આજપર્યંત એક પણ કઠોર શબ્દ કહ્યો નથી. જે બહાર સિંહસદૃશ ગણાતા પણ મારી સાથે જેની વર્તણુક એક ગરીબ બકરીના સમાન હતી. તે આજે એકદમ મારા ઉપર ગુસ્સો કરી હમેશને માટે મારાથી રીસાઈ ગયા. અને હવે હું એના વગર અહિ પાછળ પડી રહું. ના ના તે કદિ બનવાનું નથી. તે જ્યાં જશે ત્યાં હું જઈશ. તેનું જે થશે તે મારૂં થશે. હવે જીવીને શું સુખ ભોગવવું? જીવ

વાથી ફળ શું ? હવે પરાધીનપણે જીવન ગાળવા કરતાં મરણ હજારદરજ્જે સારૂં છે. માટે મરવું એજ નિશ્ચય છે. મારો આ નિશ્ચય ફરે તેમ નથી. એમબોલતાં બોલતાં તેને અનહદઆવેશ ચડી આવ્યો. અને છૂટે માથે તે પૃથિરાજ ચહુઆણુની પાસે આવીને ઉભી રહી. શોકથી તેના મુખ ઉપર અત્યંત લાલી આવી ગઇ હતી. રૂધિર ચડી આવતાં તેનાં નેત્રો તેજયુક્ત થઇ ચળકી રહેલાં હતાં, નિતંબનું ગોપન કરતો હોય તેવો તેનો કાળા નાગ સરખો ચોટલો વિખરાઇ ગયો હતો. તેનાં સમસ્ત અંગ કંપતાં હતાં. તે આવી સ્થિતિમાં ચહુઆણુરાય પાસે આવી ઘુંટણીએ પડીને પ્રાર્થના કરવા લાગી કે,—'મહારાજ' આપનો જય થાઓ. મને સત ચડેલ છે. યુદ્ધભૂમીમાંથી શીઘ્રતાપૂર્વક હુસેનખાનનું શબ મંગાવી આપો. મારો અને મારા સ્વામીનો વિયોગ થઇ ગયોછે. સ્વર્ગમાં અપ્સરાઓ તેના કંઠમાં વરમાળા આરોપે તે પેહેલાં હું મારા પ્રેમી કંથને જઇને મળવા આકાંક્ષા રાખુંછું. આપ મારે માટે ચિત્તા સત્વર તૈયાર કરાવો.' વીર પૃથિરાજે ચિત્રરેખાનાં આવાં વચનોથી ત્વરાથી અનુચરો પાઠવી હુસેનખાનનું શબ મંગાવી તેને સ્વાધીન કર્યું. તે ચિત્રરેખા ખરા પ્રેમને જાણવાવાળી હિંદવાણી ગણિકા છતાં પણ શાહના પિત્રાઇ ભાઇ હુસેનખાનની સાથે બળી ગઇ, રજપૂતોએ તેનાં ઘણાં વખાણ કર્યાં અને પૃથિરાજ તથા રણકોવિદ રાણા સમરસિંહજી પણ ચિત્રરેખાના પ્રેમને ધન્યવાદ દેતા, વિજયની પતાકા ઉડાવતા, શાહાબુદ્દીન ઘોરીને લઇને પોતાની રાજધાની દિલ્હીમાં આવ્યા.

પૃથિરાજના પાછા ફરયા પછી ઘોરીના મુખ્ય સરદાર તાતારખાને નાશી ગયેલા લશ્કરને એકત્ર કરી સરહદ ઉપર જઇને છાવણી નાખી. અને પૃથિરાજની સાથે શાહના છુટકારા માટે દંડ સંધિના પત્રનો વ્યવહાર શરૂ કર્યો. બે ત્રણવાર પત્ર આવતાં સુધી તો ચહુઆણુરાયે કાંઇ પણ લક્ષ આપ્યુંજ નહિ, પરન્તુ વારમ્વાર તેના પ્રાર્થના પત્રો આવવાથી તથા ભવિષ્યમાં ભારતવર્ષની ભવ્યતાનો નાશ થવાનો સરજેલ હોવાથી આર્ય રાજાના કોમળ હૃદયમાં દયા ઉત્પન્ન થઇ. તે સમય એક બ્રાહ્મણ કારભારીએ શત્રુને ન છોડવા માટે ઘણુંજ ઉત્તમ વ્યાખ્યાન આપી સર્વ સભાસદોનો મત ફેરવી નાખ્યો. 'રોગ, શત્રુ અને અગ્નિ એ એવા છે કે, તે પુનઃ પુનઃ ઉભા થાય છે, માટે હવે હાથમાં આવેલા શત્રુને જીવતો ન છોડવો જોઇએ.' આ વાર્તા સર્વને પસંદ પડી; પરંતુ ઉદાર ચરિતવાળા ચહુઆણુરાયના મનમાં ઉત્પન્ન થયેલી દયાએ આખરે કેટલાક ઉત્તમ એસકી જાતના ઘોડા, સાઠ હાથી, શીરાજમાં બનેલી ઉત્તમ ભરતની વીશ શાલો અને પુષ્કળ રોકડ નાણું દંડમાં લઇ શાહને કેદથી મુક્ત કર્યો. દિલ્હીમાં શાહબુદ્દીન એક માસને ત્રણ દિવસ

સુધી કેદ રહ્યો હતો, પણ અંતે આર્ય રાજાઓની ઉદાર વૃત્તિથી મરણમાંથી મુક્ત થઇ કાબુલ તરફ ગયો. આવા પ્રકારના ઉદાર ચરિત્રવાળા આર્ય રાજાઓનાં ઉદાહરણ ઇતિહાસોમાં ક્યાંય જોવામાં આવતાં નથી. આર્ય રાજાઓની આવી ઉદારતા અને શત્રુ ઉપર પણ અંતે દયા લાવવાના દયાળુ સ્વભાવેજ ભારતવર્ષની આવી સ્થિતિ થવા સમય આવ્યો. આર્ય પ્રજા અન્ય પ્રજા કરતાં મોટા મનની, દયાળુ, સરલ સ્વભાવની અને પ્રેમાળ છે એમાં તો તેના પ્રતિપક્ષીઓથી પણ ના કહી શકાય તેમ નથી.



# પ્રકરણ ૮ મું.

## પદ્માવતી.



પતિતપાવનીશ્રી યમુનાના કિનારા ઉપર દિલ્લી નગર એ કાળમાં એક રમણીય નગર હતું. અને તેમાં ઘણાંએક દેવાલય તથા વિદ્યાશાળા હતી. ફરકતી ધ્વજાઓથી જાણે પાપોને દૂરથીજ આવતાં અટકાવ કરતાં હોય એવાં દેદિપ્યમાન દેવાલયોથી દીપી રહેલ દિલ્લીમાં ચોરાશી ચૌટાં, ચોરાશી ચકલાં અને સોનાના તથા રૂપાના સિક્કા પાડવાની ટંકશાળ હતી. પ્રત્યેક વર્ગના લોકોને વાસ્તે નિરનિરાળાં સ્થળો હતાં. નગરમાં અઢારે વર્ણનો વાસો હતો. અને સઘળા લોકો ઘણા સુખી હતા. આખા જગતનો વ્યાપાર તે સમય આ શહેરમાં ચાલતો હતો. પંજાબ, બ્રહ્માવર્ત્ત અને ગંગા યમુનાની વચ્ચેના રસકસ પૂર્ણ પ્રદેશની અઢળક ઉપજ ઉપરાંત હીરા, માણેક અને પન્નાની ખાણોથી દિલ્લીના રાજાની સમૃદ્ધિ કુબેરની લક્ષ્મી સાથે સમાનતા કરતી હતી. નગરમાં મોટા મોટા વ્યાપારીયો અને સામંતોનાં મોટા અને મનોહર મહેલ શરદ્ ઋતુનાં વાદળાંઓની અને કૈલાસની સ્પર્દ્ધા કરતા હોય એમ જાણે આકાશથી વાતો કરતા હોય તેમ ઝગમગી રહ્યા હતા. યમુનાના જળમાં મોટા મોટા રાજમહેલોનો પડતો પડછાયો અત્યંત શોભાયમાન લાગતો હતો. તે મહેલોમાં પ્રાચીન શિલ્પ શાસ્ત્રની અપૂર્વ છટા હતી. યુવાન અને વિલાસી રાજાના રાજ્યમાં દિલ્લીની શોભામાં ઘણોજ વધારો થયો હતો. મુખ્ય રાજમહેલ જમીનથી ઘણો ઉંચો હતો. તે કાળા પથ્થરનો બાંધેલો હતો. તેમાં કેટલેક સ્થળે આરસપહાણ તથા કેટલેક સ્થળે સ્ફાટિકના પથ્થર વાપરેલા હતા. દેવડી ઉપર નિરંતર નાના પ્રકારનાં વાજાં વાગતાં હતાં. ચાંદીની સાંકળે બાંધેલા મદમત્ત હાથીઓ રાજમહેલનાં આંગણામાં ઝુલ્યા કરતા હતા. સ્ત્રીઓનો વૈભવ પણ એવોજ ચિત્તાકર્ષક હતો. મહારાણી ઇચ્છન કુમારી, દેવી શશિવતા અને દેવી ચંપકવતીથી મોટા રાજમહેલનું અંતઃપુર નિરંતર દીપકોના પ્રકાશથી ઝગી મગી રહેલું હતું. મનુષ્ય સુખી અને વૈભવ યુક્ત હતા. ધાર્મિક ક્ષત્રિયો અને વૈશ્ણવોથી બ્રાહ્મણોનો સત્કાર વૃદ્ધિ પામતો હતો. ચોરી, જુગાર, વ્યભિચાર અને મદ્યપાન—આદિ કુકર્મને જાણે દેશપાર કરેલા હોય એમ જણાતું હતું, ધર્મ, અર્થ, કામ અને

મોક્ષનાજ પુરૂષાર્થોમાં ત્યાંના મનુષ્યોની પ્રવૃત્તિ રહેતી હતી. એ શહેર વિદ્વાન બ્રાહ્મણો તથા સાધુ સંન્યાસીઓની ભીડથી ધર્મમય જણાતું હતું. રાજાઓ તથા મોટા મોટા વ્યાપારીઓથી અર્થમય દેખાતું હતું, રત્નમય આભૂષણો તથા ઉત્તમ ઉત્તમ નવીન વસ્ત્રોથી વિદ્યુત્ સદૃશ જણાતી અનેક દાસીઓના આવાગમનથી કામમય જણાતું હતું અને સ્થળે સ્થળે ઉપનિષદો વિગેરે વેદાન્તના ગ્રન્થોના વ્યાખ્યાનો થતાં હોવાથી મોક્ષમય દેખાતું હતું. કાળા પોશાક વાળા કેટલાક સિપાઇયો હસ્તમાં ઉઘાડી સમશેર લઇ પહેરો ભરતા હોવાથી તેઓના દેખાવથી જાણે યમના દૂતમય હોય એવું પણ જણાતું હતું. કેટલીએક દાસીઓ સુવર્ણના કળશથી યમુના જળ ભરતી હતી. કેટલીક ચંદન ઘસતી હતી. કેટલીક પુષ્પની માળાઓ, પંખાઓ તથા સાડીઓ વિગેરે ગુંથી રહી હતી. કેટલીક આભૂષણોને સાફ કરી રહી હતી. કેટલીક ગાનનશાળામાં વીણા, સતાર, તંબુર, સુંદરી, તાઉસ, સારંગી અને મૃદંગ—આદિ વાદિત્રોની સંભાળ લેતી હતી. કેટલીક પલંગોના ઓછાડ બદલાવતી હતી. કેટલીક મોટી મોટી ચાંદીની ગોળીયોમાં છાશ કરતી હતી. મરોડદાર મૂછો તથા કેટલાક સિપાઇયો તરેહવાર વાતો કરી રહેલા હતા. કેટલેક સ્થળે સુંદર ગાયન થઇ રહેલાં હતાં. કેટલેક સ્થળે નાના પ્રકારની રમતો રમાતી હતી. કેટલેક સ્થળે કારીગરીના ઉત્તમ ઉત્તમ નમુના દૃષ્ટિગોચર થતા હતા, તથા શહેરના નિરનિરાળા ભાગો બગીચાઓની અવર્ણનીય શોભાથી તથા ચકિ-યાળો અને બીજી પણ દિવ્ય વસ્તુઓથી દિલ્લી શહેર તે સમય કુબેરની અલકાપુરી સદૃશ જણાતું હતું.

ભરતખન્ડના ભૂષણરૂપ દિલ્લી નગરમાં એ સમય મહાપ્રતાપી વીર પૃથ્વિ-રાજ ચહુઆણ રાજ્ય કરતો હતો. ચહુઆણરાયને નિરખી આ તે બે નેત્ર વાળો ઇન્દ્ર છે? એક મુખવાળો બ્રહ્મા છે? નિષ્કલંક ચન્દ્ર છે? અંગધારી અનંગ છે? પૃથિવી ઉપર આવેલો બૃહસ્પતિ છે? મનુષ્ય દેહધારી સાગર છે? કે પૃથિવીને દોહનાર પ્રાચીન પૃથુરાજા છે? આવી આવી નાના પ્રકા-રની કલ્પનાઓ મનુષ્યોના અન્તઃકરણમાં થતી હતી. તેનો પ્રતાપ સર્વ દિશા-ઓનું આલિંગન કરતો હતો અને પરાક્રમી પુરૂષોની મનોવૃત્તિને ખેંચતો હતો. તેના રાજ્યમાં સર્વ સ્ત્રીઓ પાતિવ્રત્ય પાળતી હતી; છતાં પણ તેની કીર્ત્તિ રૂપી સ્ત્રી બજારોમાં, ચૌટાઓમાં, ઘરોમાં અને દેશો દેશ તથા શત્રુ-ઓનાં વિલાસ ભવનોમાં પોતાનો અખન્ડ દેખાવ દેતી હતી; એટલુંજ નહિ પણ શત્રુઓનાં અંતઃકરણમાં તો પરાણે પેસી જતી હતી. વીર પૃથ્વિરાજનો

ક્રોધ હાલાહલ સદૃશ, કરૂણા કામધેનુ સદૃશ, યશચન્દ્ર સમાન, હાથ કલ્પવૃક્ષ સમાન અને વચન અમૃત સમાન હતાં. વીર પૃથિરાજના ભયથી ત્રાસ પામીને ભાગેલા અને ચિંતાથી અતિ કૃશ થઇ ગયેલા યવન શત્રુઓ પર્વતની સાંકડી ગુફામાં પ્રવેશ કરી ગયા હતા. એ રાજાએ પોતાના રાજ્યમાં ઉત્તમ વૈદ્યો રાખી રોગનો સમૂળગો નાશ કર્યો હતો છતાં પણ તરૂણ સ્ત્રીઓ કામજ્વરથી પીડાતી હતી. તેની તરવાર સતેજ હતી. અને શત્રુઓને સ્વર્ગ સુખ આપી તેની કીર્ત્તિનો ઉદય કરતી હતી. વીર પૃથિરાજની ભર જુવાની હતી. તેની ઉમર ત્રીશ વર્ષની હતી. તેનું શરીર શ્રીસદાશિવજીની કૃપાથી તથા બાલ્યાવસ્થામાં અંગકસરત કર્યાથી પાતળું તથા જોરાવર હતું. તેની ચામડીનો રંગ મનોહર, તે શરીરે લાંબો હતો. તેનું મુખ લંબગોળ હતું. તેનું નાક સીધું લાંબું અને શુકની નાસિકાનું ઉપહાસ્ય કરતું હોય એવું હતું. તેના ઓષ્ટ નાના તથા બિડાયલા હતા, તેથી પ્રતીત થતું હતું કે, તે ઘણોજ આગ્રહી એટલે કે જે કામ મનમાં ધારે તે કર્યા વગર રહે નહિ એવા સ્વભાવના હતા. તેના નેત્રો વિશાળ હતાં અને હમેશાં લાલ રહેતાં હતાં, તેથી તેનું રૂપ નિ..... થરથર ધ્રૂજતા હતા. તેનામાં ક્ષત્રિયનો ખરેખરો આવેશ હતો. તેનાં શૌર્યનાં સ્થળે સ્થળે વખાણ થતાં હતાં. તેનું કપાળ વિશાળ હતું. તેની ભમર જાડી તથા એક બીજાની પાસે પાસે આવી ગયેલી ધનુષાકાર હતી, તેથી તેનામાં દૃઢતાનો ગુણ ક્રોધ પણ જોનારને સ્વાભાવિક જણાતો હતો. એ સમયમાં પૃથિરાજ ચહુઆણનો વૈભવ અત્યંત વૃદ્ધિ પામ્યો હતો. સર્વ પ્રજા સુખી અને પ્રસન્ન તેના રાજ્યમાં હતી; પરંતુ વૃદ્ધ રાજા અનંગપાળના સમયવાળા સરદારોનું માન જરા ન્યૂન થઈ ગયું હતું, એ કારણથી તેઓની અને નવીન સરદારોની વચ્ચે શત્રુતાને જન્મ મળ્યો હતો. જુના સરદારો ' રાજા પ્રજાના સુખ તરફ લક્ષ આપતો નથી ' એવી વાતો પ્રજામાં પ્રસરાવતા હતા. જગતમાં સારા અને ખોટા એવા બે પ્રકારનાં મનુષ્યો હોય છે. ખોટા અને પારકાની વૃદ્ધિને ન જોઇ શકનારા અદેખા જુના સરદારો નવીન સરદારોની અભિવૃદ્ધિને જોઇને અત્યંત બળતા હતા. રાજ્યમાં ચોખો ન્યાય થાય, છતાં પણ તેઓ દ્વેષ બુદ્ધિથી ન્યાયને અન્યાય ઠરાવીને નગર નિવાસીઓને ભડકાવતા હતા. આવા અવિચારી અને અદેખા જે જુના સરદારો હતા, તે પૃથિરાજના વિરૂદ્ધ વર્ત્તન ચલાવવામાં સંયુક્ત થયા અને દુષ્ટોની શિખવણીથી કેટલાક ફરિયાદ લઈ વૃદ્ધ અનંગપાળ કે જે બદ્રિકાશ્રમમાં વાનપ્રસ્થાશ્રમ ભોગવવા ગએલ હતો, તેની પાસે ગયા, અને પુકારવા લાગ્યા કે છતે ધણીયે રંડાપો ભોગવીયે છીએ.

એકવાર સાયંકાળે ચહુઆણરાય મૂછઉપર હાથ ફેરવતો યમુનાના તટપરથી આવતાં જતાં મનુષ્યો, પક્ષીઓ, અને પ્રાણીઓને જોતો પોતાના રંગ મહેલના છજ્જાપર બેઠો હતો. તે એકલો બેઠો મનમાંને મનમાં શાહાબુદ્દીન ઘોરીના સંબંધમાં વિચાર કરતો હતો.* તેના સમીપમાંજ ઝરૂખાની પાસેજ, એક સામંત તેના મુખમાંથી નિકળતો હુકમ ઉઠાવી લેવાને કાન રાખીને ઉભો હતો. સંધ્યાકાળ થવા આવ્યો હતો. બ્રાહ્મણો સંધ્યા કરવાને માટે શ્રીયમુનાજીમાં સ્નાન કરી કિનારા ઉપર ઉભા હતા. ગાયોનાં ટોળાં જળપાન કરી વાછડાંઓ ઉપરના પ્રેમને લીધે હુંકાર કરતાં નગરના તરફ જતાં હતાં. અને દિશાઓમાંથી પક્ષીઓનાં ટોળાંને ટોળાં ઉડીઉડીને વિશ્રામ લેવાને માટે મોટાં અને ઘટાદાર વૃક્ષોની અંદર પોતપોતાના માળામાં જતાં હતાં. તેમાંથી કેટલાંએક પક્ષીઓ વિશ્રાંતિ લેવાને માટે મહેલના છજ્જામાં બેસતાં હતાં. રાજા તેને જોઇ જોઇને હસતો હતો અને પક્ષીઓના કલરવ-શબ્દ સાંભળી સાંભળીને પ્રસન્ન થતો હતો. એટલામાં એક *પોપટ આવી તેના સામે છજ્જા ઉપર બેઠો. તે જંગલી પોપટ ન હતો. તેના પગમાં સુંદર હીરાકણી જડેલાં સુવર્ણનાં નાનાં નાનાં ઝાંઝર હતાં. અને કંઠમાં સોનેરી રેશમી દોરાથી બાંધેલા ભોજપત્રપર લખેલો એક પત્ર હતો. રાજા તે પોપટના સામું નિરખીને કાંઇક કહેવાને ઇચ્છા કરતો હતો, એટલામાં તો તે પોપટ પોતાનો જમણો પગ ઉંચો કરી, વિનયપૂર્વક મસ્તક નમાવી મધુર માનવ ભાષામાં બોલ્યો કે, 'હું મારા મનમાં નિશ્ચય કરૂં છું કે, આપજ જગતના ઉપર પ્રસરેલી મહાન્ કીર્ત્તિના બીજરૂપ, ક્ષત્રિયોના ચૂડામણિ ચહુઆણવંશના તેજસ્વી દીપકરૂપ ચહુઆણરાય-મહારાજ પૃથિરાજ હશો. પક્ષીના અવિનય માટે ક્ષમા માગું છું. રાજા પોપટનાં વચન શ્રવણ કરી પ્રસન્ન થયો. અને બોલ્યો કે, 'હા સત્ય છે તેજ હું છું' પોપટ આ વચન સાંભળતાંની સાથે છજ્જા ઉપરથી ઉડીને ચહુઆણરાયના હાથ ઉપર આવીને બેઠો. અને બોલ્યો કે, 'મહારાજ.' આપપર આસક્ત થયેલી એક રાજકન્યાની પ્રેમ પત્રિકા મારા કંઠમાં છે તેને છોડીને વાંચો. અને તે પછી વિશેષ હકીકતને માટે મને પ્રશ્ન કરો ? રાજાએ પોપટને કંઠેથી પત્ર છોડીને વાંચ્યો, તો તેમાં સોનેરી અક્ષરોએ આ પ્રમાણે લખ્યું હતું,-

સકળ ગુણગણાલંકૃત, પવિત્ર યશવાળા, અસાધારણ પ્રરાક્રમથી અસં-

---

*શત્રુનું સ્મરણ કરતા રહેવું એ રાજનીતિ છે, એક કવિએ કહેલ છે કે:-
'अरि सुमिरनमें तीन गुन, बुद्धि पराक्रम धीर'

* નળ રાજાનો એવીજ રીતનો સંદેશો લઇ જનાર હંસ હતો.

ખ્ય રાજેન્દ્રોના મસ્તકના મુકુટને નમાવનાર; હૃદયહાર, જીવના જીવન, માથાના મુકુટ, પ્રિયપ્રાણ પૃથુજીની પવિત્ર સેવામાં. સમુદ્રશિખરથી લી. આપની દાસી થવાને તલસી રહેલી પદ્માવતીના સાષ્ટાંગ પ્રણામ. વિશેષ સવિનય વિજ્ઞપ્તિ એ છે કે,-આપના યશની સુગન્ધી જગતમાં પ્રસરી રહી છે. આ દાસી એ સુવાસથી આપની સુવાસણ થવા તલસી રહેલી છે. આપનું અપરિમીત શૌર્ય શ્રવણેન્દ્રિય ઉપર આવતાં મારૂં અંતઃકરણ આપના ચરણ સાથે દૃઢ ચોટેલું છે. આપના યશનો ઉદય થયેલો જ્યારથી મારે કાને પડયો છે, ત્યારથીજ મેં મનમાં ચોકશ નિશ્ચય કરેલો છે કે, લક્ષ વાતો થાઓ, શરીર યુગાંતરે નાશ પામતું હોય તો આજેજ નાશ પામો, જમીન ઉલટ સુલટ થાઓ, સમુદ્રો સુકા સપાટ જમીન થાઓ, આકાશ ત્રુટી પૃથિવી ઉપર પડો, પરંતુ મારે તો આપનેજ વરવું. કદાચિત્ આપ જો મારા શરીરનો અંગિકાર નહિ કરો, તો હું આવતે જન્મ પણ આપના ચરણાર્વિન્દને પામી સુખ સંપાદન કરીશ, પણ અન્ય પતિને તો પ્રાણાંતે પરણનારી નથી. મારી આ પ્રાર્થના નહિ સ્વીકારો તો આ મારો દેહ થોડાજ દિવસ પૃથિવી ઉપર રહી ધર્મરાજના લોક પ્રત્યે પ્રયાણ કરશે. આથી વિશેષ લખવું આપ સુજ્ઞને યોગ્ય નથી. ચતુર પોપટ મારો પ્રેમ આપને વિદિત કરશે. મને એવી તાલાવેલી લાગી રહેલી છે કે પાંખો હોય તો ઉડીને આવું; પરંતુ શું કરૂં ! લાચાર છું! પ્રાણેશ પૃથિરાજ! હવે શીઘ્રતાપૂર્વક આપ પધારો, મારાથી આપનો વિયોગ સહન થઇ શકતો નથી.

આપ આ પત્ર વાંચતાંની સાથેજ નહિ આવો તો મારી અબળાની શું દશા થશે ? તે આપજ વિચારી લેશો.

### दुहो.

पक्षी होऊं तो उडचलूं, घडी न राखूं धीर,
पल पल प्रीतम सांबरे, घट घट लागा तीर.

લી. આપની ગુણાનુરક્તા
પદ્માવતીના સવિનય પ્રણામ.

વીર પૃથિરાજે પત્ર વાંચીને પોપટના સામું જોયું. એટલે પોપટ બોલ્યો કે, મહારાજ' પૂર્વ દિશામાં સમુદ્રશિખર નામે એક અલૌકિક નગર છે. તે તો આપ જાણતાજ હશો. એ નગરમાં યાદવવંશના ભૂષણ રૂપ વિજયશર નામે રાજા રાજ્ય કરે છે. સંતાનમાં તેને માત્ર એક પુત્રીજ છે. તે આપ ઉપર આસક્ત છે. પ્રધાનનું બળ રાજ્યમાં વિશેષ છે. તેથી તે પદ્મા-

વતીને પોતાના સંબંધવાળા રાજકુંવરો સાથે પરણાવવાની તજવીજ કરે છે. પદ્માવતીને આપની એવી તો રટલાગી છે કે, તે ફક્ત માતા પિતાના બહુંજ આગ્રહથી દિવસમાં એકવારજ ભોજન કરે છે. તમારી વાતો કરવાવાળાં સખીમંડળમાં બેસીને તમારાજ ગુણોનું કીર્તન કરતાં કરતાં ઉઘાડી આંખે રાત્રિ વ્યતીત કરે છે. ચિત્રશાળામાં આપનાજ ચિત્રને નિરખે છે. નૃત્યશાળામાં પણ આપનાજ વિહારવાળો નાચ થાય છે. ટુંકામાં એટલુંજ કે, તે અહોરાત્ર આપનાજ નામની માળા જપ્યા કરે છે. પ્રધાન રાજાને પદ્માવતીનાં લગ્ન કરવા આગ્રહ કરે છે; પણ હજુ તેનાં લગ્ન કરતાં નથી. કન્યાનો વિવાહ-કાળ જતો રહેવાથી રાજમાતા ઉદાસ રહે છે. સખિઓ ચિંતા કરે છે. અને રાજકુમારો પણ ગુપ્ત રીતે પદ્માવતીનાં માગાં મોકલે છે. આ સર્વ વાર્તા પદ્માવતીને રૂચતી નથી. જે પ્રમાણે શિશિર ઋતુમાં પદ્મિની સોશાઇ જાય, તે પ્રમાણે દેવી પદ્માવતી પણ આપ વગર સોશાઇ જાય છે. સ્ત્રીઓના અનુરાગના આપ જ્ઞાતા છો. જેથી હવે તે સંબંધમાં વિશેષ વિસ્તાર પૂર્વક વર્ણન કરવાનું પ્રયોજન નથી. માત્ર ટુંકામાં એટલુંજ કહુંછું કે, આપ પધારીને તેના મનોરથને પૂર્ણ કરો. શાસ્ત્રમાં પણ ભગવાન્ ઇન્દ્રે કહેલું છે કે—સ્ત્રીની માગણીનો અનાદર કરવો નહિ. સ્ત્રી માગણી કરે તો પછી તે સાથે અવશ્ય વિવાહ કરવોજ જોઇએ. પોપટનાં મધુર અને નમ્ર વચન શ્રવણેન્દ્રિય ઉપર આવતાં પૃથુરાજના હૃદય મંદિરમાં પ્રેમનો સંચાર થયો. અને તેણે કહ્યું કે, પ્યારી પદ્માવતીના પોપટ ! તું ચિંતા ન કરસ. હું આવતી કાલે સવારેજ તેનું પાણિગ્રહણ કરવાને માટે આવીશ. આટલું કહ્યા પછી દાસીને બોલાવી તેને અન્તઃપુરમાં મોકલી દીધો.

પોપટને અન્તઃપુરમાં મોકલ્યા પછી પ્રેમી પૃથિરાજે પદ્માવતીના મોકલેલી પ્રેમીપત્રિકા પુનઃ વાંચી જોઇ. મોતીના દાણા સમાન અક્ષર પદ્માવતીના રૂપ ગુણની સાક્ષી દેતા હતા. પત્રિકા વાંચતાં પૃથિરાજ મોટા વિચારમાં પડતાં આનંદ સરોવરમાં ડુબી ગયો, તેનો પ્રેમ ઉમંગથી પોતાની નવી થનાર પ્રિયામાં સચોટ હતો. તેથી તત્ક્ષણે તેને મળવાની ત્વરિત ઇચ્છા થતાં તેના મનને પ્રેમે ચારે તરફથી ઘેરી લીધું. પછી મન સાથે વિચાર કરવા લાગ્યો કે,—' મને આતે શું સ્વપ્ન આવ્યું છે ? કે હું જાગ્રત સ્થિતિમાં છું. ' એમ કહી સ્થિર ચિત્તથી બેસી, હવે કયા પ્રકારે તે સાથે વિવાહ કરવા જવાની તૈયારી કરવી તે સંબંધનો પૃથિરાજ વિચાર કરતો હતો, એટલામાં અન્તઃપુરમાંથી પોપટે આવીને કહ્યું કે—' મહારાજ ' વિધાતાએ પદ્માવતીનું શરીર બનાવ્યું ત્યારે નિર્મળ ચન્દ્રમાંથી સાર કાહાડી તેની મુખ મુદ્રામાં ઉપયોગ

કર્યો હતો, તેથી ચન્દ્રની અંદરનો શ્યામ આકાશ ભાગ દેખાય છે. પ્રજા-પતિએ તેનાં નેત્રોનું એવું તો સૌન્દર્ય કરેલું છે કે—જેથી ઈર્ષ્યાના માર્યા મૃગો શહેરનો ત્યાગ કરી હમેશને માટે જંગલમાં વસ્યાં. પદ્માવતીનો મધુર સ્વર શ્રવણ કરી કોકિલાને તો એવો દાહ થયો કે તે શ્યામ થઇ ગઈ. તેના મનોહર કાળા કેશને નિરખી શરમના માર્યા નાગોએ પાતાળમાં વાસ કર્યો. તેમજ તેની બીન, સતાર, તાઉસ અને તંબુર—આદિ વાજીંત્રો વગાડવાની અદ્ભુત કળાથી બ્રહ્માના પુત્ર દેવર્ષિ નારદજીને સંસારનો ત્યાગ કરી વૈરાગ્ય લેવો પડયો. આવા અવર્ણનીય ગુણોવાળી પદ્માવતીનું જો આપ પાણીગ્રહણ કરશો, તો સંસારનાં ખરાં સુખનો આપને પૂર્ણ અનુભવ થશે.' આવાં પોપટનાં વચનો શ્રવણ કરી પૃથિરાજે એક પત્ર લખી આપી પોપટને રવાને કરયો.

આ તરફ જેનું અધરામૃત ઉભરાઈ જતું હતું, એવી પદ્માવતી ઇન્દ્ર-ભવન જેવા શયન ગૃહમાં કોમળ અને સુગંધે કરી ભરપૂર પુષ્પોની શય્યા ઉપર સુતી સુતી દર પળે પોતાના પ્રિય પ્રાણનાથ પૃથ્વિરાજ વિષે વિચાર કરવા લાગી કે. 'અરે ! શું મારી હોંશ ભરેલી પત્રિકાનો તેણે તિરસ્કાર કર્યો હશે ? શું તેણે મારા અવગુણો જોયા હશે ? અહા !' હજુ સુધી પોપટ કેમ ન આવ્યો ? શું માર્ગમાં તેને કાંઈ અનિષ્ટ થયું હશે ?' એ પ્રમાણે પ્રત્યેક ક્ષણે ઉંડા અને ઉષ્ણ નિઃશ્વાસ મુકતી ભયભીત થયેલી હોય તેમ પુનઃ પુનઃ હાંફવા અને કંપવા લાગી તેથી તેની સુંદર મોગરા અને ગુલા-બના પુષ્પોની માળા કરમાઇ જવા લાગી. પુષ્પની કોમળ શય્યા સુકાઈ ગઇ. છાતી ઉપર શીતળ મલ્યાગરી ચંદનનું લેપન કરેલું હતું તે ઉનું થઇ ગયું અને તરૂણાવસ્થાના પ્રેમાંકુરમાં કામાગ્નિના સપ્ત તાપથી મુક્તા હારનાં મોતીઓ ફાટવા લાગ્યાં. આ પ્રમાણે ચિંતામાં નિમગ્ન થઇ ગઇ. એટલામાં એકદમ પોપટ પદ્માવતી પાસે આવી પોહોચ્યો, ત્યારે તલપી રહેલી પદ્માવતી શય્યા ઉપરથી ઉઠીને પૂછવા લાગી કે, 'હે પોપટ !' પ્રિય પ્રાણનાથનો શું સંદેશો લાવ્યો ? આવાં પદ્માવતીનાં વચન શ્રવણ કરી પોપટે ત્વરાથી પૃથિ-રાજની લખેલી પત્રિકા આપી. એટલે પદ્માવતી હાથમાં લઇ આનંદથી વ્યાકુળ થઈ વાંચવા લાગી.

'અતિ સ્નેહવાળી સુખરૂપ વિલાસપાત્ર પ્રાણવલ્લભા ! તારા પત્ર રૂપી પાત્રમાં ભરેલાં તારાં વાક્ય રૂપી મનોહર મધુના પાનથી પ્રેમ રૂપી કેફ મારા શરીરમાં વ્યાપી ગયો છે. વળી તારાં વિદ્વત્તા ભરેલાં લખાણનાં પુષ્પ-બાણ એવાં તો જોરમાં સચોટ લાગ્યાં છે કે, કે તેણે મારા શરીરને પરાધીન કરી નાખેલ છે. કમળ સદશ મુખવાળી પ્યારી પદ્માવતી ! સૂર્ય વિકાશી

કમળનામકરંદને જેમ ઉન્મત્ત ભ્રમર ચુંબન કરવાની ઇચ્છા ધરાવે, તેમ હું તારા અધરામૃતનું પૂર્ણ પ્રેમથી પાન કરી આલિંગન કરવા અતિત્વરિત ઇચ્છા રાખુછું. આ આપણા શુભ કાર્યમાં પરમ કૃપાળુ ઇશ્વર સર્વથા આપણુને સહાયતા કરશેજ.'

પત્રિકા વાંચી રહ્યા પછી ચંચળ ચકોર પક્ષી સરખાં નેત્રવાળી, સ્વપતિને ચુંબન આપવા અને પ્રેમ દર્શાવવા ઉત્સુક થયેલી પદ્માવતી સ્તબ્ધ થઇ ગઇ. તેણે જાણ્યું કે શું આ આકાશવાણી થઇ ?! શું સ્વપ્ન થયું !? કે શું પ્રાણનાથનો પત્ર વાંચુંછું !? મારા પ્રિય પ્રાણનાથ ! તમારા સુંદર શરીરને હું ક્યારે પામીશ ! આ પ્રમાણે પ્રેમના આવેશમાં આવી ગઇ, તે એટલે સુધી આવેશમાં આવી ગઈ કે પોતાના મનમાં ઉત્પન્ન થયેલા કામવિકારને રોકી શકી નહિ. એ સમય તેનું શરીર અત્યંત કંપવા લાગ્યું. જ્વર ભરાઇ આવ્યો. ઓષ્ટ ફીકા પડી ગયા. ઉદાસીનતા સર્વાંગ વ્યાપી રહી અને ત્વરાથી ચિત્ત ચોરાઇ ગયું. તેની આવા પ્રકારની સ્થિતિ નિરખી કટિમાં પહેરેલી કટિમેખલા પણ ઝણઝણાટ કરી તેને બોધ આપવા લાગી કે 'અરે! પદ્માવતી ! તું તારા શિયળવ્રતનો ભંગ શામાટે કરે છે ? સરિતા જેમ પોતાના મર્યાદારૂપ કિનારાનો નાશ કરતી નથી, તેમ તારે પણ તારા કુળની મર્યાદાનો નાશ કરવો ઉચિત્ નથી.'

આ તરફ પૃથિરાજ ચહુઆણ પદ્માવતીનું પાણિગ્રહણ કરવા માટે જવાની તૈયારી કરવાના વિચારમાં ગુંથાયો, તેટલામાં કંચુકીએ આવી વિનય પૂર્વક નમન કરીને કહ્યું કે—મહારાજ ! બદ્રિકાશ્રમમાંથી સુમંત પ્રધાન આવેલ છે, અને તે સભા મંડપના ઓરડામાં આપનાં દર્શન કરવાની આકાંક્ષાર્થી બેઠેલા છે. જે આજ્ઞા હોય તે વિદિત કરૂં ! 'ચાલો હું આવુંછું.' એમ કહીને પૃથિરાજ છજ્જામાંથી ઉઠીને સભાગૃહમાં ગયો.

સુમંતે પૃથિરાજનું અને પૃથિરાજે સુમંતનું સન્માન કર્યું. બન્ને જણ એક સુંદર મંચ ઉપર બેઠા. પ્રથમ તો પૃથિરાજે પોતાના નાના નાનીનાં કુશળ પુછયાં. ત્યાર પછી કેટલોક સમય વાર્ત્તાલાપ થયા પછી સુમંતે પૃથિરાજને કહ્યું કે,—'મહારાજ ! અનંગપાળે આપને કાંઇક શિખામણ દેવાને માટે મને અહિં મોકલ્યો છે. અને તે શિખ એ છે કે, વૃદ્ધ રાજાની પ્રજાનું મન કોઈ પણ પ્રકારે દુભાવું ન જોઇએ. દિલ્હીનાં કેટલાંએક મનુષ્ય આપની નિંદા કરતા બદ્રિકાશ્રમમાં આવ્યા છે. અને તે નિરંતર મહારાજ અનંગપાળ પાસે તમારી તરફથી થતી પ્રજાની ખરાબીની વાતો કરયા કરે છે. તમારા તરૂણ સામંતો વૃદ્ધ, બુદ્ધિમાન્ અને જુના સરદારોનાં અપમાન કરે છે. પ્રજાને

ન્યાય મળતો નથી. અને કેટલાક તો તમારા સુધી ફરિયાદ પણ લાવી શકતા નથી. તમારા તરફની આવી કડવી ફરિયાદો ઘણા દિવસથી આવ્યા કરતી હતી; પરન્તુ આજકાલ તો તેમાં ઘણોજ વધારો થયો છે. અને નિરંતરના પ્રજાના આગ્રહથી મહારાજ અનંગપાળે મને અહિં મોકલ્યો છે. અને તેમણે કહેલું છે કે, 'તમે કુમાર પૃથિરાજને શિખામણ આપજો અને એકવાર મને મળી જવાનું પણ કહેજો.' સુમંતની વાર્તાથી પૃથિરાજને ઘણુંજ ખોટું લાગ્યું; કારણ કે તે પોતાની પ્રજાનું ન્યાયપૂર્વક પાલન કરવામાં નિરંતર લક્ષ રાખતો હતો. તેમ છતાં પણ સ્વાર્થી મનુષ્યોના કહેવાથી અનંગપાળે તેને આ પ્રકારે ઠપકો કહેવરાવ્યો, તેથી પૃથિરાજનું રૂધિર આવેશમાં આવી ગયું. તેના મનમાં એમ પણ શંકા થઇ કે, કદાચિત્ જયચન્દ્રે પણ રાજાને ભંભેર્યો હશે. તેથી તેણે સુમંતને ઉત્તર આપ્યો કે,–'પ્રધાનજી! હવે અનંગપાળે પ્રજાની વાતો સાંભળવી જોઇએ નહિ. તેણે સંસારની જંજાળરૂપ જાળને તોડી નાખી છે. એ માટે હવે સર્વ ખટપટનો ત્યાગ કરી તેણે પોતાનું મન તપશ્ચરણમાંજ લગાડવું જોઇએ. જે પ્રજા પ્રથમ અનંગપાળની હતી, તે હવે મારી છે. પ્રજાનું પાલન શી રીતે કરવું? તે હું સારી રીતે સમજું છું. રાજાનો હવે કાંઇ પણ અધિકાર નથી કે તે મને વિશેષ કાંઇ પણ કહી શકે. તેણે આજકાલ જે આશ્રમનો અંગિકાર કરેલ છે, તે ઉપરજ રાજાએ વિશેષ લક્ષ રાખવાની આવશ્યકતા છે. શાહબુદ્દીન ઘોરી સદૃશ બળવાન શત્રુ માથે ગાજી રહેલો છે, એવા વિષમ સમયમાં દિલ્લીને સુની મુકી બદ્રિકાશ્રમમાં આવવું મને યોગ્ય જણાતું નથી. માટે આપ પોતેજ મારા તરફથી નાનાજીના ચરણ કમળમાં દંડવત્ પ્રણામ કરી મેં જે કાંઇ તમને કહેલું છે, તે તેમને સમજાવજો.' સુમંતના મનમાં પણ પૃથિરાજને માટે સારા વિચાર ન હતા. તે રાજાનું સંભાષણ શ્રવણ કરી શાન્ત થઇ ગયો, અને બોલ્યા ચાલ્યા વગર પ્રણામ કરી ત્યાંથી ચાલ્યો ગયો. સુમંતના ગયા પછી રાજા પુનઃ પદ્માવતીના વિચારમાં પડ્યો. અને તેણે ચંદ ભાટ અને રામરાય ગુજરને બોલાવી આઠ હજાર લસ્કરની તૈયારી કરાવી, તથા બીજે દિવસ કૈમાસ પ્રધાનને દિલ્લી સોંપી પોતે આઠ હજાર લસ્કરથી સમુદ્રશિખર તરફ પ્રયાણ કર્યું.

શૂરવીર ચહુઆણ દિગ્વિજય કરવાને નિકળ્યો હોય તેમ કેટલાક મોટા મોટા રાજાઓને વશ કરતો સમુદ્રશિખરના સમીપમાં જઇ પહોચ્યો. પૃથિરાજ ચહુઆણના આવવાના સમાચાર શ્રવણ કરી પદ્માવતી અત્યંત પ્રસન્ન થઇ, અને ત્યાંના રાજા વિજયસૂરના પ્રધાને જઇને પૃથિરાજનું સામૈયું

કર્યું. અને ત્યાર પછી પ્રધાને જઇને રાજા વિજયસૂરને પૃથિરાજ સાથે પદ્માવતીને પરણાવવાનો આગ્રહ કર્યો. અને પ્રધાન પોતેજ નાળીયેર લઇ પૃથિરાજને જ્યાં ઉતારો આપ્યો હતો ત્યાં ગયો. પૃથિરાજે નાળીયેરનો સ્વીકાર કર્યો. અને પ્રધાનને ઇનામ આપી વિદાય કર્યો. ત્યાર પછી યાદવરાયે શુભ લગ્નમાં કુમારી પદ્માવતીનું પૃથિરાજને કન્યાદાન દીધું અને પેહેરામણીમાં ચહુઆણરાયને પુષ્કળ દ્રવ્ય આપ્યું. પૃથિરાજ વિજયસૂરની ઉદારતા અને સાસુના પ્રેમથી પદ્માવતી સાથે સુખ ભોગવતો કેટલાક દિવસો સમુદ્રશિખરમાં રહ્યો. અહિં તેનાં વચનોથી કોપ પામેલા સુમંતે બદ્રિકાશ્રમમાં જઇ અનંગપાળને એવો તો ઉશ્કેર્યો કે–તેણે દિલ્લીપર ચડાઇ કરવાનું સાહસ કર્યું.

પૃથિરાજના ગયા પછી કેટલેક દિવશે અનંગપાળનું નાનું સૈન્ય સુમંતની સરદારી તળે દિલ્લી ઉપર ચડી આવ્યું. દિલ્લીમાં રાજા ન હતો; પરન્તુ તેના અંગરૂપ સરદાર અને રણકોવિદ કન્હ ચહુઆણ દિલ્લીમાં હતો. તેણે અનંગપાળના લશ્કર સામે દરવાજા બંધ કરી ચાર દિવસ પર્યંત યુદ્ધ કર્યું. સુમંત શસ્ત્ર ચલાવી ચલાવીને થાકી ગયો, પણ કાંઇ વળ્યું નહિ. કન્હ ચહુઆણે તેનાપર સખ્ત ધસારો કરી તેનો નાશ કરવાનો વિચાર જણાવતાં બુદ્ધિમાન કૈમાસ પ્રધાને તેમ કરવા ના પાડતાં કહ્યું કે, અનંગપાળને સાઠ વર્ષ થયાં છે. તેથી તેની બુદ્ધિ તો બગડી છે. 'સાઠી બુદ્ધિ નાઠી' માટે તેના કૃત્યપર વિચાર કરવો ન જોઇએ. તેમ તેના સૈન્યને મારવું યોગ્ય નથી; કેમકે અનંગપાળ ગમે તેવા હોય; તો પણ આપણા રાજાના નાના છે. અને તેણેજ આપણા રાજાને દિલ્લીની ગાદી આપી છે. કૈમાસના વિચારને રાજમાતાએ પણ અનુમોદન આપ્યું. અને તેણે પણ પોતાના પિતાની સેનાના વિરૂદ્ધ વર્ત્તન ન કરવાને માટે સરદારોને સમજાવ્યા. અંતે સુમંત શરમાઇને પોતાની સેનાને લઇને ત્યાંથી ચાલ્યો ગયો.

જાસુસો દ્વારા 'દિલ્લી ઉપર ઘેરો છે' એવા સમાચાર પહોંચતાંજ વીર પૃથિરાજ પોતાની પ્યારી પદ્માવતીને લઇ તથા સમુદ્રશિખરના રાજ્યની યોગ્ય વ્યવસ્થા કરવાને માટે રાજાને યોગ્ય ભલામણ આપી ત્યાંથી ચાલી નિકળ્યો. પૃથિરાજને માથે શત્રુઓની ખોટ નહોતી. ઘોરી શાહબુદ્દીનના જાસુસો તો ભરતખન્ડમાં ફર્યાજ કરતા હતા. તેમણે જઇને ખબર આપી કે પૃથિરાજ નાનાં લશ્કરથી પોતાની હદબાહાર નીકળ્યો છે. અને મોટી સમૃદ્ધિવાળી પેહેરામણી લઇને પાછા ફરતા રાજાને લુટવો ઠીક પડશે. આ ખબર થતાં તેનો કટ્ટો વૈરી શાહ રાજાને ખરાબ કરવા, સરહદ તરફના ખુરાસાન જાતના તોફાની મુગલોને લઇ લુટવાની આશાએ ધાડા જંગલમાં તેની સ્વારી આવવાની રાહ જોતો બેઠો.

આવી પડનાર દુઃખ હરેક રીતે આવી પડેછે, તે મિથ્યા કોઈ કરી શકતું નથી. તે પ્રમાણે પૃથિરાજરાણી અને સૈન્ય સાથે એક ઘોર જંગલમાં થઇને મુસાફરી કરતો હતો; એટલામાં હવા બદલાઇ. આકાશમાં વાદળાં થઇ આવ્યાં. પવનના વેગથી દિશાઓ ધૂળમય થઇ ગઇ. દિવસ ધુંધળો અને ધૂળનું વિશેષ જોર હોવાથી સૈન્ય આગળ વધી શક્યું નહિ. લાચાર થઇ જંગલમાંજ રેહેવાની ફરજ પડી. અને તેઓએ જંગલમાંજ મુકામ કર્યો. રાત પડી, અને તોફાનનું જોર પણ વધવા માંડ્યું. એટલામાં સવા પહોર રાત જતાં તો તેના મેલાણ આગળ આવી કેટલાક માણસોએ તોફાન કરી હલ્લો કર્યો. તે હલ્લો કરનારા બીજા કોઇ ન હતા. પણ સરહદ તરફના ખુરાસાન જાતના ઘોરી તરફના મુગલો હતા. તેમનાં શરીર ભારે કદાવર અને ભયાનક હતાં તેને જોતાંની સાથેજ સેનાનાં માણસો થરથરી ગયાં, તે મુગલોના સંબંધમાં કોઇએ લખેલું છે કે;—

## દુહો.

मुगल भले खुरासानके, भूरे भारे गात,
जिन देखे नर थर थरे, दोदो दुंभी खात.

રજપૂતો મજલથી કંટાળી ગયેલા હતા, અને પવન એવો તો જોરથી વહાતો હતો કે, માણુસ આંખપણ ઉઘાડી શકતા ન હતા. ધૂળનો અને રાત્રિનો અંધકાર એક થવાથી ઘનઘોર અંધકાર થઇ ગયો હતો. તેજ સમય મુગલોએ લૂટમાર મચાવી દીધી. એક બીજાના ઉપર તીરોના વરસાદ થવા લાગ્યા. પત્થરોનો મારો પણ શરૂ થયો. ભેટા ભેટ થતાં વિદ્યુતના સમાન ચળકતી સમશેર નિકળી જેથી રૂધિરની નદી ચાલવા લાગી." ઉભય પક્ષની સેનામાં ત્રાસ વરતી રહ્યો ધડ ઉપર ધડના ઢગલા થવા માંડ્યા. કેટલાંક ધડ માથા વગરનાં ઝુઝવા લાગ્યાં. આવું દારૂણ યુદ્ધ થતાં બે ત્રણ સરદારોએ રાજા રાણીને આગળ વધવાનું અનુમોદન આપ્યું. રાત્રિમાં મુગલોથી વ્યાકુળ થયેલા રજપૂતોને એવી આકાંક્ષા હતી કે પ્રાતઃકાળ થતાં તો તેઓનો નાશ કરી લેશું; પરંતુ પ્રાતઃકાળ થતાં થતાં તો એટલો વરસાદ થયો કે સકળ પૃથ્વી જળમય થઇ ગઇ. અને હજારો વૃક્ષ જડથી ઉખડી ગયાં. વાદળો ચારે દિશાઓમાં છાઇ રહેલાં હતાં, એ કારણુથી દિવસ પણ રાત્રિના સમાન અંધકારયુક્ત થઇ રહેલો હતો. તેવામાં દારૂણ યુદ્ધ થતાં એવી તો કાપાકાપી ચાલી કે જેમાં મુસલમાનોનાં પાંચ હજાર મનુષ્યો અને હિંદુઓના પચાસ સરદારો પડ્યા. અને ઘોરી જીવતો પકડાઇ જતાં તેની પાસેથી આઠ

હજાર ઘોડા દંડ લઇ ઉદાર બુદ્ધિવાળા જગદ્ વિખ્યાત વીર પૃથિરાજે તેને છોડી દીધો અને પોતે દિલ્લીમાં આવ્યો. આ લડાઇના પૃથિરાજના પક્ષના કેટલાક ઘાયલો માર્ગમાં ભૂલા પડયા. અને ઘોરી પોતાના સૈન્યસહ પોતાના નગર તરફ ચાલ્યો ગયો.

પૃથિરાજ પદ્માવતીને લઇને દિલ્લીમાં આવ્યો. તે સમય અનંગપાળનો પ્રધાન પોતાનો ઘેરો ઉઠાવી ચાલ્યો ગયો હતો. અને કૈમાસ નિત્યાનુસાર રાજ્યકારોબાર ચલાવી રહેલો હતો. રાજમાતા કમળાદેવી, કન્હ ચહુઆણ અને કૈમાસે રાજાને સુમંતની વાર્તા કહી. ઉદાર ચરિત્ર રાજાએ સર્વ વત્તાંત શ્રવણ કરીને કહ્યું કે, 'તમે જે કાર્ય કરેલું છે તે મારી કીર્ત્તિને વધારનારૂં છે, એ માટે હું તમારા ઉપર અત્યંત પ્રસન્ન છું.' પૃથિરાજે આ પ્રમાણે ઉત્તર આપી અનંગપાળના પ્રધાનની વાતને વિસારી પોતાની માતા કમળાદેવીને કહ્યું કે, તમારા પિતાજી કે જેણે મને દિલ્લીનું રાજ્ય આપ્યું છે ને તો આ પ્રમાણે કદી કરેજ નહિ પણ દુષ્ટ લોકોની ખટપટજ હશે. પૃથિરાજનાં આવાં વચન શ્રવણ કરી તેની માતાએ કહ્યું કે, ગમે તે હોય, હું તો તેની વાત ઉપર લક્ષજ આપતી નથી. કૈમાસ તથા કન્હ ચહુઆણ પણ કાંઇ બોલ્યા નહિ.

સુમંત અનંગપાળને ઉશકેરવા પાછો બદ્રિકાશ્રમમાં ગયો. પણ મોટા મનવાળા પૃથિરાજે પોતાના નાનાનો કાંઇ પણ દોષ ગણ્યો નહિ. રાજાએ દિલ્લીમાં આવીને વિચાર કર્યો કે, લુટફાટ કરવાવાળા લૂટારાઓને દંડ દેવો જોઇએ, પણ તેટલામાં બીજા એવા સમાચાર મળ્યા કે પોતાના ઘાયલ થયેલ સૈનિકો મહોબામાં રાજાના બગીચામાં જઈ પોહોચ્યા હતા, તેઓને ત્યાંના રાજાના માણસોએ મારી નાખ્યા. આવીવાતના પૂર્ણ સમાચાર જાણવાને પૃથિરાજ ઘણોજ આતુર હતો; એટલામાં તો એકાદ બે મનુષ્યોએ મહોબાથી આવીને રાજાને ઉશકેર્યો ને કહ્યું કે, વરસાદ અને પવનથી દુઃખ પામેલા આપના સરદારો રાજાના બાગમાં વિશ્રાંતિ લેવા ગયા ત્યાં તેઓને બાગના માળીએ રોકયા. એટલે સરદારોએ માળીને મારી નાખ્યો. માળીને મારી નાખવાના સમાચાર રાજાને થતાં રાજાએ પોતાની સેના મોકલી, કે જેણે આવીને ઘાયલ થયેલ સૈનિકોને અને સરદારોને કાપીજ નાખ્યા. પરમાલના સરદાર આલ્હ અને ઉદલે રાણીના ઉશકેરવાથી આપના ઘાયલ સૈનિકોને મારેલ છે. આ સમાચાર સાંભળતાંની સાથેજ પૃથિરાજને પગથી માથા સુધી ઝાળ વ્યાપી. ક્રોધથી લાલ ચોળ થઇ ગયો. તેનાં નેત્રો રૂધિરયુક્ત થઇ ગયાં. તે ચદેલ ઉપર ચડાઇ કરવાનો વિચાર મનમાં કરીજ રહેલો હતો; એટ-

લાંમાં તો 'અનંગપાળ અને ઘોરી શાહ તો પુનઃ દિલ્હી ઉપર ચડી આવવાનો વિચાર કરે છે એ સમાચાર તેને મળ્યા. પૃથિરાજ આ સમાચારને સાંભળીને દિલ્હીથી બાહાર નિકળી અનગપાળના હલ્લાની વાટ જોવા લાગ્યો. બાકિ-ક્રમમાં વૃદ્ધ અનંગપાળે કેવા પ્રકારની ચડાઇની તૈયારી કરી હતી. તથા સુમંત અને વૃદ્ધ પુરોહિતે વાનપ્રસ્થ રાજાને ક્યા પ્રકારે કર્તવ્ય કર્મ કરવાને ઉશકેરેલો હતો, તે વર્ણન આવતા પ્રકરણમાં કરવામાં આવશે.



# પ્રકરણ ૯ મું.

## અકર્ત્તવ્યનું પરિણામ.

### દુહો.

**जो मति पीछे ऊपजे, सोमति आगे होय;**
**काम न बिगडे आपको, दुर्जन हसे न कोई**

( तुलसीदास. )



તરૂણ પૃથિરાજે પોતાના વૃદ્ધ નાના અનંગપાળનાં અકર્તવ્યને તો સહન કરયું; પરન્તુ નાનાથી દૌહિત્રનાં વચન સહન થયા નહિ. સુમંતે દિલ્લીને પૃથિરાજની મેહલાતરીમાં ઘેરો ઘાલી ચાર દિવસ પર્યન્ત ધુમ કિધાં, અને થાકીને બદ્રિકાશ્રમમાં જઇ અનંગપાળને કહ્યું કે,—' હે રાજન્! હવે રાજ્યની આશાનો પરિત્યાગ કરો. તમેજ જાણી બુઝીને તમારા પગ ઉપર પત્થર મારયો છે. પૃથિરાજ અજમેર અને દિલ્લીનું રાજ્ય પામીને મગ્ન થઈ ગયો છે. તે આપની આજ્ઞા માનવાનોજ નથી, માટે હવે જઇ શ્રમ કરવો તે મિથ્યા છે. તેણે દિલ્લીમાં એવો બંદોબસ્ત કરેલો છે કે, આપની જરા પણ આજ્ઞા હવે ત્યાં ચાલે એ આશા રાખશોજ નહિ.' સુમંતનાં વચનોથી વૃદ્ધ રાજાને અંગોઅંગ ઝાળ ઉઠી રહી હતી; એટલામાં પૃથિરાજથી અપમાન પામેલો તુંવરનો વૃદ્ધ પુરોહિત અગ્નિમાં ઘી હોમવા જેવાં વચનો બોલ્યો–' સુમંત આપને કહે છે તે મારાથી સહન થઇ શકતું નથી. આપની વૃદ્ધાવસ્થામાં તે આપની સાથે એવી ચેષ્ટા કરે છે, તથી આપની કીર્તિનો નાશ થશે. જો કે પૃથિરાજ આપનો દૌહિત્ર છે; તોપણ આપની આજ્ઞાનો ભંગ કરે તેથી તો આપનું જીવન મરણ સમાન છે. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

**आज्ञा भंगो नरेन्द्राणां, विप्राणां मान खंडनं।**
**पृथक् शय्याच नारीणा, मशस्त्र वध मुच्यते ॥**

હે રાજન્! પૃથિરાજ આપની આજ્ઞાનો ભંગ કરી આપને વગર શસ્ત્રે મારે છે. એ મારાથી સાંખી શકાતું નથી. જો આપ શાન્ત બેશી રહેશો તો જગતમાં આપની અપકીર્ત્તિ થશે. અને અમને તો ક્યાંય પગ રાખવાનું

ઠેકાણું નહિ મળે. હુંતો આપના આશ્રમના દ્વાર ઉપર ચિતામાં બળી મરીશ.' પુરોહિત તો આ પ્રમાણે કહીને ચાલ્યો ગયો. ત્યાર પછી અનંગપાળે સુમંતને કહ્યું,-સુમન્ત 'હું મારા મુખમાંથી નિકળેલી આજ્ઞાનું પાલન કરીશ. તું થોડુંક સૈન્ય લઇ અજમેરના તરફ જા. અને માધવભાટને શાહાબુદ્દીન ઘોરીની મદદ માગવા માટે મોકલ. ઘોરી મારી સહાયતા માટે આવશેજ, અને અહિં હું પણ હરિદ્વારના વેરાગીઓને સાથે લઇ દિલ્હી ઉપર ચડાઇ કરીશ. હું મારી આજ્ઞાની પાછળ મારાં પ્રાણ પર્યન્તની આહુતિ આપી દઇશ; પરન્તુ બાળકના અવિનયને સહન કરીશજ નહિ.'

સુમંત અનંગપાળનાં વચન શ્રવણ કરી બહુજ પ્રસન્ન થયો, અને રાજાને ધન્યવાદ આપી દોહિત્ર પૃથિરાજના વિરૂદ્ધ તેને વિશેષ ઉશ્કેર્યો. આપણામાં સામાન્ય કહેવત ચાલે છે તે ખોટી નથી કે,-'ઘર ફૂટે ઘર જાય.' સ્વાર્થાન્ધ લોકો નાનાને અને દોહિત્રને પણ રાજ્ય માટે લડાવી મારતાં કાંઇ પણ વિચાર કરતાં નથી. સુમન્ત અને દિલ્હીનો વૃદ્ધ પુરોહિત અને બીજા પણ સ્વાર્થી મનુષ્યો રાજાના દૃઢ નિશ્ચયથી પ્રસન્ન થયા અને પોતાના શ્રેયાર્થે એક ત્યાગીને અવળે માર્ગે ચડાવી મિથ્યા મમત્વમાં ફસાવવાનો પ્રયત્ન કર્યો. સુમંત મોટું લશ્કર લઇ અજમેરપર ચડી ગયો, અને માધવ ભાટ ઘોરીની સહાયતા માગવાને ગીજની તરફ ગયો.

નાનાને યુદ્ધ કરવાને માટે તત્પર થયેલો જાણી, પૃથિરાજે એક દૂત બદ્રિકાશ્રમમાં મોકલીને કહેવરાવ્યું કે-'આપે અમુક સરતો કરી આ ઝગડાનો અંત લાવવો ઘટે છે. ચોથા આશ્રમમાં આવા પ્રકારની ખટપટ આપને શોભતી નથી. આપની ઇચ્છા જેટલાં ધન માટે હોય, તેટલું ધન લ્યો; પરન્તુ હવે રાજ્યના લોભનો ત્યાગ કરો.' રાજાને પૃથિરાજનાં આ વચનો રૂચ્યાં નહિ. તેણે તો દૂતનું અપમાન કરી બહાર કાહાડી મૂક્યો. અને શાહાબુદ્દીન ઘોરીને બોલાવવાને માટે માધવની પાછળ બીજા દૂતને પણ મોકલ્યો. અનંગપાળને ચોથા આશ્રમમાં આવા અવિચારો ઉત્પન્ન થયા તેમાં તેનો દોષ ન હતો; પરન્તુ ભરતખંડના ભાવીનો દોષ હતો. ભરતખન્ડની ભવિષ્યમાં અધમાવસ્થા થવાની તેથીજ વિધિએ વૃદ્ધ રાજાની મતિ ફેરવી નાખી, અને કાળને ઘર દેખાડવા જેવું થયું. આર્ય રાજાઓના અંદર અંદરના કુસંપથીજ ભરતખન્ડ પોતાની સદાની ભવ્યકીર્ત્તિને ગુમાવી સદાને માટે વિદેશીઓના હાથમાં ગયો. અફસોસ !!

અનંગપાળની યુદ્ધની તૈયારીની વાર્ત્તા જાસુસો દ્વારા પૃથિરાજને મળતાં, તેણે પણ અનંગપાળના વિરૂદ્ધ સેના તૈયાર કરી; પરન્તુ પદ્માવતીને લઇ

પાછા આવતાં રસ્તામાં તોફાન થતાં, માર્ગમાંથી છૂટા પડેલા તેના સરદારો આવી પોહોચ્યા નહતા તેથી રજપૂતાનામાંથી નવીન સહાયતા લેવી પડી.

અનંગપાળના સરદાર માધવભાટે શાહાબુદ્દીનને પોતાના વૃદ્ધ તુંવરરાયની સહાયતાને માટે પ્રાર્થના કરી; પરંતુ વાસ્તવિક રીતે જોઇએ તો તેને પ્રાર્થના કરવાની જરૂરજ નહોતી; કેમકે તે પોતે તો પૃથિરાજની સામે યુદ્ધ કરવાને તૈયારજ હતો. તે તો આર્ય રાજાઓમાં કુસંપ થવાની વાટજ જોતો હતો. તેણે આદર પૂર્વક માધવને પોતાની પાસે રાખી અનંગપાળને કહાવી મોકલ્યું કે,—મારો બળવાન સરદાર તાતારખાન વીશ હજાર માણસોનાં સૈન્ય સહ તમારી તરફ આવે છે, તે સોનપુર મુકામે તમારી સેનાની સાથે આવી મળશે. અને હું પણ મારા દરબારના મોટા મોટા ખાનોને લઇ દોઢ લાખ મનુષ્ય અને બે હજાર હાથીઓની સેના સહિત તમારી સહાયતા માટે આવીશ. ઘોરીનો સન્દેશો આવ્યા પછી અનંગપાળ* વૈષ્ણવ પંથના વેરાગીઓ અને શૈવ પંથના અતીતોની મદદ મેળવી પોતાના બે હજાર લડવૈયાઓને સાથે લઇ બદ્રિકાશ્રમથી દિલ્લીના તરફ ચાલ્યો.

સાંસારિક ખટપટનો ત્યાગ કરી પોતાના સ્વચ્છન્દ વર્ત્તનમાંજ મગ્ન રહેવાવાળા સાધુ લોકોની જમાતોનાં મનુષ્ય મહા સાહસી અને યુદ્ધમાં શૂરવીર હોય છે. તેઓ સર્વ પ્રકારે નિર્ભય થઇ યુદ્ધમાં ઉતરે છે. અને દરૂણ યુદ્ધ કર્યા વગર પાછો પગ ભરતા નથી. તેઓ ઘણા પ્રાચીન કાળથી યુદ્ધમાં ભાગ લે છે. ધર્મ નિમિત્ત યુદ્ધ કરવાવાળા યુરપના ધર્મશીલ સૈનિકોની તેઓને ઉપમા આપવામાં આવે તો તે ઉચિત છે; તેમાં જરા પણ ખોટું નથી. તેઓ ધર્મ નિમિત્ત થતાં યુદ્ધોમાં રાજાઓની સાથે મળે છે, તેઓએ વૃદ્ધ તુંવરરાયને સહાયતા આપી તેનું કારણ એ જાણવામાં આવે છે કે, અનંગપાળે તેઓ સાથે પ્રતિજ્ઞા કરી હતી કે, આ યુદ્ધમાં તમે મદદ આપશો અને હું દિલ્લી પુનઃ મારા સ્વાધીનમાં લઇશ, તો તમોને દિલ્લીની ઉપજનો એક મોટો ભાગ હમેશાંને માટે આપી દઇશ. દોહિત્રની સામે યુદ્ધ કરવા તત્પર થયેલા વૃદ્ધ તુંવરના લશ્કર વગર શાહાબુદ્દીનનું લશ્કર પણ બહુજ બળવાન હતું. કેમકે ઘોરીને પૃથિરાજના હાથનો બે ત્રણવાર અનુભવ મળી ગયો હતો. તાતારખાન અને અનંગપાળ સોનપુર મુકામે એકઠા થઇ જેવા આગળ વધ્યા,

* વૈષ્ણવ પંથના વેરાગીઓ અને શૈવ પંથના અતીતોની મોટી મોટી જમાતો આજે પણ હથિયાર બાંધી રહે છે, અને તેઓ હરદ્વારના ચડાવ વખતે પ્રથમ સ્નાન કરવા માટે ઘણી વખત લડાઇ પણ કરે છે.

એટલામાં તો શાહાબુદ્દીન ઘોરી પણ તેઓને આવી મળ્યો. ત્યાં સલાહ કરી ઘોરીએ અનંગપાળના તરફથી પૃથ્વિરાજને કહાવી મોકલ્યું કે, દિલ્લીની ગાદી અનંગપાળને પાછી સોંપો, અથવા યુદ્ધ કરવા તૈયાર થાઓ. પૃથ્વિરાજ તો યુદ્ધ કરવા તૈયારજ હતો. તે તો શાહના કહેણનો અનાદર કરી દિલ્હીથી ચાર કોસ સુધી સામો આવી યુદ્ધ કરવાને તૈયારજ થઇ ઉભો હતો. શાહાબુદ્દીને પણ પોતાના સરદારોને સાવચેત રહેવા ચેતવણી આપી અને બન્નેએ સામ સામાવ્યુહો ગોઠવ્યા. પૃથ્વિરાજે પોતાના લસ્કરમાં હુકમ ફેરવ્યો કે, મારો કોઇ પણ સરદારે વા સૈનિકે અનંગપાળને મારવાનો ઉદ્યોગ કરવોજ નહિ. તે સામે શસ્ત્ર ફેંકવું નહિ, પણ તેને જીવતો પકડી લેવો. પૃથ્વિરાજની આ આજ્ઞા થતાં સૈનિકોમાં પૃથ્વિરાજના પિતૃસ્નેહનાં વખાણ થયાં, અને ઇતિહાસમાં પણ તે-નાં આ સદ્‌વર્તન તથા ક્ષમાવૃત્તિનું વર્ણન થયું. જગતમાં કહેવત છે કે, છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર ન થાય; પરન્તુ વીર પૃથ્વિરાજે તો તેથી પણ વધારે માન્યને યોગ્ય વર્તન કર્યું. અને પોતાના નામને પોતાની વત્સલતાને લીધે અમર કરી દીધું. ધન્ય છે વીર પૃથ્વિરાજ તારી સ્નેહતાને અને તારી ક્ષમા વૃત્તિને.

બીજે દિવસે પ્રભાત થતાં બે સેનામાં યુદ્ધનાં નગારાં વાગવા માંડ્યાં. શાહાબુદ્દીન તથા પૃથ્વિરાજ, અને તાતારખાન તથા કૈમાસ એક બીજા સામે રણભૂમીમાં ઉતર્યા. કૈમાસ વૃદ્ધ અનંગપાળને પકડી લેવાને માટે આગળ વધવાનો પ્રયત્ન કરતો હતો; પરન્તુ તાતારખાન તેને એક પગ પણ આગળ વધવા દેતો નહોતો. હઠીલા હિન્દુ અને મુસલમાન સૈનિકો પણ ઉત્સાહ પૂર્વક મારવું કે મરવું એવા ચોક્કસ નિશ્ચય ઉપર આવી જીદને યુદ્ધ કરી રહેલા હતા; પરન્તુ પાછો પગ કોઈ પણ ભરતું નહતું. બીજી તરફ સંસારી અને વૈરાગી હિંદુઓ પણ લડતા હતા. અને તેઓમાં પણ એક સરખો રણરસ જામી રહેલો હતો. સંસારી મનુષ્યો સ્વર્ગમાં અપ્સરાઓ મળવાની ઇચ્છાથી અને વૈરાગીઓ પરમપદ મળવાની ઇચ્છાથી એક બીજાના ઉપર શસ્ત્ર પ્રહર કરી રહેલા હતા. સુરવાળવાળા, કચ્છ વાળેલા અને ભગવી લંગોટી વાળા એમ ત્રણ પ્રકારનાં વીર મનુષ્યો યુદ્ધમાં એક બીજાનાં પ્રાણ લેતા જણાતા હતા. જેમ જેમ દિવસ ચડતો ગયો તેમ તેમ યુદ્ધ પણ વિશેષ ત્રાસ જનક થતું ગયું. ધોળી દાઢી મુછવાળા અને હાથીપર બેઠેલા અને ન કર-વાનું કામ કરવા તત્પર થયેલા વૃદ્ધ અનંગપાળને જીવતો પકડી લેવા માટે કૈમાસ દાહિમો સેનાને ઉત્તેજન આપતો હતો. સૈનિકો સામે તાતારખાન પણ હલ્લો કર્યા કરતા હતો. તાતારખાન પણ કૈમાસ દાહિમાના આશયને સારી

રીતે સમજી ગયેલો હતો, એ માટે તે અનંગપાળનું સંરક્ષણ કરવામાં તત્પર હતો. આ બે હઠીલા વીર સરદારોના યુદ્ધમાં રૂધીરનો કાદવ થઇ ગયો. શબના ઢગલાથી પૃથિવી ઊંચી થઇ ગઈ છતાં પણ બન્ને સરદાર આવેશમાં આવી શબ ઉપર ચડીને સમાન યુદ્ધ કરી રહેલા હતા. આ લડાઇમાં સર્વ શૂરવીરો તેઓનું દારૂણ યુદ્ધ જોતા હતા; એટલુંજ નહિ પણ શાહના ખાન તાતારખાનની અને ચહુઆણના સરદાર કૈમાસ દાહિમાને ઉત્તેજીત કરી કરી ધન્યવાદ આપતા હતા. ચન્દે પૃથિરાજ રાસામાં તેઓનું યુદ્ધ એવા પ્રકારે લખ્યું છે કે, જે વાંચતાં રૂંવાં ઉભાં થઇ જાય છે. જેમાંનુ થોડુંક વાચકોના ચિત્ત પ્રસન્નાર્થે અહિં લખી દર્શાવેલ છેઃ—

भुजंग प्रयात.

**कढ्ढे बग्ग कैमास बीरं अमानं, धसंके धरा गोम गुंजे गमानं;**
**बलं उप्परी बाग तत्तारखानं, मिले हिंदु मीरं दोऊ दीन मानं.**
**बजे राग सिंधु सु मारुअ वज्जे, गजे सूर सूरं असुरं सु भज्जे;**
**चढयो व्योम विम्मान देखंत देवं, वढे स्वामि कज्ज सुजज्जं उभेवं.**
**छुटे नाल गोला हवाइ उछंगं, नखत्रं मनो जानि टूटे निहंगं,**
**करं खैंचळे बान बानं कमानं, भई अन्धधुन्धन सूजे सुभानं.**

• **ભાવાર્થ**—કૈમાસ વીર ઘોડાની લગામ હાથમાં લઇ ધસ્યો. તે સમય પૃથિવી ધ્રૂજવા લાગી, અને આકાશ ગાજી રહ્યું. સામેથી શાહના ખાન તાતારખાને ઘોડો ચલાવતાં હિંદુ અને મુસલમાન એમનો ભેટો થયો. સિંધુ અને મારૂ રાગ ગવાવા માંડયા. જે સાંભળી શૂરાઓ ગર્જના કરવા લાગ્યા, અને કાયરો નાશી જવા લાગ્યા. આકાશમાં વિમાન ઉપર ચડીને દેવતાઓ આ યુદ્ધ અવલોકનાર્થે આવ્યા. યોદ્ધાઓ પોતાનાં ધણીને માટે લડીને ઉભય તરફ લાભ સંપાદન કરે છે; અર્થાત્ યોદ્ધાઓને તો બેય હાથમાં મોદક છે; કારણ કે જો મરણને શરણ થાય તો સ્વર્ગમાં અપ્સરાઓને વરે છે અને જો જય પામે તો પૃથિવીના ઉપર કીર્ત્તિ પ્રસરે છે. જાણે આકાશમાંથી તારાઓ ખરતા હોય તેમ નાળો–તોપોમાંથી ગોળા હવાઇની પેઠે ઉડવા લાગ્યા. હાથ વડે કમાન ખેંચીને જે બાણો ફેંકવામાં આવતાં હતાં તેથી સર્વત્ર અન્ધકાર થઈ જતાં સૂર્યનાં દર્શન પણ થતાં ન હતાં.

અંતે કૈમાસનું માન રહ્યું. તાતારખાનની સેનાનો વધ થયો, અને વીર ચામુન્ડરાયે બળ પૂર્વક ધસારો કરી પહેલેજ સપાટે શાહબુદ્દીન ઘોરીને જીવતો પકડી લીધો. અહિં તાતારખાનની સેનામાં ઘોરીના સિપાઇ પણ ન આવી શક્યા. કૈમાસે પોતાના ભાઇ ચામુન્ડનો વિજય થતો જોઈ અસંત

ઇસ્લામમાં આવી જઇને તાતારખાનને ત્યાંથી નસાડી અનંગપાળના હાથિ ઉપર હલ્લો કર્યો. અનંગપાળના હાથીની સુંઢમાં ચારે કોર મોટાં મોટાં ભારી તોમર અને ભાલાં હતાં, તેથી હાથીએ સુંઢ ફેરવીને કેટલાક રજપૂતોને અને ઘોડાઓને પાયમાલ કરી નાખ્યા; પણ અન્તે કેટલાક સૈનિકોએ નિશાન મારી હાથીનાં નેત્રો ફોડી નાખતાં કૈમાસે બળ પૂર્વક તે હાથીની સુંઢને મૂળાના સમાન કાપી નાખતાં હાથી રાડ પાડીને જેવો પાછો હઠે છે, તેવામાં તો કૈમાસે તુરત અનંગપાળને જીવતો પકડી લીધો. સાધુઓએ અનંગપાળના શંરક્ષણાર્થે અત્યંત શૂરવીરતા દર્શાવી: પરંતુ અંતે તેઓનો પરાજય થયો. ઘોરી અને અનંગપાળ બન્ને જીવતા પકડાઇ જતાં લડાઇ બંધ થઇ. મુસલમાનોનાં સાત હજાર અને રજપૂતોનાં પચશો મનુષ્યો સિવાય બીજા પણ કેટલાક વેરાગીઓ રણભૂમિમાં માર્યા ગયા. પૃથિરાજ રણસંગ્રામ જોવા નિકળ્યો, તેમાં તેણે મુસલમાનોને દાટવાનો અને હિંદુઓને બાળવાનો અને વેરાગીઓને ગંગામાં જળદાહ કરવાનો હુકમ કર્યો. અને પછી વિજયના આનંદથી ઉછળાતા સૈનિકોને લઇ પૃથિરાજ દિલ્હીમાં આવ્યો. અને એક મોટી કચેરી કરી અને ત્યાં અનંગપાળને બોલાવતાં તે આવ્યો. અનંગપાળ જેવો કચેરીમાં આવે છે, તેવોજ પૃથિરાજ ઉઠીને તેને પગે પડ્યો. અને પછી સર્વથી ઉંચા આસન ઉપર અનંગપાળને બેસાડી પૃથિરાજે પુછ્યું કે આવું અકર્તવ્ય કૃત્ય કરવું તમને કેમ સુજ્યું ? આવી મતિ તમારી કેમ થઇ? આર્ય થઇ મ્લેચ્છ સાથે સ્નેહ કરયો! અને તે સ્નેહ કરી દોહિત્ર કે જેને પુત્રવત્ જાણી દિલ્હીનું રાજ્ય આપેલું તેનીજ પાસેથી પાછું રાજ્ય લેવાની મલીન મતિ તમારી કેમ થઇ? મ્લેચ્છની મૈત્રીમાં શું ફળ મળ્યું ? આ પ્રશ્નો થતાં અનંગપાળ શરમાઇ ગયો. જમીન માર્ગ આપે તો સમાઇ જાઉં એમ તેને થયું. અને તેને તેનાંજ કૃત્યે નિચું જોવરાવ્યું. પોતાની મૂર્ખતાને માટે અત્યંત પશ્ચાત્તાપ કરતો અનંગપાળ એક પણ શબ્દ બોલ્યો નહિ; પરંતુ તેનાં નેત્રોમાંથી અશ્રુધારા ચાલવા લાગી. વીર પૃથિરાજે પોતાના નાનાની આવી શોચનિય સ્થિતિ જોઇ પછી તેનું જરા પણ મન દુભાવ્યું નહિ; પરંતુ સાંમતો અને બીજા સરદારોએ તો એક બીજા સામે કટાક્ષ કરયાં. વૃદ્ધ અનંગપાળ મસ્તક નીચું કરી, આંખ્યોમાં આંસુ ભરી, પોતાનાં અકર્તવ્યના પરિતાપક પરિણામને સહન કરી બેસી રહ્યો. અનંગપાળની આવી શોચનિય સ્થિતિ થઇ પડતાં તેને વિશેષ શરમીંદો ન કરવા માટે પૃથિરાજ વિશેષ વખત સભાને ચાલુ ન રાખતાં તુરત પોતાના મહેલમાં ગયો. અને નાનાને પણ તેમને ઉતારે મોકલાવી દીધા. કમળાદેવી પૃથિરાજની વૃદ્ધમાતા અને અનંગપાળ એટલે કે દીકરીને બાપ

મળ્યાં. તે એક બીજાના ખભા ઉપર મસ્તક નાખી નિઃશબ્દ રૂદન કરવા લાગ્યાં. અને પૃથ્વિરાજની નાનીએ આ બનાવને માટે અનંગપાળને ઘણાંજ તીવ્ર વચનો કહ્યાં.

પૃથ્વિરાજે શાહબુદ્દીન ઘોરીનો અપરાધ ક્ષમા કરી તેને માટે એવો ઠરાવ કરયો કે, વીશ હાથી, સો ઉત્તમ ઘોડા અને બે લાખ દ્રવ્ય આપી તેને મુક્ત કરવો. સુલતાને તે કબુલ કરતાં તે દંડ લઇ તે દંડમાંથી અર્ધ બળવાન્ ચામુન્ડરાયને આપી બાકીનું અવશેષ રહેલું અર્ધ અન્ય સામંતોને આપી સુલતાનને ગિઝની મોકલી દીધો. સર્વે લોક પોતપોતાનું દુઃખ ભૂલી ગયા અને શાન્ત ભાવથી ત્યાં રહેવા લાગ્યા; પરન્તુ અનંગપાળ તો બહાર નિકળ્યો જ નહિ. અનંગપાળને તેનાં માણસો સાથે પૃથ્વિરાજે તેર માસ સલાહ અને હાસ્ય વિનોદમાં વ્યતીત કર્યાં. અનંગપાળનું પુષ્કળ માન જાળવ્યું. તેર માસ પછી અનંગપાળે પોતાના પ્રધાનને હવે શું કરવાના સંબંધમાં પ્રશ્ન કરતાં તેણે તપ કરવા જવાનું કહેતાં, પ્રધાનના મતને અનંગપાળની રાણીએ પણ અનુમોદન આપ્યું; એટલે અનંગપાળે તેર માસે પુનઃ બદ્રિકાશ્રમમાં જવાનો વિચાર કર્યો, અને તે પોતાનો વિચાર પોતાના વીર દૌહિત્ર પૃથ્વિરાજને જણાવતાં તેમણે બદ્રિકાશ્રમ તરફ જવા ના પાડી અને દિલ્લીમાંજ રહી ધર્મ ધ્યાન કરવાનું કહ્યું. પણ વૃદ્ધ અનંગપાળનો બદ્રિકાશ્રમમાં જવાનો દુરાગ્રહ નિરખી તેણે રજા આપતી વેળાએ પૃથ્વિરાજે મહાઆદર સત્કારથી દશલાખ મુદ્રા, એકસોને એક દાસી, અને અગ્યાર બ્રાહ્મણ સેવા માટે આપી તેમને વિદાય કરયા. આ સમય પૃથ્વિરાજની માતા કમળાદેવી પણ પોતાના પિતા સાથે બદ્રિકાશ્રમમાં ગઇ. પૃથ્વિરાજ તે પછી દિલ્લીની પ્રજા અને નાનાના સમયના અધિકારીયો સાથે વિશેષ પ્રેમ ભાવથી વર્ત્તવા લાગ્યો.

छप्पय.

कही सुत सोमेश, राज अगनेस नमानी ।
वपु साधन तप काज, बद्रि दिसि मनसा ठानी ॥
तव पुत्रीवर पुत्र लक्ख दह द्रव्य सुभप्यो ।
दास अनुचर इकजान, विप्र दसएक समप्यो ॥
चल्यो अनङ्ग बद्रीसरण, पहुंचायो पृथिराज नृप ।
तहां जाई तोंअर समर, तपह राज उग्रह सुतप ॥

અનંગપાળનું બદ્રિકાશ્રમમાં જવું થતાંજ વીર પૃથ્વિરાજને મહોબા અથવા

ચંદેલની વાતનું સ્મરણ થયું. તે પોતાના સરદારોને મારવા વાળાઓ પાસેથી તેઓનો બદલો લેવાને તૈયાર થયો. તેણે પોતાની ચડાઇના સમાચાર પરમાલને મોકલ્યા; જોકે પૃથિરાજ કોઇના ઉપર પણ અન્યાય કરતો નહોતો, તેમ કોઇ સાથે વૈર લીધા વગર પણ રહેતો નહોતો; અર્થાત્ શત્રુનું વેર તેના હૃદય મંદિરમાંથી કદિ પણ દૂર થતુંજ નહિ તેથી તે વીણી કાઢેલા માણસો લઇને દિલ્હીનો બંદોબસ્ત કરી એકદમ ચંદેલ ઉપર ચડી ગયો.



# પ્રકરણ ૧૦ મું.

## ચંદેલ ઉપર ચડાઈ.



સાંપ્રતકાળમાં આપણે જેને બુંદેલખન્ડના નામથી ઓળખીએ છીએ, તે પુર્વેકાળમાં ચંદેલ એ નામથી ઓળખાતો હતો. એ ચંદેલનો રાજા કનોજના રાજાને ખંડણી ભરતો હતો. પૃથિરાજના સમયમાં ત્યાં પરમાલ રાજા રાજ્ય કરતો હતો. પરમાલ રાજામાં રાજ્યકાર્ય યોગ્ય રીતે કરવાની યોગ્યતા નહતી; પરન્તુ આલ્હ અને ઉદલ નામના બે સરદાર રાણીની સંમતિથી રાજ્યકારોબાર ચલાવતા હતા. એ બે સરદાર રાજાના જુના અને વિશ્વાસુ સરદારના પુત્ર હતા, કે જેણે રાજ્યને માટે પોતાના પ્રાણ પણ આપ્યાં હતાં. આલ્હ અને ઉદલે પોતાના બાપની રીત્યાનુસાર અનુસરી ચંદેલના રાજાની કીર્તિને જાળવી રાખી હતી. આલ્હે દશ વાર તો રાજ્ય સંરક્ષણાર્થે મુસલમાનો સાથે યુદ્ધ કરયું હતું; એટલુંજ નહિ પરંતુ તેણે ગયાજી અને રેવાકાંઠાનો પ્રદેશ ચંદેલના રાજ્યમાં સામેલ કરી તેની સીમામાં વધારો કરયો હતો. અન્તર્વેધ અને મેવાડમાંના પણ કેટલાંક પરગણાં તેમણે પોતાના અધિકારમાં લઈ લીધાં હતાં. ઉદલ રાજ્યનો કારોબાર ચલાવતો હતો, અને આલ્હ સૈનાધિપતિનું કામ કરતો હતો.

આપણે આગલ્યા પ્રકરણમાં વાંચી ગયા છીએ કે, પૃથિરાજના ઘાયલ માણસો ચંદેલ રાજાના બગીચામાં જતાં માલીએ અટકાવતાં તેઓએ માલીને ઠાર કરયો. આ ઉપરથી માલીની સ્ત્રીએ રાજ્યમાં પોકાર કરતાં પરમાલ ચન્દેલની રાણી મલ્હનદેએ પરમાલને કહી ઘાયલોના વધ કરવા સૈન્ય મોકલતાં તેઓ વચ્ચે દારૂણ યુદ્ધ થતાં પરમાલનાં ત્રણ હજાર અને ઘાયલો પૈકીથી ત્રીશે આ અસાર ક્ષણભંગુર સંસારનો સદાને માટે પરિત્યાગ કર્યો. ચંદેલ રાજાને આ વાર્તા શ્રવણેન્દ્રિય ઉપર આવતાં તેની આંખમાં ખૂન ભરાયું અને તેણે ઉદલને બોલાવી પૃથિરાજના ઘાયલ વીરો ઉપર ચડાઈ કરવા આજ્ઞા કરી. ત્યારે ઉદલે રાજનીતિ પ્રમાણે ઘાયલોને મારવા એ રજપૂતનો ધર્મ નથી, વળી એ ઘાયલોનું પુછડું લાંબું છે. એ ઘાયલ પાછળ મોટા દાંતવાળો બેઠો છે. એ ઘાયલોને મારવામાં હે રાજા! સાર કાઢશો નહિ.

પાછળથી પસ્તાવું પડશે; કારણ કે ધાયલને મારી બળીયા સાથે બાથ ભીડવાની છે. વિગેરે રીતે કહી રાજાને સમજાવ્યું, પણ રાજા કાનનો કાચો તેથી તેના લક્ષમાં તે વાત ઉતરીજ નહિ; કારણ કે એ રાજાના દરબારમાં મેહેલો અને ભુપતી એ નામના બે સરદાર ઉદલના પ્રતિસ્પર્દ્ધિ હતા. તેઓએ આ તક જોઇને રાજાને ઉશ્કેરીને કહ્યુંકે,—ઉદલ યુદ્ધ કરતાં ડરે છે જેથી આવાં બાનાં કાઢે છે. રાજા વગર સમજણનો હોવાથી તેણે એ વાત માની ઉદલને જવા સખ્ત હુકમ કરતાં ઉદલે જઈ ધાયલોને ઘેર્યા અને દારૂણ યુદ્ધ થયું. વીજળીના ઝબકારા જેવી અને ખણખણાટ કરતી તીખી સમશેરો નિકળી. તેમાં ધાયલો પૈકી મુખ્ય કનક ચહુઆણ અને ઉદલ સામ સામા ભેટયા. અને એવું તો તુમુલ યુદ્ધ થયું કે તેથી રૂધિરનો પ્રવાહ ચાલવા લાગ્યો અને ઉદલના હાથથી કનકનું શિર ધડ ઉપરથી નિચું પડયું, અને કનકના ઘાથી ઉદલ પણ મૂર્છા ખાઇને ભુંડે હાલે પડી ગયો. ઉદલનાં હજાર માણસો અને ધાયલ જે અવશેષ વીશ રહ્યા હતા તે કામ આવી ગયા. જો કે ઉદલે રાજાની આજ્ઞાનુસાર પૃથિરાજના સરદારો અને સૈનિકોને મારી તો નાખ્યા; પરન્તુ તેજ સમય રાજાને સ્પષ્ટ કહેલું હતું કે,—‘ પૃથિરાજ આ તમારા અન્યાયનો બદલો અવશ્ય તમારી પાસેથી લીધા વગર રહેશે નહિ. ’ રાજા અને રાજ્યના સ્તંભરૂપી આલ્હના મનમાં આ પ્રમાણે અંતર પડી ગયો. તેઓના મન ઊંચાં થઇ ગયાં. જ્યાં કાનના કાચા રાજા હોય છે, જે રાજામાં સત્યાસત્ય કરવાનો વિચાર હોતો નથી. જે રાજા પાસવાનોના હાથમાં મદારીના માંકડારૂપે થઇ રહેલા હોય છે, તેવા રાજાઓના રાજ્યમાં બાહાદૂર માણસને રહેવું એ શોભા ધટાડવા જેવું છે. આલ્હ અને ઉદલના સંબંધમાં અંતે એવુંજ બન્યું. તેને યશ ન મળ્યો. પણ ઉપર દર્શાવેલા આલ્હ અને ઉદલનાં પ્રતિસ્પર્દ્ધિઓએ રાજાને એવા તો અવળે માર્ગે ચડાવ્યો કે જેથી રાજ્યના સ્તંભરૂપ, રાજ્યને વિષમ સમયે માથાં આપીને ઉભા રહે એવા ખરેખરા રાજ્યભક્ત આલ્હ અને ઉદલને ચંદેલ મુકવા સમય આવ્યો. તે મુકવાના સંબંધમાં એવું કારણ બન્યું કે આલ્હની ઘોડારમાં પાંચ કચ્છી વછેરા ઘણાજ ઉત્તમ હતા, જેનાં સર્વત્ર વખાણ થતાં હતાં, તે ઘોડાઓ માટે અદેખા લોકોએ રાજાને ઉશ્કેરીને માગણી કરાવી.

આ ઉપરથી આલ્હે ઘોડા આપવા કે નહિ, તે સંબંધમાં પોતાની મા પાસે જઇને સર્વ વાર્ત્તા કહી. આલ્હની માએ કહ્યું કે રાજાને સર્વ કાંઇ જોઇએ તે આપવું યોગ્ય છે; પરન્તુ સંસારમાં કહેવત છે કે ‘ **पूत बछेरा मांग न दीजे** ’ એ પ્રમાણે તો વછેરા ન આપવા જોઇયે. આ ઉપરથી આલ્હ

અને ઉદલ બે ભાઇઓએ વિચાર કરી વછેરા ન દેવાનો ચોક્કસ નિશ્ચય કર્યો. જેથી આલ્હે રાજા પાસે જઇને વછેરા દેવા ચોખ્ખી ના પાડી. રાજાને આ વાત ઉપર ઘણો ક્રોધ ચડયો અને તેથી તેણે આલ્હને દેશનિકાલનો હુકમ કર્યો. પરમાલની રાણી મલ્હનદે બહુજ બુદ્ધિમાન્ અને ચતુર હતી, તેણે રાજાને આ કાર્ય ન કરવા ઘણો સમજાવ્યો; પરન્તુ ચુગલખોરીની ઉશ્કેરણીના અત્યંત દબાણથી દબાયલા રાજા પાસે રાણીની ઉત્તમ શિક્ષા કાંઇ પણ કામ આવી નહિ. આલ્હ અને ઉદલ પણ ક્રોધ યુક્ત થઇ પોતાની સકલ ચીજવસ્તુ લઇ મહોબાનો ત્યાગ કરી કનોજ ગયા. કનોજમાં જયચન્દ્રે તેઓને મોટી પદ્વી આપી પોતાના સરદારોમાં ગણના કરી. ચંદેલના રાજ્યના સ્તંભરૂપ આલ્હ અને ઉદલ આ પ્રમાણે કનોજ ગયા પછી, પૃથિરાજની ચડાઇના સમાચાર આવ્યા. પરમાલ રાજાને પોતાની મૂર્ખતા હવે જાણવામાં આવી. તેણે પોતાની રાણી મલ્હનદે પાસે આવી આલ્હ અને ઉદલને સંભાર્યા. એટલે રાણીએ કહ્યું કે જેને માટે પ્રથમ વિચાર કરવાનો હતો, તે ન કર્યો માટે હવે પશ્ચાત્તાપ કરવાથી કાંઇ કામ સિદ્ધ થવાનું નથી. હવે તો જે માણસો આપ પાસે હોય તેથી કામ લ્યો.' રાજા વિચારમાં ડુબી ગયો. તેને તેનાં કૃત્ય માટે ઘણો પશ્ચાત્તાપ થયો. પરમાલે પૃથિરાજના ઘાયલ સરદારોને તો માર્યા, પણ તેનું પુંછડું ઘણું લાંબું હતું, તેનો ધણી મોટા દાંત વાળો હતો, તેની તેને ખબર નહતી. પરમાલ રાજા તો હવે શું કરવું? એવા વિચારમાંજ હજી હતો તેટલામાં તો વીર પૃથિરાજે એકદમ તેના ઉપર હલ્લો કર્યો. માર્ગમાં ગામો લુટયાં, કેટલાક યોદ્ધાઓ સામા થયા તેઓને કાપી નાખ્યા. અને ચંદેલના રાજમાં ઘણું નુકશાન કર્યું. જેનો પોકાર મહોબે પોહોચેતાં પરમાલ ચંદેલે પોતાના સામંતોની સભા ભરી. સભામાં ઘણા ચુગલખોર સભાસદ એકત્ર થયા હતા. તેઓએ રાજાને સંમતિ આપી કે 'મહારાજ' પૃથિરાજ બળવાન્ રાજા છે, તેથી તેના સન્મુખ ચડી જવું એ વ્યાજબી નથી; માટે તેને મહોબામાં આવવા દો, અને અમે કિલ્લામાં યુદ્ધની ગોઠવણ કરીયે. જ્યારે તેનું સૈન્ય મહોબામાં આવશે, ત્યારે અમે કિલ્લો બંધ કરી મહોબાનું સંરક્ષણ કરીશું. એ સિવાય અમારો એમ પણ વિચાર છે કે, આલ્હ અને ઉદલને કનોજથી બોલાવવા અને કનોજથી જયચન્દ્રની મદદ મંગાવવા માટે તેને પણ એક વિનતિ પત્ર મોકલવો. જયચન્દ્ર અને પૃથિરાજને વૈર છે, માટે તે આપણને અવશ્ય સહાયતા કરશેજ. આપણે કિલ્લામાં રહીને યુદ્ધ કરીશું એટલામાં જયચન્દ્રની સહાયતા લઇને આવેલા આલ્હ અને ઉદલ બાહારથી શત્રુ પર ધસારો કરશે, એ યુક્તિથી પૃથિરા-

જનોઈધાણી ખરાબી થશે અને આપ વિજય પામશો. આ સભાસદોની યુક્તિ પરમાલના તરણ કુંવર બ્રહ્માજીતને પસંદ પડી નહિ. પરમાલનો કુંવર બ્રહ્માજીત બાપ જેવો નહોતો. તે તો શૂરવીર હતો. પરન્તુ નાનો હોવાથી અન્તઃપુરમાં ઉછરેલો હોવાથી યુદ્ધ કૌશલ્યથી અજ્ઞાત હતો. તે સામંતોની સમ્મતિનો અનાદર કરીને બોલ્યો કે, 'સર્વે સામંતો કાયર થઈ ગયા છે; અર્થાત્ રજપૂતોના રક્તમાં જે આવેશ હોવો જોઇએ, તે તેનામાં નથી. સ્ત્રીઓના સમાન ઘરમાં રહીને યુદ્ધ કરવાની સંમતિ આપતાં તેઓને શરમ આવતી નથી, તેનું કારણ પણ એટલું જ છે, કે તેઓની ઇન્દ્રિયો શિથિલ થઈ જવાથી બળ તથા વિર્ય વગરની થઇ ગઇ છે. પૃથિરાજનું સૈન્ય દેશની દુર્દેશા કરતું મહોબા સુધી આવે ત્યાં સુધી આપણે કાયરોની પેઠે ઘરમાં ભરાઇ રહીયે તે શું યોગ્ય કહેવાય કે, કદી નહિ. દીન, મનુષ્ય, સ્ત્રીઓ, અને ગાયોની બૂમ સ્ત્રીઓની પેઠે ઘરમાં બેસી સાંભળ્યા કરીએ એ શું કદિ પણ થઈ શકે ? તમારી અયોગ્ય સંમતિને ધિક્કાર છે અને ધિક્કાર છે રજપૂતોના રૂધિરને, કે જે પ્રજાનો પોકાર સાંભળ્યા છતાં પણ વિલંબ કરે છે.' પ્રજાનું સંરક્ષણ કરવાનું શું તમારામાં સામર્થ્ય નથી ? શું એ પીથલ સાથે જીતવા જેટલું આપણામાં સામર્થ્ય નથી ? શું રજપૂતોમાંથી છેક શૂરાતન જતું રહ્યું ? જો કદાચ પૃથિરાજ જેવા યોદ્ધાનો તમે પરાજય ન કરી શકો તેમ હોય તો તેની સામે જઇ તમારા રાજાની કીર્ત્તિને માટે અને રજપૂતાણી ના દુધને માટે શત્રુની તલવારને તમારાં પ્રાણ આપો; પરન્તુ રાજાને એવી સંમતિ ન આપો કે જેથી તેને કલંક લાગે. હું તો એમજ માનુંછું કે,—ચંદેલની પૃથિવી રજપૂતના બીજ વગરની થઈ ગઇ છે; પરંતુ હુ તમને પુછુંછું કે, તમે પૃથિરાજમાં શું પરાક્રમ જોયું છે ? તે બાપના રાજ્યને છોડીને દિલ્લી ભાગી આવ્યો છે. અજમેરમાં તો પીરો રાજ્ય કરે છે. તેતો રજપૂતાનામાં કેવળ નામનોજ રાજા કહેવાય છે. દિલ્લી પણ તેણે શું પરાક્રમ કરી લીધેલ છે ? કે જેથી તમે તેનાથી આટલા બધા ભય પામો છો. શાહાબુદ્દીનને એક બે વાર હરાવવાથી તેને અભિમાન આવી ગયું છે; પરંતુ હે શૂરવીર સરદારો ! તમે ક્યાં નથી જાણતા કે, અભિમાને તો રાવણ સરખા સમર્થ યોદ્ધાનો પણ નાશ કરી નાખ્યો છે. સર્વત્ર કોઇનો જય થતોજ નથી. ઇશ્વરે તમને પણ બળ આપ્યું છે. એટલા માટે કિલો બંધ કરી ઘરમાં બેસી રહેવાની રાજાને સંમતિ ન આપો, અને જો કદાચ આટલું કહેતાં છતાં પણ તમે તેની તેજ સંમતિ ઉપર દ્રઢ હોતો તમારાં નિર્વીર્ય વચનો ન શ્રવણ કરવાને માટે હું તો મારા કાન બંધ કરૂંછું. મારા વિચાર પ્રમાણે તો એ પોતાની કીર્ત્તિને ઝાંખ લગાડવા અને આપણી

ધરતીને સારૂ ખાતર પૂરવા માટેજ આવ્યો છે. તો હે સામંતો ! કાયરતાનો ત્યાગ કરી, રજપૂત નામ સાર્થક કરવાને માટે, અને વડિલોની કીર્તિ જાળવવાને માટે મારી સાથે ચડો. આપણા દેશની દુર્દશા થતી હવે હું વિશેષ સાંભળવા ખુશી નથી. હવે જેટલો વખત જાય છે. તેટલો કિમતી છે, માટે સત્વર તૈયાર થાઓ.

કુંવર બ્રહ્માજીતનું આવું શૌર્યોત્તેજક આવેશ ભરેલું ભાષણ શ્રવણ થતાં ચંદેલના સામંતોનો જુસ્સો ઉભરાઈ આવ્યો. તેઓને બ્રહ્માજીતના શબ્દો હૃદયમાં ખુંચી ગયા. અને તેઓએ તરવારો મ્યાનમાંથી ખેંચી ખોંખારા કરી પ્રત્યુત્તર આપ્યો કે 'અન્નદાતા ! અમારી સમ્મતિ રાજ્યના હિતાર્થેજ છે. આ સંમતિથી આપ એવો ખ્યાલ કરશોજ નહિ કે અમે યુદ્ધના કાયર છીયે. અમે રજપૂતોના ધર્મને વાસ્તવિક રીતે સમજીએ છીએ અને '**न गेहे मरणं शस्तं क्षत्रियाणां विना रणात्**' એ ક્ષત્રિયની રાજનીતિ પણ અમે જાણીએ છીએ. અહર્નિશ શાસ્ત્ર શ્રવણ કરવાથી અમે જાણીએ છીએ કે, યુદ્ધ સદૃશ માંગલિક પ્રસંગ રજપૂતોના બાળકોને માટે બીજો એક પણ નથી; પરંતુ રાજ્યના રક્ષણની નીતિના પ્રસંગમાં કહેલું છે કે,–રાજાના કલ્યાણાર્થે તીવ્ર અને મંદ જેવો સમય તેવા થઈ જવું જોઈએ. નિરંતર શૂરતા દર્શાવવાથી પણ લાભ થતો નથી. એ રીત્યાનુસાર અમે કિલ્લામાં રહીને રાજધાનીના સંરક્ષણ માટે રાજાને સમ્મતિ આપી હતી; પરંતુ જ્યારે તે આપને રૂચતી નથી તો અમે પૃથ્વિરાજના સામા જઈશું. અને પૂર્વજોના પુણ્ય પ્રતાપથી શત્રુનો પરાજય કરીને આવીશું. આપને એમ કરવાની કાંઈ પણ વિશેષ આવશ્યક્તા નથી. અમે જો રણમાં કામ આવી જઈએ તો આપ આલ્હને બોલાવી દેશનું સંરક્ષણ કરજો, અને તે સમય આલ્હ આવતાં પર્યન્ત આપ પૃથ્વિરાજ પાસે લડાઈની ગોઠવણ કરવા માટે અવધિ માગી લેશો. હવે અમને તો આજ્ઞા કરો. અને રાજાના શત્રુથી યુદ્ધ કરવામાં વિલમ્બ ન કરાવો. રજપૂતો માટે આવો ઉત્તમ માંગલીક પ્રસંગ ક્યાંથી ? આપની કૃપાથી અને આપના વડિલોનાં પુણ્ય પ્રતાપથી અમો વિજય કરીનેજ આવીશું. અને જો કદાચિત્ યુદ્ધમાં કામ આવી ગયા તો સ્વર્ગની પ્રાપ્તિ થતાં અપ્સરાઓ સાથે વિહાર કરીશું, અમને તો બન્ને રીતે લાભજ છે.

બ્રહ્માજીતનાં વચનથી સરદારો યુદ્ધ કરવા તૈયાર થયા. અને રાજાએ પણ તેઓને આજ્ઞા આપી. એટલે મલખાન, અગ્નિસિંહ, વરસિંહ, નરસિંહ અને જયસિંહ એ પાંચ સરદારો તથા તે સાથે તેના એક હજાર બાવાનો અને આઠ હજાર બીજા માણસોનું સૈન્ય પૃથ્વિરાજ સામે લડવા ચડ્યું. તેઓનો

સિરસવા પાસે મુકાબલો થતાં સામ સામા મોરચા મંડાયા. પૃથિરાજના પ્રધાન કૈમાસની સામે મલખાન, ચંદપુંડીરની સામે નરસિંહ, અને ચામુંડરાયની સામે જયસિંહ એમ સામસામા અટક્યા. અને વરસિંહ અને અરિસિંહે ચહુઆણ સેના સામે યુદ્ધ કરવા માંડ્યું. પણ જે ત્રણ સરદારોએ પૃથિરાજના ત્રણ સરદારો સામે ટક્કર લીધી, ને તેઓના સમીપમાં મહોબાનું લસ્કર ન હોવાથી કયમાપને હાથે મલખાન પડ્યો. ચંદપુંડીરે નરસિંહને ઠેકાણે કર્યો, એ જોઇને વરસિંહ આવેશથી ચડી આવ્યો, અને ચામુંડરાએ જયસિંહનો ચુરો કરી નાખ્યો. હવે વરસિંહ એકલો કૈમાસ, ચામુંડરાય અને ચંદપુંડીરના સામે બીડ્યો, અને મોટી કીર્ત્તિ સંપાદન કરે એવું મહાદારૂણ યુદ્ધ મચાવી, છેવટે તેને વરવા તત્પર થઇ રહેલી અપ્સરાને પ્રસન્ન કરવા તેણે તુરત સ્વર્ગનો રસ્તો લીધો. હવે માત્ર અરિસિંહ રહ્યો, તેણે એકલાએ યુદ્ધ કરયું. અંતે તેની હિમ્મત ચાલી નહિ. ત્રણે બળવાન્ પાસે એકલો અરિસિંહ બિચારો શું કરે ? તેની શી વિશાત? ચંદેલનું સૈન્ય પણ હિમ્મતથી દારૂણ યુદ્ધ કરી, નાશ પામ્યું. અને અનેક શસ્ત્ર પ્રહાર થવાથી અને તેમાંથી રૂધિરનો પ્રવાહ વેહેવાથી અરિસિંહ અશક્ત થઇ અંતે પડ્યો. ત્યારે તેના અનુચરો તેને લઇને રણભૂમીનો પરિત્યાગ કરી નાશી ગયા. થોડા અવશેષ રહેલાં માણસોએ પાછા આવીને રાજાને સિરસવાના યુદ્ધના માઠા સમાચાર કહ્યા, કે જે સાંભળતાંની સાથેજ પરમાલની ગભરામણનો પાર રહ્યો નહિ.

પરમાલ રાજાના દરબારમાં આ દુઃખદાયક સમાચાર થતાં, રાણી મહહ્નદે, કલ્યાણદાસ નામનો એક વૃદ્ધકાયસ્થ, રાજાનો દશોંદી જગનક ભાટ અને રાજપુરોહિત કેશવરામ કે જે ચારજણ ચંદેલના રાજ્યના ચાર સ્તંભ કહેવાતા હતા, તેઓને પોતાના શરવીરો માર્યા જતાં રાજાએ એકાંતમાં બોલાવી ' હવે શું કરવું ' એ વિષે તેઓની સલાહ પુછી. ત્રણે જણ સાથે વિચાર કરી રાણીએ જણાવ્યું કે,—આપણે જેનાં બળ તથા પરાક્રમ ઉપર આધાર રાખતાં હતાં, તેતો પૃથિરાજની સામે લડતાં પરલોકમાં ગયા. અને મેલા ચુગલખોરના વચનો ઉપર વિશ્વાસ રાખવાથી આપ ઉપર આ વિપત્તિનું વાદળ ચડી આવ્યું. હવે આહલ અને ઉદેલ વગર ચંદેલનું રાજ્ય શુન્ય છે. તેના આવ્યા વગર કોઇ પણ રીતે બચવાની આશા રાખવી એ વ્યર્થ છે. જ્યારથી આપે એબે વીરપુરૂષોને કાઢી મૂક્યા છે, ત્યારથી રાજ્યપર એક પછી એક ઉપાધિ ચાલીજ આવે છે. હવે અમારી સમ્મતિ જો આપના ધ્યાનમાં આવે, અને ચંદેલના બળવાન્ શત્રુના હલ્લામાંથી બચવા માગતા હો તો હાલ તુરત પૃથિરાજ પાસેથી બે માસની મુદત માગી લ્યો. અમને ખાત્રી છે કે, રાજા-

પુતાનાના રજપૂત અવસ્ય મહેતલ આપશેજ. માટે પૃથિરાજ પાસેથી મહેતલ માગી બીજી તરફથી આલ્હ અને ઉદલને બોલાવવાની ગોઠવણ કરો. આ પ્રકારે યોજના યોજશો તોજ ચંદેલની ગાદી રહેશે, નહિ તો આ સમય આપની લાજ રહેવી અશક્ય છે. કલ્યાણદાસે કહ્યું કે–' મહારાજ ! આ સમય બારીક છે, પ્રચન્ડવાયુ અને વૃષ્ટિથી મનુષ્યો પણ દુઃખી થઇ ગયાં છે. કંટાળી ગયાં છે. અને શૌર્યહીન પણ થઇ ગયાં છે. પૃથિરાજના સપ્ત સપાટાથી કાયર થઈ ગયાં છે. લડાયક જુસ્સો તેઓમાંથી સમૂળગો જતો રહ્યો છે. તેમજ માર્ગ પણ બગડી ગયેલ છે. અને પ્રથમની લડાઇમાં આપણો પરાજય થવાથી મનુષ્યોના મન પણ ઢીલાં થઇ ગયાં છે. આવા વિષમ સમયે વિલંબ કરવો એ હિતાવહ નથી. શત્રુનું સૈન્ય આપણાજ રાજ્યમાં ઘુમ્યા કરે છે. અને આપનુંજ અન્ન ખાય છે. અને તમારી રૈયત દુઃખ ભોગવે છે. માટે રાણીજીએ જે કહ્યું તે કરવામાં વિલમ્બ ન કરવો જોઇએ. આલ્હ અને ઉદલને કનોજ પતિ જયચન્દ્ર એમને એમ આવવા દેશે નહિ. માટે મારો એ અભિપ્રાય છે કે,–જયચન્દ્રને પણ એક પત્ર લખી તે પાસેથી સહાયતાની માગણી કરીયે. રાણીજી અને કલ્યાણદાસજી કહે છે, તે પ્રમાણેજ કરવું, તે વગર બીજો કોઈ ઉપાય નથી.' એ પ્રકારે કહી જગનક ભાટ અને કેશવરામ પુરોહિતે તે વાતને અનુમોદન આપ્યું, એટલે તે વાતનો રાજાએ પણ સ્વીકાર કર્યો.

ત્યાર પછી પાન, અત્તર તથા ગુલાબ–આદિ પુષ્પ, બંદુક, બરછી, તથા કેટલાક કચ્છી ઘોડા લઇને રાજાએ જગનક દશોંદીને પૃથિરાજની પાસે મોકલ્યો. જગનક ભાટે ચહુઆણ વંશનું વર્ણન કરી ચંદ સાથે મસલત કરી. ત્યાર પછી પૃથિરાજને પરમાલ રાજા તરફની ભેટ આપી બે માસ યુદ્ધ બંધ રાખવાની પ્રાર્થના કરી. ચંદ ભાટે પૃથિરાજને તે પ્રાર્થના સ્વીકારવા અરજ કરી. અને બુદ્ધિમાન રજપૂતોને માટે 'ન્યાય યુદ્ધને માટે એમજ થવું યોગ્ય છે' એમ કહીને પૃથિરાજને મહેતલ આપવા સમજાવ્યો. પૃથિરાજે જગનક ભાટને શિરપાવ, અને પરમાલ રાજાને માટે મૂલ્યવાન જવાહીરથી જડેલી એક ઢાલ તથા એક ઉત્તમ તલવાર ભેટ આપી બે માસની મહેતલ માન્ય રાખી. જગનક જેવો પૃથિરાજ પાસેથી મહેતલ લઇ દરબારમાં આવ્યો કે તુરત રાણીએ આગ્રહ કરી તેને આલ્હ અને ઉદલને બોલાવવા માટે કનોજ મોકલ્યો.

જગનક ભાટ કનોજમાં આવી આલ્હ અને ઉદલને મળ્યો, અને તેઓને કહેવા લાગ્યો કે,–જ્યારથી આપ ગયા છો, ત્યારથી રાણી અને

પ્રજા આપ માટે શોક કરે છે. રાજ્ય છેક નિસ્તેજ થઇ ગયું છે. અને રાજા તો આપને માટે બોલતો નથી. પણ મનમાંને મનમાં અત્યંત દુખિત થઈ રહ્યો છે, તે તમારા વગર મુંઝાય છે. વિપત્તિ આવી પડતાં તમારા ગયા પછી કોઈ યોગ્ય સલાહ આપનારો રાજ્યમાં નથી. શત્રુઓએ ચંદેલના સીમાડા ઉપર છાવણી નાખી છે. અને પ્રજાને દુઃખ આપે છે. પ્રજા, રાજા અને રાણી સર્વે વરસાદની પેઠે આપની રાહ જુવે છે. માટે ગયેલી વાતનો શોચ ન કરતાં તેને વિસારે પાડી આપણે દેશ ચાલો. અને જો આપ આ સમય નહિ પધારો તો ચંદેલનું રાજ્ય પરમાલને ઘેર રહેવાનું નથી. ઉદલે પ્રત્યુત્તર આપ્યો કે,–' દસોંદિ.' તમે જે કાંઇ કહો છો તે સર્વ ખરૂં છે, પરન્તુ અમારો એવો શું અપરાધ હતો કે રાજાએ અમને દેશ નિકાલની શિક્ષા કરી? મારા પિતાએ ચંદેલની ચાકરીમાં જીવન આપ્યું અને અમે પણ ચંદેલની સેવામાં મહા મહા કષ્ટો વેહતા તે તમે પણ જાણો છો. અમે ક્યારે રિસાયા છીએ ? જ્યારે રાજાએજ અમને કાઢી મૂક્યા ત્યારે અમે ત્યાંથી ચાલી નીકળ્યા ! રાજાએ અમારાં એક પણ કામ સામું જોયું નહિ. અમે દશ વખત તો પાદશાહની ફોજને નસાડી, એટલુંજ નહિ પણ નુસરતખાનને લુટયો. ગયા કાંઠા અને રેવાકાંઠાનો મુલક સર કર્યો. મેવાતને પાયમાલ કરી અંતર્વેદ જીતી કેટલીક જમીન વધારી રાજ્યને આબાદ કર્યું તેના બદલામાં રાજાએ દેશવટો આપ્યો.

જગનક ભાટે કહ્યું કે,–' આગળની વાતો સંભારવાનો આ સમય નથી. હમણાં તો સમય વિચારી કામ લેવાનું છે. ક્ષત્રિય ધર્મ ઉપર લક્ષ આપો. આ સમય શામ ધર્મ સામું જોવાનું છે. જે થયું તેમાં રાજાનો દોષ નથી. નબળા મનનો અને કાનનો કાચો તેથી સ્વાર્થી લોકોના ભમાવ્યાથી રાજાએ તેમ કર્યું હતું. રાજાએજ તમને દેશવટો આપ્યો હતો અને હવે તેજ રાજા તમોને માનપૂર્વક બોલાવે છે. અને ખાસ તમોને આગ્રહ પૂર્વક બોલાવવા માટેજ મને મોકલ્યો છે. માટે હવે ચાલો. હું દેશના હિતાર્થે કહુંછું. રાજા તરફ લક્ષ ન આપો. રાણી મલ્હનદે અને પ્રજા તરફ નજર કરો. રાજા ચુગલખોરનું કહેલું માની હવે ઘણો પશ્ચાત્તાપ કરે છે. માટે આપ આવી રાજાના પશ્ચાત્તાપને દૂર કરો. વિશેષ ખેંચતાણ કરવી એ સારૂં નહિ. દેશવટો દેવાથી તમારી કીર્તિમાં વિશેષ વધારો થયો છે; કારણ કે આલ્હ અને ઉદલને દેશવટો આપ્યા પછી પરમાલથી ચંદેલનું રાજ્ય ચલાવી શકાયું નહિ, તેથી પાછા તેને બોલાવ્યા. જેથી હવે બધાને ખાત્રી થઇ કે તમારા વગર રાજા પોતાનો દેશ જાળવી શકે તેમ નથી. આવો લોકોમાં જે અભિપ્રાય બેઠો

છે તે તમારૂં ઓછું માન નથી. દસોંદાનાં આ વચનથી ઉદલની માએ કહ્યું. કે, 'હે દીકરા! હવે હદ આવી ગઇ. જે સમય આપણો રાજા સંકટમાં હોય, તે સમય માનાપમાનનો વિચાર રાખવાજ ન જોઇએ; માટે હવે તમે સત્વર તૈયાર થાઓ. વિશેષમાં કહ્યું કેઃ—

**श्याम* सांकर जानके, रहे अवर घर सोय,**
**सो राणी फिरतो लियो, कूल रजपूत न होय.**

દસોંદી અને માતાનાં વચન શ્રવણ કરી, બેય ભાઇઓએ એક બીજાના સામું જોવા માંડયું અને કહ્યું છે કે,–जननी जन्म भूमिश्च स्वर्गादपि गरीयसी ' તે પ્રમાણે સ્વદેશ માટે તેમનાં અન્તઃકરણ દયાર્દ્ર થયાં, અને બન્ને ભાઇ મહોબે જવા તૈયાર થયા.

મા અને ભાટે મહોબે જવાની તૈયારી કરાવ્યા પછી આલ્હ અને ઉદલ બન્ને ભાઇ હથિયાર ધારણ કરી જયચન્દ્રની રજા લેવા ગયા. તેઓ જેવા દરબારમાં ગયા તેવા તેઓને બખતર સજેલા જોઇને જયચન્દ્રે તેમને પુછયું કે,–' તમો બન્ને ભાઇ મારી રજા વગર કયાં જવા તૈયાર થયા છો ? ' ઉદલે રાજાને બધી હકીકત અથથી તે ઇતિ સુધી કહી દેખાડી. એટલામાં તો જગનક ભાટ પણ ત્યાં આવી પોહોચ્યો. જયચન્દ્રે કહ્યું કે,–'આટલા દિવસો સુધી તમે મારો પગાર ખાઇને હવે ચંદેલના રાજાની મદદે જાઓ છો, એ શી રીતે બને ? હું તમારો માર્ગ રોકાવીશ અને રજા આપીશ નહિ.' આલ્હને રાજાના કડક વચનથી ક્રોધ ચડયો, તેનાં નેત્ર લાલ થઇ ગયાં અને તે બોલ્યો કે, જો તમે અમને પરાણે અમારી મરજી ઉપરાંત રોકશો તો અમે તોફાન કરીશું અને પ્રથમ કનોજનેજ લુટશું. અને પછી મહોબા તરફ ચાલ્યા જઇશું, આવાં આલ્હનાં વચનથી જયચન્દ્રના ક્રોધની સીમા ન રહી તે લાલ ચોળ થઇ ગયો, તેનાં નેત્રોમાંથી અગ્નિ ઝરતો હોય તેવાં તેનાં નેત્રો જણાવા લાગ્યાં, મુખ મુદ્રા ભયંકર યમરાજ સરખી જણાવા લાગી. આ સમયનો જયચન્દ્રનો ક્રોધ કોણ જાણે શું કરી નાખશે ? એમ સર્વને જણાવા લાગ્યું. સભાસદો ચિત્રમાં આળેખેલાની પેઠે દિગમૂઢ બની ગયા. અને જયચન્દ્ર જેવો હુકમ કરવા જાએ છે; એટલામાં તો પરમાલના ચતુર જગનક દશોંદિયે જયચન્દ્રના ગુણાનુવાદ ગાઇ, પરમાલ રાજાનો વિનતિ પત્ર જયચન્દ્રના હાથમાં આપ્યો. અને તેની એટલી તો પ્રશંસા કરી કે, જયચન્દ્રનો ક્રોધ એકદમ શાન્ત થઇ ગયો. પરમાલની નમ્રતાથી અને મદદ માગવાના નિમિત્તથી જયચન્દ્રનું મન ફરી ગયું. અને જો કે તે આલ્હને રજા

* પોતાનો ધણી.

દેવાને ખુશી ન હતો, છતાં પણ એકદમ પરમાલ રાજાને સહાયતા આપવામાં તત્પર થઇ ગયો. આલ્હ અને ઉદલને પણ જયચન્દ્રે જવાની રજા આપી, રજા આપી એટલુંજ નહિ, પણ સ્વદેશાભિમાનને માટે તેઓને ઈનામ આપ્યું. તેમાં સાજસહ વીશ અશ્વ, બે હાથી, મોતીની માળાઓ, હાથની જડીત પોંચીઓ અને બે જડાઉ ઉમદા કટારીઓ આપી. અને ક્ષાત્રધર્મ જગાવી નામ અમ્મર રાખવા હિમ્મત આપી, અને પૃથિરાજ સાથે તો તેને વેર હતું, તેથી આ સમય પૃથિરાજનો મદ ઉતારવાને માટે પોતાના તરફના લાખનસી કમધજ, રૂપસી મોરી, કેશવદાસ ચાલુક્ય, ઓયથ તુંવર, દુંદભદલ, કુંવરપાલ સુત્રાર, સંગરાય અને તાલ્હનતેજ પઠાણ—આદિ દશ સરદારો અને વીશ હજાર પ્યાદલો ચંદેલના કુમકે આપવા સેનાધિપતિને હુકમ કર્યો. જગનક ભાટને શીરપાવમાં એક હાથી, બે ઘોડા વીશ હજાર રૂપિયા અને બે ગામ અઘાટ લખી દીધાં. આ પ્રમાણે આલ્હ અને ઉદલ જયચન્દ્રની આપેલી સહાયતા લઇ કનોજથી બહાર નીકળ્યા.

મહોબામાં તેઓના આવવાના સમાચાર થતાં પરમાલ ચંદેલ મહાધામધૂમથી રાણીસહ તેને લેવા માટે સામે ગયો. રાજાને પોતાના સામો આવતો જોઇને, બન્ને ભાઇ આલ્હ અને ઉદલ વાહનથી ઉતરીને તેના સામા ગયા, અને ત્યાં જઇને બન્ને ભાઇએ રાજા અને રાણીના પગમાં મસ્તક નમાવ્યાં. રાજા તેઓના વિનયથી ગદ્ગદ કંઠ થઇ ગયો. અને પોતાના જુના કારભારીઓને રાજાનો સઘળો અખત્યાર આપતાં તેમનું અત્યંત સન્માન કરી ચાર પરગણાં, બે હાથી, હીરા અને મોતીઓના હાર, કલગી, મૂલ્યવાન તોડા, શિરપેચ અને સુવર્ણના સાજવાળા કેટલાક ઘોડા આપીને વંશપરંપરાના કારભારનો પટ્ટો કરી દીધો. મહોબાની પ્રજાએ પણ આલ્હ અને ઉદલનો ઘણોજ સત્કાર કર્યો. આખા નગરને ધ્વજા તથા પતાકાથી શણગારવામાં આવ્યું. ઘરેઘર નૃત્ય તથા ગાયન થવા લાગ્યાં. માર્ગમાં મોટાં મોટાં ઘરની શેઠાણીઓએ તે બે ભાઇઓ ઉપર પુષ્પની વૃષ્ટિ કરી. આ પ્રકારે ઘણા સત્કારપૂર્વક આલ્હ અને ઉદલની સ્વારી રાજમહેલના મોટા દરવાજામાં આવી. ત્યારે લશ્કરે હથિયાર નમાવી તેને માન આપ્યું. અને પરમાલ રાજાએ જયચન્દ્રના તરફથી મદદે આવેલાં લશ્કરનું પણ પૂર્ણ રીતે સન્માન કર્યું. જગનક ભાટનું માન રહ્યું. અને રાણી તથા પુરોહિત—આદિ જે રાજ્યના શુભચિંતકો હતા તે પ્રસન્ન થયા. અને રાજાએ જયચન્દ્રના સરદારોનું પણ ઘણું સન્માન કરી કનોજ પતિને ધન્યવાદનો પત્ર લખી મોકલ્યો.

બીજે દિવસે સવારે રાજમહેલના ચોકમાં મોટો દરબાર ભરી પરમાલ

રાજાએ મહોબાનાં તથા કનોજના લશ્કરને એકઠું કરયું. ત્યાં જયચન્દના સરદારો અને આલ્હ તથા ઉદલે યુદ્ધના દિવસનો નિશ્ચય કરી પૃથિરાજને તૈયાર રહેવાને માટે પત્ર લખી મોકલ્યો. વીર પુરૂષોએ રજપૂતોના ધર્મ સંબંધી ભાષણો આપ્યાં, અને ભાટ તથા ચારણોએ ગોઠાસ્થી અને વીરપુરૂષોનાં ચરિત્રનાં વીરરસ ભરેલાં વર્ણન કરયાં. નિશ્ચય કરી સર્વ કોઈ પોત પોતાને ઘેર જઈ યુદ્ધની તૈયારી કરવા લાગ્યા. બીજી તરફ પૃથિરાજ પાસે પત્ર જતાંની સાથેજ ત્યાં પણ તૈયારી થવા લાગી. બન્ને તરફના વીર પુરૂષ રણ સ્વયંવરની ધામધુમમાં ગુંથાયા. આ લોકમાં યુદ્ધ કામી વીર વીરરસ જગાવી યુદ્ધની તૈયારી કરી રહેલા હતા, ને વખતે સ્વર્ગમાં અપ્સરાઓ તેઓને વરમાળા આરોપવાને માટે શૃંગારરસ જગાવી મૃત્યુ લોકમાં આવવા તૈયાર થતી હતી. તેનું વર્ણન રાસામાં ચન્દ કવિએ નિચે પ્રમાણે કરયું છે.—

છંદ ભુજંગી.

इतं सूर न्हाये करे दान ध्यानं,
उतं अप्सरा अंग संजंत तानं ।
इतं टोप टंकार सीसं उत्तंगं,
उतं अप्सरा कंचुकी पहरी अंगं ।
इतं सूर मोजा बनावंत भाये,
उतं अप्सरा नूपरं पहरि पाये ।
इतं सूर रागं बंध ताय तेगं,
उतं अप्सरा चरनिया पहरि जंघं ।
इतं पाव पेचं समारंत सूरं,
उतं सीसफूलं सुहावेत पूरं ।
इतं सूरमा पाघपं झककारं,
उतं झुंड रंभा सु मांगं समारं ।
इतं सूर सरचं खरे खग्ग संजे,
उतं अप्सरा अंजनं नेन अंजे ।
इतं सूर ढालं बली बंध ढारं,
उतं अप्सरा श्रवण नायक धारे ।
इतं सूर दस दान हथ्थेसु कीने,
उतं अप्सरा हथ्थ मेंदी सु कीने ।
इतं सूर कर केहरी नक्ख लीने,
उतं अप्सरा कंकनं पान कीने ।

इतें सूर बरछी लियेहे अन्यारी,
उतें अप्सरा हाथ वरमाल धारी ।
इतें सूर तुलसीनकी माल नाई,
उतें अप्सरा माल मोती बनाई ।
इतें सूर कर बान कब्बान नाई,
उतें अप्सरा चमकि नेनं नचाई ।
इतें तेग सावंत धीरे न लीये,
उतें अप्सरा साज बिमान कीये ।
कही कवी चंदं निरख्खी स सोउ,
वरस्से सुमाने परी सुर दोउ ।

**ભાવાર્થ**:—અહિ–પૃથિવી ઉપર યુદ્ધમાં જવા માટે શૂરાઓ નાહી ધોઈ દાન ધ્યાન કરે છે, ત્યારે ત્યાં સ્વર્ગમાં અપ્સરાઓ પણ શૂરાઓને વ-રમાળા પેહેરાવવા જવા માટે અંગ સાફ કરે છે. અહિ શૂરાઓ ટોપ અને બખતર પહેરે છે. અને ત્યાં અપ્સરાઓ કંચુકી ધારણ કરે છે. શૂરાઓ પગમાં મોજા પેહેરે છે અને અપ્સરાઓ પગમાં નેપૂર–ઝાંઝર પેહેરે છે. શૂ-રાઓ સૂરવાળ–ચોરણા તંગ કરી બાંધે છે, અને અપ્સરાઓ ચરણીઆ-ઘાઘરા પેહેરે છે. શૂરાઓ પાઘડીના પેચ સમારે છે, અને અપ્સરાઓ મસ્ત-ક ઉપર શીશ ફુલ ધારણ કરે છે; શૂરાઓએ પાઘડી ઉપર મોડો બાંધ્યાં અને અપ્સરાઓના ટોળાંઓએ પોતાના માથાના વાળના સેંથા પૂર્યા. શૂરાઓ-એ મૂછોને તા દીધા અને અપ્સરાઓએ નેત્રોમાં અંજન કરયાં. શૂરાઓએ ઢાલ બાંધી, અને અપ્સરાઓએ કાનમાં અકોટા પેહેર્યા. શૂરાઓએ હાથે દશવિધિ દાન આપ્યાં અને અપ્સરાઓએ હાથોને મેંદી લગાડી. શૂરાઓએ હાથમાં કેહરી-નખ લીધા અને અપ્સરાઓએ કંકણ પેહેર્યા. શૂરાઓએ હાથમાં બરછી લી-ધા અને અપ્સરાઓએ હાથમાં વરમાળા ગ્રહણ કરી. શૂરાઓએ તુલસીદ-લની માળા પેહેરી, અને અપ્સરાઓએ મોતીની માળા પેહેરી. શૂરાઓએ હાથમાં બાણ અને કમાન લીધાં અને અપ્સરાઓએ ચમકી નેત્રોના ઈશારા કર્યા. અહિં શૂરાઓએ ઘોડા તૈયાર કર્યા અને ત્યાં અપ્સરાઓએ વિમાન તૈ-યાર કરયાં. મહા કવિ ચન્દ કથે છે કે, આ પ્રમાણે અપ્સરાઓ અને શૂરાઓ તૈયાર થયા.

આ પ્રમાણે પૃથિવી ઉપર શૂરવીરો અને સ્વર્ગમાં અપ્સરાઓ તૈયાર થઈ. પૃથિરાજ જેવા જગદ્વિખ્યાત બળવાન શત્રુના સામું યુદ્ધ કરવા જવું, અને પાછું ત્યાંથી જીવતું આવવું, એ તો દુર્લભજ વાત હતી. એથી આલ્હ અને

ઉદલ તો મારવું યા મરવું એવા ચોકસ નિશ્ચય ઉપર આવી ગયેલા હતા. આલ્હ જે સમય રણભૂમિમાં જવા તૈયારી કરવા લાગ્યો, તે સમય તેની માતા દેવળદેવીએ વહુઓના હાથથી રસોઇ કરાવી તેઓને ભોજન કરાવ્યું. આલ્હ અને ઉદલ બન્ને ભાઇ એક ભાણામાં જમ્યા. આલ્હ સકળ સેનાનો સેનાધિપતિ હતો, યશ અપયશનો આધાર તેના ઉપર હતો. દેવળદેવીને પુત્ર યુદ્ધમાં જાય છે અને વળી મહા બળવાન્ શત્રુ સામે જાય છે, તે બાબતનો જરા પણ ખટકો નહતો, માત્ર એટલોજ ખટકો હતો કે,–તેની સ્ત્રી સંતાન વગરની હતી. તે સ્ત્રી પુરૂષોમાં પ્રેમ પણ અનન્ય હતો. આલ્હ જેવો વીર હતો, તેવીજ તેની સ્ત્રી સુલક્ષણા, સુંદર અને વીરાંગના હતી. આલ્હ રાત્રે માતાને મળીને જ્યારે અન્ત:પુરમાં આવ્યો, તે સમય તેની સ્ત્રીએ ક્રીડાને યોગ્ય સમસ્ત તૈયારી કરી રાખેલી હતી. આલ્હ શયન ગૃહની રચના જોઈ અત્યંત પ્રસન્ન થયો. અને પ્રેમથી ગદ્‌ગદ્ કન્ઠ થઇ, પોતાની પ્રાણપ્યારીના ગળામાં હાથ નાખી હિંડોળા ઉપર બેઠો. ત્યાર પછી તેની સ્ત્રીયે ઘણીક આનંદની વાર્તાઓ કરી; પરન્તુ તેને જરાપણ આનંદ પ્રાપ્ત થયો નહિ. સુલક્ષણા પોતાના પતિની ચિત્તની અવ્યવસ્થિત સ્થિતિનું કારણ જાણતી હતી; તોપણ 'કદાચિત્ એ રિસાયા તો નહિ હોય ?' એવો સ્ત્રી જાતિનો સ્વાભાવિક્ સ્વભાવ હોય છે, એ પ્રમાણે શંકાયુક્ત થઇને તેણે પુછ્યું કે–'નાથ ! મારા હાવભાવ નિષ્ફળ જાય છે, એનું કારણ શું છે ? ને કદાચ મારાથી અપરાધ થયો હોય તો, તે મારો અપરાધ ક્ષમા કરશો.' સ્ત્રીનાં આવાં પ્રેમયુક્ત નમ્ર વચનો શ્રવણ થતાંની સાથે આલ્હના હૃદયમાં પ્રેમ ઉભરાઇ આવ્યો. અને તેણે શીઘ્રતાપૂર્વક પોતાની સ્ત્રીનું મુખ ઊંચું કરી ચુમ્બન કર્યું અને સ્નેહપૂર્વક આલિંગન કરીને કહ્યું કે,–'હે પ્રિયા ! તમારાથી ભૂલજ ક્યારે થાય છે ? પણ તમારાં કટાક્ષ નિષ્ફળ જાય છે તેનું કારણ શું છે ? તે હુંજ સમજું છું. પ્યારી ! એ કારણ માત્ર એટલુંજ છે કે,'–મારા હાથ શત્રુઓનો વધ કરવાને માટે કંપી રહેલા છે. મારાં નેત્ર શત્રુનાં રૂધિરને જોઇનેજ તૃપ્ત થશે. આજ મારાં અંગ ફરક્યા કરે છે. યુદ્ધ વગર આજ મને બીજું કાંઇ પણ રૂચતુંજ નથી.

સુલક્ષણાએ કહ્યું. 'હે નાથ ! એ આપનો આશય મેં તો પ્રથમથીજ જાણી લીધો હતો. આપની મુખાકૃતિથીજ વીરરસ ટપક્યા કરે છે, એમ જણાય છે. આપ યુદ્ધાર્થે શા માટે ચિંતાતુર રહો છો ? આપનાં ખડ્‌ગને નિરખતાંની સાથેજ શત્રુઓના માનનું મર્દન થાય છે. આપની ભ્રમરની કુટિલતાથી જ મોટા મોટા બળવાન્ પણ પરાજીત થઇ જાય છે.

આલ્હે સ્ત્રીનાં વચન શ્રવણ કરી કહ્યું કે-'વાહ સુલક્ષણા વાહ ! ધન્ય છે તમને, તમારા સમાન સ્ત્રીનો સમાગમ પણ અનન્ય સુખને ઉત્પન્ન કરે છે.' 'નાથ ! હવે રાત્રિ ઘણી વ્યતિત થઇ ગઇ છે. હવે રહેવા ધો. આપ યોગ્ય છો તેથી સર્વ પ્રકારે મને યોગ્ય કહોછો. હું તો હે નાથ ! આપના ચરણુ-ની દાસી છું, એમ કહીને સુલક્ષણા ઉંઘી, અને આંખોના સન્મુખ રણસંગ્રા-મનો આલોક જોતો જોતો આલ્હ પણ નિદ્રાવશ થયો. પ્રાતઃકાળ થતાં નિત્યકર્મ કરી બખ્તર પેહેરી સુલક્ષણાની રજા લીધી, એ સમય આલ્હનું મુખ ક્ષણવાર ઉદાસ થયું. રજા આપતી સુલક્ષણાએ પોતાના શોકનું શમન કરી પ્રસન્ન ચિત્તથી કહ્યું કે,-હે નાથ ! મારામાં મન ન રાખો. રણમાં પરાક્રમ દર્શાવી, અરિયોનો પ્રાણુ કાઢી તેઓને ધૂળ ચાટતા કરી, આપની જનેતા દેવળદેવીની કુખને શોભા આપો. અને નિશ્ચય સમજજો કે જો કદાચ અપ્સરાઓ આપના કંઠમાં વરમાળા નાખવાની ઇચ્છા કરશે તો તેથી પેહેલાંજ હું આપના સ-ન્મુખ આવીને ઉભી રહીશ.' આલ્હ સ્ત્રીના આવાં વચનો સાંભળી મનમાં સ્ત્રીનાં વાત્સલ્ય માટે પ્રસન્ન થઇ પોતાના હાથની ગુલાબછડી સુલક્ષણાના હાથમાં આપી પોતે નિચે ઉતર્યો. ઉદલ પણ તૈયાર થઇને ભાઇની વાટ જોતો ઉભો હતો. પછી બન્ને ભાઇ પોતાની માતા દેવળદેવીની રજા લેવાને સાથેજ ગયા. માતાએ તેઓના મસ્તક ઉપર હાથ ફેરવીને કહ્યું કે,—

देवल कहहे सुन सुत दोही, दूध हलाल करो तुम होहो,
सावंद आगे [illegible] दाजे, निसेव राज सुर [illegible] लजे.

ઉદલની સ્ત્રીએ તે સમય પોતાના પતિને કહ્યું કે,-પ્રાણુનાથ ! આપ જરા પણ ફિકર ન કરતાં યુદ્ધમાં અપરિમીત પરાક્રમ દર્શાવી શત્રુઓનો વિજય કરી વહેલા પધારશો પણ જો કદાચ યુદ્ધમાં આપના શરીરને જરા પણ આંચ લાગી, તો હું આપની સાથેજ આવીશ, તે માટે નિર્ધાસ્ત રહેજો કહ્યું છે કે—

पिया मरत त्रीया रहे, करे पुत्रकी आस;
सो नारी किशतो लियो, कुल रजपूत न तास,
पिया रणमांही मरे, नारी सती न होय;
अगति जाय भटकत फिरे, कही गोरज्या सोय.

બન્ને ભાઇ માતાની આજ્ઞા લઇ, રાજમહેલમાં ગયા. અને રાજા, રાજકુ-માર, તથા જયચન્દ્રના સરદાર--આદિ ઘોડા ઉપર ચડી, મોટું લશકર લઇ મહોબામાંથી નિકળ્યા. હાથિઓના ઉપર યુદ્ધનાં નગારાં વાગવા માંડ્યા. અને સૌ-ભાગ્યવતીઓએ શકુન કરાવ્યાં. આણી તરફ ચન્દપુંડીર અને કન્હની સર-દારી તળે પૃથિરાજની સેના પણ તયાર થઇને રહી હતી. જ્યારે બેઉ સેના

રણભૂમિમાં આવીને એક બીજા સામે ઉભી રહી. તે સમય વીર ચહુઆણુ-શયની સેનામાં હાથી ઉપર બેઠેલા ચહુઆણના સેનાપતિ નરવ્યાઘ્ર કન્હચહુ-આણને જોતાંનીજ સાથે ચંદેલના રાજાનું સાહસ જતું રહ્યું. તેનામાં જરા હિમ્મત રહી નહીં, તેનો ઘડાયક જુસ્સો કોણ જાણે ક્યાં સંતાઇ ગયો. અને તેતો કન્હચહુઆણને સાક્ષાત્ કાળના સમાન જોવા લાગ્યો. તેનો પોતાના સૈન્ય ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો, એટલુંજ નહિ પણ પોતાના મૃત્યુને માટે સાક્ષાત્ યમરાજ પોતેજ યુદ્ધભૂમિમાં આવેલા હોય એવો કન્હચહુઆણ તેને જોવામાં આવ્યો. તેથી તેણે પોતાના પુત્ર તથા સેનાધિપતિને સન્મુખ બોલાવીને કહ્યું કે;: 'હું ચહુઆણ સાથે લડવાની ઇચ્છા રાખતો નથી. મેં તો નિશ્ચય કરી લીધો છે કે,—ગમે તે પ્રકારે સંધિ કરી લઇશ. અર્ધું રાજ્ય, અર્ધો ખજાનો, અને મારી કન્યા આપી યુદ્ધ બંધ કરીશ. કન્હચહુઆણ સામે મારાથી જોઇ પણ શકાતું નથી. તેનો મને સાક્ષાત્ કાળના સમાન જણાય છે.' કુમાર બ્રહ્માજીત પોતાના બાપનાં આવાં ક્ષત્રિયને નિંદ્ય જોતરાવનારાં નપુંસક જેવાં વચન શ્રવણ કરી અત્યન્ત ક્રોધ પામ્યો. આલ્હ પણ તેને ધિક્કારવા લાગ્યો. તેણે રાજાને કહ્યું કે,–' રણમાં ચડેલ રજપૂત કદિ પણ પાછો પગ ભરે ખરા કે ? કદિ નહિ. રણમાંથી ભાગીને આપ સુખની ઇચ્છા રાખો છો ? ભગવાન્ શુક્રાચાર્ય જેવા રાજનીતિ પુરૂષે કહેલું છે કે,–' युद्ध मुत्सृज्य यो याति स दैवैर्हन्यते भृशम् ' જો મનુષ્ય કદાચ લાખની કોઠીમાંજ પેસે; તોપણ કાળ તેને છોડતો નથી, માટે તમારા આ વિચારનો ત્યાગ કરો અને યુદ્ધ કરવા તત્પર થાઓ. જ્યાં સુધી આ શરીર ઉપર મસ્તક છે, ત્યાં સુધી અમે તો રણથી વિમુખ થવાનાજ નથી. પરમાલ રાજાના ઉપર આલ્હનાં આ વચનોએ જરાપણું અમલ ન કર્યો. અને તે તો પોતાનાં નીચ માણસોની સાથે યુદ્ધનો પ્રારંભ થયા પહેલાંજ રણભૂમીમાંથી ભાગી ગયો.

પરમાલ રાજાના નાશી ગયા પછી આલ્હે યુદ્ધ કરવાની આજ્ઞા આપી. આ તરફ કન્હ ચહુઆણે પણ પોતાની સેનાને યુદ્ધ કરવા માટે આગળ વધારી. શરવીરોએ મ્યાનમાંથી તલવાર કાઢી જાણે કાપણી કરતા હોય તેમ મનુષ્યોના ઉપર તલવાર ચલાવવા માંડી. અને ટપોટપ મસ્તકો પડવા લાગ્યાં. મોટા મોટા મદમત્ત હાથિયોની ભયંકર ચીસોથી જેમ મેઘની ગર્જના થતી હોય, તેમ રણભૂમીમાં કોલાહલ થવા લાગ્યો વીર પુરૂષ તલવાર, ભાલા અને બરછીથી એક બીજાના સામે આવીને પરસ્પર વધ કરવા લાગ્યા. એ સમય જે પ્રકારે ઘનઘોર મેઘમાં વિદ્યુત્ ચમકે, તે પ્રકારે રૂધિરથી ખરડાયલી તલવારો ચમકવા લાગી. યુદ્ધમાં કપાયલા હાથી અને ઘોડાઓના તો ઢગલા

થઇ ગયા. ભાંગેલાં અસ્ત્રશસ્ત્રના કટકાથી અસિપત્રના વન જેવું રણુ સૈનિકોને આગળ વધવામાં અશક્ય થઇ પડયું. કન્હ ચહુઆણુ ગાંડો હાથી જેમ ઘૂમે તેમ ચંદેલના દળમાં પૂરજોસમાં ધસી આવી સૈનાનો ઘાણુ કાઢવા માંડયો. લોહીની નદીઓ ચાલી. તેમાં કેટલાંક શબ તણાવા લાગ્યાં. પિશાચ તથા પક્ષી રૂધિરનું પાન કરવા લાગ્યાં તલવારના ખણખણાટો બાણોના સણસણાટ, શૂર વીરોની હાકો અને હાથી ઘોડાઓના શબ્દોથી દિશાઓ શબ્દાયમાન્ થઇ ગઇ. કન્હનું અપરિમીત પરાક્રમ જોઇ જયચન્દ્રનો ભત્રીજો યુદ્ધની અક્ષય કીર્તિ સંપાદન કરવાને માટે યુદ્ધમાં આગળ વધ્યો, તે સમય કનોજ તરફથી લાખનસી અને પૃથ્વિરાજ તરફથી નિડુરરાય કે જે બેય જયચન્દ્રના ભત્રીજા હતા, તે સામ સામ અટક્યા. બન્ને વીર બળવાન હતા. અને તેમણે એવું તો ઘોર યુદ્ધ ચલાવ્યું હતું કે,--સેનાના વીર પુરૂષોનું ધ્યાન તેઓના તરફજ આકર્ષિત થઈ રહેલું હતું. જ્યારે આ પ્રમાણે દારૂણ યુદ્ધ કરતાં કરતાં ઘણો સમય વ્યતીત થઇ ગયો અને હજારો માણસ માર્યા ગયાં, પણ યુદ્ધનો અંત ન આવ્યો ત્યારે કનોજનો તાઝીમખાં પઠાણ, રૂપસીમોરી, દાદુયાદવ, અને કુમારપાળ નામે ચાર સરદારો લાખનસીની મદદે આવ્યા. નિડુરરાય એકલાને પાંચ સરદારો સાથે યુદ્ધ કરતો જોઇ, તેની મદદમાં કન્હચહુઆણ એકદમ દોડી આવ્યો અને કૈમાસ, સલખ તથા પહાડ પણ પોત પોતાના સહાયકોને લઇને તેની સહાયતાએ આવ્યા. અને મારો, મારો. કાપો, કાપો એવા પોકારો કરી સામસામા અટક્યા. બન્ને તરફથી ઘનઘોર યુદ્ધ પાછું શરૂ થયું. બેય ખરેખરી કસાકસી ઉપર આવી ગયા. જયચન્દ્રનું સૈન્ય પોતાની હારજીતના અણિના ખરેખરા સમયે જીવની દરકાર રાખ્યા વગર લડવા લાગ્યું: કેમકે જો તેનો પરાજય થાય તો કનોજને કલંક લાગે તેમ હતું. એ માટે કનોજના લશ્કરીઓ પણ ‘ મારો મારો કાપો કાપો ’ એવા શબ્દોની રાડો પાડતાં ચહુઆણુના સૈન્ય ઉપર તૂટીજ પડયા. તાઝીમખાંએ કન્હ ઉપર એવા તો જોસથી તલવારનો ઘા કર્યો કે તેથી કન્હ ઘોડા સહ ઘૂમી ગયો. તાઝીમખાંના પરાક્રમને ન સહન કરી શકનારા પહાડે, પહાડ સદૃશ ગદાથી તાઝીમખાંનાં પ્રાણુ લીધાં, ને સાથે પાંચ મોટા સરદાર, ચાર હજાર બીજું લશ્કર, અને ત્રીશ હાથી રણમાં માર્યા ગયા. કનોજનું સૈન્ય છેક નિર્બળ થઇ ગયું. તેઓ હિમ્મત હારી ગયા. પૃથ્વિરાજની તરફમાં પંજૂન કછવાહને મૂર્છા આવી. પાંચ હાથી, એકસો ઘોડા અને પચાસ રજપૂતો પડયા. અને તાઝીમખાં પડતાં તો કનોજનું સૈન્ય પાછું હઠવા લાગતાં, લાખનસી બોલ્યો કે,–‘ અરે નપુંસકો ! રજપૂતનાં નામને એબ લગાડનારાઓ ! ! તમે હવે વિશેષ સમય જીવનની

આશા રાખી સ્વર્ગનાં અક્ષય સુખનો શામાટે અનાદર કરો છો? ધિક્કાર છે તમને, અરે નિર્લજ્જો ! તમને તમારૂં કાળું મુખ લઇ કનોજમાં જતાં શરમ જરાપણ આવશે કે નહિ ? તમારી સ્ત્રીઓ તમને શું કહેશે ? કદાચ તમારી સ્ત્રીઓ પણ તમારા જેવીજ નિર્લજ્જ હશે તો તો તમને આ સંસારના ક્ષણભંગુર સુખને માટે જીવતા પાછા આવ્યા નિરખી ખુશી થશે, પણ તેમની સહચરીયો તો તેમને મેણાં દેશે કે તમારા પતિતો રણમાં પુંઠ બતાવી પોબારાગણી આવ્યા છે. ત્યારે તમારી સ્ત્રીઓને કેવું નિચું જોવા જેવું થશે તેનો તો જરા હૃદયમાં ખ્યાલ કરો. એ ખ્યાલ કરતાં તો તમને જીવન કરતાં તો મરણ હજાર બલ્કે લાખ દરજ્જે સારૂં લાગશે. આમ છતાં પણ જે પાછો હઠશે અને યુદ્ધ નહિ કરે, તેને હું મારી તીખી સમશેરથી અહિંજ કાપી નાખીશ પણ જીવતા કનોજમાં તો જવા નહિ દઊં. કનોજમાં પરાજય પામી જીવતા જવાની આશાનો ત્યાગ કરો. ' शूराके मैदानमें नहि कायरका काम ' લાખનસીનાં આવાં શૌર્યોત્તેજક ભાષણથી કનોજનું સૈન્ય પુનઃ આગળ વધ્યું. અને ચહુઆણની સેનાને આગળ વધતી અટકાવી. આગળની પાયગામાંથી માર્ગ કરી આગળ વધી, લાખનસીએ, ઘણા સમયથી યુદ્ધ કરતા નિઠુરરાયના ઉપર આક્રમણ કરી એવા તો જોરથી તલવાર મારી કે તેથી નિઠુરરાય ચકરી ખાઇ, મૂર્છિત થઇ પૃથિવી ઉપર ઢળી પડ્યો. એટલામાં કન્હ ચહુઆણે લાખનસીને આગળ વધતો જોઇને રોક્યો. લાખનસીના સામંત અને સૈનિકોએ હજારો ચહુઆણોને કાપી નાખ્યા; પરંતુ કન્હે કોઇને પણ પાછો હઠવા દીધોજ નહિ. પણ એટલામાં નિઠુરરાયની મૂર્છા ઉતરતાં તેણે ઉઠીને ગુર્જ કહાડી લાખનસીને મારતાં લાખનસીના મસ્તકના હજાર કટકા થઇ ગયા. આ જોઇ કનોજનું સૈન્ય ઉશ્કેરાઇ ગયું. અને તેના સરદારો પ્રાણની દરકાર રાખ્યા વગર મરણીઆ થઇને લડવા લાગ્યા, ત્યારે ચંડપુંડીર અને ચામુંડરાય-આદિએ કન્હના પક્ષમાં થઇ, દેવતાઓ પણ જેના યશગાય એવું પરાક્રમ દર્શાવ્યું. ઉભય સેનાએ ત્રાસ વર્ત્તાવી મૂક્યો. મહાસંહારકારક સંગ્રામ ચાલ્યો. મોટા મોટા સૈનિકો મરવા લાગ્યા. આ યુદ્ધ સમયે રામ–રાવણના યુદ્ધ જેવો વીરરસ જામી ગયો. પૃથિવી ડોલવા લાગી, સમુદ્ર ઉભરાઇ જવા લાગ્યા. જેણે આ યુદ્ધ જોયું હોય તેજ આ યુદ્ધનું પુરૂં વર્ણન કરી શકે. મહાઘોર સંગ્રામ થયો. મહા સંહાર વળી ગયો. લાખો જીવ કપાઇ મૂઆ, પણ કનોજનાં લશ્કરે પાછી પીઠ ન બતાવતાં સામી છાતીએ યશ લીધો. કનોજનું તમામ સૈન્ય લડતાં લડતાં રણભૂમિમાં નાશ થયું, અને ચંદેલની સેનામાંથી પણ ઘણાક સૈનિકો વીરગતિને પ્રાપ્ત થયા. કન્હે, બગવાનસિંહના સત્ત-

ક્માં સાંગ મારતાં તે પડ્યો, એટલે કન્હ ચહુઆણ ઉપર બાલુકરેરી નારાયણદાસ અને નર્મદએ ત્રણે જણે એકી વખતે ધસી આવી હલ્લો કરી તેને ઘેરી લેતાં વીર કન્હે એ ત્રણે જણને પગ પકડી પછાડી પછાડીને મારી નાખ્યા. બીજા કોઇને સંજમરાયે. કોઇને ચામુંડરાયે, અને કોઇને ચંડપુંડીરે પુરા કીધા. આ પ્રમાણે કનોજનું ચંદેલની કુમકે આવેલું તમામ સૈન્ય કામ આવી ગયું, અને ચહુઆણને વિજયશ્રી પ્રાપ્ત થઇ; પરંતુ આલ્હે તેના વિજયને રોક્યો. કનોજનું સર્વ લશ્કર કામ આવી ગયા પછી તેણે પોતાના રાજકુમારને કહ્યું કે:-તમારી અવસ્થા નાની છે, હજુ તમને ૧૬ વર્ષ થયાં છે. તમે જગતનું સુખ જોયું નથી. અને હવે એવો મામલો આવી પડ્યો છે કે કે આપણાં સૈન્યનો પરાજય થશે. માટે જીવતો નર ભદ્ર પામશે. હાલ જયનો ક્યાંય દેખાતો નથી, પણ પરાજયદ્રષ્ટિ ગોચર થાય છે, માટે તમે તમારા પિતા પાસે કલંજરના કિલ્લામાં જાઓ, હું સારી રીતે સમજુ છું કે, હમે મરવા વગર બીજો કોઇ માર્ગ નથી, માટે તમે મારૂં વચન માનીને ચાલ્યા જાઓ. અને અમે તો હવે મારશું યા મરશું. કુમાર બ્રહ્માજીત! આપ પધારો; હું તો હજુ યુદ્ધ કરીશ. કારણ કે હું તો મરવાનો નિશ્ચય કરીનેજ નિકળ્યો છું. હું તો અહિંજ કામ આવી જઇશ, પણ તમે જાઓ. જો આપ જીવતા રહેશો, તો પુનઃ રાજ્ય પ્રાપ્ત થશે. હવે જયની આશા તો નથીજ. કુંવર બ્રહ્માજીત નિર્બળ નહતો. તેણે ઉત્તર આપ્યો કેઃ- 'મારા પ્યારા સરદાર!' હું મારા પિતાના સમાન કાયર નથી. હું રણમાંથી ભાગીને નરકનો અધિકારી નહિ થાઉં કારણ કે,—

**दुहो.**

**राजा घर जासुत मरे, करे स्वर्गको भोग;**
**दुनियामें यश विस्तरे, हंसे न दुर्जन लोक.**
**जा धरतीको खायके, मरे न जाते कोय;**
**अन्तकाल नरकहिं परें, जगमें अपयश होय.**

હું શત્રુના સન્મુખ સમર રૂપી યજ્ઞમાં મારાં પ્રાણની આહુતિ આપવાને માટેજ આવેલો છું, માટે હું કદી પણ જનાર નથી. માટે તમે મને રણમાંથી જવાનું ન કહેતાં સમરમાં પરાક્રમ દર્શાવવાનું કહો. હું તમારા સન્મુખ મોટી કીર્તિ સંપાદન કરી સ્વર્ગમાં જઇશ, પણ જીવતે જીવ પાછો કદિ જનારજ નથી. એ મારો ખાસ નિશ્ચય છે. અને તમે જોશો કે હું કેવા સપાટા બતાવું છું. માટે ચાલો, શત્રુઓને આ વખત વધવાને અવસર ન આપો. એમ કહી તેણે ક્રોધયુક્ત થઇ પોતાના હાથીને આગળ વધારી ધસારો કર્યો.

અને ચહુઆણુ સાથે પાછું નવું યુદ્ધ મચાવી દીધું, રથી રથીની સાથે, હાથીઓ હાથીઓની સાથે, સવારો સવારોની સાથે અને પ્યાદલ પ્યાદલની સાથે એકત્ર થઇ ગયા; પોતાના કે પારકાનું પણ ભાન ન રહ્યું. યુદ્ધ નિરખી દિગ્પાળો ડોલવા લાગ્યા. શેષ ભાર ઝીલી શક્યો નહિ, અને એવું તો દારૂણ યુદ્ધ થવા માંડયું કે, રણભૂની યમસદન જેવી થઇ ગઇ. પરમાલના રાજકુમારે એવું તો ભયંકર યુદ્ધ કરયું કે તેથી ચહુઆણના પાંચ હજાર અને ચંદેલના વીશ હજાર સૈનિકો રણભૂમિમાં માર્યા ગયા. ચહુઆણના સંજમરાએ અને ચંદેલના ઉદલે રણભૂમિમાં ઘણુંજ અદભુત પરાક્રમ દેખાડયું. તેઓની હાકોથી રણભૂમી ગાજી રહી. જાણે નટ નૃત્ય કરતા હોય, તેમ તે બે એક બીજા સામે પટાના ઘા કરવા લાગ્યા. એટલામાં સમાન બળવાળા સાથે યુદ્ધ કરતાં, પોતાના જોડીયાને લેઇને બ્રહ્માજીત રણમાં પડ્યો. પોતાનો રાજકુમાર તે યુદ્ધમાં માર્યો ગયો નિરખીને રણમત્ત થયેલા ઉદલે શત્રુની સેનામાં હાહાકાર મચાવી દીધો. અને ઉદલને હાથે સંજમરાયને એક તલવાર લાગી, જેથી તેને મૂર્છા આવી ગઇ પણ થોડીવારે તે મૂર્છા ઉતરતાં જેવો ઉભો થવા જાય છે, તેટલામાં તો દેવકર્ણે તેના માથામાં ગદા મારી અને શત્રુસાલે તીર ફેંક્યું તેથી તેનું આખું માથું ચીરાઇ જતાં તે પુનઃ પૃથિવી ઉપર પડી ગયો. ઉદલે તો વીર પૃથિરાજના કાકા નરવ્યાઘ્ર કન્હને એકજ ઘાથી મૂર્છા પમાડી કૈમાસ સામે દૃષ્ટિ કરી. અને મરણીઓ થઇને લડવા લાગ્યો. લડતાં લડતાં તે કન્હને પુરો કરવાના ઇરાદાથી ઘા કરવા જતો હતો એટલામાં કૈમાસે તેને કન્હ ઉપર ઘા કરતો અટકાવ્યો. એટલે ઉદલે કૈમાસને પણ શસ્ત્રના પ્રહારે મૂર્છા યુક્ત કર્યો. એટલે તેટલામાં કન્હપડિહાર ચડિ આવ્યો, તે સાથે પણ ઉદલે દારૂણ યુદ્ધ કરવા માંડ્યું, પણ એકનું ઔષધ બે, તે પ્રમાણે એટલામાં કન્હ અને કૈમાસ મૂર્છાથી જાગ્રત થતાં તેઓ પણ ઉદલ ઉપર તુટી પડ્યા. જો કે ઉદલે દેવતાઓને યશોગાન ગાવા યોગ્ય પરાક્રમ દેખાડ્યું છતાં પણ તેઓએ મળીને તે શુરવીરનું મસ્તક ધડથી છુટું કરીનાખ્યું. મસ્તક પડતાં ઉદલનું ધડ ઝુઝવા લાગ્યું અને જેણે પૃથિરાજની તરફના એક હજાર સૈનિકોનો ખાત્મો કરી નાખ્યો. ઉદલ મરાતાં ચંદેલ સેનામાં હાહાકાર મચી ગયો. ચંદબારોટ જો કે પૃથિરાજની તરફનો લખનાર હતો, એટલે ઉદલનો સ્વાભાવિક શત્રુ છતાં પણ ઉદલના મરણને ધન્યવાદ દેવા લાગ્યો. કવિ ચંદે ઉદલની ઘણી પ્રશંસા કરતાં લખ્યું છે કેઃ—

દુહો.

**तीनुं मिलके मारियो, रण जस राजकुमार;**
**मारे भर पृथिराजके, शिर विन एक हजार.**

પોતાનો રણકોવિદ ભાઇ અને રાજકુમાર બ્રહ્માજીત યુદ્ધમાં કામ આવી ગયાની વાત સાંભળતાંનીજ સાથે આલ્હની આંખ્યોમાંથી અગ્નિ વરસવા લાગ્યો. તેણે પ્રાણની દરકાર રાખ્યા વગર મરણીઆ થઇને લડાઇ કરવા માંડી, તેના સામે યુદ્ધ કરવાને ઘણા ચહુઆણ સરદારો આવ્યા પણ જ્યારે કોઇ પણ સરદાર તેના સામે ટકી શક્યો નહિ, ત્યારે ચંદે આતતાઇ ચહુઆણને તેના સન્મુખ યુદ્ધ કરવાને મોકલ્યો. પુરાણોની કથાના અનુસાર આલ્હને માટે એવું કહેવાય છે કેઃ—તે મંત્ર, જંત્ર, અને શસ્ત્ર વિદ્યા જાણતો હતો, પ્રસિદ્ધ ગોરક્ષનાથની તેના ઉપર કૃપા હતી. તેથી ચંદે આતતાઇ ચહુઆણ કે જેનું સંરક્ષણ કાલિકા કરતી હતી, તેને સામે મોકલ્યો. પૃથિરાજ રાસામાં આલ્હના યુદ્ધને ઘણીજ ઉત્તમતાથી વર્ણવેલું છું. આલ્હે હનુમાન વીરનો નિદ્રાપ્રયોગ સાંધી પૃથિરાજના લશ્કરમાં એક બાણ ફેંક્યું. જેથી કૈમાસ, કન્હ, ચંદપુંડીર, પંજૂન કછવાહો, જેતપંવાર, સલખપવાર, તુંવરપહાડ, ભોંહો ચંદેલ, પીપ પડિહાર, ધીરપુંડીર અને ખેતો ખેંગાર એટલા નિદ્રાવશ થઇ ગયા. જેથી કેટલાક યોદ્ધાઓ કપાઇ ગયા, અને કેટલાક નાશીને પૃથિરાજ પાસે ભરાયા. આ પ્રમાણે ચહુઆણ સેનાને ઘભરાતી નિરખી આતતાઇએ દેવીની આરાધના કરતાં કાલિકા ગર્જના કરતી રણમાં આવતાં બધાની નિદ્રા ઉડી ગઇ અને યુદ્ધ થવા માંડયું. સામેથી કેશવદાસ જેવો આવે છે તેવોજ કન્હે તેને ઉઠાવી લીધો એટલે જગનક ભાટે કન્હને ગદા મારતાં કન્હ મૂર્છા ખાઇ ધરણી ઉપર ઢળી પડયો. આ જોઇ કૈમાસે જગનક ભાટને તલવાર મારી તેથી ભાટ ઘૂમી ગયો, પણ તેણે કયમાસને સાંગ મારી, એટલે કયમાસે આવેશમાં આવી જઇને તલવારવડે ભાટનું મસ્તક ધડથી જુદું કરી નાંખ્યું. એટલે ભાટનું ધડ ઝુઝવા લાગતાં તેણે એક હાથી તથા પૃથિરાજનાં એક હજાર માણસ મારી નાખ્યાં. આલ્હે પણ અત્યંત પરાક્રમ દર્શાવ્યું, પરંતુ તેનું સકળ સૈન્ય કપાઇ ગયું હતું. અને કેટલાક શૂરા સામંતો પણ ભાગી ગયા હતા. એ કારણથી આલ્હ અંતે નિરાશ થઇ પોતાનાં ધનુષ્ય બાણને તોડી, મરડી ફેંકીને, વૈરાગ થતાં વનમાં ચાલ્યો ગયો. આલ્હ સદશ યોદ્ધા રણમાંથી ચાલ્યો જાય એ અસંભવ વાર્ત્તા છે. પરંતુ પૃથિરાજના યશોગાન ગાનારા ચન્દે એ પ્રમાણે લખેલું છે, ગમે તે હોય પણ એટલું તો ખરૂંજ છે કે, પૃથિરાજનો વિજય થયો અને ચંદેલનો પરાજય થયો, એમાં તો જરા સન્દેહ નથી.

કેટલાકનું તો એમ પણ માનવું છે કે, આલ્હને ગોરક્ષનાથનો હાથ હતો, તેથી રણભૂમીમાં ગોરક્ષનાથે આવી આલ્હને કહ્યું કે તેં સારી રીતે

ક્ષત્રીવટ રાખી, તારાથી રામગુરૂ પુરોહિત અને ચંદ ભાટ જીતાશે નહિ; માટે તું મારી સાથે ચાલ, એમ કહી ગોરક્ષનાથ આલ્હને સાથે તેડી ગયા. ચંદેલના શૂરવીરોએ મરતાં મરતાં ઘણાક ચહુઆણોનો ઘાણ કાઢી નાખ્યો હતો. એવું પણ કહેવાય છે કે, એ યુદ્ધમાં કુંવર બ્રહ્માજીતના જનોઇ વઢ ઘાથી પૃથિરાજ પણ ઘાયલ થઇ અચેત થઇ ગયો હતો; પરંતુ ચહુઆણના એક સરદારે રાજ્યભક્તિનું શિક્ષણ લેવા યોગ્ય એક કાર્ય કરી તેના જીવનનું સંરક્ષણ કરયું હતું; અર્થાત્ જ્યારે વીર પૃથિરાજ અચેત થઇ મુડદાના ઢગલા સાથે પડયો હતો, ત્યારે એક ગીધ આવી તેની આંખ ફોડવાનું યત્ન કરવા લાગતાં પૃથિરાજના સન્મુખ તેનો શૂરવીર સરદાર સંજમરાય પણ પડયો હતો. રાજાની આંખ ફોડવા તત્પર થયેલ ગીધને જ્યાં સુધી રામગુરૂએ આવીને ઉડાડયું નહિ, ત્યાં સુધી તે પોતાના માંસને કાપીને ગીધને ખવરાવતો હતો. સંજમરાયે મરણ સમય પણ અનન્ય રાજ્યભક્તિ દર્શાવી, બીજા સરદારોને પોતાનું ઉદાહરણ બતાવી આપ્યું એ કાંઇ તેનું ઓછું પુણ્ય ન કહેવાય, જેથી તે વિમાન આવતાં સદેહે વૈકુંઠમાં ગયો અને ચંદભાટ તથા રામગુરૂ રાજાને તથા બીજા સરદારોને છાવણીમાં લાવી, મલમપટી બાંધવા લાગ્યા.

પરમાલ રાજાને પકડવા માટે બળવાન્ ચામુંડરાય કલંજરના તરફ ગયો. અને ત્યાંથી રાજાને કેદ કરી, પુષ્કળ સમ્પત્તિ સાથે પૃથિરાજના સન્મુખ હાજર કર્યો. ચહુઆણે પંજૂન કછવાહને મહોબામાં કર લેવાને માટે નિમી પરમાલને પુનઃ રાજ્ય ગાદી આપી. ત્યારપછી પૃથિરાજ પોતાના સૈનિકોને યથા યોગ્ય ઇનામ આપી દિલ્હીમાં આવ્યો. ચંદેલના યુદ્ધથી તેનું ઘણુંજ બળ ઓછું થઇ ગયું; પરન્તુ જયચન્દ્રનું વૈર ક્રમશઃ બળ પકડવા લાગ્યું.



# પ્રકરણ ૧૧ મું.

## પૃથિરાજ અને ભોળોભીમ.



બુંદેલખન્ડના રાજા ઉપર વિજય મેળવી પ્રતાપી પૃથિરાજ ચહુઆણ દિલ્લી આવ્યો. ચહુઆણની આ સમયે પુરેપુરી ચડતી હતી. તેના નામથી શત્રુઓ થરથર કાંપતા હતા. તે દિલ્લીમાં રહી સમસ્ત ભારતવર્ષના રાજ્યોમાં અત્યંત શ્રેષ્ટતાથી રાજ કરતો હતો; અર્થાત્ તે સમય સર્વોપરિ દિલ્લીનું રાજ્ય હતું. પૃથિરાજ શાન્ત અને પ્રસન્ન રહેતો હતો; પરન્તુ ભોળા ભીમદેવનો વિચાર તેના હૃદય મન્દિરમાંથી નિકળ્યો નહોતો, તે તેને નિરંતર સાલ્યા કરતો હતો. જો-કે પૃથક્ પૃથક્ નાની મોટી લડાઇઓને લીધે પૃથિરાજને એટલો સમય મળ્યો નહોતો, કે તે ભીમ ઉપર ચડાઈ કરી શકે. પરન્તુ જે સમય તેને પોતાના પિતા સોમેશ્વરનું સ્મરણ થતું તે સમય ભીમની શત્રુતા બમણી પ્રજ્વલિત થતી હતી. એકવાર એવો પ્રસંગ બન્યો કે, ચહુઆણરાય સભામાં સભાસદોના મધ્યમાં બેઠો હતો, અને તે સમય રાજપૌરાણીક મહાભારતની કથા વાંચતા હતા. સભામાં દરજ્જા પ્રમાણે સભાસદો બેઠેલા હતા તે સમય તે સભામાં ભોળા ભીમના ભત્રીજા પણ હતા. તે સમય વીરરસની કથાના પ્રસંગમાં ભારતના વીરોનું પૌરાણીક છટાથી પરાક્રમ વર્ણવી રહ્યા હતા, કથાના રસમાં તલ્લીન થઈ રહેલા*પ્રતાપ સોલંકીએ તે સમય મૂછ ઉપર હાથ નાખ્યો. તે જોઈ પૃથિરાજનો કાકો અને નરવ્યાઘ્રનાં ઉપનામથી પ્રસિદ્ધ કન્હચહુઆણથી સોલંકીનો અવિનય સહન થઈ શક્યો નહિ. તેથી તેણે તો તુરત આસન ઉપરથી ઉઠીને પ્રતાપસિંહનું મસ્તક કાપીજ નાખ્યું. અને કથાના પ્રસંગાનુસર સભામાં રજપૂતનું રૂધિર છંટાયું. આ બનાવ નિરખી પ્રતાપના બીજા છ ભાઇઓ કન્હ સામે યુદ્ધ કરવાને ઉઠયા. તેઓને પણ કન્હે તેમના મોટા ભાઈ પાસે મોકલી દીધા; અર્થાત્ મારી નાખ્યા. આ-

*ભીમદેવના સાત ભત્રીજા ભીમથી ભય પામી પૃથિરાજના દરબારમાં આવીને રહેલા હતા. ( પ્રકરણ છઠામાં ૭૬મે પાને તેનો સબંધ છે.) પ્રતાપસિંહ, અરિસિંહ, ગોકુળસિંહ, હરિસિંહ, શ્યામસિંહ અને ભગવાનસિંહ. તેઓનાં નામ હતાં. સાત ભાઇઓને કન્હચહુઆણે મારી નાખ્યા; પૃથિરાજ કે અન્ય સામંતો કાંઈ પણ બોલ્યા નહિ. એ કારણથી ચહુઆણની રજપૂતોમાં અકીર્ત્તિ થઈ.

બનાવ નિરખી તે ત્રાસ પામેલા પૌરાણીકજીતો ઝટપટ પોતાની પોથી બાં-ધીને સભામાંથી પલાયનજ કરી ગયા. અહંકારને લીધે સોલંકી વિનાઅપરાધે માર્યા ગયા. એ માટે પૃથિરાજ ખેદ પામતો સભાનો ત્યાગ કરી ચાલ્યો ગયો. અને કન્હને પણ પાછળથી પશ્ચાત્તાપ થયો. જે બનવાનું હતું તે તો બની ગયું. પરન્તુ તેથી એકલા કન્હ માટેજ નહિ પણ ચહુઆણની સભા માટે ર-જપૂતોમાં અપયશ થયો. આથી પૃથિરાજને કન્હ ઉપર કોપ ચડ્યો. અને તેને એમ થયું કે પરોણાઓને ઘેર તેડાવી મારી નાખવાથી આપણી જગ-તમાં અપકીર્ત્તિ થઇ. તેથી તેણે કન્હને શિક્ષા કરી કે, તમારે યુદ્ધના સમય વગર કોઇ પણ સમય તમારા જીવન પર્યંત આંખેથી પાટા છોડવોજ નહિ. આંખો બાંધીજ રાખવી ભાટ લોકો દ્વારા આ વાર્ત્તા ગુજરાત પહોચતાં, શત્રુ રૂપ થયેલ પણ પોતાના ભત્રીજા હોવાથી ભીમદેવનું વૈર વિશેષ પ્રજ્વલિત થયું. અને તેણે અજમેરના ઉપર સૈન્ય મોકલી તારાગઢને ખેદાન મેદાન કરી નાખ્યો.

આર્ય રાજાઓની પડતી થવા વાળી હોવાથી, એક બીજામાં પરસ્પર ઉત્તરોત્તર વૈર વૃદ્ધિ પામ્યા કરતું હતું. ભીમદેવે તારાગઢ તોડ્યો, એ સમાચાર દિલ્હી પહોચતાંજ પૃથિરાજ અત્યંત કોપ પામ્યો, તે સમયની તેની ક્રોધયુક્ત મુદ્રા જોઇ સભાસદો કે જે રાત દિવસ સાથે રહેતા હતા, તે પણ કંપવા લાગ્યા - જાણે છંછડાએલો નાગ હોય, તેવો પૃથિરાજ જણાવા લાગ્યો. તેના મનમાં એ વેર આવીને ઉપસ્થિત થયાં અને ગુજરાત ઉપર ચડાઇ કરવાની તેણે દૃઢ પ્રતિજ્ઞા કરી. પૃથિરાજના હૃદયમાં ભીમ સાલવા લાગ્યો. ભીમનાં મરણ વગર તેનો અગ્નિ સદૃશ કોપ શાંત પડ્યો નહિ. તે પોતાના સભાસદો સઘળા વા-રંવાર કહેવા લાગ્યો કે,—ભીમે સોમેશ્વરને માર્યો? હરિ! હરિ!!! આવો તેનો ક્રોધ નિરખી પરમારે તેને બહુ સમજાવીને કહ્યું કે,—' તમે તમારા પિતાને માટે શોક કરોજ નહિ; કારણ કે જેનું શરીર તરવારથી કપાય છે. તે તો કીર્ત્તિને વરી સુર લોકમાં જાય છે—તે માટે શોક કરવો વ્યર્થ છે. ક્ષ-ત્રિયનો તે એજ ખરો ધર્મ છે. સિંધપરમારે કહ્યું કે,—રાજન્! મારાં વચન શ્રવણ કરો. હું તો એટલુંજ કહું છું કે, ગુજરાતને ઉજાડ કરો, કે જેથી આપના પિતા સોમેશ્વર સ્વર્ગમાં રાજી થશે; કે મારો પુત્ર સુપુત્ર કે જેણે મારૂં વૈર લીધું. આપના નામથી શાહ સરખા પીપળાનાં પાનની માફક ધ્રુજે છે. તો બિચારા સોલંકીનીતો શી વીશાત છે?' આ સાંભળી પૃથિરાજ કે કહ્યું કે,—' મેં પ્રતિજ્ઞા કરી છે કે પિતાનું વૈર લેવું. હું ભીમને કારાગૃહમાં નાખી તેની પાસેથી મારા પિતાને માગીશ. અને હું યોગિની, વીર અને વેતાળને

આનંદ પમાડીશ.' આ પ્રમાણે વચનો કહી પૃથિરાજે પિતાનું વેર લેવા માટે સામન્તોને ઉશ્કેર્યા. તે સમય જગદમ્બાના સેવક ચન્દ બારોટે, ગેહેલોતે, બળભદ્રે અને લંગુરીરાયે પ્રજ્વલિત અગ્નિમાં ઘીની આહુતિ આપ્યા જેવું કરયું. ત્યાર પછી પૃથિરાજ સભા બરખાસ્ત કરી નિદ્રાવશ થયો.' બીજે દિવસે સૂર્યોદય થતાં પહેલાં યોદ્ધાઓ એકઠા થયા. કન્હ ચહુઆણ દરબારમાં આવતાં સભાસદો હાથ જોડી ઉભા થયા. કેમકે તેને 'નરવ્યાઘ્રનું' પદ મળેલું હતું. જેને જોઇનેજ શત્રુઓ થરથર કંપતા હતા. પછી જામ જાદવ આવ્યો, તે પછી બળભદ્ર, કુરંગદેવ, ચંદપુંડીર અને ભીમના જેવો બળવાન્ આતતાય ચહુઆણ આવ્યો, યુદ્ધ સમયે અગ્નિ સદશ લંગુરીરાય આવ્યો. પારકાઓના મુલકને જીતનારો ગોવિંદરાય ગેહલોત આવ્યો. અને મહાકૃપાળુજગદમ્બા જેને પ્રસન્ન છે, એવો ચંદ બારોટ પણ આવ્યો. આ પ્રમાણે સભા એકત્ર થતાં પૃથિરાજે કહ્યું કે,- મારે મારા પિતાનું વેર લેવું છે, માટે સૈન્ય સત્વર તૈયાર કરો. ગુજરાતના રાજા સાથે દારૂણ યુદ્ધ કરી તેને જડમૂળથી ઉખેડી નાખી સોલંકીનું નામ સદાને માટે નાશ કરી દેવું છે. મારા પિતા સોમેશ્વરને મારી ભીમે પોતાનું જીવન પુર્ણ કરયું છે. સ્ત્રીના ગર્ભમાંથી શોધી શોધીને પણ હું સોલંકીના વંશીનો નાશ કરીશ જેમ પરશુરામે એકવીશવાર નિક્ષત્રી પૃથિવી કરી હતી તેમ હું પણ સોલંકી વગરની પૃથિવી આજે કરીશ. ગમે તેવા વિકટ વનમાં જો ભીમ ભરાઇ જશે તો તે વનને ઉજાડ કરીને તેમાંથી ભીમને પકડીને મારીશ જો હું આ પ્રમાણે ન કરૂં તો જ્યોતિષવેત્તાએ મારૂં પૃથિરાજ એવું નામ ખોટુંજ પાડયું છે એમ સમજજો. પૃથિરાજનું બોલવું સર્વ સભાસદોએ માન્ય કરયું. અને સુમુહુર્ત્ત જોવરાવી આપણે નિકળીએતો ફત્તેહ કરીને આવીએ, એવા ચોકસ નિશ્ચય ઉપર આવી જઇને મુહૂર્ત્ત જોવા માટે જોશી મહારાજને બોલાવવામાં આવ્યા, જોશી મહારાજ આવી. ધન, મકર, કુંભ અને મીન એમ ગણી થોડુંક ગણીત કરીને બોલ્યા કે—આજનો દિવસ ઘણોજ ઉત્તમ છે. અને જો હમણાંજ આ ચોઘડીઆમાં ગુજરાત ઉપર ચડાઇ કરવામાં આવે તો નિઃસંશય જય થયા વગર રહે નહિ. હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે—આ એવો તો જોગ છે કે, ભીમદેવ તો શું પણ યમરાજ જો આપ સામે ચડી આવે તો તેનો પણ આપ પરાજય કરી શકશો. જો મારૂં આ મુહૂર્ત્ત અશુભ નિકળે, અર્થાત્ હું કહુંછું તે પ્રમાણે જો આપ વિજય કરીને ન આવો તો પછી હું જ્યોતિષ શાસ્ત્ર શિખવાનું કામ છોડી દઉં, કદી જ્યોતિષ સામું જોઉં નહિં. જગતજ્યોતિનાં આવાં વચનથી રાજા વિશેષ ઉત્તેજીત થયો, અને તેણે તેજ સમયે નોબતપર ડંકો દેવાની આજ્ઞા કરી.

નોબતપર ડંકો થતાં યુદ્ધાઓ એકત્ર થવા લાગ્યા. અને સેના એકઠી થતાં મુકરર કરેલ સમયે પુનઃ નોબત વગડાવી પૃથિરાજ ચોસઠ હજાર સૈનિકોને લઇને પોતાની બાપનું વેર વાળવા માટે ભીમદેવના ઉપર ચડયો. અને નગર બહાર જઇ મેદાનમાં મુકામ કર્યો. યુદ્ધમાં ગીતો ગવાવા લાગ્યાં વાજાં વાગવા માંડયા. આ પ્રમાણે સેના લઇ વીર પૃથિરાજ પર્વત અને જંગલમાં ગુજરાતને જીતવાના ઉત્સાહથી પ્રતિદીન આગળજ વધતો રહ્યો. ' પ્રલયકાળના દાવાગ્નિના સમાન વનોને અને દેશોને ઉજડ કરતો કરતો સમુદ્રના તરંગોના સમાન સેનાને લઈ ચહુઆણ ગુજરાતના ઉપર આવે છે. ' આ સમાચાર જ્યારે પ્રત્યેક મનુષ્યે ભીમદેવને કહ્યા ત્યારે તે અત્યંત ક્રોધિત થયો. ભીમનું શરીર શરથી કંપવા લાગ્યું. તેની આંખ્યો લાલચોળ થઈ ગઇ. અને તેણે હોઠ ડસીને રાજ પ્રધાનના સામું જોયું અને તેને યુદ્ધની તૈયારી કરવાની આજ્ઞા આપી. સામન્ત રાજાઓને યુદ્ધમાં આવવા માટે આજ્ઞાપત્ર મોકલવામાં આવ્યા. આજ્ઞા પહોચતાંની સાથેજ ઘણા રાજાઓ ચડી આવ્યા. મોટી દાઢીઓવાળા, પાષાણથી પણ કઠણ અવયવોવાળા, ભયંકર કીકીઓથી કાળને પણ ભય ઉપજાવનારા, દયાના દુશ્મનો જેવા, ક્રોધના ફુગના મૂળ પુરૂષો જેવા, શત્રુઓના પ્રત્યક્ષ કાળ જેવા, પૃથિવીનું અવલોકન કરવા આવેલા યમના અનુચરો જેવા. છંછેડાયલા કાળા સર્પો જેવા, જાણે યુદ્ધમાં ફરીયુગનું રાજ જમાવવા એકત્ર થયેલા કળિયુગના કાકા હોય એવા. કાળી શિલાઓ જેવી વિસ્તીર્ણ છાતી વાળા, હિંસા દેવીના મહેલના થાંભલા હોય એવી સાથળવાળા અને આયુધોના ડણથી સંકીર્ણ ભુજાઓવાળા, એવા બે હજાર માણસ તીખા ઘોડા ઉપર ચડીને ધનુષ્ બાણાદિ હથિયાર સજીને આવ્યા. કચ્છમાંથી ત્રણ હજાર અસ્વાર, સોરઠથી પંદરસો સ્વાર, નિશાન ન ચૂકે એવા કાંકરેજથી કોળીઓ, યુદ્ધના ઉત્સુક અને પ્રાણાંતે પણ પીઠ ન આપનારા એવા ઝાલાવાડથી ત્રણ હજાર ઝાલા, મોટી સેના લઈ કાત્રાનો નાયક મુચકુંદ, પાવાનો રાજા, કાઠિયાવાડનો કાઠિ રાજા, અને શત્રુઓને કંપાવનારી પરગણાંમાથી નાની મોટી અગણીત સેના એકઠી થઇ. આ પ્રમાણે પાટણમાં એક લાખ ને દશહજાર માણસ પૃથિરાજ સામે યુદ્ધ કરવાને એકત્ર થયું. આવાં મોટા સૈન્ય સાથે ભીમદેવ એક હજાર હાથી લઇને પૃથિરાજ સામે યુદ્ધ કરવા નિકળ્યો. સાગરની ચડતી ભરતીના સમાન સોલંકીની સેના પૃથિરાજના સન્મુખ ચડી. સામ્ભરના જાસુસોએ પૃથિરાજને કહ્યું કે—' સમુદ્રના સદશ ગર્જના કરતું ચાલુક્યનું સૈન્ય તૈયાર છે, એક લાખ ને દશહજાર લડવૈયા અને એક હજાર હાથી છે. એ હું મારી નજરે જોઇને આવ્યોછું.

આ સાંભળી પૃથિરાજ બોલ્યો કે '–ભીમ મારા સન્મુખ યુદ્ધાર્થે આવે છે તો હું તેને પકડી, ચીરી નાખી તેનાં આંતરડાંમાંથી મારા પિતાને કહાડી લઇશ ત્યારે મને શાન્તી થશે અને જો હું તે પ્રમાણે કરૂં તોજ મારૂં નામ પૃથિરાજ ખરૂં ' મહા કવિચંદે એ બન્ને સેનાનું વર્ણન આ પ્રમાણે લખ્યું છે:–

छंद पद्धरी.

चढि चल्यो राज पृथिराज सेन
कपि चले कोप जनु लंक लेन
जनु उदधि उलटि छंडियं मरयाद
दह बद करन गुज्जर प्रसाद
चर चरत चरित जंगल नरेश
बढि चले मध्य भीमंग देश
सब कही खबर भीमंग जाई
सजी सेन सूर चहुआन आई
सामंत नाथ सामंत जोर
बहुठे किजान दरिया हिलोर
चौसठ हजार परिमान तेह
अन भंग जंग बद्दे वलेह
सब कही खबर सोसुनी दूत
झलहलिय रोस जैसिंहपूत
फरकंत बांह थरकंत वंध
चखचढ कपाल भुअहुअ असंध
बुलाइ सब्ब.भर राज काज
समकह्यो जुद्ध तिन करन साज
परवान कट देसान देस
तिनके सु चढि आए नरेस
दुअ सहस खान तेज पिढान
हय मार धारि संग कहकवान
चढि कच्छ देश कच्छ विलान
हप सह सतीन पक्खर पलान
चढि कांकरेज कोला करूर
कमनैत कहर अन मूल सूर
चढि झाल वार झाला अभंग
तिन करत कोहरपि उगिन भंग

બન્ને તરફના દૂતોદ્વારા એક બીજાના સમાચાર એક બીજાને મળતા હતા. એ સમય ઉભય સેના લગભગ એક બીજાના સામે આવી રહી હતી. ઉભય રાજાની લડવાને તૈયાર થઈ રહેલી સેનામાં સ્વારોને તાણી જતા, સ્વારોથી રોકાતા, આગળ વધતા, ભડકવાથી પાછળ હઠતા, સ્વારોના હાથમાં નહિ રહેતા, ગર્જના કરતા, હણહણાટી કરતા, અને એક બીજાની હરીફાઇ કરતાં વાહનોથી આશ્ચર્યકારક દેખાવ થઇ રહેલો હતો—સીપાઇઓના રાતા, પીળા, કાળા, ધોળા, લીલા, ભૂરા તથા નિરનિરાળા રંગવાળા લશ્કરી સોનેરી પોશાકો અને તલવાર, ખંજર, ભાલાં, બરછીઓ, રફલો તથા બીજાં પણ નાના પ્રકારનાં આયુધો અપૂર્વ ચળકાટ કરવા લાગ્યાં, તે સમય જંગલ જાણે હાથીમય, ઘોડામય, બળદમય ગાડીમય, સિપાઇમિય, સાંકળોમય અને કોલાહલમય, દેખાતું હતું. આ સમયે ભોળો ભીમ મોટા હાથી ઉપર બેઠેલો હતો. કેટલાક રાજાઓ કે જે વખત ન મળવાને લીધે દરબારમાં ભીમને મળી શક્યા નહતા, તેઓ આ સમય જેમ અનુકૂળતા મળતી ગઈ, તેમ તેમ ચારે તરફથી ભીમના હાથીની પાસે આવી આવી પ્રણામ કરતા હતા. આ સમય પર્વતોની ગુફાઓને તથા બ્રહ્માંડને પણ તોડી નાખવાની ઉમેદ ધરાવતો નગારાનો નાદ, જેમ સૂર્યનો પ્રકાશ બીજા પ્રકાશોને અંતર્હિત કરી નાખે છે તેમ બીજા સઘળા શબ્દોને અંતર્હિત કરી નાખતો હતો. એ બન્ને સેનાના ભારથી કદાચ શેષનુ મસ્તક નમી જાય, કમઠની પીઠ લચકી જાય, અને મહાવરાહની દાઢ તૂટી જાય એમ સર્વના હૃદય મંદિરમાં શંકા થવા લાગી. સ્વારોની મોટી ભીડને લીધે ભીમના ભયંકર સૈન્યમાં સ્વારોના ગોઠણો બીજા સ્વારોના ગોઠણથી ઘસાવા લાગ્યા. ગાડીઓના પરડાંઓમા ભરાઈ જવા લાગ્યા. પ્યાદલો પ્યાદલોમાં અથડાવા લાગ્યા. એ સેનામાં ભીમના હજાર હાથી, પૃથિવીની દયા લાવતા હોય તેમ ધીમે ધીમે ચાલતા, કદાવરપણાથી પહાડોની છટાને ધારણ કરતા, સૂંઢાના જળની વૃષ્ટિથી પોતાના ભારથી મૂર્છિત થયેલી પૃથિવી ઉપર શીતોપચાર કરતા હોય એવા મદની ધારાઓથી પૃથિવીને વર્ષાકાળનું સ્મરણ આપતા, ગર્વ ભરેલી ગર્જનાઓથી પોતાને સંતપ્ત કરનારા સૂર્યને દૂર રાખવા તેના રથના ઘોડાઓને ભડકાવતા હોય એવા જણાતા અને ઘંટાના પ્રબળ ટંકારાથી દિગ્ગજોને પોતાની શક્તિની સૂચના આપતા હોય એવા જણાતા હજાર હાથી એ સેનાની અપાર શોભા વધારવા લાગ્યા.

ઉભય સેનાના ઘોડાઓ આડે આવેલા હાથીઓને જાણે ઠેકી જવા માગતા હોય એવા; હરિણને સપાટા સાથે પહોચી વળે એવા, પૃથિવીને તપેલી જાણી તુરત પગ ઉપાડનારા, પવન તથા મનના સરખા વેગવાળા, દાબડાઓના

અવાજથી પૃથ્વી ઉપર જાણે ટીપણી કરતા હોય, એવા, સ્વારોની ઇચ્છાનુસાર ચાલનારા, હણુહણાટીથી દિશાઓને ગજાવી મૂકનારા, પોતાના પડછાયાની પણ સ્પર્દ્ધા કરતા હોય એવા, પસીનાથી વ્યાપ્ત થયેલા, સ્નિગ્ધ રોમાવળીવાળા, પહોળી છાતીવાળા, પાતળા મોઢાવાળા અને પાતળી નળીઓવાળા સૈન્યના અસંખ્ય ઘોડાઓ ચિત્તનું આકર્ષણ કરતા હતા.

કાળા પોશાકવાળા એક સરખા ગોઠવાયલા, એક સરખો પગ ઉપાડનારા, પગના ધમકારાના અને તેના પતિધ્વનિથી દિશાને ગજાવનારા અને શસ્ત્રોથી દિપી રહેલા, સીપાઇઓની પંક્તિ સૈન્યની શોભામાં વધારો કરતી હતી જેમ પ્રલયકાળના નિર્ઘાતથી ભૂમંડળ, ઉત્પાતના પવનોના અભિઘાતથી મહાસાગર, વિજળીયોના આઘાતથી મેઘમંડળ, તોપોના અવાજથી ગગનમંડળ, શ્રી સદાશિવજીના અટ્ટાટહાસથી કૈલાસ અને શ્રીનૃસિંહ ભગવાનની ગર્જનાથી દૈત્યપુર ગાજી ઉઠયું હતું, તેમ નગારાંઓના ધ્વનિથી દિશાઓ ગાજી રહી હતી, નગારાંના શબ્દોથી જાણે પર્વતોનાં શિખરો પડી જતાં હોય, આકાશ તથા પૃથિવી ફાટી જતાં હોય. અને જ્વાળામુખી પર્વતો ફાટતા હોય એમ જણાતું હતું. લોકોના કોલાહલથી, હાથીઓની ગર્જનાઓથી, ઘોડાઓની હણુહણાટીઓથી, હાથીઓની ઘંટાઓ અને સાંકળોના શબ્દોથી, નગારાનાં શબ્દોથી, પ્યાદલોના પગના ધપકારાથી અને બંદુકોના અવાજોથી પ્રાણી માત્રના કાન બહેર મારી જતા હતા.

આ સમય સાયંકાળ થતાં બન્ને સેનાએ પડાવ નાખ્યો. પૃથિરાજના સૈન્યે સાબરમતીના તીર ઉપર પડાવ નાખ્યો; એટલે કે જ્યાં તેઓ ઉભા હતા. ત્યાંજ તેમણે તંબુ ખડા કરાવ્યા. સર્વ ભોજન કરી પાસે પાસે સુઇ રહ્યા. પૃથિરાજના સૈન્યમાં તેનો મુખ્ય અને વિશ્વાસુ પ્રધાન કયમાષ તલવાર બાંધી રાજા પાસે સુતો. આબૂના સરદાર જેતસી અને તેનો કુંવરસલખ, ચંદપુંડિર, બળવાન્ ચામુંડરાય, હાહુલીરાય, હમીર, સારંગ, કુરંભ, તુંવર પહાડ, અજાનબાહુ લુહાણો અને લંગુરીરાય—આદિ સર્વ હજાર હતા. આ પ્રમાણે ચહુઆણુરાય પોતાના સામંતોની સાથે તમ્બૂમાં સુઇ રહેલો હતો, એટલામાં એક રાત્રિચર પક્ષી દક્ષિણુ તરફથી ઉડીને ચહુઆણની છાવણી ઉપર બોલતું બોલતું ઉત્તર તરફ જતું હતું. તેનો શબ્દ શ્રવણ કરી કન્હ ચહુઆણ શયનમાંથી બેઠો થયો. અને બોલ્યો કે,—જ્યારે રણમાં સોમેશ્વરનું મરણ થયું અને ભીમદેવ જય પામ્યો. ત્યારે તેની છાવણી ઉપર આ પક્ષી બોલ્યું હતું. અને પ્રભાત થતાં તો તેનાં શકુન લઇ ચાલુક્યે યુદ્ધનો પ્રારંભ કર્યો હતો પરંપરાથી એનાં શકુન લેવાય છે. અને મને ખાત્રી છે કે, જો આપણે પ્રાતઃકાળે યુદ્ધનો આ-

રંભ કરીશું તો અવશ્ય વિજય મેળવીશું. આ શકુન લઇ રાજા યુદ્ધ કરે તો યમરાજ પણ તેના સામો થઇ શકે નહિ. સર્વે સામંતોએ કન્હચહુઆણની આ વાતને અનુમોદન આપ્યું. આ પ્રમાણે વાર્ત્તાલાપ થતાં સૂર્યોદય થયો. યોદ્ધાઓએ ભગવાન્ સૂર્યનારાયણને નમસ્કાર કરયા. અને જેમ કમળ પ્રફુલ્લિત થાય છે તેમ સૂર્ય ભગવાનના દર્શનથી તેઓનાં મન પ્રફુલ્લિત થયાં આ સમય એક બીજાં અને ત્રીજા એમ ઉપરાચાપરી શુભ શકુનો થવા લાગ્યા તે ઉપરથી સામંતો કહેવા લાગ્યા કે, શકુનનો એવો પ્રભાવ જણાય છે કે, આજે અવશ્ય એક પ્રહરમાં દારૂણ યુદ્ધ થશે. આવાં સામંતોનાં વચન સાંભળી વીર પૃથિરાજે કહ્યું કેઃ—'શકુન નિહાળવાની કાંઇ પણ અગત્ય નથી. શૂરવીરોને તો યુદ્ધનો પ્રસંગ છે. એ ઉત્સવનોજ પ્રસંગ છે. માણુસ મુવેલું હોય કે ગમે તો જીવતું હોય પણ તેનો આત્મા કોઇના જોવામાં આવતો નથી. કીર્તિ પણ આવે છે અને જાય છે. આવી દૈવની ગહનગતિ છે. માટે શકુનનો વિચાર કરવાનું કાંઇ પણ કારણ કે પ્રયોજનથી. કારણ કે શકુનનો પાર નથી. માટે શકુનનો વિચાર ન કરતાં આપણે તો યાહોમ કરી આગળજ વધો. રાજાની આજ્ઞા થતાં યોદ્ધાઓએ યુદ્ધનો પોકાર કર્યો. અને તેઓ ત્યાંથી મુકામ ઉપાડી આગળ વધવા માંડયા. પૃથિરાજ ઉપર ચમર હતું. રાજછત્ર તેના કાકા નર વ્યાઘ્ર કન્હચહુઆણને માથે હતું કન્હને સેનાધિપતિ ઠરાવી સૈન્યના અગ્ર ભાગમાં રાખ્યો, તે પાછળ પૃથિરાજ તે પાછળ નિહુરરાય, અને તે પાછળ જેતસી પરમાર રહ્યા. આ પ્રમાણે તેઓ આગળ વધવા માંડયા. પૃથિરાજની ભયંકર સેના ચાલવા લાગતાં ઉડેલી રજની ડમરીને લીધે દિવસ પણ રાત્રિના જેવો જણાવા લાગ્યો. આ પ્રમાણે મુકામ કરતો, સૈન્યના ભારથી પૃથિવીને કંપાવતો, વીર પૃથિરાજ આગળ વધવા માંડયો. તેથી ભીમદેવના દેશમાં સર્વત્ર ભય પથરાઇ ગયો. લોકો ગામ છોડી નાસી જવા લાગ્યાં. ધૂળ ઉડવાથી માર્ગ ઢંકાઇ ગયો, અને પૂરવેગથી સેના આગળ વધવા માંડી. ભાલા, તલવારો, બરછીઓ અને શસ્ત્રો સૂર્યના તેજથી ચળકવા લાગ્યાં. આ પ્રમાણે આગળ ચાલતાં મુકામ કરીને સર્વાનુમતે ઠરાવ થયો કે,—પ્રભાતે ચંદબારોટને ભીમને મુકામે મોકલી યુદ્ધનો સન્દેશો કહેવરાવવો, સૂર્યોદય થતાં થતાં તો ચહુઆણને બીજાં શકુન થયાં, બીજીવારનાં શુભ શકુન થતાં તો યોદ્ધાઓ મનમાં અત્યંત પ્રસન્ન થયા. પૃથિરાજનો રાજભાટ ચંદ, નિસરણી, જાળ કોદાળી અને દીવો લઇ ભીમદેવને મળવા ગયો. ચંદભાટે ભીમદેવના મુકામની પાસે જઇ પોતાના આવવાના સમાચાર કહેવરાવ્યા. એટલે ભીમદેવે પોતાના ભાટને ચંદના સન્મુખ મોકલી તેને પોતાની સભામાં બોલાવ્યો. ચંદે સભામાં આવી, રીત્યાનુસાર

આશીર્વાદ દીધો, એટલે ભીમદેવે તેને યથાયોગ્ય ઇનામ આપ્યું. ચંદનો ઠાઠ નિરખીને ચાલુક્યના સામંતે પુછ્યું કેઃ—' ભાટ તમે તો ક્ષત્રિયોના સમાન અસ્ત્ર બાંધો છો; પરન્તુ આ જાળ વિગેરે સાથે લેવાનું શું કારણ ? ' ચંદે કહ્યું કેઃ—' સમ્ભર અને દિલ્લીનો સ્વામી તમારા ઉપર ચડી આવ્યો છે, એ માટે જો કદાચ તમે ડરીને આકાશમાં ચડી જશો તો આ સીડીપર ચડીને તમને પકડી લેશું. જો પાણીમાં પ્રવેશ કરીજશો તો જે પ્રકારે માછલાંને જાળથી પકડવામાં આવે છે તે પ્રમાણે તમને પકડીશું. જો પૃથિવીમાં પ્રવેશ કરી જશો તો આ કોદાળી વતી પૃથિવી ખોદીને તમને બાહાર કાઢીને પકડીશું. અને જો ગુફામાં પેશી જશો તો આ દીવાથી તમને શોધી લઇ પકડીશું પણ આ સમય તમને છોડનારનથી. માટેજ આ સર્વ વસ્તુઓ સાથે રાખી છે.' ચહુઆણના ભાટનાં આવાં અતિગર્વ ભરેલાં વચનો શ્રવણ કરી સભાસદો પૈકી એક ઝાલા સભાસદે કહ્યું કેઃ—' હે ભાટ ! જ્યારે સોમેશ્વર માર્યો ગયો, ત્યારે આ તમારા બધાંઅલંકારને ક્યાં રાખી આવ્યા હતા ? પૃથિરાજને એ દિવસનું સ્મરણ છેકે નહિ? ચંદે કહ્યું કે,--એ દિવસને વિસારવા માટેજ આ દિવસ છે. એકવાર ઉંદર કદાચ બિલાડીને મારી નાખે તો તેથી ઉંદરને અભિમાન કરવું જોઇતું નથી. દૈવાધીન પદાર્થ એકવાર ઉંધો પણ પડે છે. સિંહ સાથે શિયાલની તુલના કરવી ઉચિત્ નથી. છતાં પણ હવે ' હાથ કંકણને આરશીની શી આસ્યકતા છે. ' હવે હાથ વેંતમાં બાજી આવી રહી છે. ' ચન્દભાટે જ્યારે આ પ્રમાણે ઝાલાને પ્રત્યુત્તર આપ્યો ત્યારે ગુર્જ્જરેશ્વર બોલ્યો કે, ' ચન્દ ! ભાટના પુત્રો વાણી યુદ્ધમાંજ કુશળ હોય છે. દૈત્ય ગાળોથી યુદ્ધ કરે, અને ભાઇઓ વારસા માટે મુક્કીઓથી લડે પણ ક્ષત્રીઓ એવું યુદ્ધ કરતા નથી. ચહુઆણ અને સોલંકીનું યુદ્ધ વાણીથીજ સમાપ્ત થવાનું નથી; પરંતુ તે લડાઇમાં તો હજારો પ્રાણી સુર લોકમાં જશે. આ કાંઇ વાતો કરવાથી લડાઇ પતી જવાની નથી સોમેશ્વરવાળો કજીયો તો મરણ સાથે મટવાનો છે. તારા રાજાને સાફ કહે જે કે તારા જેવા દેડકાથી ભીમ રૂપી ભયંકર કાળોતરો નાગ કદી ડરવાનો નથી. ભાટ ' હવે તમે જાઓ. અને તમારા રાજાને કહો કે, યુદ્ધ કરવાને તૈયાર થાઓ, વિશેષમાં તેને એટલું પણ કહે જે કે યુદ્ધમાં તૈયાર થયા પહેલાં ઇશ્વર સ્તુતિ કરી લીયે; કારણ કે સ્વર્ગમાં સોમેશ્વર પુત્રનું મુખ જોવાને તલસી રહ્યો હશે ' ભીમનાં વચનોથી ચન્દ્રને બહુજ ક્રોધ ચડયો, અને જરા ગભરાયો પણ ખરો. તે તો ત્યાંથી તુરત ઉઠીને ચાલ્યો ગયો. અહિ પૃથિરાજ તેની વાટ જોતો હતો. ચન્દ તેના સમીપ આવી ભીમનાં વચનોમાં વિશેષ મરી-મરચું અને મીઠું

નાંખી સકળ વાર્તા કહી દેખાડી અને વિશેષમાં કહ્યું કેઃ—ભીમ તો કહે છે કેઃ—સૂતેલા સાપ ઉપર દેડકું ફરીને જાગતાં તેની જેવી સ્થિતિ થાય તેવી તમે કરો છો, ગુજરાતનો ધણી ચતુરંગી સેના લઇ ચડે છે. મારા બોલ ઉપર તો તેણે લક્ષજ આપ્યું નહિ. અને ઉલટો બોલવા લાગ્યો કે—તારી સાથે કૈમાસ, ચામુંડરાય, કન્હ અને તારો રાજા મુખમાં ખડ લઇને પગે ચાલીને મારી પાસે કેમ ન આવ્યો ? મેં ઘણી લડાઇઓ કરીને જય મેળવ્યો છે, તારા શિયાળ સરખા પૃથિરાજથી હું સિંહ સદૃશ ભીમ જરા ડરવાનો કે ડગવાનો નથી એતું પકકું યાદ રાખજે. તારા રાજાને કહેજે કે જેવા તે બીજા રાજા જીત્યા છે. તેવો આ ભીમ હોય નહિ. તારા રાજા જેવા તો મે હજારો રાજાને આ મારી તીખી સમશેરને શરણ કરી સ્વર્ગમાં મોકલી દીધા છે.' ચન્દના મુખથી ચહુઆણરાય આવાં વચનો સાંભળી, તે સાંભળતાંની સાથેજ ક્રોધથી લાલ પીળો થઇ ગયો. સભાના પ્રત્યેક સભાસદો ચન્દના વચન શ્રવણ કરી ક્રોધયુક્ત થઇ ગયા. સવા પ્રહર દિવસ ચડતાં તો વળી ત્રીજા શકુન થયાં એટલામાં તો ચહુઆણ સેનામાં રણનાં નગારાં વાગવા માંડયાં. વીરપૃથિરાજે પોતાની પાસે નિડુરરાયને બોલાવી તેનો હાથ પકડીને કહ્યું કે— 'આ સર્વ યોદ્ધાઓમાં તમે અગ્રગણ્ય છો ? મારી પ્રીતિનું પાત્ર છો, મારો તમારા ઉપર પૂર્ણ વિશ્વાસ છે. તમે જાત છો. અને તમારા પૂર્વજો સદરાજ તમે પણ શૂરવીર છો. તમારી સાથે એકવાર જો દેવતાઓ લડવા માટે આવે તો તેનો પણ તમે પરાજય કરો તેવા છે, પાંડુ પુત્ર અર્જુનના જેવું તમે યુદ્ધમાં પરાક્રમ દર્શાવી શત્રુઓને ત્રાસ આપનારા છો. યુદ્ધ સમયે તમે આ-અસાર ક્ષણભંગુર સંસાર ઉપર પ્રીતિ ન રાખતાં સ્વર્ગનોજ વિચાર મનમાં રાખી, મારવું યા મરવું એવા ચોકસ નિશ્ચય ઉપર આવી એક ચિત્તથી સામંતો સહ યુદ્ધ કરનારા છો, એ વાતની મને પૂર્ણ પ્રતીતિ છે. અને આજ પણ તમારાજ બળ ઉપર હું ઝુઝુંછું માટે આજ યુદ્ધમાં જરા ન્યુનતા ન રાખતાં વિષમ યુદ્ધ કરી શત્રુઓનો ઘાણ કાઢી નાખી નામને દીપાવશો.' આવાં પૃથિરાજનાં વચન સાંભળી નિડુરરાયે કહ્યું કેઃ—' આપના સામંતો શત્રુને ઘાસની પેઠે કાપી નાંખે તેવા છે, ચહુઆણરાય ! આપના બળથીજ આપના સરદારો બળીયા છે. આપના કાકા નરવ્યાઘ્ર કન્હ ચહુઆણ તો બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થામાં યુદ્ધથીજ આનંદ પામતા આવેલા છે. તેને યુદ્ધ જેવું બીજું એક રૂચતું નથી. જેના સન્મુખ તે લડે છે, તેના તો બો-ગજ મલ્યા. તેનો તો તે ક્ષણમાં નાશ કરી નાખે છે. કન્હને સૈન્યના અગ્ર ભાગે નિરખતાંની સાથે શત્રુ સેન્યનો અર્દ્ધ ઉત્સાહ ઘટી જાય છે. જેને બી-

જેમ પિતામહનો અવતાર કહે છે તે કન્હ સામે ચાલુક્ય રૂપી ઊંદરડો ક્યાં સુધી ટકી શકવાનો છે.!' આપ નિશ્ચીંત રહો. નિડુરરાયનાં આ વચનો શ્રવણ કરી પ્રસન્ન થઈ પોતાના કન્ઠમાં જે ઉત્તમ મોતીની માળા હતી તે નિડુરરાયના કન્ઠમાં નાખી. આ પ્રમાણે રણુમાળા કન્ઠમાં ધારણ કરી મહાશૂરવીર નિડુરરાય રાઠોડે નોબત વગડાવી નોબતના નાદથી સામંતો અને સેના એકઠી થઈ, અને જેમ તારાના મધ્યમાં ચન્દ્ર શોભે તેમ સેન્યના મધ્યમાં નિડુરરાય શોભવા લાગ્યો. ત્યાર પછી પૃથિરાજે પોતાનો પાટ ઘોડો પોતાના કાકા કન્હચહુઆણને આપી તે ઉપર આગ્રહથી બેસાડયો. પાટ ઘોડા ઉપર બેસીને કન્હે કહ્યું કે—હે વીર પૃથિરાજ! જ્યાં સુધી મેં મારા ભાઇ સોમેશ્વરના શત્રુને મારી સમશેરથી મરણને શરણ કરી, મારી તલવાર તેનાં રૂધિર વાળી કરી નથી, ત્યાં સુધી મારા બળ–પૌરૂષને ધિક્કાર છે. આજે રણમાં હું મરીશ યા મારા ભાઇના શત્રુને મારી મારૂં હૃદય શાન્ત કરીશ.' આવા કન્હનાં વચન શ્રવણ કરી પૃથિરાજે તેને શાન્ત કરવા કહ્યું કેઃ—કાકા! તે માટે આજ તમે ફિકર ન કરો. સમયની બલિહારી છે. કારણ કે ધનુષ્યધારી અર્જુન એક સમય ગોપિઓનું સંરક્ષણ કરી શક્યો નહતો. શ્રીરામચન્દ્રજી પણ એક સમય સીતાને વનમાં ખોઇ બેઠા હતા. પાંડવો પણ ભરી સભામાં દ્રૌપદીનાં વસ્ત્ર હરણને જોઇ બેસી રહેલા હતા. નળરાજા પણ દમયંતીને અરણ્યમાં મૂકીને ચાલ્યો ગયો હતો અને હરિશ્ચન્દ્ર જેવા સત્યવાદી રાજાને પણ ચાંડાલને ત્યાં નોકરી કરવી પડી હતી, માટે એવા બનાવ માટે શોચ કરવો યોગ્ય નથી નામ તેનો નાશ તો છેજ. હું આપને મારા ઇષ્ટદેવ સરખા અને પિતા સદૃશ સમજું છું. જેમ ખગેન્દ્રના શબ્દને સાંભળતાંની સાથેજ નાગ સંતાઇ જાય છે, તેમ તમારા ધનુષના ટંકારથીજ શત્રુઓ નાશી જવાના છે. આ પ્રમાણે પૃથિરાજ પોતાના કાકા કન્હ અને સાંમત નિડુરરાયને માન આપતો હતો, એટલામાં જાસુસો દ્વારા ખબર થયા કે, ભીમ ભારે સેન્ય લઇને સમીપમાં સત્કાર કરવાને આવી પહોચ્યો છે. જેમ છંછેડાયલો કાળો નાગ કોપાયમાન થાય, અથવા સુતેલ સિંહને ખીજવી ઉઠાડવામાં આવે, અથવા ગ્રીષ્મ કાળમાં જેમ એક નાની અગ્નિની ચિનગારી આખાં વનને સળગાવી મૂકે તેમ ભીમ આવવાના સમાચાર થતાં તો વીર પૃથિરાજ કોપથી પ્રજ્વલિત થઈ ગયો. તેની આંખ્યો લાલ ચોળ થઈ ગઇ. તે ભયંકર જણાવા લાગ્યો, જાણે ત્રિપુરાસુરને મારવા શંકરે કાળ રૂપ ધર્યું હોય તેમ આ વખતે પૃથિરાજ જણાવા લાગ્યો. તે સામે કોઇ પણ જોઇ શકતુ ન હતું. તેને આ સમય જગત પ્રત્યે ઉદાસીનતા જ થઈ ગઇ હતી. તે મારવું યા મરવું એવા ચોકસ નિશ્ચય ઉપર આવી ગયેલો

હતી. એટલામાં તો બેય સેના રણભૂમીમાં આવીને ઉભી. એટલે તુરત દિશાઓને પ્રતિધ્વનિત કરતી તોપો * છુટવા લાગી જંજીરો છુટવા લાગ્યા. અગ્નિબાણ આકાશમાં ઉડવા લાગ્યાં. અને આસુર યુદ્ધનો આરંભ થયો. સ્વારો સ્વારોની સાથે, પ્યાદલ પ્યાદલોની સાથે અને હાથીઓ હાથીઓની સાથે, એમ એકબીજા સાથે તુમુલ યુદ્ધ કરવા લાગ્યા. જે પ્રકારે કાર્તિકમાસની નિર્મળ રાત્રીમાં આકાશમાં તારા દેખાય છે, તે પ્રકારે હવાઈ ગોળા આકાશમાં દેખાવા લાગ્યા. જોત જોતામાંતો એવી ઘનઘોર લડાઈ થઈ કે ધૂળથી અને દારૂની ધુણીથી સમસ્ત દિશાઓ અને આકાશ અંધકારમય થઈ ગયું.

दिखादिखी दुअसेन भय, नारगोर गहरान;
कहुकबान आघास उठि, उडिय अग्ग अघमान.

ચાલુક્યના સૈન્યની એવી તો ઉત્તમ વ્યૂહ રચના હતી કે,–તેને ચહુઆણો તોડી શક્યા નહિ, તેમ ચહુઆણનો વ્યૂહ પણ ભેદી શકાય તેમ નહતો. ત્યારપછી તીર, ત્રિશળ, તલવાર, ગદા, ચક્ર, ભુશંડી, ધનુષ્, અને કટાર–આદિ અનેક અસ્ત્ર શસ્ત્ર ચાલવા લાગ્યાં. વીર પુરૂષો સિંહનાદ કરી શત્રુ પર અસ્ત્ર પ્રયોગ કરતા હતા. અને કાયર પોતાનો જીવ લઈને નાશતા હતા. થોડાજ વખતના યુદ્ધમાં તો સાબરમતીનું જળ રૂધિર યુક્ત બની ગયું. અને તેમાં તરતા હાથ અને પગ–આદિ અંગ હજારો જળ જંતુના

---

* પ્રાચીન કાળમાં બંદૂકને નળિકા અને તોપને શતઘ્ની કહેતા હતા. ઘણાજ પ્રાચીન સમયથી ભારતવર્ષમાં દારૂ અને ગોળાનો ઉપયોગ થાય છે. રામાયણમાં અગ્નિબાણ અને શતઘ્ની–આદિ શબ્દો આવે છે. શુક્રનીતિમાં પણ આસુર યુદ્ધ પ્રકરણમાં દારૂ ગોળા અને બંદૂકના વિષયમાં લખેલું છે કે– 'જ્યારે મંત્ર અસ્ત્ર ન હોય, ત્યારે નાલિકાસ્ત્ર લેવાં નાલિકાસ્ત્રના બે ભેદ છે. એક મોટી એટલે તોપો અને બીજી નાની બંદૂક અને જંજાળ–આદિ બંદૂક તથા તોપ કયા પ્રકારે અને કેવી રીતે બનાવવી અને શી રીતે તે વાપરવી તેનું પણ તેમાં સવિસ્તર વર્ણન કરેલું છે. દારૂ બનાવવાની રીતિ પણ શુક્રાચાર્યજીએ એ પ્રકરણમાં લખેલ છે. પરદેશી ઇતિહાસ વેત્તાઓનાં વચનથી પણ સિદ્ધ થાય છે કે, ભારતવર્ષમાં ઘણાજ પ્રાચીન સમયથી દારૂ, ગોળા, તોપ અને બંદુકનો ઉપયોગ થતો હતો. એ અસ્ત્રોની સ્થિતિ પૃથિરાજના સમયમાં ઘણીજ સુધરેલી સ્થિતિમાં હશે; કેમકે જ્યારે શુક્રનીતિના સમયમાં તે ઉત્તમ સ્થિતિમાં હતાં તો પૃથિરાજના સમય સુધીમાં તેમાં વિશેષ સુધારો થવા સંભવ છે; પરંતુ એમ કહી શકાય છે કે,–હાલ તેનો જેટલા મોટા વિસ્તારમાં ઉપયોગ થાય છે. તેટલો પૂર્વ કાળમાં ઉપયોગ નહિ હોય, કેમકે રજપૂત વીર અગ્નિનાં અસ્ત્રથી શત્રુનાં પ્રાણ લેવાને ઉત્તમ સમજતા ન હતા, તેઓ તો બાહુબળથીજ શત્રુનો પરાજય કરવો તેને ઉત્તમ લખતા હતા.

સમાન દ્રષ્ટિએ આવતાં હતાં. મસ્તક કપાઈ જતાં યોદ્ધાઓનાં ધડ ઘનઘોર સંગ્રામ કરતાં હતાં. ઘાયલો ઘૂમતા હતા. ભૂત, પ્રેત અને વૈતાલ નાચતા હતા. અને યોગિની ખપ્પર ભરી ભરી રૂધિરપાન કરતી હતી. આ પ્રમાણે તુમુલ યુદ્ધ એક પ્રહર સુધી થયું. લોથપર લોથ પડી ઢગલા થઈ ગયા. મતવાળા હાથી અને ઘોડાઓનાં પડવાથી માર્ગ રોકાઇ ગયા. ગીધ પક્ષીઓ પરસ્પર લડી લડીને મૃતક સૈનિકોનાં માંસને તોડી તોડીને ખાતાં હતાં. દેવી અને દેવતાઓ પણ વિમાનોમાં બેસી બેસીને આ સંગ્રામને જોવા આવ્યા હતાં. રણભૂમિમાં શરીર ત્યાગેલ વીર પુરૂષોને વરવા માટે અપ્સરાઓ વરમાળા લઇ આવીને ઉભી હતી. કાલિકા અને શ્રીસદાશિવજીની ભૂતાવળ પ્રસન્ન થઇને આકાશમાં નાચવા લાગી. કેટલાકે સાંગોથી શરીરનો ત્યાગ કર્યો. કેટલાક તરવારોથી શરીર ત્યજી ગયા. મારો, મારો, કાપો, કાપો અને પકડો પકડોનો અવાજ સર્વત્ર થઇ રહ્યો હતો. કેટલાક તો દ્વંદ્વ યુદ્ધ કરતા હતા.

આ ભયંકર સંગ્રામમાં ગુજરાતના સારંગ મકવાણાએ અને પૃથ્વિરાજના કાકા કન્હચહુઆણે મહા અદ્ભુત પરાક્રમ દર્શાવ્યું. એ બે વીરસ્વર્ગની ઈચ્છાવાળા હતા. તેથી વીરરસમાં અત્યંત નિમગ્ન હતા. તે બન્ને સિંહના સમાન હુંકાર કરી એક બીજાના સન્મુખ દોડયા. એ બેએ એવું તો દારૂણ યુદ્ધ કરયું કે-જેથી આકાશમાં ફરનારા દેવતાઓ પણ ચકિત થઈ ગયા. જે પ્રકારે વનના સુકા ઘાસમાં દાવાગ્નિ સળગી ઉઠે છે, તે પ્રકારે તે બન્નેમાં વૈરાગ્નિ સળગી ઉઠયો એ બન્નેના હિન્દુ સૈનિકો પણ સંગ્રામમાં અપરિમીત પરાક્રમ કરી આ જન્મના ઋણથી મુક્તિ પામવા લાગ્યા. 'પરાક્રમ અને કીર્ત્તિજ અમર રહેનાર છે, પાણીના પરપોટાના સમાન આ દેહ નાશવાન્ છે' એવો વિચાર કરીને સૈનિકો રણમાં પરાક્રમ કરવા લાગ્યા. યુદ્ધના આવેશથી પાછળનાં મનુષ્યોને આગળ વધવાનો માર્ગ ન મળ્યો. આવતાં મનુષ્યો યશ પ્રાપ્ત કરી કરી તેઓને માટે માર્ગ કરતાં ગયાં. મોટા નગરના ધોરી રસ્તા મનુષ્યોથી મેળાને દિવસે જેમ ખીચોખીચ ભરાઇ જાય છે. તેમ સ્વર્ગનો રસ્તો યોદ્ધાઓથી ભરાઇ ગયો. એ સમય મેઘમાંથી જેમ વિદ્યુત્ ચમકે તેમ કન્હચહુઆણની સમશેર ચમકવા લાગી. એક બાજુ કન્હ અને બીજી બાજુથી સારંગ મકવાણો વાસ્તવિક યોદ્ધાઓ હતા તે સિંહ સદશ લડયા. તેમાં હાથીના સમાન ગાજી રહેલા વીરોના મધ્યમાં કન્હની તલવારથી સારંગ મકવાણાનું શિર જે પ્રકારે વજ્રઘાતથી પર્વતનાં શિખર તૂટી પડે છે તેમ કપાઇને પૃથિવીપર પડયું. ચહુઆણની સેનામાં જયજયકારનો શબ્દ થયો. તેથી સમસ્ત દિશાઓ ગાજી રહી.

સારંગ મકવાણો રણમાં મરણ પામ્યો, અને કન્હચહુઆણ જીત્યો,

એ સમાચાર થતાંની સાથેજ ગુર્જરેશ્વર ભીમદેવ દ્વેષથી બળી ઉઠયો. અને તેણે પૃથિરાજના સન્મુખ આવીને સિંહનાદ કર્યો, અને ગુજરાતનું સૈન્ય મહાવેગથી ચહુઆણો ઉપરજ તૂટી પડયું. પૃથિરાજે પણ પોતાનાં સૈન્યને શાહબાસી આપી, તેઓના ઉત્સાહને વધારી તેના સામું મોકલ્યું. જે પ્રકારે બે વાદળો અથડાવાથી મહા ભયંકર ગર્જના થઇ. વિધુતનો અગ્નિ ઝરે છે તે પ્રમાણે તલવારો ચાલવા લાગી. સોમેશ્વરનાં વૈર નિમિત્ત ગુજરાતપર પડેલા પૃથિરાજનાં આ ભયંકર યુદ્ધનું વર્ણન રાસામાં આ પ્રમાણે લખેલું છે.

'અર્દ્ધ પ્રહર પર્યન્ત ઘોર યુદ્ધ થયું. ચહુઆણના અસંખ્ય યોદ્ધાઓ માર્યા ગયા. ગુજરાતના મરેલા હાથીઓથી રણભૂમી ભરાઇ ગઇ. પૃથિરાજે આ પ્રમાણે પોતાના પિતાનું વૈર વાળ્યું. હિસંક પ્રાણીઓએ રણભૂમીના મરણ પામેલા સૈનિકોથી પોતાની ક્ષુધા શાન્ત કરી. પૃથિરાજનો ઘોડો રણભૂમીમાં માર્યો ગયો જેથી પૃથિરાજ બહુજ મુશકેલીમાં પડી ગયો. અને તેનું સૈન્ય પણ ઘભરાઈ ગયું; પરન્તુ તેણે પોતાની હિમ્મતથી પુનઃ પોતાની સેનાના ઉત્સાહને વધાર્યો. અને બાણો છૂટવા માંડયાં. બાણોથી આકાશ એવું તો છવાઇ ગયું કે પક્ષીઓને ઉડવાનો પણ માર્ગ ન રહ્યો. એવું મહા ભયંકર યુદ્ધ થયું. પૃથિરાજ શાહબાશ! શાહબાસ! કહી પોતાના યોદ્ધાઓના ઉત્સાહને વધારવા લાગ્યો. અને પૃથિરાજે બીજા ઘોડા ઉપર બેસી કોપ પામીને પોતાના ઘોડાને આરી મૂક્યો. તેની ખરીની પડઘીથી પૃથિવી કંપવા લાગી. ચહુઆણને આવતો નિરખી ચાલુક્યના સૈનિકો ડગમગવા લાગ્યા. અને વીર પૃથિરાજના ધનુષમાંથી અસ્ખલિત બાણો સુસવાટા કરતાં છૂટવા લાગ્યાં તેથી અંતે ચાલુક્યની સેના સ્વર્ગમાં જવાના માર્ગનો પરિત્યાગ કરી પાછી હઠી, તે સમય આ યુદ્ધ જોવા આવેલા દેવ અને દાનવો આકાશમાંથી બોલી ઉઠયા કે,–'જે ક્ષત્રી સૂર્યના માર્ગને ભેદી સ્વર્ગમાં પ્રવેશ કરે તેને ધન્ય છે.' તે સમય ઘોડાઓ હણહણાટી કરી રહેલા હતા. તલવારો ચમકતી હતી. શૂરવીર સીપાઇઓને રાજાની આણ આપીને આગળ વધારી રહેલા હતા. વામન ભગવાને ત્રણ પગલાંથી ત્રણ લોક જીત્યા હતા; પરન્તુ યોદ્ધાઓ તો માત્ર એકજ પગ આગળ વધવાથી ત્રણે જગતને જીતતા હતા. જાણે શ્રી સદાશિવજી રમતા હોય, તેમ યુદ્ધમાં ભ્રમણ કરતા હતા. જેમ જેમ ચાલુક્યની સેનાની હાર તૂટવા લાગી. તેમ તેમ ચહુઆણની સેના ધ્રુવના સમાન અચળ રહી તેનો પરાજય કરતી ગઈ. જે પ્રકારે ઘડી ઠોકવાની ઝાલર ઉપર મોગરીઓનો માર પડે છે, તે પ્રકારે જો કે ચહુઆણની સેના ઉપર ગદા અને તીરનો મારો થતો હતો, છતાં પણ તેઓ તલ માત્ર પણ પાછા હઠયા નહિ. આ પ્રમાણે પોતાની સેનાનું આવું પરાક્રમ જોઇ પૃથિરાજ બોલી ઉઠયો કે–'હું આજ મારી ઇચ્છાને

પૂર્ણ કરીશ. અને ગુજરાતની ધરતીને રંડાપો આપીશ ' આવાં પૃથિરાજનાં વચન સાંભળી ભીમે પૃથિરાજના સન્મુખ આવીને કહ્યું, કે–' હવે તું બચવાનો નથી. અને સ્વર્ગમાં જ્યાં તારો બાપ સોમેશ્વર ગયો છે ત્યાંજ તને મોકલીશ. આ સમયે કન્હચહુઆણે પોતાના રાજાની પાછળ રહી તેને હિમ્મત આપી, આ સમયનું વર્ણન ચંદભાટે આ પ્રમાણે લખ્યું છે.

छन्द मोतीदाम.

मिले रण चालुक सम्भर नाथ
बजी कलकूट सुवज्रन हाथ
हतैं नृप भीम हतैं पृथिराज
गही कर नागन सी असीराज
चनद्दन भीम रह्यौ वट जन्त
सु आनिकै आज पहूंच्चिय अन्त
करी अब रंडरि गुज्जर देश
हंकारिय भीम भयंकर भेश
पचारिय कन्ह सु पिथ्थ पचाइ
हवै किन सूरत निकर जाइ
किधं सुनि घाव जु संभरिवारि
वही असिकंध जने उडतारि
धुकत्त सुधाव कियो भर भीम
सुरेख सिसेख वही असिहीम

॰ પૃથિરાજ અને ભીમ બન્ને યુદ્ધ કરવા લાગ્યા. આજે જ બે ગજરાજોને પોતાનું બળ દર્શાવવાનો અવસર મળ્યો, પ્રહાર કરતે કરતે બધાં અસ્ત્રો તથા શસ્ત્રો ટૂટી ગયાં. બન્ને વીરોનાં શરીરમાંથી રૂધિરનો પ્રવાહ ચાલતો હતો. અન્તે પૃથિરાજના હાથની તલવાર ભીમની કાંધપર પડી કે જે ભીમની છાતીને ચીરતી કલેજાંને ચાટતી પૃથિવીના ઉપર પડી ગઇ. ભીમદેવે પણ પૃથિરાજ ઉપર સખ્ત પ્રહાર કર્યો પરંતુ હાથ ટોપ પર પડતાં, ટોપના બે કટકા થઇ ગયા. અને પૃથિરાજના મસ્તકમાં તે ઘા વાગતાં તે મૂર્છા ખાઇ પડી ગયો. સ્વર્ગમાં દેવતાઓ જયજયકાર કરવા લાગ્યા; કારણ કે બેય સમાન યોદ્ધા હતા. દેવતાઓના શબ્દથી શંભુએ પોતાનાં નેત્ર ઉઘાડયાં. અપ્સરાઓ આ કૌતુક જોવાને માટે આગળ આવી. વિજયી પૃથિરાજ ઉપર સ્વર્ગમાંથી પુષ્પની વૃષ્ટિ થઇ અને ભીમદેવ વિમાનમાં બેસીને દેવલોકમાં ગયો.

પૃથિરાજની મૂર્છા ઉતરી. શત્રુને મરણ પામેલો જોઇ વાજાં વાગવા માંડયાં. અને ભાટ ચારણ પૃથિરાજના ગુણાનુવાદ ગાવા લાગ્યા. ચહુઆણનો

ક્રોધ શાન્ત થયો. તેણે ઘાયલોને રણભૂમીમાંથી ઉપડાવી મંગાવ્યા. આ પ્રકારે પૃથિરાજે પોતાના પિતાનું વેર લીધું.

સંધ્યા થતાં યોદ્ધાઓએ તેજ સ્થાનપર નિવાસ કર્યો. ૭ સામંતો વિશેષ ઘાયલ થયા હતા, તેઓને માટે યોગ્ય ઔષધોપચાર કરાવ્યો. પ્રાતઃકાળ થતાં કમળો ખિલવા લાગ્યાં. સૂર્યોદયથી ચન્દ્ર અને તારાનો પ્રકાશ નિસ્તેજ થવા લાગ્યો. દેવતાઓનાં દ્વાર ઉઘડયાં. ચોર, ચકોર અને કુટિલો સંતાવા લાગ્યા. પૂજાના સ્થાનોમાં શંખનાદ થવા લાગ્યા. વટેમાર્ગુઓ રસ્તે ચાલવા લાગ્યા. વૃક્ષોપર પક્ષીઓ કલ્લોલ કરવાં લાગ્યાં. તે સમય સામંતોએ આવીને પૃથિરાજના ચરણમાં મસ્તક નમાવ્યાં અને તેઓએ આવી વર્ણન કર્યું કેઃ—' મહારાજ ! આપના ઘણા યોદ્ધાઓ માર્યા ગયા. ભીમ દેવલોકમાં ગયો. પૃથિવીનો ભાર ઓછો થયો. પંદરસો ઘોડા, પાંચસો હાથી અને પાંચ હજાર યોદ્ધાઓ માર્યા ગયા. ' ચંદભાટ, પૃથિરાજનું અને સુભટોનું વર્ણન કરવા લાગ્યો કેઃ—' આ દેહ સ્વપ્નવત્ છે, જે કાંઇ આ જગત્‌માં દૃષ્ટિએ આવે છે, તે સર્વ નાશવંત છે, એ માટે જે સામંત પોતાના સ્વામીનો સ્વામીભક્ત છે, તેને ધન્ય છે. અને જે પોતાના ધણી માટે સ્વર્ગનો માર્ગ લે છે. તેને પણ ધન્ય છે. '

ચંદે લખેલા પૃથિરાજ રાસામાં ભીમ અને પૃથિરાજનું યુદ્ધ આ પ્રકારે લખેલું છે, પણ રાસાનો લેખ માનનીય નથી. કેમકે મુસલમાનોના લેખથી એવું જણાય છે કે, ભીમદેવ મરણ પામ્યો નહતો. પૃથિરાજનાં મરણ પછી પણ તે જીવતો હતો, તો પણ એટલું તો સત્ય છે કે—ચહુઆણ વંશના તમ સૂર્યના સમાન પૃથિરાજે ગુજરાતના ભીમદેવનો યુદ્ધમાં પરાજય કર્યો હતો. ગુજરાતના રાજા ભીમદેવની સાથે અજમેરના રાજાનું ઘનઘોર યુદ્ધ થયું હતું. તેમાંનું આ યુદ્ધ છેલ્લું હતું. એ બન્ને રાજા પરસ્પર લડીને છેક નિર્બળ થઈ ગયા હતા. તેઓ એટલે સુધી તો નિર્બળ થઇ ગયા હતા. તેઓનાથી મુસલમાનોની સામે પણ થવાયું નહિ. અંતે એક પછી એક રાજા પરસ્પરના કુસંપથી ઘોરીના હાથથી પરાજય પામ્યા. ગુજરાત, અજમેર અને દિલ્લીનીજ આવી દુર્દશા થઇ નહતી, પરંતુ આખો ભારતવર્ષજ દુર્દશાને પ્રાપ્ત થયો હતો.

આ યુદ્ધથી ગુજરાતના સામંત રાજાઓ પણ અત્યંત નિર્બળ પડી ગયા હતા. લાખો મનુષ્ય ભીમ અને પૃથિરાજનાં નાશકારક વૈરરૂપી ધારા તીર્થમાં પડયાં. પૃથિરાજના વિજયી યોદ્ધાઓ અને સરદારોએ આ જીતના પછી ગુજરાતમાં લૂટ કરી દેશની મહાદુર્દશા કરી.

જે સ્થળે યુદ્ધ થયું હતું, તે સ્થાનપર જયસ્તંભ બનાવવાની આજ્ઞા દઇ, પૃથિરાજ ચાલુક્યનાં પાટનગર અને ગુજરાતની શોભા નિરખવાને અણુહિલપુર પાટણમાં આવ્યો. પાટણની શોભા અને ગુજરાતના રાજાઓનાં કીર્ત્તિરૂપ સહસ્રલિંગ સરોવર અને દેવાલય–આદિને જોઇને તે પ્રસન્ન થયો. પાટણના ગૃહસ્થોએ પૃથિરાજનું સારૂં સન્માન કરયું; અને પ્રજાની દુર્દશા થતી અટકાવવા પ્રાર્થના કરી. ભીમદેવના મરણના સમાચાર થતાં દુષ્ટ લોકો દેશમાં ઉપદ્રવ કરી રહેલા હતા, તેઓનો બંદોબસ્ત કરવા માટે તેને કેટલાક દિવસ ત્યાં રહેવું પડયું. સઘળા લોકોએ તેને ભેટ આપી. જેમાં પાટણની પ્રસિદ્ધ રાજ ગણિકાએ પણ ચહુઆણનો મુજરો કરી કર્ણાટકી નામની એક ચતુર છોકરી કે જેને તેણે કર્ણાટકથી બોલાવીને નાચવામાં તથા ગાવામાં ચતુર કરી હતી. તે પૃથિરાજને ભેટ આપી. આવા પ્રકારની ભેટ પૃથિરાજનેજ યોગ્ય હતી. એ ગણિકાની પુત્રીને જોઇ પ્રસન્ન થયો, અને તેના બદલામાં વૃદ્ધ ગણિકાને પુષ્કળ જવાહિર આપી પ્રસન્ન કરી. પૃથિરાજને પાટણમાં વિશેષ વખત રહેવું સારૂં ન જણાતાં તે થોડા દિવસ પાટણમાં રહી, ત્યાંનો યોગ્ય બંદોબસ્ત કરી ત્યાંથી અજમેર ગયો.

પૃથિરાજ ભીમદેવને મારી, પોતાના પિતાનું વૈર લઈ, કર્ણાટકીને લઇને અજમેરમાં આવ્યો. અને ત્યાં બિંદુલી અર્થાત્ કુચના આકારવાળા તારાગઢના કિલ્લાને સુધરાવવાને બહાને કેટલાક દિવસ ત્યાં રહ્યો. અજમેરની પ્રજાએ તેનું સારૂં સન્માન કરયું. અને ખ્વાજાપીરે પણ દુઆ દીધી. પૃથિરાજ મૂળથીજ રસિક હતો, અને હવે તો નવયૌવનવાળી કર્ણાટકીની સાથે રતિસુખ લેતો વિશેષ રસિક બની ગયો. ગણિકાની ચાતુર્યતા અને કામશાસ્ત્રમાં નિપુણતાએ તેને વિશેષ પ્રેમી બનાવી લીધો; અર્થાત્ તારાગઢના કિલ્લાનું સઘળું સમારકામ પૂર્ણ થઈ ગયું છતાં પણ તેણે દિલ્લીનું નામ લીધું નહિ. અને

**दुहो.**

**कामीका गुरु कामहै, भोगीका गुरु दाम;**
**कबीरका गुरु संतहै, संतनका गुरु राम.**

કબીરનાં આ વચન પ્રમાણે થયું. કર્ણાટકી પૃથિરાજના ગુરૂ રૂપ થઈ; એટલે કે જ્યારે સરદારો અને સામંતોએ કર્ણાટકીને સમજાવી, ત્યારે તેણે રાજાને સમજ પાડતાં, રાજાએ દિલ્લી તરફ જવાનું ફરમાન કરયું.

# પ્રકરણ ૧૨ મું.

## ગર્વ અને યજ્ઞ.

**नवर्द्धितं बलं यैस्तु नमूपाः करदी कृताः**
**न प्रजा पालिता सम्यक् तेवैषण्ढ तिला नृपाः**

[शुक्रनीति.]



એક પછી એક એમ ઉપરા ઉપર થતા વિજયે અને ચડતાં ભાગ્યની સમૃદ્ધિએ વીર પૃથિરાજના હૃદયમંદિરમાં ગર્વ ઉત્પન્ન કર્યો. અને તેથી તેને સમસ્ત ભારતવર્ષના રાજાધિરાજ કહેવરાવવાની પ્રબળ ઇચ્છા થઈ. અને તેને પોતાના બળનું અભિમાન આવ્યું. તેણે ભારતવર્ષના બીજા બળવાન્ રાજાઓની ઉપેક્ષા કરી, ચક્રવર્ત્તી પદ ધારણ કરયું; પરન્તુ દિલ્લીનું રાજ્ય હજુ સાર્વભૌમની યોગ્યતાને પોહોચ્યું નહતું. જો કે તે સમય પૃથિરાજ પ્રબળ પરાક્રમી યોદ્ધા હતો, તેનાં શૂરનાં સ્થળે સ્થળે વખાણ થતાં હતાં. તેનાં સમાન તે સમય અપરીમીત પરાક્રમી વીર કોઇ ન હતો, તેના પરાક્રમોથી વાચક વર્ગને પણ ઘડીભર એમ પ્રતીતિ થયા વગર રહેજ નહિ કે, એ કાળમાં દિલ્લી જેવું શહેર અને પૃથિરાજ સદશ કોઇ રાજા નહિજ હોય, પણ ના, તેવા અનુમાન ઉપર જવામાં ભૂલ છે; કારણ કે પરમ્પરાથી શેર માથે સવાશેર હોવાનો નિત્યક્રમ ચાલીજ રહેલો છે. તદનુસાર તે સમય ભારત વર્ષમાં કનોજનું રાજ્ય અને જયચન્દ્ર રાઠોડ પોતાના પરાપૂર્વના સર્વોપરી પદને ભોગવતાં હતાં; એટલે કે તે સમય જયચન્દ્ર રાઠોડની સમાનતા કરનાર કોઇ પણ રાજા ન હતો, એમ કહેવામાં જરા ખોટું નથી. કનોજનું રાજ્ય વિક્રમ સંવત્ પૂર્વે પ્રસિદ્ધ અને તે સમયનાં અગ્રગણ્ય રાજ્યોમાં પણ મુખ્ય હતું. ગંગાના કિનારા ઉપર કુસુમપુર નામનું નગર પૂર્વે મહા સમૃદ્ધિવાન્ ગણાતું હતું, તેજ સ્થાનપર આજકાલનું કનોજ નગર વસેલું છે. કુસુમપુર નગર કન્યાકુબ્જ અર્થાત્ કનોજ કેમ કહેવાયું, તેનું વર્ણન ચીનનો પ્રસિદ્ધ મુસાફર હુએનસંગ નિચે પ્રમાણે લખે છે.

“પ્રાચીન કાળમાં પવીત્ર શ્રી ગંગાજીના વનમાં એક મહાયોગી સમાધિસ્થ થઇને બેઠો હતો, તેના દેહ ઉપર રાફડા થઈ આવ્યા હતા, અને પક્ષીઓએ નાખેલાં શાલનાં બીજ ઉગીને ઋષિને છાયા આપનારાં મોટાં વૃક્ષ

થઇ રહેલાં હતાં. મનુષ્ય તે મહર્ષિજીને ‘ દ્રુમ ’ ઋષિના નામથી બોલાવતાં હતાં. તે સમયના કુસુમપુરના મહારાજા રાજવર્ધન રાજાને એકસો કન્યાઓ હતી. તે સોકન્યા એક સમય ગંગાજીના કિનારાવાળાં ઉપવનમાં વિહાર કરવાને ગઇ હતી. વસન્તકાળ અને પ્રદોષનો સમય હતો, અને રાજ કન્યાઓ ટોળે મળી પોતાનાં આભૂષણોનો ઝણકાર કરતી મધુર રાગથી સુંદર ગીત ગાઇ રહેલી હતી. તેઓના સુંદર રાગથી અને તેઓનાં પગનાં ઝાંઝરના ઝમકારના મધુર શબ્દથી સમાધિસ્થ દ્રુમ ઋષિની સમાધિ ઉતરી જતાં નેત્ર ઉઘડી ગયાં, અને તે સો કન્યાને નિરખતાંજ ઋષિના મનમાં સંસારની ભાવનાને જન્મ આપ્યો. આ ઉપરથી બીજે દિવસે દ્રુમ ઋષિએ રાજવર્ધન રાજા પાસે કુસુમપુરમાં જઇને, રાજાની સો કન્યા પૈકી એક કન્યાની પોતાને માટે માગણી કરી. રાજાએ ઋષિની આ માગણીથી આશ્ચર્ય પામી, ‘કન્યાઓને પુછીને આપને પ્રત્યુત્તર આપીશ’ એમ કહી ઋષિને વિદાય કર્યા અને પછી રાજાએ કન્યાઓને પુછ્યું, પણ સો કન્યા પૈકી કોઇએ પણ ઋષિ સાથે પરણવાની ઇચ્છા પ્રગટ ન કરી. મહર્ષિ શંકરાવતાર દુર્વાસા સદૃશ આ દ્રુમ ઋષિ પણ મહા ક્રોધી ગણાતા હતા. તેથી રાજાના મનમાં ઋષિના ભયથી મહા ભારી ચિંતા ઉત્પન્ન થતાં તે ચિંતાગ્રસ્ત થઈ બીજે દિવસ જ્યારે મસ્તક ઉપર બે હાથ લગાડી એકાંત ભુવનમાં બેઠો હતો, તે સમય તે રાજાની સર્વથી નાની કન્યા પોતાના પિતાજીના સમીપમાં આવી. તો તે સમય પોતાના પિતાની મહા શોચનીય અવસ્થા નિરખીને કન્યા બોલી કે,–‘ હે પિતાજી. ’ આપ આવડાં બધાં મોટા રાજ્યના સ્વામી છો હજાર પુત્રના પિતા છો. છતાં આપ આવા શોચનિય શા હેતુથી બેઠા છો ? આપને શું એવી મહા આપત્તિ આવી પડી છે ? આપના શત્રુઓ તો આપના નામ માત્રથીજ થરથરે છે, આપને કોઈ પ્રકારે શોચ કરવાનું કારણ કે પ્રયોજન જણાતું નથી, છતાં આપ આવી દશામાં શામાટે બેઠા છો? તે મને કહો. પુત્રિનાં સુલલિત મધુર વચન શ્રવણ કરી રાજવર્ધન રાજા મહા પ્રસન્ન થયો, અને બોલ્યો કે,–‘ હે વત્સે ! મહર્ષિ દ્રુમ, તમે કે જે મારી સો કન્યાઓ છો, તે પૈકી એક કન્યાની માગણી કરે છે; પરંતુ તમે જે સો બેનો છો, તે પૈકી કોઇ પણ ઋષિની માગણીનો સ્વિકાર કરતી નથી, તેથી જો કદાચ ઋષિ ક્રોધિત થઇને શાપ આપે તો મારા પૂર્વજોનું અનાદિકાળનું જે આ રાજ્ય છે, તેનો નાશ થઈ જશે, એ ચિંતાથી હે બાલા ! મને જરાપણ ચેતન નથી. હું શું કરૂં? ક્યાં જાઊં, કયા પ્રકારે મહર્ષિ મારાપર ક્રોધ ન કરે, એ વિચારમાં હું ગુંથાયો છું. મને એક પણ માર્ગ મળતો નથી તેથી હું મુંઝાઊંછું. મને કશું પણ સુઝતું નથી.–’ પિતાજીનાં આવાં

શોચનિય વચન શ્રવણ કરી તે સર્વથી નાની રાજકન્યાએ ઉત્તર આપ્યો કે, ' હે પિતાજી! આપના રાજ્યના નિમિત્ત હું પોતેજ તે મહર્ષિ સાથે વિવાહ કરવાને તૈયાર છું માટે ચાલો, વિલંબ ન કરો, આપ મને તે મહર્ષિ પાસે લઈ જાઓ.' પુત્રિનાં આવાં વચનથી રાજાનું મન પ્રફુલ્લીત થયું. રાજાને આશા બંધાઈ અને રાજા એક રથમાં પોતાની કન્યાને બેસાડી મહર્ષિના આશ્રમમાં ગયો. આ કન્યા સ્વરૂપવાન્ ન હતી. મહર્ષિ દ્રુમ તો આ કન્યાને નિરખતાંની સાથેજ ક્રોધિત થયા, અને રાજાના વચન સાંભળ્યાં પછી દ્રુમ ઋષિએ રાજાની કન્યાઓને શાપ આપ્યો કે,-તમે રૂપ ગર્વિતા થઇ મારાં કથનનો સ્વિકાર ન કર્યો, એ માટે તમે સર્વ ખુંધી થઇ જાઓ, '! ઋષિના આ શાપથી રાજવર્ધન રાજાની નવાણું કન્યાઓ કુબ્જા થઈ ગઇ. અને તે સમયથીજ કુસુમપુર કુબ્જી કન્યાઓ વાળું નગર અર્થાત્ કન્યાકુબ્જ કહેવાયું.' કે જે હાલ કનોજ નામથી પ્રસિદ્ધ છે.

ઇસ્વીસનના સાતમા સૈકામાં તે સર્વથી મોટામાં મોટું રાજ્ય હતું. તેની સમાનતા કરે તેવું રાજ્ય કોઇ પણ ભરતખન્ડમાં તે કાળે ન હતું. સાતમા સૈકામાંજ નહીં, પરંતુ તેના પછી પાંચસો વર્ષે પણ એટલે કે બારમા સૈકામાં પણ તે સર્વ રાજ્યોમાં મુખ્ય ગણાતું હતું. બારમા સૈકામાં તો તેનો વિસ્તાર અત્યંત વૃદ્ધિને પામ્યો હતો. તે કાળે કોઈ પણ નગર કનોજની સમાનતા કરી શકે તેવું ન હતું કિલ્લાનો ઘેરાવો લગભગ સોળ ગાઉનો હતો. એ શહેરમાં તે સમય ત્રીશ હજાર તો માત્ર તંબોલીઓની દુકાનો હતી. રાજા વિજયપાળ રાઠોડે ઘણાં શહેરો અને નગરો જીતી કનોજના રાજ્યમાં મેળવી લીધાં હતાં, મોટાં મોટાં રાજ્યોમાં વિજયપાળનોજ ડંકો વાગતો હતો, અને તેનોજ ઝંડો ફરકતો હતો, મહા કવિચન્દ ભાટે લખ્યું છે કે,-તે સમય વિજયપાળ રાઠોડનું રાજ્ય ઘણુંજ વૃદ્ધિ પામ્યું હતું તે સેતુબંધ રામેશ્વર પર્યન્ત પોતાના વિજયનો ડંકો વગડાવી પછી કનોજ તરફ પાછો આવ્યો હતો.

नाराच छन्द.

करनाट संकलाप नेक भूप राजनं,<br>
समुद्र दिक्षि भूप बंधि मैथिला सुमाजनं;<br>
सुग्रीवकोट मच्छरी सुरंगराय कुंकनं,<br>
कलिंग देश पैफिरी फिरंग जीति संखिन.<br>
आसेर देश खानयं गंभीर गुजरी वरं,<br>
कुमंडवा मळेच्छ नद्द गुनु देश सो वरं;

सुमागधं मवील मुख चन्द्रका सनद्दयं,
गुणाचलं गुरावयं प्रकाश सोम मट्टयं.

વિજયપાળ રાઠોડને, દિલ્હીના રાજા અનંગપાળ તુંવરે પોતાની સુર-સુંદરી નામની કન્યા પરણાવેલી હતી, તેને પેટે મહા પરાક્રમી જગદ્ વિખ્યાત જયચન્દ્ર રાઠોડનો જન્મ થયો હતો. તે જયચન્દ્ર પોતાના પિતા વિજયપાળના મરણ પછી રાજ્યાસન ઉપર બેઠેલો હતો. જયચન્દ્રે પોતાના પિતાએ સંપાદન કરેલાં રાજ્ય અને ઐશ્વર્યમાં ઘણીજ ઉન્નતિ કરી હતી, સર્વે ભૂમંડળના રાજા, જયચન્દ્રની આણુ માનતા હતા, અને જયચન્દ્રની આજ્ઞા પાળવામાં પોતાનું મહત્વ સમજતા હતા. સવાલાખ નિશાન, સત્તર હજાર હાથી, ત્રીસ લાખ સ્વાર અને પચાશ લાખ પ્યાદલ તેની સેનામાં હતા, એ કારણથી જયચન્દ્રનું ઉપનામ ‘ દળ પાંગળો ’ રાજા પડયું હતું; કેમકે આવી મોટી સેનાનું પ્રયાણુ કરતાં તેને પોતાનીજ ઉપાધિમાં અટકી રહેવું પડતું હતું. જયચન્દ્ર રાઠોડને સંતતિમાં પુત્ર ન હતો, પરંતુ સિંહલદ્વીપના રાજાની પદ્મણી કન્યા જુન્હાઇના ગર્ભથી એક સંયુક્તા નામની પદ્મણી કન્યા ઉત્પન્ન થઇ હતી. પ્રિય પાઠકગણુ ! આ પુસ્તકના નાયક વીર પૃથિરાજે, જયચન્દ્ર સદશ મહાબળવાન્ રાજાની ઉપેક્ષા કરી સાર્વભૌમ પદ ધારણ કરયું. અને મહાયશશાળી પૃથિરાજનાં અપૂર્વ દાનથી તૃપ્ત થયેલા યાચકો; પૃથિરાજના યશોગાન ગાતા ગાતા કનોજ ગયા. કનોજના જયચન્દ્ર રાઠોડની શ્રવણેન્દ્રિયે વીર પૃથિરાજના યશ જતાં, તે ઇર્ષ્યાગ્નીથી બળી ગયો, પૃથિરાજના યશને તે સાંભળી શક્યો નહિ. અને તેના મનમાં દ્વેષ તથા અભિમાન ઉત્પન્ન થયાં. અને તેણે પોતાના સામંતોને, બોલાવી, પોતાની મહત્તાને સર્વોપરી રાખવા નિમિત્ત મહારાજા યુદ્ધિષ્ઠિરના સમાન રાજસૂય યજ્ઞ કરવાની ઇચ્છા પ્રકટ કરી.

રાજા જયચન્દ્ર રાઠોડે યજ્ઞ નિમિત્ત તૈયારી કરવાની આજ્ઞા આપતાંની સાથેજ સુમતિ નામના વૃદ્ધ, અનુભવી અને ચતુર મંત્રીએ, રાજાના ચરણુ કમળમાં મસ્તક નમાવીને કહ્યુંકે, હે મહારાજાધિરાજ ! કલિકાળમાં યજ્ઞ કરવાનો ધર્મ શાસ્ત્રમાં નિષેધ છે. ઉજ્જેનના પરદુઃખભંજન મહારાજાધિરાજ વીર વિક્રમાદિત્યે પોતાનો સંવત્ ચલાવ્યો, પરંતુ યજ્ઞ કર્યો નહતો, તેમજ આપના પૂર્વજોએ પણુ પ્રબળ પરાક્રમ કરી ખ્યાતિ મેળવેલી છે, પરંતુ રાજસૂય યજ્ઞ કરવા તરફ લક્ષ દીધુંજ નહતું. માટે આપ આ યજ્ઞ વગર અન્ય બીજું કાંઇ નામ અમર રાખવાને માટે કરો, અને એવાં ઘણાં કામોછે. પુરાણોની કથાઓ ઉપરથી જાણવામાં આવેછે કે, યજ્ઞનું પરિણામ ઉત્તમ આવતું નથી, યજ્ઞમાં ધન, બળ અને પુરૂષાર્થનો નાશ થઇ જાય છે. યજ્ઞ મંડપમાં

હલકામાં હલકું કામ પણ રાજ પુરૂષોનેજ કરવું પડેછે. અને આપ જાણો-છો કે આજકાલ એવા કેટલા રાજા શ્રદ્ધાળુછે કે જેઓ અહીં મંડપમાં વાસણ માંજવાનું કામ કરશે? મોટા મોટા પુલ બંધાવો, રોગીઓને માટે ઔષધાલયની સ્થાપના કરાવો, યાત્રાળુઓને માટે માર્ગ દુરસ્ત કરાવી પુણ્યશાળાઓ બંધાવો. સ્થળે સ્થળે ધર્મશાળા બનાવો, અને મહારાજા અશોક રાજાના સમાન ધર્મના ઉદ્ધારમાં દ્રવ્ય વ્યય આપ્રમાણે કરવું આપને ઉચિત છે: પરંતુ યજ્ઞકરવાની આકાંક્ષાનો આપ પરિત્યાગ કરો. પ્રધાનનાં આવાં વચન શ્રવણ કરી જયચન્દ્ર રાઠોડે કહ્યું કે, પ્રધાનજી ! યજ્ઞના ધર્મમાં મને મહત્તામાં મહા અન્તરછે. જે દુસ્તરછે તેજ કાર્ય મોટું છે. માટે મોટું કાર્ય કરવાનીજ મારી ઇચ્છાછે. યજ્ઞ કરવાથી ઘણા રાજાઓને હું મારા સામંતો કહી શકીશ અને જે મારાથી વિરૂદ્ધ વર્ત્તન કરશે, તેના સન્મુખ મારી સેના મોકલી, સેનાને કસોટી ઉપર કસીશ. નીતિશાસ્ત્રમાં પણ કહ્યું છેકે, જે રાજાને યોથ મળતી નથી, તે રાજા તેલ વગરના તલ અદૃશ છે. માટે હવે તમે જાઓ અને તમારી બુદ્ધિના અનુસાર આમહત્ કાર્યમાં સહાયતા કરો. આવું જયચન્દ્રનું બોલવું થતાં પ્રધાને કહ્યુંકે 'જે શ્રી મહારાજાધિરાજની જેવી ઇચ્છા' એમ કહી સુમતિ ઉઠયો અને તે યજ્ઞની તૈયારી કરવામાં તત્પર થયો.

દેશ દેશના રાજાઓને રાજસૂય યજ્ઞપર કન્નોજમાં આવવાને માટે આજ્ઞાપત્રો લખવામાં આવ્યા અને હીરા માણિક મોતી, સુવર્ણ, ચાંદી, અનાજ સાકર, ઘી અને બીજી નાના પ્રકારની યજ્ઞના યોગ્ય સામગ્રી એકઠી કરવામાં આવી. રાજસૂય યજ્ઞના સમારંભ ઉપર આવવા વાળા રાજવંશિયોને ઉતરવાને માટે શ્રી ગંગાજીના સ્વચ્છ કિનારા ઉપર તમ્બૂ ખોડવામાં આવ્યા. એક તરફ યજ્ઞશાળા તૈયાર થવા લાગી, અને બીજી તરફ નગરના મનુષ્યો પોત પોતાનાં ઘરોને શણગારવા લાગ્યાં. કાશી, ઉજ્જન, બ્રહ્માવર્ત્ત બંગાળ અને દક્ષિણમાંથી વિદ્વાન્ બ્રાહ્મણોને કનોજમાં બોલાવવામાં આવ્યા. મહારાજા ધિરાજ પાંડુકુળભૂષણ યુદ્ધિષ્ટરના રાજસૂય યજ્ઞની સામગ્રીને વિદ્વાનોએ પ્રાચીન પુસ્તકોમાંથી શોધીને લખી આપી, અને પ્રધાનને તે વસ્તુઓ મંગાવી આપવાને માટે સૂચના કરવામાં આવી. ઘાસ અનાજ અને નિવાસ સ્થાન આદિના પ્રબંધ માટે નવીન માણસો રાખવામાં આવ્યાં અને સામંત રાજાઓને શાશા કામ ઉપર યોજવા તે માટે નોંધ કરવામાં આવ્યો. કેમકે રાજસૂય મંડપમાં જે જે કામ કરવામાં આવેછે. તે સર્વ રાજપુરૂષોને જ હાથે કરવામાં આવેછે.

કનોજમાં તો મહા ધામધૂમથી યજ્ઞની તૈયારી થવા લાગી. એટલામાં

લા આમંત્રેલા રાજાઓ તથા વિદ્વાન્ બ્રાહ્મણો પણ આવી પોહોચ્યા. રાજપુરોહિતે બ્રાહ્મણોની વ્યવસ્થા કરી, અને જેવી જેની યોગ્યતા તે પ્રમાણે તેને કામ સોંપવામાં આવ્યું. અને રાજાઓને પણ યોગ્યતા પ્રમાણે યજ્ઞ કાર્યમાં યોજવામાં આવ્યા. સકળ રાજાઓએ ઉપસ્થિત થઇને કાન્યકુબ્જેશ્વર મહારાજાધિરાજ જયચન્દ્રના આમંત્રણને માન આપ્યું; પરંતુ દિલ્લીપતિ ચહુઆણ કુળભૂષણ પ્રબળ પ્રતાપી મહાવીર પૃથિરાજ અને સકળ શસ્ત્રધારિ મહારાજાઓના મસ્તકના મુકુટના મણિરૂપ ચિત્તોડ પતિ સમરસિંહ રાણો, જયચન્દ્રના યજ્ઞમાં સામેલ ન થયા. કેટલાક દિવસો સુધી તેની રાહ જોવામાં આવી; પરંતુ જ્યારે તેઓના ન આવવાના સમાચાર મળ્યા, ત્યારે તો જયચન્દ્ર મહા ક્રોધીત થયો, અને તેણે પોતાની મહત્તાની સ્પર્દ્ધા કરી, બીજીવાર દિલ્લી અને ચિત્તોડ દૂતને મોકલ્યા. જયચન્દ્રની આજ્ઞા થતાં બે સાંઢણી સ્વાર દિલ્લી અને ચિત્તોડમાં જઇ પોહોચ્યા. દિલ્લીમાં આવેલા જયચન્દ્રના દુતે પૃથિરાજની સભામાં જઇને જયચન્દ્રનો સંદેશો સંભળાવ્યો કે,—' હે ચહુઆણરાય ! જયચન્દ્ર રાઠોડે કહ્યું કે તમે જો નોકરી કરવામાં અસમર્થ છો, તો જમીન શાની ખાઓ છો ? તમે એક ફરમાનથી સમયપર હાજર ન થયા એ ઘણું ખોટું કરયું. જો પ્રથમના ફરમાનથી હાજર થયા હોત તો તો તમારે માટે અમારા રાજાએ ઉત્તમ પ્રકારની નોકરીની યોજના યોજી હતી; પરંતુ હવે તે સ્થળ ભરાઇ ગયું છે, માટે હવે તો યજ્ઞ મંડપના દ્વારપાળના સ્થાન ઉપર આપની નોકરીની યોજના યોજવામાં આવી છે. માટે ત્વરાથી કનોજ આવી તે સ્થળને ગ્રહણ કરો. દૂતનાં વજ્ર સદૃશ વચન શ્રવણ કરી વીર પૃથિરાજની આંખ્યો લાલચોળ થઈ ગઇ, અને પોતાના ગુરૂ જનના દબાણથી કાંઇ પણ ન બોલતાં મનને પરાણે મારીને મૌન રહ્યો. સભા બધી સ્તબ્ધ થઈ ગઇ. એટલામાં ગોવિંદરાય ગેહેલોતે રાજાની મુખ મુદ્રા ઉપરથી જાણી લીધું કે, દૂતને રોકડો જવાબ દેવાની રાજાની મરજી છે. જેથી તેણે દૂતને પ્રત્યુત્તર આપ્યો કે,—' અરે ! આજ કલિયુગમાં રાજસૂય યજ્ઞ કોણ કરે છે ? તમારો રાજા તો કદાચ અહંકાર યુક્ત થાય એતો સંભવ છે, પરંતુ કનોજના વિદ્વાન્ બ્રાહ્મણો અને કારભારીઓનું ચિત્ત ભ્રમિત થઇ ગયું છે, એ આશ્ચર્યની વાત છે. જરા વિચાર તો કરવો હતો કે, કલિકાળમાં તે યજ્ઞ થાય, જયચન્દ્રની સભામાં કોઇ વિચારવાન્ માણસજ નથી. યજ્ઞ કરવો એ કાંઈ સહજ વાત છે. ત્રણ લોકનું દાન દેવાનું સામર્થ્ય ધરાવનારા બલિરાજાએ સત્યયુગમાં યજ્ઞ કર્યો હતો. લંકાપતિ રાક્ષસેન્દ્ર રાવણને મારી, અલકાપુરીના પતિ કુબેરને પ્રસન્ન કરી, સર્વ કુળ ભૂષણ શ્રીપૂર્ણ પુરૂષોત્તમ ઈશ્વરાવતાર દશરથ પુત્ર

શ્રીરામચન્દ્રજીએ ત્રેતામાં યજ્ઞ કર્યો હતો, અને જેને અર્જુન તથા ભીમ સદૃશ બંધુ હતા, તથા શ્રીકૃષ્ણચંદ્ર જેવા સહાયકની સહાયતાથી પાંડુકુળભૂષણ મહારાજા યુધિષ્ઠિરે દ્વાપરમાં રાજસૂય યજ્ઞ કર્યો હતો; પરંતુ તમારા રાજાને એવો કોણ સહાયક છે? તેમજ તમારા રાજાએ એવો શો પુરૂષાર્થ કરેલો છે? કે તે યજ્ઞ કરે છે. તેને ખબર નથી કે ઘોરીના મદને ઉતારનાર દિલ્હીના ચહુઆણ કુળભૂષણ વીર પૃથિરાજ અને સૂર્યવંશ ભૂષણ ચિત્તોડના પ્રબળ પ્રતાપી રાણા સમરસિંહ બેઉ કોણ યજ્ઞ કરી શકે તેમછે? તમારો રાજા તેમનાથી શું વિશેષ પદ્ધીવાળો છે? શું આર્યભૂમિ તેના વગર ક્ષત્રિય રહિત થઇ ગઇ છે? તારો રાજા એવડો શાનો સૈન્ય અને દ્રવ્યથી અભિમાનમાં આવી દેવ સદૃશ વચનો બોલે છે? તે જાણતો હશે કે પૃથિવી ઉપર મારા વગર બીજો કોઇ વીર નથી, પણ નાના તે સમજતું તેનું ભૂલ ભરેલું છે. નિર્બીજ પૃથિવી ક્યારે પણ હોતી નથી, એ નક્કી જાણજે. અમો કાલિંદીના તટે રહેનારા તો તારા રાજાને ઓળખતાએ નથી કે તે કયા છઠ્ઠા ખૂણામાં પડયો છે. તારા રાજાને ખબર નહિ હોય કે જેણે ગુજરાતના ભોળા ભીમ સરખા ભયંકર પરાક્રમી ભડવીરને પણ જેણે મારી નાખ્યો, અને ગજનીપતિ પાદશાહને પણ ઘણીવાર કેદ કરી, દંડ લઇ છોડી મૂકયો, એવા વીર ચહુઆણરાય વગર બીજો કો યજ્ઞ કરનાર અમે તો કોઈ જોતા જ નથી; માટે જા, સત્વર જઇને તારા રાજાને કહેજે કે,—દિલ્હીપતિ ચહુઆણરાય તને કલિવર્જીત યજ્ઞ કરવાની આજ્ઞા આપતો નથી. સર્વ સભાસદોએ ગોવિંદરાય ગેહલોતના મતને અનુમોદન આપ્યું, અને છડીદારે તિરસ્કાર કરી જયચન્દ્રના દૂતને સભામાંથી બાહાર કાઢી મૂકયો.

ચિત્તોડપતિ મહારાણા સમરસિંહજીએ પણ એવાંજ કઠોર વચન કહેવરાવી મુકયાં. રાણા સમરસિંહે જો કે કઠોર વચન કહેરાવી મુક્યાં, તોપણ યોગ્ય રીતે પ્રત્યુત્તર આપી દૂતને વિદાય કર્યો હતો, પણ દિલ્હીના મહાપ્રતાપી એકવીર પૃથિરાજની સિંહરૂપી સભા નિરખી જયચન્દ્રનો દિલ્હી આવેલો દૂત સ્તબ્ધ બની ગયો. તેનાથી પૃથિરાજનો અને તેના સામંતોનો તાપ સહન થઇ શકયો નહિ, અને જેમ મૂર્ખ લોકોની સભામાંથી વિદ્વાન્ અનાદર થતાં ચાલી નિકળે, અથવા શૂરાઓના મધ્યમાંથી જેમ નપુંસક અપમાન થતાં ચાલી નિકળે, તેમ જયચન્દ્રનો દૂત પૂંઠેલે લમણે અને વીલે મોઢે ચાલી નિકળ્યો. તેના પગ થરથર કંપવા લાગ્યા. છાતી ધડક ધડક થવા લાગી. મુખ ઉપર પ્રસ્વેદ વળી આવ્યો. ભયથી રોમાંચિત્ થઇ ગયો અને તેણે નિસ્તેજ મુખે કનોજમાં જઇ જયચન્દ્રને સર્વ વાર્ત્તા કહી દેખાડી. મહા અ-

ભિમાની જયચન્દ્ર રાઠોડ દિલ્હી અને ચિત્તોડના સર્વે સમાચાર શ્રવણ કરતાંની સાથે આવેશમાં આવી ગયો. તેના મુખ ઉપર લોહી ભરાઇ આવ્યું. તેનાં નેત્રો વિકાળ જણાવા લાગ્યાં. તેની ભુજા ફરકવા લાગી, અને તે હોઠને દાંત વચ્ચે દાબી આવેશથી સભા વચમાં કહેવા લાગ્યો કે,–'અરે! પૃથિરાજ તે એવો બધો મગજમાં શાનો કેફ રાખે છે? તેનો કેફ ઉતારવા માટે ત્વરાથી તેને તથા સમરસિંહ રાણાને બન્નેને હાથ બાંધીને મારી પાસે પકડી લાવો. આવાં વચન કહી જયચન્દ્રે સભાસદોના સન્મુખ જોયુ; એટલે તરતજ તેના નાના ભાઇ બાલુકરાય રાઠોડે ગર્જના કરી આસન ઉપરથી ઉઠી ઉભા થઇ ચહુઆણરાયને અને રાણાજીને બાંધીને લાવવાની પ્રતિજ્ઞા કરી. એટલે જયચન્દ્રે પ્રસન્ન થઇ તેને બે બળવાન્ યવન સરદાર ખુરશાનખાન તથા બંદાતમીર નામના જમાદારો તથા સાઠ હજાર મનુષ્યનું સૈન્ય આપ્યું, પણ યજ્ઞના મુહૂર્ત્તનો દિવસ સમીપમાં આવેલો હતો, અને પૃથિરાજને તથા રાણાજીને પકડી લાવવા એ કાંઇ નાનીસૂની વાત ન હતી, એતો સુતેલા વિકાળ સિંહોને જગાડવા જેવું હતું. અને તેઓને પકડી લાવતાં સુધીમાં તો મુહૂર્ત્ત વ્યતીત થઇ જાય તેમ હોવાથી યજ્ઞનું કાર્ય કરવા માટે પૃથિરાજની તથા રાણાજીની સુવર્ણની પ્રતિમા બનાવી પૃથિરાજની મૂર્ત્તિને દ્વારપાલને સ્થાનકે તથા રાણાજીની મૂર્ત્તિને વાસણ સાફ કરવાનાં સ્થળે રાખી. આ બે જગદ્ વિખ્યાત નરની પ્રતિમાઓને આવાં અનુચિત સ્થાનપર રાખવાથી પ્રધાને જયચન્દ્ર રાઠોડને કહ્યું કે,–'આવા મોટા રાજાઓનું અપરોક્ષ અપમાન કરવું એમાં કાંઇ હું લાભ નિહાળતો નથી.' આવાં પ્રધાને વચનો કહ્યા છતાં પણ ક્રોધિત જયચન્દ્રે પ્રધાનની વાતપર જરાપણ લક્ષ આપ્યું નહિ.

બાલુકરાય રાઠોડ મોટી સેના લઈ દિલ્હીના તરફ ધસ્યો આવે છે, અને પોતાની સુવર્ણની પ્રતિમા બનાવી દ્વારપાળનાં સ્થાનપર રાખી પૃથિરાજનું જયચન્દ્રે અપમાન કરેલું છે. આ સમાચાર દિલ્હીમાં આવતાંની સાથેજ પૃથિરાજના મનમાં અત્યંત ક્રોધ આવ્યો. ક્રોધથી તેના હોઠ ફરકવા લાગ્યા. તેની જમણી ભુજા ઉપરા ઉપર ફરકવા લાગી. તેનાં નેત્ર લાલચોળ ગઇ ગયાં. તેનાં નેત્રોમાંથી જાણે અંગારા ઝરતા હોય એવો આભાસ જણાવા લાગ્યો. અને તેણે તેજ વખતે પોતાના અંગના સદૃશ દઢ અને રાજ્યભક્ત સામંત સરદારોને એકાંતમાં બોલાવીને કહ્યું કે,–હે શૂરવીર સરદારો! તમારા બળના ઉપરજ મારા યશનો આધાર છે. હું તમારા દ્વારાજ બળવાન્ અને પ્રતિષ્ઠિત થયો છું, અને તમારાજ સાહસથી મેં જયચન્દ્રના સમાન બળવાન્ રાજાના દૂતને અપમાન કરી કાઢી મૂક્યો છે. હવે મારૂં માન જાળવવું એ કેવળ ત-

મારી તલવારને વશ છે; માટે હવે જે યોગ્ય જણાય તેવું કરો. તમે સર્વ લોક એતો જાણતાજ હશો કે બાલુકરાય રાઠોડ સાઠ હજાર મનુષ્યનું સૈન્ય લઇ મને પકડી લેવાની આકાંક્ષાથી કનોજથી બહાર નિકળ્યો છે, અને યજ્ઞ મંડપના દ્વાર ઉપર દિલ્લી અને અજમેરના રાજાને અપમાન આપ્યું છે. માટે હવે જયચન્દ્રને તેનાં આવાં અઘટિત કાર્યને માટે શું શિક્ષા આપવી, તે તમો સંમતિ આપો ? 'વીર પૃથિરાજનાં આ વચનો શ્રવણ કરી,' તેના કાકા અને ભીષ્મ પિતામહના અવતારરૂપ નરવ્યાઘ્ર કન્હચહુઆણે કહ્યું કે,– 'હવે વિચાર કરવાનો અવકાશ નથી, માટે આપ કનોજને તોડો.' આવાં કન્હચહુઆણનાં વચન શ્રવણ કરી ગોવિંદરાય ગેહેલોતે કહ્યું કે,–'આ સમય સાહસ કરવાનો નથી. કનોજને તોડવું એ કાંઈ નાનીસૂની વાત નથી.' જામ જાદવ બોલ્યો કે કનોજ તોડવું એ સહેલ વાત નથી, તો તેનાં પરગણામાં લુટફાટ કરી મારીને યજ્ઞમાં ભંગ કરો. 'ચંદપુંડીરે કહ્યું કે,–'તમે બધા કહોછો એ ખરૂં છે, પણ પ્રધાન કયમાષદાહિમાની સંમતિ લ્યો ને પછી જે રૂચે તે કરો; કારણકે કયમાષની સંમતિથી આપણે પ્રથમ પણ મહાન્ મહાન્ કાર્યો કરી વિજય સંપાદન કરેલ છે.' રાજ્ય કાર્યમાં કુશળ પ્રધાનના અનુમોદન વગર એક પગ પણ આગળ વધવું ન જોઇએ. આવાં ચાંદપુંડીરનાં વચન સાંભળી પૃથિરાજે તુરત કયમાષદાહિમાના સામી દૃષ્ટિ કરી. કૈમાસને આ બાબતમાં શી રીતે કામ લેવું એ માટે પુછવામાં આવતાં કૈમાસે કહ્યું કે–'મહારાજાધિરાજ ! આપના મુખ કમળમાંથી જે વચન નિકળ્યાં છે, તે પૂર્ણ થયા વગર તો રહેશેજ નહિ; પરંતુ કનોજ ઉપર ચડી જવાની સંમતિ હું આપી શકતો નથી. કારણકે જયચન્દ્ર રાઠોડને ત્યાં અગણિત સેના છે. રૂપથી મોહ પામેલાં પતંગીઆ જે પ્રકારે અગ્નિમાં પડીને બળી મરે છે, તે પ્રકારે શત્રુ રૂપી અગ્નિમાં પડવાની સંમતિ હું આપીશ નહિ; કારણકે જયચન્દ્ર પાસે એક તો એંસી લાખનું લશકર છે. વળી એની નોકરીમાં આ વખતે ભરતખંડના તમામ રાજાઓ હાજર થયા છે, તો તેના ઉપર અત્યારે આપણે ચડી જઇ વિજયની આશા રાખીએ એ સ્વપ્નવત્ છે, કારણ કે જયચદ્ર ઉપર વિજય મેળવવો એ કાંઇ નાની સુની વાત નથી. અને જો વિજય ન મેળવતાં ત્યાં માર્યા જઇએ યા કદાચ મારો કે પકડાઇ જ ગયા, તો દુશ્મનની કીર્તિ વધારવાનું કારણ આપણે જાતેજ આપ્યું એમ કહેવાશે, અને આજ પર્યંત મેળવેલી કીર્ત્તિ ધૂળ જશે; માટે હું કહું છું તેમ કરો. મહારાજનું વચન સત્ય થાય, જયચન્દ્રના યજ્ઞનો વિધ્વંશ થાય અને લોકમાં આપણી અપકીર્ત્તિ પણ ન થાય, એવો ઉપાય યોજવાની અત્યાવ-

શક્તા છે. અને તે રસ્તો એ છે કે—આપ કનોજના ઉપર ચડાઇ ન કરતાં, બાલુકરાય ઉપર આક્રમણ કરી તેને મારો. એમ થવાથી આપણે એક કાંકરે બે પક્ષીઓ મારી શકીશું. આપ સર્વ સરદાર જાણતા તો હશોજ કે જ્યારે રાજસૂય યજ્ઞ કરવામાં આવે છે, ત્યારે યજ્ઞ કરવાવાળાના સીમાડામાં કોઈ પણ પ્રાણીનું મરણ થતું નથી. અને જો મરણ થાય તો યજ્ઞ ભંગ થાય છે, અને તેથીજ રાજસૂય યજ્ઞ વખતે બ્રાહ્મણોદ્વારા મૃત્યુંજયના મંત્રનો જાપ કરાવાય છે. તે મૃત્યુંજયના મંત્રના જાપના પ્રતાપવડે તે રાજાના રાજ્યમાં યજ્ઞ પૂર્ણ થતાં સુધી કોઇ પશુ સરખું પણ મરણ પામતું નથી, અને જો કદાચ મરણ પામે તો તેનું પ્રાયશ્ચિત રાજાને કરવું પડે છે. અને હાલમાં આપણે એવું કોઈ પણ અદ્‌ભુત કામ જયચન્દ્રની નવાઇમાં કરી શકીએ તેમ નથી, જેથી આપણે યજ્ઞની પૂર્ણાહુતી માટે પ્રથમ બાલુકરાયને મારી તેની આહુતી આપીએ કે જેથી યજ્ઞ બંધ થઇ જશે. અને ગઇ રાત્રિએ એવા સમાચાર મળ્યા છે કે—બાલુકરાય આપણા રાજ્ય તરફ આગળ ન વધતાં પોતાનીજ સીમા ઉપર છાવણી નાખી પડેલો છે, તેનો હેતુ એ છે કે જો કદાચ આપણે યજ્ઞ ભંગ કરવાની ઇચ્છાથી કનોજ તરફ જઇએ તો આપણને તે રોકી રાખે. તેની સાથે જે સેના છે, તેનો તો આપણે સરલતાથી પરાજય કરી શકીશું, માટે હવે વિલંબન કરતાં, એ ઉદ્યોગમાં પ્રવૃત્ત થાઓ.' કૈમાસનાં વચન સાંભળી સકળ સભા અત્યંત પ્રસન્ન થઇ. ચન્દ કયમાષને ધન્યવાદ આપતાં કહ્યું કે—'કૈમાસજી ! આપની બુદ્ધિને ધન્ય છે. ત્યારપછી સર્વ સભાસદોના સમક્ષ કૈમાસના તરફ વારમ્વાર હાથ કરીને કહ્યું કેઃ—

### छप्पय.

जिहि कैमास प्रधान खोदि सब्व धन कढयो;
जिहि कैमास प्रधान, राज्य चौहान हि चढयो;
जिहि कैमास प्रधान, पारि परिहार भूर थक;
जिहि कैमास प्रधान, म्लेच्छ बांध्यो बलसब्बल,
चहुओर जोर चौहान नृप, तुरक हिंदु डरपत डरह;
बाराह बाघ बाराह [illegible], सुबस सुवास जंगल धरह.

કૈમાસ દાહિમાના તરફ સમસ્ત સભા એકરસ થઇ રહી. સર્વ સામંત તથા સરદારોએ એકમત થઇ બાલુકરાય રાઠોડપર આક્રમણ કરવાના ઉત્સાહથી કહ્યું કે,—'સત્ય છે. કૈમાસ અને ચંદ કહે છે તે સત્ય છે. બાલુકરાયના

શા ભાર છે કે તે અમારા સન્મુખ યુદ્ધમાં ઉભી શકે. અમે પહેલેજ સંપાટે તેના સૈન્યને છિન્નભિન્ન કરી નાખીશું. આ પ્રકારની સાંમત અને સરદારોની સંમતિ મળતાં પૃથિરાજે સર્વને યુદ્ધ માટે તૈયારી કરવાની આજ્ઞા આપી. અને યુદ્ધનાં વાજાં વગડાવ્યાં, અને સત્તર હજાર વીણી કાઢેલા મનુષ્યોનું લશ્કર ચડયું. જોગણીઓએ આશીરવાદ આપ્યો. ગીધ અને સમળીઓ—આદિ માંસાહારી પક્ષીઓ ખુશી થવા લાગ્યાં. શ્રીસદાશિવજી અને કાલિકાને વધામણી પહોંચી, અને સ્વર્ગમાં અપ્સરાઓ વરવરવા તૈયાર થઇ. પ્રત્યેક મજલ કુચ કરતું ચહુઆણનું સૈન્ય બાલુકરાયની છાવણીના સમીપ જઇ પહોંચ્યું. એટલે બત્રીસ હજાર માણસોનું સૈન્ય લઈ વીરબાલુકરાય, ચહુઆણરાયનો સમશેરથી સત્કાર કરવા રણભૂમિમાં આવ્યો. ઉભય સેના રજપૂતોથી પરિપૂર્ણ હતી. અને બન્ને સેના પોતપોતાના રાજાની મહત્તાને માટે યુદ્ધ કરવાને ઉત્સાહ યુક્ત હતી. હાથીએ હાથી, ઘોડે ઘોડા અને પ્યાદલે પાયદલ એકત્ર થઇ ગયા અને રજપૂતો વચ્ચે મહત્તાના મમત્વની નાશકારક લડાઇ ચાલવા લાગી. કનોજની સેના પોતાના બળના ગર્વમાં હતી, અને ચહુઆણો તેવા મિથ્યા બળના ગર્વમાં નહતા, તેઓ પોતાને માટે ડરતા હતા. અને એ ડર તેમને કનોજના સૈન્ય કરતાં વધારે કાળજીથી યુદ્ધ કરાવતો હતો. બાલુકરાય પોતાના ભાઇને માટે રણભૂમિમાં આવ્યો હતો. અને વીર પૃથિરાજ ચહુઆણ તો પોતાને માટેજ રણમાં વીર હાક વગાડતો હતો. ઘણીવાર સુધી દારૂણ યુદ્ધ ચાલ્યું, પણ કોઇના તરફથી વિજયનાં ચિહ્ન જણાયાં નહિ. સામસામા લશ્કરોએ કાપાકાપી ચલાવતાં હજારો માણસો માર્યા ગયાં. કનોજ તરફના ઘણા યોદ્ધાઓ મરાતાં બાલુકરાય તલવાર ખેંચી કન્હ ચહુઆણના સામો આવ્યો. બાલુકરાયના હાથીને પોતાના સન્મુખ આવતો જોઇને કન્હચહુઆણે પોતાની બરછી તેને મારી. બાલુકરાય જો કે નાનો અને ભોગ વિલાસને ભોગવનારો હતો; પરંતુ તે એવો નહતો કે યુદ્ધભૂમીમાંથી ભાગી જાય. તે પણ એક બળવાન્ રજપુતાણીનો પુત્ર હતો. રામ અને લક્ષ્મણની જેવી અવર્ણનીય પ્રીતિ હતી, તેવીજ જયચન્દ્ર અને બાલુકરાયની પ્રીતિ હતી, શ્રીરામચન્દ્રજી જે પ્રકારે લક્ષ્મણજી પ્રત્યે પ્યાર દર્શાવતા હતા; તેમજ જયચન્દ્ર બાલુકરાયના ઉપર પ્રેમ રાખતો હતો, અને લક્ષ્મણજી જે પ્રકારે અનન્ય ભાવથી શ્રીરામચન્દ્રજીની સેવા કરતા હતા, તથા પૂજ્યભાવથી જોતા હતા, તે પ્રકારેજ બાલુકરાય પણ જયચન્દ્રના પ્રત્યે અનુસરતો હતો. શૂરવીરને ઘટે તે પ્રકારે બાલુકરાયે કન્હનો આવકાર કર્યો; પરંતુ અનેક યુદ્ધમાં જય મેળવી મહાઅનુભવ પામેલા વૃદ્ધ ચહુઆણ યોદ્ધાના આગળ તેનું

કાંઈ પણ બળ ન ચાલ્યું. ચહુઆણના ઘોડેસ્વાર લશ્કરે મહાદારૂણ યુદ્ધ કરી કનોજની સેનામાં આગળ વધવાને માટે કન્હ ચહુઆણનાં હાથીને માર્ગ કરી આપ્યો. એટલે કન્હે બાલુકરાયના સન્મુખ થઈને બરછીનો પ્રહાર કર્યો; એટલે શૂરવીર રાઠોડ કુંવરે કન્હની કાંધ ઉપર તલવારનો પ્રહાર કર્યો; પરંતુ કન્હ ચહુઆણની બરછી વીરબાલુકરાયની છાતીને ભેદી આરપાર નિકળી ગઈ, અને તે તરૂણ યોદ્ધા મુર્છિત થઈ અંબાડીમાં ઢળી પડયો.

## भुजंगी छंद.

भिरैं सेन कमधज्जरु चाहुआनं,
भरं भीर मारी उभारी कमानं,
चलै दून सेनं मिलैं वान वानं,
मनो बुन्द भद्दं महं मं यजानं.
गजैं सूर सूरं लगो हत्थ वत्थं
दुअं उच्चरैं आन ईसं दुअत्थं;
तुटैं सीस दीसं रुर रुण्ड मुण्डं
परैं गज्ज माजैं सुतुट्टै भुसुंडं,
दिखैं कन्ह चौहान बालुकरायं
उदै विद्ध सौकी समं सजि घायं
तबै बालुकराई सौं सज्ज झट्टं
कह्यो कन्ह झल्लं सुसेलं निहट्टं
हन्यो सेलखण्डं कमद्धज्ज करं
सिव्है फोरि फुट्टै पटे पुट्ठि भूरं .
धरं झारियं कन्ह सेलं जुनरवै
परयो बालुकाराइ सो भूमि धकूलैं
हन्यो बालुकाराइ देख्यो समत्थं
सबै देखी सामंत आमंत हत्थं
भगी फौज कमधज्जसा छांडि खेतं
हन्यो बालुकाराय देख्यो समत्थं

બાલુકરાય પડતાંની સાથે કનોજના સૈન્યમાં ભંગાણ પડ્યું. સેના નાસવા લાગી. આ ધભરાટમાં ભાગતી સમય કનોજનાં પાંચ હજાર મનુષ્ય કામ આવી ગયાં, અને પ્રથિરાજનાં સાતસો માણસ માર્યાં ગયાં. અને ચહુઆણના ભાટ લોકોએ વિજય ઘોષ કરી દિશાઓમાં વીર પ્રથિરાજ ચહુ-

બાણનો યશ બોલાવ્યો. કનોજનું લશકર નાશી ગયું. રાજસૂય યજ્ઞમાં વિઘ્ન થયું, અને યુદ્ધનો અંત આવ્યો. કનોજનું લશ્કર નાશી જતાં તેનાં હથિયાર તથા બીજી કેટલીક લૂટ મળ્યા પછી હવે 'અહિ વિશેષ રહેવું એ હિતાવહ નથી.' એવી સંમતિ કરી વીર પૃથિરાજ પોતાનું સૈન્ય લઇ દિલ્હી તરફ ગયો.

દુહો.

रनहारी पुकारी पुनि, गई पंग पै धाय;

यज्ञ विध्वंसिय नृपदलह, पति जुग्गिनपुरआय.

પૃથિરાજને જંપીને બેસવાનું ન હતું. તેને શત્રુઓની ખોટ ન હતી. એકને એક યુદ્ધ પ્રસંગ તેને માટે તૈયારજ હતો. તે જેવો બાલુકરાયનો વધ કરી યશ સંપાદન કરીને દિલ્હી આવે છે; એટલામાં ઘોરી સૈન્ય લઇ તે સામે યુદ્ધ કરવાને માટે આવી રહેલો હતો, અને હિંદુઓનાં સંયુક્ત યુદ્ધને માટે ગુજરાત અને રજપૂતાનાના રજપૂતોએ પણ સર્વ તૈયારી કરી રાખી હતી. દિલ્લી આવતાં, રજપૂત રાજાઓએ તેને ઘોરી સાથે યુદ્ધ કરવાને માટે પ્રાર્થના કરી, અને વીર પૃથિરાજે પણ મહાઉત્સાહ પૂર્વક તેની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો. આ તરફ કનોજમાં બાલુકરાયના વધના સમાચાર પહોંચતાંની સાથેજ જયચન્દ્રનો રાજસૂય યજ્ઞ ભંગ થયો. અશૌચ આવી પડતાં યજ્ઞ યજ્ઞને ઠેકાણે રહ્યો, અને રાજાઓ તથા બ્રાહ્મણો ગંગાજીના કિનારા ઉપર સીધાં પાણી ખાતા પડાવમાં ચુપચૂપ બેસી રહ્યા. જયચન્દ્રના શોકનો પાર ન રહ્યો. મહત્તાનો ગર્વ ઉતરી ગયો, અને પૃથિરાજના ઉપર પૂર્ણ વેર આવ્યું. તે બંધુના વધના શોકથી મલીન થઈ ગયો. તેણે વિધિપૂર્વક ભાઇની ઉત્તર ક્રિયા કરી. મનુષ્યોના મનમાંથી ઉત્સાહ જતો રહ્યો, અને રાજાના મહેલમાં હાહાકાર થઇ રહ્યો. ભાઇના કવખતના મરણથી અત્યંત શોકથી દિલગીર રહેતા જયચન્દ્ર રાઠોડને બ્રાહ્મણોએ નાનાપ્રકારનાં વચનો કહી સમજાવ્યો. અને યજ્ઞના હોતાએ કહ્યું કેઃ—'હે રાજા! મનુષ્ય તો કેવળ મરણને માટેજ જન્મ લે છે, માટે શોકનો પરિત્યાગ કરો. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ'—

आहवे निहतं शूरं न शोचेत कदाचन।

निर्मुक्तः सर्व पापेभ्यः पूतो याति सुलोकतां.॥

સઘળા માણસો રાજાને આ પ્રમાણે સમજાવવા લાગ્યા, એટલે દિન પ્રતિદિન તેના મનમાંથી શોકનો ભાર ઓછો થયો. પછી તેણે એકવાર પોતાના પ્રધાન સાથે મળીને વિચાર કર્યોકે યજ્ઞ સમારંભમાં આવેલા બ્રાહ્મણો અને રાજાઓને એમને એમ વિદાયગીરી આપવી એતો સારું નહિ, માટે તેનો

કાંઇક ઉપાય શોધી કાઢો. કેટલોક વિચાર કર્યા પછી પ્રધાને સંમતિ આપી કે,-હે 'મહારાજ! આપનું મન જ્યાં સુધી શાન્ત થાય ત્યાં સુધી તેમને અહિંજ રહેવા દ્યો, અને ત્યાર પછી વર યોગ્ય થયેલાં સંયુક્તાનો સ્વયંવર કરી આપ આપના મનોરથને પૂર્ણ કરો. જયચન્દ્રને પ્રધાનનો આ વિચાર ઉત્તમ જણાતાં તેમ કરવાનો નિશ્ચય કર્યો.

યજ્ઞ વિધ્વંશ થવાથી અને પોતાના નાનાભાઇના મરણથી જયચન્દ્રને કેટલાક દિવસો સુધી તો કાંઈ પણ રૂચ્યુંનહિ; પરંતુ પ્રધાન—આદિ અમાત્ય મંડળે રાઠોડ પુત્રી સંયુક્તાના સ્વયંવરની તૈયારીનો આરંભ કર્યો. પોતાની દીકરીનો સ્વયંવર જો નિર્વિઘ્ને પાર ઉતરે તો તેને કાંઇક સંતોષ જેવું હતું. રાજ સૂયયજ્ઞમાં અહકાર્થે જેવાં કામ કરવા આવેલા રાજાઓ રાજકન્યા કદાપિ પોતાને વરમાળા આરોપે, એવા રમણીય વિચારમાં દિવસો વ્યતીત કરવા લાગ્યા. જયચન્દ્રની રાણી જે સિંહલદ્વીપના રાજાની કુંવરી હતી, તે પણ પોતાની પુત્રીનાં સૌભાગ્યનું વર્ણન કરતી આનંદમાં દિવસો વ્યતીત કરવા લાગી. તેણે સ્વયંવરની ધામધૂમમાં ભાગ લેવાને માટે પોતાનાં પિયરીઆંને પત્ર લખીને બોલાવ્યાં હતાં. નગરનાં મનુષ્યો અને બ્રાહ્મણો જયચન્દ્ર રાઠોડના આ સુવિચારથી પ્રસન્ન થયા, અને પ્રતિદિન જયચન્દ્રના શોકને ઓછો કરવાનો ઉદ્યમ કરવા લાગ્યા. સંસારમાં એવી તો માયા પ્રસરી રહીછેકે, મનુષ્યોને પોતાના સ્નેહી સંબંધીઓના મરણનો શોક જેમ જેમ સમય વીતતો જાયછે, તેમ તેમ ન્યૂન થતો જાયછે. બાલુકરાયનું મરણ સાંભળતાંની સાથે જે અપરિમીત શોક જયચન્દ્રના મનમાં થયો હતો, તે શોક સમય જતાં તથા વિદ્વાનોનાં શોક શમનક વચનોથી દિવસો દિવસ ઘટતો ગયો. દિવસ જતાં મહીના વીતી ગયા, અને રાજા પણ ખુશ મિજાજમાં આવતો ગયો. રાણીએ પણ રાજાનો શોક ઓછો કરવાને માટે નાનાપ્રકારનાં પ્રયત્નો કર્યા હતાં. કેટલાક દિવસો ગયા પછી જયચન્દ્ર રાઠોડે સ્વયંવર કરવાની જાહેર રીતે આજ્ઞા આપી. પ્રિયવાચક ગણ! હવે આ વૃત્તાંતને આ સ્થળે રાખી, આપણે વિજયી પૃથિરાજના તરફ લક્ષ આપીએ.

# : પ્રકરણ ૧૩ મું.

## સ્થાનેશ્વરનું યુદ્ધ.



गदानां मूशकानांच परिघानां चं निःस्वनैः
शरणां संक्षवातैश्च क्षुभिताः सप्त सागराः ॥

મુસલમાનોના વારમ્વાર ચડી આવવાથી અને હારવાથી તથા જીતવાથી ભારતવર્ષને મહાભારી નુકશાન થઇ રહ્યું હતું. મુસલમાનો હિંદની ગરીબ પ્રજાને પકડી ગુલામ તરીકે રાખતા હતા, અને લાખો બલ્કે કરોડો રૂપિયાનો માલ લૂટી જતા હતા. આવી આવી ચડાઇઓ અને લડાઇઓથી ભારતવર્ષને બે પ્રકારની હાનિ થતી હતી. એક તો નુકશાન એ હતું કે,—ઉત્તર તરફના લોકો નિરંતર ભય ભરેલી સ્થિતિમાં રહેતા હતા, અને તે ભયને લીધે તેઓ ખેતી કે વ્યાપાર—આદિ કરવામાં શંકા રાખતા હતા; કારણ કે તેમના હૃદય મંદિરમાં મુસલમાનોની ચડાઇનો સદા ભય રહેતો હતો, કે રખેને મુસલમાનો ચડી આવે અને લૂટ માર મચાવી મૂકે. બીજો હિંદને ગેરલાભ એ હતો કે,—પહાડી પ્રદેશના મનુષ્યોનાં ટોળાંને ટોળાં આવી લૂટ માર કરતાં હતાં. ઘણા પ્રાચીનકાળથીજ ઉત્તર તરફનાં મનુષ્યો ઉપદ્રવ કર્યા કરતા હતા; પરંતુ મહમદ ગીજનવી કે જેણે હિંદ ઉપર બાર મોટી સ્વારીઓ કરી હતી, અને દેશના ઘણાક ભાગને લૂટફાટ કરીને અસંખ્ય નુકશાન પોહોચાડયું હતું. અને છેલ્લી ૧૦૨૪ માં સોરઠી સોમનાથ ઉપર ચડાઇ કરી દેશની અગણીત દોલતને લઈ ગયો હતો. તે મહમદશાહની ચડાઇઓ પછી તેવા પ્રકારની લૂટ માર સિંધ, પંજાબ, રજપૂતાના અને ગુજરાત પર્યંત થતી હતી, જેમ જેમ સમય વ્યતીત થતો ગયો, અને ચડાઇ કરવાવાળાઓનાં ઉગ્ર મન સાહસી થતાં ગયાં, તેમ તેમ એ ઉપદ્રવ પણ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો ગયો. જ્યારે મહમદે ઉત્તર તરફના બરફવાળા પહાડી પ્રદેશથી તે હિંદી મહાસાગર સુધી અધિકાર કરી લીધો, ત્યારે કેવળ ઉપદ્રવ કરવાવાળાઓ એજ નહિ, પણ તે ઉપદ્રવ કરનારાઓના રાજાઓએ પણ હિંદના ઉપર દ્રવ્યની લાલચથી ચડાઇ કરવાનો પ્રારંભ કર્યો. જો કે હિંદુઓએ તેઓનો ઘણીવાર પરાજય કર્યો, પરંતુ તે પરાજયથી તેઓના મનમાં ઉત્પન્ન થયેલી દ્રવ્ય પ્રાપ્તિની કામના ન્યૂન ન થતાં દિવસો દિવસ વૃદ્ધિ પામતી હતી. મહમદ ગીજનવીના પછી જો કે કેટલોક સમય શાન્તીમાં

વ્યતીત થયો હતો, પણ પાછો મહમદ ઘોરીના સમયમાં તેવોજ સમય પ્રાપ્ત થયો. તે સમયમાં આર્ય રાજાઓમાં મહાભારી વિવાદ થઈ રહેલો હતો, અને તે વિવાદથી ક્લેશનાં મૂળ સજ્જડ થઇ ગયાં હતાં. અને તેથી એક સરખો સંપ ન હોવાથી આર્ય રાજાઓજ આપસ આપસમાં એક બીજાનો પરાજય કરવા નાનાપ્રકારની યોજનાઓ યોજતા હતા, અને પોતાના પગ ઉપર કુહાડો મારવા જેવો પ્રકાર કરતા હતા. એક બીજાની ઉન્નતીથી બળીજતા હતા. આવા આપસ આપસના દ્વેષથી તેઓએ દેશની અરે! પોતાની માતૃ ભૂમીની જરા દરકાર ન રાખી, એ તેઓના સંબંધમાં શોચનીય પ્રકાર છે. જો આર્ય રાજાઓમાં કુસંપ વૃદ્ધિ પામ્યો ન હોત, તો માતૃભૂમિ યવનોના હાથમાં જવા પામત જ નહિ, પણ ભાવી બળવાન્ હોવાથી કોઇનો દોષ કાઢી શકાય તેમ નથી. શાહબુદ્દીન અથવા મહમદ ઘોરીએ પોતાને માટે હિંદને જીતવાનો પ્રયત્ન કરેલો હતો. ગુજરાત, સિંધ અને પંજાબ—આદિ ઉપર તેણે ઘણીવાર હુમલો કરી ધન મેળવ્યું હતું. જો કે તે વારમ્વાર પરાજય પામતો હતો; તોપણ આર્ય રાજાઓમાં કુસંપ હોવાને લીધે, તે પોતાના પરાજયથી જરા ભય પામતો નહતો; પરંતુ વારમ્વાર તેઓના ઉપર ચડાઇ કરવાનો ઉદ્યોગ કર્યા કરતો હતો. તે વારંવાર ચડાઇ કરતો હતો, તેથી રજપૂતાનાના અને મેવાડ—આદિના રાજાઓના કાન ઉઘડ્યા. તેઓના સમજવામાં આવ્યું કે, આ પ્રબળ શત્રુ છે, તેથી તેનાં પ્રબળ પણાંનો નાશ કરવાને માટે તેઓ સઘળાએકત્ર થઇ સને ૧૧૯૧માં તેનો પરાજય કરવાનો ઉદ્યોગ કરવા લાગ્યા.

આ સમયે ભારતવર્ષમાં પણ બહુજ બળવાન્ રાજાઓ હતા; પરંતુ દુર્ભાગ્યે તેઓમાં સંપ ન હતો. ગુજરાત, દિલ્લી ચિત્તોડ, કનોજ અને પૂર્વ હિંદમાં જો કે મોટા મોટા પ્રતાપી રાજાઓ રાજ્ય કરતા હતા, અને જો તેઓએ મનમાં ધાર્યું હોત, અને તેઓમાં સંપ હોત તો, તેઓ ઉત્તર તરફના ઉપદ્રવી લોકોને યોગ્ય દંડ આપી ઇરાન અને સૈબીરિયા સુધી ભારતવર્ષની સીમાને વધારી આપત; પરંતુ એવો સમય ક્યાંથી આવે કે આર્ય રાજાઓમાં સંપ થાય, અને હિંદની સીમા વૃદ્ધિ પામે.! ! ગુજરાત અને દિલ્લીને વેર, તેમજ દિલ્લી અને કનોજને વેર હતું. તેઓ એક બીજાને ખરાબ ખસ્ત કરી નાખવા નાનાપ્રકારની યુક્તિઓ કરી રહેલા હતા, અને તેથીજ શાહબુદ્દીનને સર્વ પ્રકારની અનુકૂળતા થતાં હિંદને તેણે પોતાના સાહસથી સદાને માટે હાથમાં કરી લીધો. હિંદના મહા બળવાન્ રાજાઓમાં વેર હતુ, તો પછી બિચારા નાના રાજાઓ એકમત થઇને શું કરી શકે ? છતાં પણ મુસલમાનોને હાથે માતૃ ભૂમીની વિશેષ દુર્દશા ઉત્તરોત્તર થતી જોઇ નાના રાજાઓથી અંતે રહેવાયું નહિ, અને તેઓએ જ્યારે

ઉત્તર તરફના લોકોએ મહાભારી ઉપદ્રવ કરી દેશને ખરાબ કરવા માંડ્યો, ત્યારે રજપૂતાનાના રાજાઓએ પોતાનાથી બન્યું તેટલા રાજા સાથે સંદેશા ચલાવી એકવાર તો મુસલમાનોનો સખ્ત રીતે પરાજય કરવાનો ચોકસ વિચાર કર્યો. તેઓએ પ્રથમ રાજપૂતાનાના રાજાઓને એક સંપ કરી, પછી ઈડર–આદિ ગુજરાતના રાજાઓને પણ પોતાના પક્ષમાં મેળવી લીધા. આ પ્રમાણે રજપૂતાનાના રાજાઓ ગોઠવણ કરી રહેલા હતા, એટલામાં તો ઘોરી શાહ દિલ્લી લેવાને ચડ્યો, અને વીર પૃથિરાજને સહાયતાની જરૂર પડી. એજ સમયે તે રાજાઓએ મુસલમાનો સાથે યુદ્ધ કરવાને માટે પૃથિરાજને વિનતિ કરી, અને બન્ને તરફનો એકજ અભિપ્રાય થતાં પ્રીતિકર સંયોગ થયો.

મહાપ્રતાપી વીર પૃથિરાજ ચહુઆણે યુદ્ધનો દિવસ નકી કરી સર્વ રાજાઓને દિલ્લી આવવાના આમંત્રણ પત્રો મોકલ્યાં. એથી કેટલાક તેને ગર્વકારી કહેવા લાગ્યા. કેટલાક એથી મનમાં દુઃખ માનવા લાગ્યા, અને કેટલાક તો વળી તેથી પોતાની મહત્તા ઘટી જતી માનવા લાગ્યા; તોપણ પ્રથમથી એકમત થયેલા ઘણા રાજાઓ પોત પોતાની મોટી મોટી સેના લઇ માતૃભૂમિના સંરક્ષણાર્થે થનારા યુદ્ધમાં સામેલ થવા દિલ્લી આવ્યા. દિલ્લીમાં તેઓને યથાયોગ્ય માન મળ્યું, અને તેથી ઘણા રાજાઓએ પૃથિરાજને ધન્યવાદ આપ્યો. પ્રથમ ચહુઆણરાયને ત્યાં એકસોને આઠ બળવાન સામંત હતા; પરંતુ ગુજરાત, દક્ષિણ અને કનોજ–આદિના યુદ્ધોમાં તેમાંના ઘણાક વીરગતીને પામ્યા હતા. વર્તમાન સમયમાં તેની પાસે માત્ર ચોસઠ સામંત રહેલા હતા. બધા રાજાઓના આવવાથી પૃથિરાજે તેમની સંમતિ લીધી. પ્રત્યેક રાજાએ તેને અગ્રેસર થવાની સંમતિ આપી, અને તે પછી યુદ્ધના અનુક્રમનો નિશ્ચય કરવામાં આવ્યો, અને પૃથિરાજે યુદ્ધાર્થે મોટી મોટી તૈયારી કર્યા પછી દિલ્લી છોડ્યું.

આ તરફ મહમદ–શાહબુદ્દીન ઘોરી પણ ધીરે ધીરે આગળ વધતો આવતો હતો. કેટલાક દુષ્ટ અને માતૃભૂમિ દ્રોહક રાજાઓએ તેને ઉશ્કેર્યો અને તેથી તેણે પણ મોટું સૈન્ય એકઠું કર્યું. તેનો દિલ્લી ઉપર ચડાઇ કરવાનો વિચાર ન હતો, પરંતુ જ્યારે તેને એવા સમાચાર મળ્યા કે,–રજપુતોમાં કુસંપ છે, અને પૃથિરાજ નિર્બળ થઇ ગયો છે, ત્યારે તે દિલ્લી ઉપર લક્ષ રાખી કૂચ કરવા લાગ્યો. બન્ને સેના એક બીજા સામે કૂચ કરી રહેલી હતી. કૌરવ અને પાંડવનું રૂધિર પીને પણ અતૃપ્ત રહેલાં કુરૂક્ષેત્ર–પાણીપતના મેદાનમાં તેઓ ભેગા થયા. અને સ્થાનેશ્વર તથા કર્નાલની વચ્ચે તિરૌરી આગળ મુકામ કરવામાં આવ્યા. રૂધિરની તરસી પાણીપતની ભૂમિ રજપૂતો

અને યવનોનાં રૂધિર પીવાને તૈયાર થઇ; છતાં પણ એકદમ હલ્લો કોઇએ કર્યો નહિ—જો કે બન્ને તરફથી મોટી મોટી તૈયારીઓ કરવામાં આવી હતી. ઘોરીનો વિચાર લુટમાર કરવાનો અથવા મારફાડ કરી ભાગી જવાનો ન હતો, તેની ઇચ્છાતો ભારતવર્ષમાં મુસલમાની રાજ્ય સ્થાપન કરવાની હતી, અને આગળની હકીકતથી જાણવામાં આવશે કે,—તેનાં સાધારણ સાહસ, બળ અને સમયોચિત્ બુદ્ધિ ચાતુર્યથી તેણે છેવટે એ યશ લીધો.

હિન્દુ અને મુસલમાનોની સેના એક બીજાના સન્મુખ આવી પડી. એક બીજામાં પત્ર વ્યવહાર ચાલુ થયા, અને યુદ્ધનો દિવસ નિશ્ચય કરવામાં આવ્યો. મુસલમાનોને ઉતારે પ્રાચીન શૂરવીરોની વીર રસ ભરેલી શાહ-નામાની અને હિન્દુઓને ઉતારે રામાયણ તથા માહાભારતની કથાઓ થવા લાગી. રજપૂત રાજાઓ યુદ્ધાર્થે અત્યંત આતુર થઇ રહેલા હતા. તેઓના મનમાં તો યુદ્ધ પ્રસંગ ઉત્સવ રૂપી થઇ રહેલો હતો, અને છાવણીમાં અસ્ત્રો તથા શસ્ત્રો બનાવવાનાં કામ મહા ધામધૂમથી થઇ રહેલાં હતાં. બન્ને રાજા પોત પોતાના પડાવનાં સંરક્ષણાર્થે ખાઇઓ, ધૂળીયાકોટ અને ટેકરા—આદિ બના-વવા મંડયા હતા. પ્યાદલો પટાબાજીની કસરત કરી રહેલા હતા, ઘોડેસ્વારો ઘોડાઓની કસરત કરી રહેલા હતા. નિશાનબાજો નિશાન મારવાની કસરત કરીરહેલા હતા, અને રથી વ્યૂહમાં રથ ચલાવવાવાળા ઘોડાઓને ચતુરપણાથી ચાલવા—આદિનું શિક્ષણ દેવામાં લાગ્યા હતા. યુદ્ધનો જે દિવસ મુકરર થયો હતો, તે દિવસની આ-ગલી રાત્રે ઉભય છાવણીમાં આખી રાત્રી યુદ્ધનીજ વાતો થઇ રહી હતી. પ્રાતઃકાળની નિદ્રા પૂર્ણ થતાં પ્રથમ રજપૂતોએ ઉઠી નાહી ધોઇ પરમેશ્વરનું સ્મરણ કર્યું, અને મુસલમાનોની છાવણીમાં ધાર્મિક સિપાઇઓ બાંગ પોકા-રવા લાગ્યા, અને બંદગી કરવા લાગ્યા. યોદ્ધાઓ, રથીઓ, સ્વારો અને તોપખાનાવાળાઓ પોત પોતાના મુકરર કરેલાં સ્થાનોપર તૈયાર થઇને ઉભા, અને ભગવાન્ સૂર્યનારાયણના સોનેરી કિરણો દિશાઓમાં જણાતાંની સાથેજ કાર્તિક સ્વામીનો જય બોલી હિન્દુ રાજાઓની સેના યુદ્ધાર્થે રણભૂમીમાં આવીને ઉભી થઇ. એટલે નિયમાનુસાર મુસલમાનો પણ સન્મુખ આવ્યા, અને બન્ને તરફના સેનાપતિઓએ પોતપોતાની યથાયોગ્ય વ્યવસ્થા થઇ ગયેલી છે, એમ જાહેર કર્યું. ત્યાર પછીજ ગોલન્દાજોને તોપ છોડવાની આજ્ઞા આપવામાં આવી. મેઘ ગર્જના સદૃશ તોપના ગડગડાટ સાથેજ વિજળીના ચમકારા અને જળ વરસવાના સમાન તલવારો અને તીરોના પણ વરસાદ વરસવા માંડયા. બન્ને સેનાઓએ ઉત્સાહમાં આવી પોત પોતાના માલિકને જય અપાવવા દારૂણ યુદ્ધ કરવા માંડયું. વીર મનુષ્યોની આંખ્યોમાંથી અગ્નિ

વરસવા લાગ્યો. ઘોરીનો સેનાપતિ સેનાના અગ્રભાગમાં ઉભો રહીને સરદારોને ઉશ્કેરવા લાગ્યો; એટલુંજ નહિ પરંતુ તેણે પોતાનું પણ અદ્દભુત પરાક્રમ દેખાડવા માંડયું, કે જેથી રજપૂતો યવનોના સામા ટકી શક્યા નહિ; તોપણ રજપૂતો કાંઇ ણાયલા નહતા, કે મુસલમાનોના સપાટાથી હાર ખાય, રજપૂતોએ ઘણીજ ધીરજથી લડાઇ કરીને મુસલમાનોને આગળ વધવા દીધા જ નહિ. રજપૂત સૈન્યમાં રણસંગ્રામનાં વાજીત્રો વાગી રહેલાં હતાં. તેઓના ઘોડાઓ હણહણાટી કરી રહેલા હતા. મનુષ્યોમાં ખુન ભરાઈ ગયું હતું, અને ઘણોજ શોરબકોર થઇ રહ્યો હતો. મારો, કાપો, પકડો, બાંધોના અવાજ થઈ રહેલા હતા. આ જોઇ મુસલમાનોએ ઘણા જોરથી ધસારો કર્યો, પણ બહાદુર રજપૂતો માતૃભૂમીના સંરક્ષણાર્થે એક પથ્થરના કોટ સદૃશ દૃઢ ઉભા રહેલા હોવાથી તેઓને ભેદીને યવનોથી આગળ વધાયું જ નહિ. તીરોથી વાદળ છવાઇ ગયું. તલવારોનો ચળકાટ થઇ રહેલો હતો, અને તે જ્યારે એકએકની સાથે અથડાતી ત્યારે વિદ્યુત સદૃશ ચમકારા થતા હતા. ભાલા લશ્કરમાં ઉછળતા હતા, અને પળે પળે કેટલાક નિર્ભાગી મનુષ્યો પૃથિવી ઉપર ટપોટપ પડતા હતા. લડાઇની ગડબડાટ, મરણ પામતાં માણસોની ચીસો, અને ઘાયલોના રગદોળાવાથી તેઓની દુઃખદાયક બૂમો શ્રવણેન્દ્રિય ઉપર આવતી હતી, તેથી યુદ્ધ ભૂમી ખરેખર ભયંકર જણાતી હતી. યુદ્ધ એવું તો દારૂણ ચાલતું હતું કે, તેનું વર્ણન કરવું અશક્ય છે. આકાશમાં ગીધ, સમડી, કાગડાઓ અને ગરજશો આદિ માંસાહારી પક્ષીઓ ઘણા આનંદથી ઉડતાં હતાં, અને થોડા સમય પછી એક મોટી ઉજાણી પોતાને મળશે, એવી તેઓને પ્રતીતિ હતી. રૂધીરની નદી વહેવા માંડી. શૂરાઓની વીરહાકોથી આકાશ ગાજી રહેલું હતું. રજપૂતોએ સિંહ સદૃશ પરાક્રમ કરયું. તેઓએ પોતાના નામને સાર્થક કરયું, તેમ યવનોએ પણ પોતાનાથી બનતું પરાક્રમ દર્શાવવામાં ખામી રાખી નહિ. યવનોના પરાક્રમથી કન્હ ચહુઆણ અને કૈમાસ દાહિમો ચકિત થયા. અને તેને પોતાની સેનાને ઉશ્કેરી આગળ ધસારો કર્યો. તેના અદ્દભુત પરાક્રમને જોઇ મુસલમાનો પણ ચકિત થઈ ગયા. બીજી તરફ શાહ અને વીર પૃથિરાજ ચહુઆણ એક બીજાના સન્મુખ થઇ યુદ્ધ કરવા લાગ્યા અને જેમ જેમ દિવસ ચડતો ગયો તેમ તેમ યુદ્ધનું સંહારક સ્વરૂપ ત્રાસ જનક થતું ગયું. હિન્દુ સૈન્યમાં ત્રણ માણસોનું શૂરાતન વિશેષ દેખાઇ આવતું હતું. કન્હ ચહુઆણ, કૈમાસ દાહિઓ અને પૃથિરાજ એ ત્રણ દારૂણ યુદ્ધ કરી રહેલા હતા. કન્હ ચહુઆણે બહાદૂરીનાં ચમત્કારીક કામો કર્યાં. તેને મારવાને મુસલમાન સરદારોએ ઘણા ઘણા યત્નો કર્યાં પણ બધાં નિષ્ફળ ગયા. અને

તેઓએ ઉલટો પોતાનો જીવ ખોયો. બીજો કૈમાસ દાહિમો તેણે તો લડાઈ માં મહેનત કરવામાં જરા કસર રાખી નહિ. પોતાનું શરીર અમર હોય તેમ તે મોખરે ઉભીને યુદ્ધ કરી રહેલો હતો. તેના ઉપર અસંખ્યાત તીરોનો વરસાદ વરસી રહેલો હતો; છતાં તે જીવતો રહ્યો, અને યવન સૈન્યનો ઘાણ શી રીતે કાઢતો હતો તે ખચિત આશ્ચર્યકારક હતું, પણ એ બધા કરતાં આ પુસ્તકના જગત્ વિખ્યાત નાયક વીર પૃથરાજ ચહુઆણની બહાદુરી ખરેખર જોવા લાયક હતી. આ યુદ્ધ કુરૂક્ષેત્રમાં થતું હોવાથી જાણે કૌરવોરૂપી યવનોને મારવાને માટે સાક્ષાત્ ગાંડીવ ધનુષ્ ધારી નર અવતાર અર્જુનનો નવો અવતાર થયો હોય, એમ સહુને જણાતું હતું. વીર પૃથિરાજ ક્યારે બાણ સાંધે છે, ક્યારે છોડે છે એ કોઇને જણાતુંજ નહતું. તેના શરીરમાં જાણે રણમત્ત રાવણે પ્રવેશ કર્યો હોય, એટલું તેનામાં તે સમય બળ દેખાતું હતું. તે યવનોના સૈન્યનો ઘાણ જ કાઢવા લાગ્યો હતો. જો કે તેના શરીરમાં ઘણા ઘા વાગ્યા હતા, પણ તેના જુસ્સાના આવેશમાં તેને કાંઇ પણ જણાતું નહતું. મારવું યા મરવું એવા દૃઢ નિશ્ચય ઉપર આવી જઇને તે યુદ્ધ કરી રહેલો હતો. પોતાના રાજાને અને સરદારોને દારૂણ યુદ્ધ કરતા જોઈ હિંદુસેનાના શૂરાઓ પણ આવેશમાં આવી દારૂણ યુદ્ધ કરી મરણીયા થઇ યવનોનો સંહાર કરતા હતા.

મધ્યાહ્નકાળ થતાં ઉભય સેના યુદ્ધથી નિવૃત્ત થઈ; કેમકે ઉનાળાના દિવસો હતા, અને મેદાનમાં એવો તો સખ્તતાપ પડતો હતો કે, સિપાઇઓથી ઉભા રહી શકાતું નહતું. બન્ને સેનાપતિઓએ આ બાબતનો પ્રથમથી જ પ્રબંધ કરી રાખેલો હોવાથી યુદ્ધ બંધ થયું, અને રાજા તથા સૈન્યના લોકો પોતપોતાને ઉતારે ગયા. બે દિવસ સુધી આવું ઘનઘોર યુદ્ધ થયું; પરંતુ મુસલમાનો પણ ડગ્યા નહિ. ત્રીજે દિવસે યુદ્ધાર્થે રજપૂતોએ મોટા પાયા ઉપર ગોઠવણ કરી. અને રણકોવિદ ચિત્તોડના રાણા સમરસિંહજીના અનુમોદનથી ચામુંડરાય દાહિમાને રણાધિપત્ય આપવામાં આવ્યું. ચામુંડરાય જેવો બળવાન હતો, તેવોજ યુદ્ધની કળાઓને અને વ્યૂહ રચનાને પણ જાણતો હતો, તેથી તેણે નવેસરથી જુદાજ પ્રકારની ગોઠવણ કરી. ત્રીજે દિવસે યુદ્ધનો આરંભ કર્યો અને એવી તો ચાલાકીથી યોદ્ધાઓને રણભૂમીમાં ઉતાર્યા કે મુસલમાનોની સેનાને બપોર થતાં થતાં તો છિન્નભિન્ન કરી નાખી. મુસલમાનોએ પ્રથમ એવું ધાર્યું ન હતું કે હિંદુઓ આટલી બધી બહાદુરીથી લડશે. તેઓ સહેલાઈથી ફત્તેહ મેળવવાનું ધારતા હતા, તે તેઓની આશા ધૂળમાં મળી ગઇ. હિંદુઓનો લડાયક જુસ્સો જોઇ મુસલમાનો નાઉમેદ થઈ ગયાં

તેઓની હિમ્મત તુટી ગઇ. અને તેઓની જેમ જેમ હિમ્મત ઓછી થતી ગઇ તેમ તેમ હિંદુઓનો લડાયક જુસ્સો વધતો ગયો, અને હિંદુઓએ એવા તો જોરથી એકસપ્ત ધસારો કર્યો કે, તેથી મુસલમાનો ગભરાઈ ગયા, અને તેઓ ત્રાસથી નાસવા લાગ્યા. ઘોરીના સેનાપતિએ તેઓને નાસતા અટકાવવાની ઘણી મહેનત કરી પણ તે બધી વ્યર્થ ગઇ. હિંદુઓના સપ્તધસારાથી મુસલમાનોથી સન્મુખ ટકાયું નહિ. તેઓની હાર તુટવા માંડી, અને થોડા સમયમાં તેઓનાં એટલા બધાં માણસો મરણ પામ્યાં કે તેઓના મનમાં ત્રાસ પેસી ગયો, અને તેઓએ પાછાં પગલાં ભરવા માંડયાં. તે સમયે શાહે જાતે પોતાના લશ્કરને ઉશ્કેરવા માંડયું પણ તે બધું વ્યર્થ ગયું. મધ્યાહ્ન થતાં યુદ્ધ બંધ કરવાનો સમય સમીપમાં આવતાં મુસલમાનોને નવીન વ્યૂહ રચનાની આશા બંધાઇ; પરંતુ બળવાન ચામુંડરાયે હાથમાં આવેલી બાજીને ન જવા દેતાં, અર્થાત્ યુદ્ધ બંધ ન કરતાં તાપથી તપેલા રજપૂતોને શૌર્યોત્તેજક શબ્દોથી વિશેષ કુપિત કરી મહાઉત્સાહથી ત્રાસજનક કતલમાં જારી રાખ્યા. અને તેનું અંતિમ પરિણામ એ આવ્યું કે,—મુસલમાનો મહાહાની સહિત પરાજય પામ્યા. યવન સૈન્ય ભાગી ગયું, અને શાહે ઘણા ઘણા યત્નો કર્યા છતાં પણ યવન સેનાથી રણમત્ત થયેલી રજપૂત સેના સામે ટકી શકાયું જ નહિ. કન્હ ચહુઆણે, કૈમાસ દાહિમાએ તથા વીર પૃથિરાજે, ચામુંડરાયને ધન્યવાદ આપ્યા. અને સ્થાનેશ્વર અર્થાત્ તિરૌડી આગળનું હિંદુ અને મુસલમાનોનું દારૂણ યુદ્ધ નાના દાહિમાના વિજયની શોભા તથા માન સહિત પૂર્ણ થયું.

મુસલમાનોને સારી રીતે પરાજય કરવાને માટે હિંદુઓએ તેમની પુંઠ પકડી. પૃથિરાજ અને બીજા રાજાઓ દિલ્લીના તરફ વળ્યા પછી વિજયથી મસ્ત થયેલો ચામુંડરાય શાહની પાછળ પડયો. જે સમય વિજય મેળવી વીર પૃથિરાજ દિલ્લીમાં આવ્યો, તે સમય લાહોરના અધિપતિ ચંડપુંડીરે ચામુંડરાય ઉપરના દ્વેષને લીધે પૃથિરાજના મનમાં એવું ભરાવી દીધું કે,—ચામુંડરાય બળવાન છે, તેથી આપને જેટલું પ્રસન્ન થવાનું છે, તેટલુંજ સાવધાન પણ રહેવાનું છે; કેમકે તે જે પરાક્રમો કરે છે, તે રાજાને માટે નહિ; અર્થાત્ આપને માટે નહિ, પરંતુ ભવિષ્યના રાજાને માટે કરે છે. દેશની ખરાબી થનારી અને આર્યભૂમીને રંડાપો આવતાં નાતરૂં કરવાનું હોવાથી અને યવનોના ભાગ્યોદયનો સમય સમીપમાં આવેલો તેથી તથા હિંદુસ્તાનનું રાજ્ય શાહાબુદીને પ્રથમ મેળવ્યું એ યશ શાહાબુદ્દીન ઘોરીને મળનાર હોવાથી તથા ભાવી બળવાન્ હોવાથી એકંદરે માતૃભૂમીનાં મંદભાગ્યથી ચંદપુંડીરના

આ દુષ્ટ વિચારને બીજાઓએ પણ અનુમોદન આપ્યું, અને ચાંમુંડરાયની નિંદા કરી; કારણ કે સ્થાનેશ્વરના યુદ્ધમાં ચામુંડરાયના અપરીમિત પરાક્રમથી રાજા તેના ઉપર પ્રસન્ન થયો હતો. તે અન્ય સરદારોથી જોઇ શકાયું નહિ, તેઓને ઇર્ષ્યા આવતાં તેણે ચામુંડરાયનું નહિ પણ આખા દેશનું ભવિષ્ય બગાડ્યું, અને માતૃભૂમીને વૈધવ્ય આપ્યું. અફસોસ છે એવા સ્વાર્થ લંપટોને માટે, કે જેણે માતૃભૂમીનું પણ પોતાના સ્વાર્થ આગળ શ્રેય ન વિચાર્યું. સ્વાર્થ લંપટો પોતાના સ્વાર્થ માટે શું શું નથી કરતા? બધું કરે છે. તેઓએ એક પછી એક વાતને છેડીને અંતે પૃથિરાજને સાફ કહ્યું કે–જો તમો સાવધાન નહી રહો તો ચામુંડરાય આપને ગાદી ઉપરથી ઉઠાડી મૂકીને દાહિમી રાણીના પુત્ર અર્થાત્ પોતાના ભાણેજને રેણસીકુમારને ગાદી ઉપર બેસાડશે. તેનો આ પક્ષપાત ઘણા દિવસોથી અમારી નજરે પડે છે. તે હાલ પણ રેણસીકુમારને પોતાની સાથે લઇ ગયો છે,' આ પ્રમાણે કહ્યા છતાં પણ પૃથિરાજના મનમાં ચામુંડરાય માટે ખોટી લાગણી હજુ દાખલ થવા પામી ન હતી, પણ હવે તેમ થવાનો પ્રસંગ સમીપમાં આવી રહેલો હતો; કારણ કે રોજની ખણખોદ કોઇ દિવસ પણ અસર કરેજ. ચામુંડરાય મુસલમાનોને ઘણે દૂર સુધી નસાડી તેઓને ઘણું નુકશાન પોહોચાડી દિલ્લી આવ્યો. તે જે દિવસે દિલ્લી આવ્યો, તે દિવસ ભાવીની પ્રબળતાથી એવો બનાવ બન્યો કે,–ચામુંડરાય પોતાના ભાણેજ રેણશીકુમારને લેઇ એક સાંકડા માર્ગમાંથી પૃથિરાજને મળવા માટે જતો હતો; તેવામાં રાજાનો મતવાળો હાથી કે જેનું નામ 'શૃંગારહાર' હતું. તે મદમત્ત થઇ નાના પ્રકારના ઉત્પાત કરતો કરતો ચામુંડરાયના સન્મુખ આવ્યો. એ હાથી કેટલોક સમય થયા મસ્ત થઇ હાથીખાનામાંથી સાંકળો તોડાવી નાઠો હતો. તેણે શહેરની કેટલીક મોટી મોટી ઇમારતો તોડી નાખી હતી, અને ઘણા માણસોને પણ મારી નાખ્યાં હતાં તે મત્ત થયેલો હાથી સૂંઢ ઉંચી કરી ચામુંડરાય અને રેણશીકુમારના ઉપર ધસી આવ્યો. ઘોડા પાછા ફેરવવાનો માર્ગ પણ ન હતો અને હાથીથી ડરી જઇ ઘોડા પાછા વાળી જવા એ રજપૂતને હિણપત લગાડનારી વાર્ત્તા ચામુંડરાયને જણાતાં, તેમજ કદાચ ધારે કે પાટ હાથી છે તેથી પાછા વળી જવામાં કાંઇ હિણપત નથી પણ કુમારરેણસીનો જીવ જોખમમાં આવવાથી ચામુંડરાયનો એકે ઉપાય ન રહ્યો. તેથી તેણે ઘણો વિચાર કરી અંતે ચામુંડરાયે પોતાની ઘોડીની લગામ ખેંચી તે હાથી ઉપર તેને નાખી, ઘણા યુદ્ધોમાં હાથીઓના ઉપર તરાપ મારવાવાળી ઘોડીએ શૃંગારહારના દંતુશળ ઉપર પોતાના બે

આગલા પગ રાખ્યા. એટલે વિદ્યુત્ સદૃશ ચમકવા વાળી તલવારથી* ચામુંડરાયે હાથીની સૂંઢ કાપી નાખી, અને બીજે ઝપાટે તો રેણુસીકુમારે હાથીના આગલા પગમાં ગદા મારી તેને લંગડો બનાવ્યો. હાથી મોટી રાડ પાડી તમ્મર ખાઇ પૃથિવી ઉપર પડી ગયો, અને ચામુંડરાય પોતાના ભાણેજને લઇને સભામાં આવ્યો. પૃથિરાજ અને સામંતોએ તેને ધન્યવાદ આપી મોટો આવકાર આપ્યો.

હાથી મરાતાં શહેરમાં જે કોલાહલ હાથીના ત્રાસથી થઈ રહેલો હતો તે શાંત થઇ ગયો, પણ તેથી ચામુંડરાયના દ્વેષીઓને આથી એક પુષ્ટિ મળી. અને સભા બરખાસ્ત થયા પછી લાગ સાધી ચંડપુંડીર એકાંતમાં જઇને રાજાને મળ્યો, અને શૃંગારહારના વધની બધી વાત કહીને સમજાવવા લાગ્યો કે,–જેટલીવાર પાટ હાથી ઉપર ઘા કરતાં દાહિમાને લાગી, તેટલીજ બલ્કે તે કરતાં પણ ઓછીવાર રાજાના ઉપર ઘા કરતાં લાગશે. માટે તમારે આ બાબત કાંઇપણ વિચાર કરવો જોઇએ. આ વાત પૃથિરાજને અસર કરી ગઈ; કારણકે પૃથિરાજનો તપતો સૂર્ય હવે માથા ઉપરથી ઉતરતો હતો; એથી તેને ચંદપુંડીરનાં વચન ઉપર વિશ્વાસ આવ્યો. પૃથિરાજે રામગુરૂ પુરોહિતને બોલાવી લોહાંની બેડી આપીને કહ્યું કે,–તમે* ચામુંડરાય પાસે જઈ તેના હાથ તથા પગમાં બેડી નાખી આવો. પુરોહિતે આ કાર્ય ન કરવા રાજાને ઘણો સમજાવ્યો; પરંતુ ચંડપુંડીરે રાજાને એવો તો સમજાવ્યો હતો કે,–તેણે પુરોહિતની વાત ઉપર જરાપણ લક્ષ આપ્યું નહિ. બીજા ઘણા સરદારોએ પણ રાજાને આ અનુચિત કર્મ ન કરવા સમજાવ્યો પરંતુ તેનો ક્રોધાયમાન ચહેરો નિરખી વિશેષ કોઇથી કહી શકાયું નહિ. રામગુરૂ પુરોહિતે બેડીઓ લઈ જઈ ચામુંડરાયને ત્યાં જઇ રાજાનો હુકમ સંભળાવ્યો. ચામુંડરાય નીતિવાન્ હતો, તેથી સામે થયો નહિ, જો ચામુંડરાય સામે થયો હોત તો તો અવશ્ય રાજાને પણ મુસ્કેલ થઇ પડત, પણ ચામુંડરાયે સ્વામધર્મ સંભારી તેણે તે હુકમ શિર ઉપર ચડાવ્યો. તેણે વિચાર કર્યો કે રાજા સામે વિરોધ કરવામાં કાંઇપણ લાભ નથી. તેથી તેણે રામગુરૂ સાથે વિશેષ વિવાદ ન કરતાં કેવળ એટલુંજ કહ્યું કે, પુરોહિતજી ! તમે પ્રથમ રાજાને જઇને એટલું કહો કે, મારા હાથમાં રાજા લોહું નાખે છે તો હવેથી કામ પડે હું હાથમાં લોહું પકડીશ નહિ. પુરોહિતે ચામુંડરાયનાં આ વચનો રાજાને કહ્યાં; પરંતુ પડતી આવનારી હોવાથી રાજાના મનમાં આ વચને કાંઇપણ અસર કરી નહિ, અને તેણે ક્રોધના આવેશમાં તે કબુલ કર્યું, અને સ્થાનેશ્વરના મોટા યુદ્ધમાં વિજય અપાવનાર ચામુંડરાય દાહિમાને–બે-

ડીઓ પહેરાવી કેદ કરવામાં આવ્યો. રાજા લોકો કાનના કાચા હોયછે, તે અહિ પૃથિરાજના સંબંધમાં સત્ય ઠર્યું. ચામુંડરાયને બેડીઓ પડવાથી લોકોમાં ચર્ચા થવા લાગી કે,–કયમાસ રાજા ઉપર વિરુદ્ધ થશે, અને તેથી કાંઇકપણ ખરાબી થશે, પણ સર્વ સામંતો શામધર્મમાં નિપુણ હોવાથી લોકોને જે ભય હતો તેવું કાંઇ પણ બન્યું નહિ, પણ વિજય અપાવનાર અને રાજ્યના ખરેખરા હિતેચ્છુ યોદ્ધાને ઇનામના બદલામાં બેડીઓ પડવાથી સામંતોની રાજ્ય ભક્તિ જરા ઓછી થઇ ગઇ; પરંતુ મર્યાદાનો ત્યાગ કરી રાજાને કોઇએ કાંઇપણ ન કહ્યું. સર્વે મનમાં સમજવા લાગ્યા. પૃથિરાજે એ કામ કરતાં તો કરયું પણ સામંતોનાં દિલ જરા ઉંચા થયાં. એ પૃથિરાજ પણ જાણતો હતો, પણ હવે શું કરે? જયચંદ્ર તથા ઘોરીશાહ સમાન પ્રબળ શત્રુઓ માથે ગાજી રહેલા હતા, અને સામંતોના મન ઉંચા હોવાથી તેણે મનમાં વિચાર કર્યો કે, હવે જો હું દિલ્હીમાં રહીશ તો કોઇ વખત ફસાઇ જઇશ. તેથી તે રાજ્યનો ઘણોખરોભાર પોતાના વિશ્વાસુ અને રાજ્ય કારભારમાં કુશળ પ્રધાન કયમાસને સોંપી પોતે શિકારને નામે ઘણો વખત અરણ્યમાં ગાળતો હતો, અને કોઇ સમય એકલો બોડે નાગર ચર્ચા જોઇ જતો હતો.



# પ્રકરણ ૧૪ મું.

## કર્ણાટકી અને કૈમાસ.

अवगुण प्रसिद्ध जगमाहिं या कुसंगत के,
जाके किये तें सब नेम कर्म भागे;
काजलकी कोटडीमें कै सोहीजतन करे,
काजलकी एक रेख लागे हीपै लागें;
देखो एक बागनमें फूलन की बासनमें,
कामिनीके संग काम जागे हि जागे;
कहेते बिहारीलाल वैसो हमारे ख्याल,
कुसंगको संग फंद लागे हि लागे.



ઉદય તેનો અસ્ત, જન્મ તેનું મરણ અને ચડે તે પડે આ દેવી નિયમાનુસાર આ સમય ભારતવર્ષના આર્ય રાજાઓનો સૂર્ય પૂર્ણકળાથી પ્રકાશમાન્ થઈ રહ્યો હતો, પણ તે આર્ય રાજાઓના મધ્યાહ્ન કાળના સૂર્યને અસ્ત થવાનાં ચિહ્નો ઉપરાચાપરી દ્રષ્ટિગોચર થવા લાગ્યાં; અને તેથી ભારતવર્ષની શોચનીય સ્થિતિ થવાનો સમય સમીપમાં આવવા લાગ્યો, તેનું કારણ માત્ર આર્ય રાજાઓમાં કુસંપ સજ્જડ થઇ ગયો હતો. ભારતવર્ષમાં તે સમય સંપતો ક્યાંય પણ જણાતો જ નહતો, જયચન્દ્ર અને પૃથિરાજને તો હાડવૈર હતું. અમે તે બેના હાડવૈરથીજ ભારતવર્ષ સદાને માટે યવનોના હાથમાં ગયો. અફસોસ.

પ્રિય વાચકવૃંદ! ભાષાના પ્રખ્યાત કવિરાજ બિહારીલાલજીના રચેલાં કવિત્તના અનુસાર દિલ્લીના શૂરવીર, ચતુર અને ગુણજ્ઞ પ્રધાનને કુસંગનો સંગ લાગ્યો, અને તેથી રાજાને હાથેજ રાજ્યનો પ્રબળ સ્તંભ કેવીરીતે કપાયો, તે તરફ આપણે હવે દૃષ્ટિ કરીએ.

ચામુંડરાયને બેડી નાખ્યા પછી વીર પૃથિરાજને અપરિમીત પશ્ચાતાપ થયો. અનેક યુદ્ધોમાં તેના ઘણા સામંતો માર્યા ગયા હતા; તેમાં ચામુંડરાયને બેડી નાખ્યા પછીતો શેષ રહેલા સામંતોનાં મન રાજા તરફથી ઊઠી ગયાં અને અપ્રીતિને જન્મ મળ્યો. આથી વીર પૃથિરાજને પણ પોતાની બદલાયલી સ્થિતિથી મનમાં ભય ઉત્પન્ન થયો. જોકે પૃથિરાજે એ કામ

કરવાનાં તો કરયું, પણ પછી તેને ઘણો સંતાપ થવા લાગ્યો. પૃથિરાજને આ સમય એવડી ઉપાધી થઇ પડી, એક તો જયચન્દ્ર રાઠોડ સમાન પ્રબળ શત્રુ માથા ઉપર ગાજી રહેલો હતો, તેમાં સામંતોના મન ઊંચા દીઠાં તેથી તેણે જાણ્યું કે દિલ્હીમાં જો હવે હું રહીશ તો કોઈ સમય સપડાઇ જઇશ. તેથી દિલ્હીમાં ન રહેતાં શિકારને નામે અરણ્યમાં રહેવા લાગ્યો. અને રાજ્યનો સંભાર પોતાના વિશ્વાસુ અને વિચક્ષણ પ્રધાન કયમાષ દાહિમાને સોંપ્યો હતો. પોતે તો કોઇ સમય એકલો ઘોડેસ્વાર થઇને નગર ચર્ચા જોઈ જતો હતો, અને રાજ્ય કારભાર તો કયમાષ પ્રમાણિકપણે ચલાવતો હતો. પૃથિરાજને ભય થવાનાં ઘણાં કારણો હતાં, ચામુંડરાયને કેદ કર્યા પછી તેને દિલ્હીમાં રહેવું શરમ ભરેલું લાગવા માંડયું. કન્હ ચહુઆણ કે જે પૃથિરાજનો કાકો હતો, જેને નરવ્યાઘ્રનું ઉપનામ ધારણ કરયું હતું, તથા લોકો જેને ભીષ્મપિતામહનો. તે અવતાર કહેતા હતા તે કન્હ ચહુઆણ રાજ્યગૃહનો વડિલ હતો, તેપણ ભોળા ભીમદેવના સાત ભત્રીજા પોતાને હાથે સભાના મધ્યમાં મરાયા પછી અપમાન પામ્યો હતો. તેથી તે સદાખિન્ન રહેતો હતો. આવા આવા અનુચિત્ત અને અપ્રીતિકર બનાવોને જન્મ મળવાથી રાજાનું મન દુઃખિત થઇ રહેલું હતું, અને તેથી તે પણ સભામાં આવતાં અચકાતો હતો. રાણીયોમાં પણ દાહિમી રાણી ઉપરની ઇર્ષ્યાને લીધે કલહને જન્મ મળી ચૂક્યો હતો. તોપણ રાજાનો કામ કમી થયો નહતો. તેનો કામનો ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો ગયો, અને તેથી વીર પૃથિરાજ જેવા મહા પ્રબળ પ્રતાપી યોદ્ધાની અને દેશની દુર્દશા થઇ. આ સમય કર્ણાટકીએ તેને પોતાના વશ કરી લીધો હતો. પૃથિરાજનું અંતઃપુર કામનું ધામ બની રહેલું હતું. અને જો ખરેખરૂં કહીએ તો તેણે પોતાના તેજ વિકારોથી ભારતવર્ષનું રાજ્ય સદાને માટે ખોયું. તે પોતાની બદલાયલી સ્થિતિને લીધે પોતાના મનને આનંદ આપવાને માટે મૃગયામાંજ કાળ વ્યતીત કરવા લાગ્યો. અને કૈમાસ રાજકાજનો વહિવટ નિપુણતાથી કરવા લાગ્યો. કયમાષ પણ રાજધર્મમાં નિપુણ હોવાથી પૃથિરાજને રાજ્યની જરાપણ ચિંતા રહે તેવું નહતું.

જ્યારે જ્યારે કૈમાસ રાજકાજને માટે રાજાની પાસે જતો તો રાજા કર્ણાટકીને મહેલ જ મળતો હતો. કર્ણાટકીની એટલી બધી સત્તા થઇ ગઈ હતી કે,—રાજા કર્ણાટકીને પુછયા વગર પાણી પણ પીતો નહિ. રાજકાર્યના કામમાં પણ કર્ણાટકીને પુછીનેજ રાજા તેમના કહેવા પ્રમાણે અનુસરતો હતો રાજા કદાચ કોઈ સમય ન મળે, તો કૈમાસને કર્ણાટકીને પુછવાની જરૂર પડતી હતી. અને રાજાની ગેર હાજરીમાં રાજા સદશ અધિકાર ભોગવતી

હતી. ચંદ, કન્હ, ચંદપુંડીર અને હમીર—આદિને આ વાત રૂચતી નહતી. પરંતુ શું કરે ? તેઓને રાજ્ય નષ્ટ થવાનાં ચિહ્નો જણાતાં હતાં. અને અંતે તે વાર્તા સત્ય પણ થઇ.

ચોમાસાના દિવસોમાં એક દિવસ બપોરને સમયે, જ્યારે સુખી મનુષ્યો ઊંડા ભોંયરાંમાં શીતળ નિદ્રા લેતાં હતાં, વાદળની ઘટા ચડી આવી હતી, વિદ્યુત્‌ના ઝબકારા થઈ રહ્યા હતા, ગંભીર મેઘ ગર્જના થઇ રહી હતી, તે સમય કૈમાસને રાજમહેલમાં જવાની જરૂર પડી. યમુનાના કિનારા ઉપર મોટા સુંદર ઉપવનમાં જે રાજમહેલ બાંધ્યો હતો, તે હિમગૃહના સમાન પ્રિય લાગતો હતો. તેમાં સર્વોત્તમ મહેલ કર્ણાટકીનો હતો. કયમાષ જ્યારે રાજાને મળવા આવ્યો ત્યારે સર્વત્ર શાન્તિ પ્રસરી રહી હતી. ઉપવનના વૃક્ષોમાં પક્ષી ઘરઘર શબ્દથી નિદ્રા કરતાં હતાં. દાદુર અને બપૈયા ટિહુ ટિહુ કરી રહ્યા હતા, મોર ટહુકા કરી રહ્યા હતા, આકાશમાં ઇન્દ્ર ધનુષ્ શોભી રહેલું હતું, માળાઓની આંબાઓમાં કોયલો પંચમરાગ ગાઇ રહેલી હતી, મહેલના ઝરૂખામાં ખસની ટટ્ટીઓ ગુલાબજળ—આદિ સુગંધ જળથી તર થઈ રહેલી હતી, અને અંદરના હિમગૃહના જેવા કર્ણાટકીના ઓરડામાં ગુલાબ જળનો ફુવારો ચાલી રહેલો હતો, અને જે સમય વિરહી દંપતીનું કાળજું કરવતથી વેરી નાખવા કામદેવ તૈયાર થાય છે, તે સમય ત્યાં થઇ રહેલો હતો. તે સમય કર્ણાટકી ઝીણાં વસ્ત્ર પહેરી સુંદર પલંગ ઉપર મલમલના તકિયાને અઢેલીને બેઠી હતી. અને તેની પાસેજ એક સુન્દર દાસી ઉભી ઉભી પંખો કરતી હતી. તેટલામાં રાજ પ્રધાન કયમાષ અંદર આવ્યો, અને રાજકાજની વાત કરવાને માટે દાસીઓને દૂર કરવામાં આવી. ત્યારપછી તેણે કેટલીકવાર સુધી રાજકાજની વાત કરીને રજા લીધી. પણ જેવો કર્ણાટકીએ કૈમાસને જોયો તેવીજ કામદેવે તેની છાતી પોતાનાં તીવ્ર બાણોથી વીંધી નાખી અને તે પોતાનાં નેત્રોમાંથી તીવ્રબાણ કયમાષ ઉપર ફેંકવા લાગી. કયમાષની અને તેની સામસામી દૃષ્ટિ મળતાં સામસામાં નેત્ર બાણથી બન્નેની છાતી ભેદાઇ ગઇ. અને તેથી કર્ણાટકીનું મન કૈમાસમાં અને કૈમાસનું મન કર્ણાટકીમાં સજ્જડ લાગી ગયું; કયમાષ તો બેશુદ્ધ જેવો થઇ ગયો, પણ અત્યંત શ્રમ અને નીતિરૂપ લગામથી પોતાના મનરૂપી ઘોડાને વશમાં રાખી તે ત્યાંથી નિકળી પોતાને ઘેર આવ્યો.

કૈમાસ દાહિમો અત્યંત બુદ્ધિમાન્, શાન્ત અને સંયમી મનુષ્ય હતો, તેણે પોતાને મહેલે આવી વિકારને વશ થયેલા પોતાનાં મનને તિરસ્કાર આપી શાંત કર્યું; પણ ચેલી તરફ દેખાવી અને કામ પ્રેરિત તથા સુખનો

સ્વાદ લેતી કર્ણાટકીનું મન શાન્ત ન થયું. તે જાતની ગણિકા હોવાથી વિશેષ વિષયાસક્ત હતી. વીર પૃથિરાજ જેવા જગદ્ વિખ્યાત નરની પટ્ટરાણી થયા છતાં પણ તેનું ચંચળ મન સ્થિર થયું નહતું. કૈમાસ ઉપર તેનું મન મોહિ પડયું હતું. તેના ગયા પછી તે અનેક વિચાર કરવા લાગી અને પ્રત્યેક ક્ષણે કામદેવના સખ્ત આવેશથી અધીરી બની ગઇ, અને અંતે ગણિકાએ ગણિકાના સમાન ચંચળવૃત્તિથી સંયમી અને બુદ્ધિમાન પ્રધાન કૈમાસને મોહજાળમાં ફસાવ્યો. નાનાપ્રકારના વિચારો કર્યા પછી તેણે પોતાની વિશ્વાસુ દાસીને બોલાવી પત્ર લખીને કૈમાસને બોલાવ્યો.

દાસીને પત્ર આપી પ્રધાન પાસે મોકલ્યા પછી તેણે કામભોગને યોગ્ય જેવી જોઇએ તેવી સુખદ સર્વ તૈયારી કરાવી. ઉપવનમાંથી સુગંધી પુષ્પ મંગાવી પલંગના ઉપર પુષ્પોની ચાદર બિછાવી. જુદી જુદી જાતનાં સુગંધિત પદાર્થો મંગાવ્યા, અત્તરના દીવા કરાવ્યા. અને સુન્દર નૃત્ય કરવાવાળી છોકરીઓને બોલાવીને તેઓને નાચવા તથા ગાવાને તૈયાર રાખી. કર્ણાટકીના મનમાં એ ભય હતો કે,–' કદાચ પ્રધાન મારા વિચારને અનુકૂળ નહિ થાય તેથી તેણે મોહજનક ગોઠવણ અને શણગાર સજવામાં જરા પણ ન્યૂનતા રાખી નહિ. આ તરફ દાસીએ જઇને જેવો પ્રધાનને કર્ણાટકીનો પત્ર આપ્યો, તે પત્ર વાચતાની સાથેજ પ્રધાનનો શાંત થયેલો કામ પુનઃ જાગૃત થયો. પત્રના અક્ષરો જોતાંની સાથેજ તેને કર્ણાટકીનાં સુંદર નેત્ર, મુખ અને અંગ પોતાની આંખો આગળ ફરતાં જોયાં. તેની શ્રવણેન્દ્રિયમાં કર્ણાટકીના મધુર શબ્દોનો ધ્વનિ થવા લાગ્યો, અને જો ટુંકામાં કહીએ તો પ્રધાન ચારે તરફ કર્ણાટકીનેજ જોવા લાગ્યો. દાસીને વિદાય કરીને કેટલીકવાર સુધી વિચાર કરવા લાગ્યો. વિચાર કરતે કરતે બિછાના ઉપર ગયો, ત્યાં તેને નિદ્રા આવી નહિ. પોતાની સ્ત્રી શંખણી જેવી તેને લાગી. તેને જરાપણ ભાન બીજું રહ્યું નહિ, અંતે કામનો જય થયો. મોહ મદિરાથી મત્ત થયેલો પ્રધાન કર્ણાટકીના મહેલનેજ સુખની સીમા માનવા લાગ્યો અને સંધ્યાકાળ થવાના સમયની ઘણી આતુરતાથી રાહ જોવા લાગ્યો. પુરૂષનો સંયમ સ્ત્રીની મર્યાદાના ઉપરજ આધાર રાખે છે. જો સ્ત્રીજ મર્યાદાનો ત્યાગ કરે તો મોટા મોટા સંયમીઓનો સંયમ ટકી શકતોજ નથી. સ્ત્રીના મોહાગ્નિમાં ફસીને પતંગ સદૃશ દગ્ધ ન થયો હોય, એવો સંસારમાં તો કોઇ વિરલજ હશે. ગમે તેમ હોય પણ કૈમાસ તો સાયંકાળ થતાં પાલખીમાં બેસી કર્ણાટકીને મહેલે ગયો. વિદ્વાનોએ કહ્યું છે કે–' **कामातुराणां नभयं न लज्जा** ' એ કાંઇ પણ ખોટું નથી–ક્યમાષને ધામધર્મે કે પૃથિરાજના ભયે એ બેમાંથી કોઇએ પણ રોક્યોજ નહિ.

કર્ણાટકીએ પોતે શંગાર સજી કૈમાસને કામદેવની જાળમાં ફસાવવાને માટે નાનાપ્રકારની તૈયારી કરી રાખેલી હતી. અંતઃપુરમાં આવતાંની સાથેજ તેણે એવા તો હાવભાવ અને વિનયથી તેનો આદર સત્કાર કર્યો કે કૈમાસનો સંયમ, ડહાપણ, ધર્મ અને વિવેક સર્વ કોણ જાણે ક્યાં જતાં રહ્યાં!! કૈમાષ તો કર્ણાટકીને જોતાંની સાથેજ તેને આધીન થઇ ગયો. અને વિચાર કર્યા વગર ઉન્મત્ત જેવો થઇ પોતાના સ્વામીના પર્યંક ઉપર જઇને બેઠો. પાળેલા પોપટના સમાન ગણિકાના મોહ રૂપી પાંજરામાં ફસાયલા પ્રધાનને વિશેષ કામાતુર કરવાને માટે મધુર મધુર વાજાં વગડાવી નાચ તથા ગાયન કરાવવા માંડયું. કર્ણાટકીએ તે સમય ઉત્તમોત્તમ મદિરા મગાવી તેને પ્રેમપૂર્વક પાન કરાવ્યું, અને જ્યારે યથાર્થ કામરસ તેના અંગમાંથી ઉભરાવા લાગ્યો, તે સમય મોહને વશ થયેલી ગણિકાએ સેવકો અને દાસીઓને સાથી વિદાય કરી, જે કૈમાસ પ્રધાન શૂરવીરની અભેદ્ય લોહાની બેડીઓને તોડીને છૂટી જાય તેવો હતો, તે એક સુકુમાર ભુજાઓની બેડીઓમાં ફસાઇ ગયો.

કર્ણાટકીના મહેલમાં રસની રેલમ છેલ થઈ ગઇ, અને અત્તરની સુગંધથી ઉપવનનાં ભ્રમરોનાં ટોળાં આકર્ષાયાં. કૈમાસ દાહિમો કામવશ થયો, અને તે ન જવા યોગ્ય પોતાના સ્વામીના પલંગ ઉપર જઇ ધર્મ ભ્રષ્ટ થયો. ચતુરગણિકાના કટાક્ષોએ તેને કામ ઉત્પન્ન કર્યો, અને મોહથી આંધળો કરી નાખ્યો. કર્ણાટકી તેની સાથે રતિ સુખમાં મગ્ન થઇ ગઇ. મહેલમાં રસ રંગની ધુમ ધામથી સપત્નિઓએ કર્ણાટકી અને કૈમાસના ચરિત્રને જાણી લીધું. અને તેઓ કર્ણાટકીને અને દાહિમી રાણીને ધિક્કારવા લાગી. એટલામાં ઇશ્વરને કરવું છે, અને ભાવી પ્રબળ છે, તેથી પૃથિરાજ કે જે અરણ્યમાં મેલાણ કરીને પડયો હતો, તેને કામદેવે સતાવ્યો. તેથી તે પોતે એકલો ઘોડે ચડી મેલાણમાંથી શહેરમાં આવ્યો, ઘોડો અંતઃપુરની દોદીના એક સ્તંભે બાંધી રાજા રાણી ઇચ્છનકુમારીના મહેલમાં ગયો. * મહારાણી ઇચ્છનકુમારી સર્વ રાણીઓમાં માન પામેલી અને પાટરાણી હતી. તે ઉદાર, ગુણવાન્ અને સ્વામી તથા રાજ્યનું હિત ચિંતવનારી હતી. રાજા પલંગ ઉપર આવી બેસે છે તે પછી મહારાણી ઇચ્છનકુમારીએ કહ્યું કે, 'આજ તો આપ ભલે પધાર્યા. હું આપની વાટ જોતી હતી. આજ તો ક્ષણે ક્ષણે આપનું સ્મરણ થતું હતું.' પૃથિરાજે કહ્યું કે—'હું તમોને યાદ આવું એમાં

* રાસામાં આ પ્રસંગમાં લખ્યું છે કે—મહારાણી ઇચ્છનકુમારીએ આ સર્વ વૃત્તાંત એક પોતાથી દાસી દ્વારા પૃથિરાજને આ સર્વ દર્શાવવા માટે ખાસ બોલાવ્યો હતો.

શી નવાઇની વાર્ત્તા છે? મને પણ એમજ થતું હતું. તમારૂં સ્મરણ થયા કરતું હતું.' પણ સુન્દરી! તમે તો કહ્યું-'આજ' એનો અર્થ શું? શું હું તમારા મનથી વિસરાઈ ગયો હતો? કે આજ યાદ આવ્યો.' 'ના ના પ્રાણેશ' એમ નહિ. આપતો જગજ્જ્યોતિના સદશ નિરંતર મારા અંતઃકરણમાં વિદ્યમાન રહોછો; પરંતુ આજ હું આપને કાંઇક નવીન દર્શાવવા ઇચ્છા રાખું છું.' પૃથિરાજે કહ્યું કે,-'એવું શું છે? મને દેખાડો.' પૃથિરાજનાં આ વચનને શ્રવણ કરી મહારાણી ઇચ્છનકુમારી પૃથિરાજને પોતાના મહેલના ઝરૂખામાં લઇ ગઈ, અને ત્યાંથી કર્ણાટકીના મહેલની સર્વે રચના દેખાડી.

પૃથિરાજ કર્ણાટકીના મહેલના બનાવને જોતાંની સાથેજે ક્રોધાગ્નિથી ભભકી ઉઠ્યો. તેનો મગજ ફરી ગયો, પણ પાછો પૃથિરાજ મનને શાંત કરી વિચાર કરવા લાગ્યો કે,-કર્ણાટકી પાસવાન છે, કાંઇ વિવાહિતા સ્ત્રી નથી. તેમજ ઉંચા કુળની એ નથી. જેથી સવારે તેનો યોગ્ય બંદોબસ્ત કરવાનો નિશ્ચય કર્યો, પણ ઇચ્છનકુમારીને લાગ મળેલો જોઇ અને પુનઃપુનઃ આવો લાગ હાથ લાગવો અશક્ય હોવાથી તથા કર્ણાટકી કે જે શલ્યરૂપ થઇ પડી હતી, અને પોતાના સુખમાં વ્યત્યયરૂપ થઇ પડી હતી, તેથી તેનું કાશળ કાઢવા ને માટે રાજાની છાતી ફાડી નાખે તેવાં કઠોર વચન ઇચ્છનકુમારીએ રાજાને કહ્યાં, અને કહ્યું કે,-કયમાષ તમારો વિશ્વાસુ અને રાજ્યનો સ્તંભ છે, તેને આધારે તમારૂં રાજ્ય નભે છે, તેને રાણી સોંપી દઇ રાજી રાખશો તો તમારૂં રાજ્ય નભશે, સારી રીતથી ચાલશે ને જગતમાં તમારી કીર્ત્તિ પણ વધશે. એતો ઠીક છે કે આજ કર્ણાટકીને સોંપી, અને કાલ અમારામાંથી કોઈ ઉપર તે નજર નાખશે તોપણ તમે આપશોજ! આ બોલો વીર પૃથિરાજને વજ્ર સદશ લાગ્યા, અને તેનાં નેત્રોમાંથી અગ્નિ વરસવા લાગ્યો, અને તેણે ખભા ઉપરથી પોતાની કમાન હાથમાં લીધી, અને કર્ણાટકી તથા કયમાષ રતિવિલાસ કરી સામસામા પલંગ ઉપર આનંદમાં બેઠી વાર્તાલાપ કરતાં એક બીજાને મદીરા પ્યાલીમાં ભરી દેતાં અને લેતાં હતાં; તેટલામાં રાજાએ કમાનમાં બાણુ સંધાન કરી એવા તો બળથી કયમાષની છાતીમાં બાણુ માર્યું કે' તે બાણુ કયમાષની છાતીને તથા દિવાલને વીંધી આરપાર નીકળી ગયું. બાણુ વાગતાંની સાથેજ કયમાષ સમજી ગયો કે, આ બાણુ વીર પૃથિરાજના હાથનું છે. અને તે 'હારામ.' એમ કહી પલંગ ઉપર આડો પડયો. તેની આગળ તથા પાછળ રૂધીરની ધાર વહેવા લાગી. કર્ણાટકીને તો બાણનું ભાન જ ન રહ્યું, તેણે તો જાણ્યું કે એકદમ છાતીમાં કાંઈ વ્યાધિ થયો કે શું તેથી તેતો ખમા ખમા એમ

કહી પવન નાખવા લાગી, પણ જરાવારમાં તો ધકધક લોહી વેહેવા માંડયું; તેપર દૃષ્ટિ જતાં અને કયમાષને મૂછો આવતાં તે ભેદ સમજી ગઇ. કયમાષ મૂછો ઉતરતાં સમજી ગયો કે, આ પૃથિરાજના હાથનું જ બાણ છે, તેથી પુનઃ 'શ્રીરામ' એમ કહી આ લોકથી સદાને માટે ચાલ્યો ગયો. કર્ણાટકી તો ધભરાટથી વ્યાકુળ થઇ ગઈ. તેને મદિરાનો નિશા ઉતરી ગયો. તે પ્રાણભયથી કેળના સમાન થરથર ધ્રૂજવા લાગી. પૃથિરાજ બીજું બાણ કર્ણાટકીને પણ મારતો હતો; એટલામાં મહારાણી ઇચ્છિનકુમારીએ કમાન હાથમાંથી લઇ લીધી, અને કહ્યું કેઃ—રાજાજી! નીચના ઉપર આપના હાથનો ઘા શોભશે નહિ, એમ કહી અંતઃપુરમાં લઇ ગઇ. કર્ણાટકીથી જે બન્યું તે તેણે કરયું; અર્થાત્ તે રાતેને રાતેજ ત્યાંથી જીવ લઇને નાશી ગઇ. કર્ણાટકીએ વિચાર કર્યો કે પૃથિરાજના તાપથી જયચંદ્ર વિના બીજો કોઇ મને રાખી શકશે નહિ, તેથી તે કનોજ ગઈ, અને જયચન્દ્રની પુત્રી સંયુક્તાની દાસી થઇને રહી. ત્યાં તેણે સંયુક્તાની અપૂર્વ કૃપા મેળવી, અને તેની મુખ્ય દાસ થઈ રહી.

રાજમહેલમાં પણ આ વાર્ત્તા તત્કાળ ફેલાઈ ગઈ. સેવકો અને દાસીઓ જેઓ ગુન્હેગાર હતાં તેઓ ત્યાંથી ભાગી ગયાં. શહેરમાં આ વાત પ્રસરતાંની સાથે જ કેમાસની સ્ત્રીને સત ચડયું, અને મહા કવિચન્દને તો મધરાતેજ હરસિદ્ધ માતાએ દર્શન દઇ આ બનાવની વાત કહી હતી. રાત્રે કાંઇપણ બન્યું નહિ. સૌ મનમાં સમજી રહ્યું. સવારમાં કેમાસ સદશ રાજસ્તંભ પડવાથી જાણે ખિન્ન હોય તેવો ધુસરો દિવસ ઉગ્યો, અને દાહિમાની સ્ત્રીએ ચંદબારોટની પાસે જવા વિચાર કર્યો. પ્રભાત થતાં પૃથિરાજે દરબાર ભર્યો. જેમાં તમામ સામંતો અને ચંદકવિ વિગેરે હાજર થયા હતા. ચંદકવિ પોતાને ઘેરથી દરબારમાં જતો હતો, તે સમય કયમાષની સ્ત્રીએ કહ્યું કે,—'મારાપતિનું મસ્તક લાવી આપો. મારે સતી થતું છે.' ચંદને અને કેમાસને ભારો સ્નેહ હતો, જોકે પૃથિરાજની પાસે જઇ તેનું મસ્તક માગવું તે માટે ચંદને મહાભય હતો, તોપણ પોતાના ઇષ્ટમિત્રની સ્ત્રી સમજી તેને મસ્તક લાવી આપવાની હા પાડી ચંદ દરબારમાં આવ્યો. સર્વ સામંતો રાતના બનાવથી જાણીતા હતા, પણ કોઇ કાંઇપણ બોલતુ નહતું. સર્વ એકબીજાના મુખ સામું ટગર ટગર જોઈ ચુપચુપ બેસી રહેલા હતા. સર્વના મનમાં એ ભય હતો કે કોણ જાણે રાજા શું કરશે? તેમ રાજાના મનમાં પણ ભય હતો કે,—મારાં આ કૃત્યથી સામંતો પણ અપ્રસન્ન થશે. ગંભીર અને શોકમય સભા જણાણી. કોઇ સભામાં બોલતું નથી. મૌન ધારણ કરીને સર્વ

બેસી રહેલા છે, જ્યારે ઘણો સમય થયો ત્યારે રાજાએ જ કહ્યું કે-' દાહિમો ક્યાં છે?' રાજાએ આ પ્રશ્ન તો કર્યો પણ કોના ભાર છે? અને કોની માએ સવાશેર સૂંઠ ખાધી છે કે વીર પૃથિરાજના સામું બોલી શકાય. આ વખતનો તેનો ચેહેરો ત્રાસજનક હતો, તેથી કોઇ બોલ્યું નહિ, અંતે રાજાએ ચંદને કહ્યું કે-'તું વરદાઇ છે. માટે દાહીમો કયાં છે? તે કહે.' ચંદે કહ્યું કે-હે મહારાજાધિરાજ! હું સર્વે હકીકત કહુંછું, પણ એક વચન માગી લઉં છું. રાજા કહે જા વચન છે, પણ હું એક વચન તારી પાસે માગી લઊંછું. એમ એકબીજાએ સામસામાં વચન આપ્યાં. પછી ચંદકવિએ જગદંબાના પ્રતાપથી રાત્રિની યથાસ્થિત હકીકત કહી કયમાષનું માથું માગ્યું. રાજાએ માથું આપતાં ચંદે તે કયમાષની સ્ત્રીને આપ્યું. અને રાજાએ ચંદ પાસે કનોજ દેખાડવાનું માગી લીધું. ત્યારપછી શોકમય વાણીથી ચંદે કહ્યું કે,-રાત્રિનો બનાવ સર્વના જાણવામાં આવ્યો છે. સર્વના મન સમજે છે. સર્વને સારી અને ખોટી બેય જાતની અસર થઇ છે. હવે જે બનાવ બની ગયો, તે માટે વિશેષ કહેવું એ યોગ્ય નથી. હવે તેને વિશેષ સંભારવાની જરૂર નથી. માટે હવે હૃદયમાંથી હર્ષ, શોક અને વિસ્મય કાઢી નાખવો જ જોઇએ. એમ જ બનવાનું હશે તેથી બન્યું, તેમાં આપણું ડહાપણ ચાલે તેમ નથી. મનુષ્ય ગમે તેવો બુદ્ધિમાન્ હોય, પણ દૈવનાં કૃત્યની આગળ તેનું બુદ્ધિમાન્પણું કાંઇ પણ ચાલતું નથી.

### छप्पय.

जिन मंत्री कैमास ग्रेह जुग्गिनपुर आनी,<br>
जिन मंत्री कैमास, बंधि बन्ध्यो पंगानी;<br>
जिनमंत्रीकैमास, भीमचालुकय पहारं,<br>
जिनमंत्रीकैमास, शाह बन्ध्यो षट्वारं,<br>
सोमत्ति ष्टाटिकैमासकी, दासीसंग संदोहहुअ,<br>
दुप्पहर छांह दशदिसि फिरै, कोइ छत्रीप्रचहस्तुअ.

હે મહારાજ! જે બનવાનું હતું તેતો બની ગયું. હવે કૃપા કરીને કયમાષનું શબ તેની સ્ત્રીને આપવું જોઇએ; કેમકે તેને સત ચડયું છે. પૃથિરાજે જોકે ક્રોધમાં આવી કયમાષને મારી તો નાખ્યો; પરંતુ હવે તેને ઘણો પશ્ચાત્તાપ થવા લાગ્યો; કેમકે કયમાષ જેવા વિચક્ષણ પ્રધાનની ખોટ પુરાય તેમ ન હતી. પૃથિરાજનું મન શોકથી પરિપૂર્ણ થઇ ગયું. તેના નેત્રામાં શોકાશ્રુ ભરાઇ આવ્યાં, અને તેણે ધિરજ ધારણ કરીને કહ્યું કે-' વીર બન્ધુઓ!

જે બનવાનું હતું તેતો બની ગયું, તેમાં હવે કોઇનો ઉપાય નથી. આપણે સર્વે નિરૂપાય છીએ, માટે હવે સતીને શબ સોંપી દ્યો, અને તેનાં બાળકોને શરણ આપો.

ચંદ કયમાષનું શબ લઇને શ્મશાનમાં ગયો. યમુનાજીના કિનારા ઉપર મહા ધામધૂમથી પ્રધાનની સ્ત્રી સતી થઇ. ઘણા સામંતો તેના માનાર્થે શ્મશાનમાં ગયા હતા. જ્યારે સતી પોતાના પતિનું મસ્તક ખોળામાં લઇ ચિતામાં બેઠી, ત્યારે ચંદભાટે પૂછ્યું કે–'હે સતીમા ! દિલ્હીમાં હવે શું શું બનાવ બનશે તે કૃપા કરીને કહો? સતીએ કહ્યું કે, હે દેવીના વરદાયી ચંદ ! સાંભળ. દિલ્હીની ગાદી આજથી ત્રીજે વર્ષે ઉલટપાલટ થઇ જશે. કનોજ, ગુજરાત અને દક્ષિણમાં યવનોના ડંકા વાગશે, અને ભારતવર્ષમાંથી સદાને માટે આર્યોનું રાજ નિર્મૂળ થઈ જશે. કનોજપતિ જયચન્દ્ર રાઠોડની કન્યા સંયુક્તા, પૂર્વજન્મમાં અપ્સરા હતી, તે તપશ્ચર્યા કરતા એક મહામુનિને છળવા ગઇ હતી, તેથી મહર્ષિએ શાપ આપ્યો હતો કે–તું મનુષ્ય લોકમાં કનોજના જયચન્દ્ર રાઠોડની સિંહલદ્વીપ વાળી જુન્હાઇરાણીને પેટે જન્મ લઇશ, અને તારા વિવાહ સમયે તારા પતિ અને પિતાના હજારો શૂરવીરો કપાઇ મરશે. રજપૂતોના રૂધીરથી તારી ચુંદડી રંગાઇ જશે ! જે વાતનો તેને શાપ છે તેજ વાત થનાર છે, ભાવી મિથ્યા થનાર નથી; માટે ચહુઆણના હે પ્રતાપી દસોંદી ! જયચન્દ્ર રાઠોડની પુત્રી સંયુક્તાને પૃથિરાજની રટ લાગી છે. તે પૃથિરાજને મળવા તાલાવેલી થઇ રહેલી છે, તેણે મનથી પૃથિરાજને વરવાનો ચોકસ નિશ્ચય કરી લીધો છે, અને તમે જ્યારે ચહુઆણને લઇને કનોજ જશો, ત્યારે અભિમાનથી મત્ત થયેલો ચહુઆણ તમારો નોકર થઇને સાથે આવશે. બસ–હવે નિવૃત્ત થાઓ. મૌન રહો. જયઅમ્બે ! અમ્બે માતકીજય ! એમ કહેતાંની સાથેજ તેણે પોતાના પગના અંગૂઠામાંથી અગ્નિ ઉત્પન્ન કર્યો, અને ઢોલના ઢમકા અને શૂરાઓના જયઅમ્બે ! જયઅમ્બેના શબ્દ સાથેજ કૈમાસ દાહિમાની સ્ત્રી જેના ઉપર બેઠી હતી, તે ચંદનની ચિતા ભડભડાટ બળવા લાગી. નગરનિવાસી લોકો કૈમાસ અને તેની સ્ત્રીની પ્રસંશા કરતાજ રહ્યા, અને તે બે પતિ પત્નીને જગત્ સાક્ષી ભગવાન્ અગ્નિ દેવે થોડીજવારમાં બાળીને ભસ્મ કરી નાખ્યાં.

સતીનાં કહેલાં વચનોપર વિચાર કરતો કરતો ચંદભાટ ઘેર આવ્યો, અને શોકથી ખિન્ન થયેલો પૃથિરાજ પણ મૃગયા કરવા ચાલ્યો ગયો. કૈમાસ જો કે શિક્ષાને પાત્ર તો હતો, પણ તે એવો તો શામધર્મી હતો કે રાજાને તેનાં મરણથી ઘણું સાલવા લાગ્યું, અને રાત દિવસ ઉદાસ રહેવા લાગ્યો. બીજા

સામંતો પણ રાજાની આવી શોચનિય સ્થિતિથી નારાજ થવા લાગ્યા. અને રાજાને દિલગીર જોઇ તેઓ કૈમાસના મરણને તો વિસરી ગયા, અને કોઇપણ પ્રકારે રાજા રાજી રહે તેમ ઉપાયો યોજવા લાગ્યા, અને તેને રાજી રાખવા માટે રાજાને મૃગયાનો શોક હદપાર વધાર્યો. મૃગયાર્થે અરણ્યમાં ફરતાં ફરતાં એક સમય પાણીપતમાં મેલાણ કરયું હતું ત્યાં સામંતો સાથે પૃથિરાજ આનંદ કરી રહ્યો હતો; એટલામાં દુર્ગાકેદાર નામના એક ભાટે આવી આશીર્વાદ આપીને ચંદ સાથે વાદ માગ્યો. એટલે તો ચંદ તૈયાર થઇને સભામાં બેઠો; એટલે કેદારભાટે પાણીના ઘડામાં મંત્ર બળ વડે અગ્નિ પ્રકટ કર્યો; એટલે ચંદે દેવીની પ્રાર્થના કરતાં તે ઉપર જળવૃષ્ટિ થઇ. કેદારે કહ્યું કે હે ચંદ ! એક દિવસના બાળકને બોલાવી આપો. એટલે ચંદે કહ્યું કે, એવડું બાળક અહિ અરણ્યમાં મળવું અશક્ય છે, પણ આ ઘોડાને બોલાવી આપુંછું તે તમે જુઓ; એમ કહી તુરત ઘોડાની પુજા કરતાં ઘોડો નિચે પ્રમાણે બોલ્યો.

## गाथा.

जिहि सारथ सजि पंथो, जिहिरख्यो सु गर्भ उत्तरया;
जिहि रख्यो पहलादे, सो कर रक्षि राज पृथिराज.

અર્થ—જેણે પાંડુપુત્ર અર્જુનના સારથીનું કામ કર્યું, જેણે ઉત્તરાના ગર્ભનું સંરક્ષણ કરયું, અને જેણે પ્રહ્લાદને બચાવ્યો, તે પૃથિરાજનું સંરક્ષણ કરો. આ જોઇ કેદારભાટ અને સભાસદો વિસ્મયપામ્યા. ચંદની પ્રશંસા કરવા લાગ્યા. આ જોઇ કેદારે વર્ષાઋતુ ઉત્પન્ન કરી. મેઘ ચડી આવ્યો. મેઘગર્જના થવા લાગી. વિદ્યુતના ચમકારા થવા લાગ્યા, ને ઝરમર ઝરમર ઝીણોઝીણો વરસાદ વરસવા લાગ્યો; એટલે ચંદે વસંત ઋતુનું આવાહન કરતાં વાદળાં વિખરાઇ ગયાં. વિદ્યુત્‌ના ચમકારા અને મેઘગર્જના શાંત થઇ ગયાં અને તરૂઓ નવપલ્લવ યુક્ત થઇ ગયાં. કોયલો મધુર પંચમ રાગથી ટઉકા કરવા લાગી, અને જંગલ રળીયામણું થઇ રહ્યું. પછી ચંદે પત્થરની એકમૂર્ત્તિ પિગળાવવાનું કેદારને કહેતાં કેદારે તેને પિગળાવવા ભગીરથ યત્ન કર્યા છતાં પણ તે પિગળી નહિ. પછી ચંદે દેવીની સ્તુતિ કરતાં તે પાષાણની મૂર્ત્તિ પિગળીને પાણી થઇ ગઇ, તેમાં ચંદે પોતાની મુદ્રિકા નાખતાં તે મુદ્રિકા પત્થરના મધ્ય ભાગમાં જઇ પડી. તે પણ કેદારથી ન નિકળતાં અંતે ચદે કાઢી લીધી, દુર્ગાકેદાર કવિચંદનું પરાક્રમ જોઇ વિસ્મય પામ્યો, અને પૃથિરાજે કેદારને પુષ્કળ શિરપાવ આપી વિદાય કર્યો; એટલે તે ગિઝની જવા નિકળ્યો. રસ્તે ચાલતાં સોનપુર આવતાં ત્યાં તેણે શાહબુદ્દીનનો મુકામ જોયો. અને તેણે મીર

મોહબ્બતખાનને ઉતારે પોતાનો ઉતારો કર્યો. પ્રભાત થતાં પાદશાહને આશીર્વાદ આપી સભામાં બેઠો. તેટલામાં તો એક દૂત આવ્યો, તો તેના અંગ ઉપર વિભૂતીનું લેપન હતું. તેની જટા લાંબી હતી. તેણે કટિમેખલા તથા મૃગચર્મ ધારણ કરેલું હતું. તેણે આવી પાદશાહને સમાચાર આપ્યા કે ' ચામુંડરાયને કેદ કરેલો છે, કયમાષને તો પૃથિરાજે પોતેજ મારી નાખેલો છે. અને તે હાલ શિકારમાં મશગૂલ થઇ ગયો છે. પાણીપતમાં તેનો મુકામ છે. આ બધી વાર્ત્તા કેદાર કવિ બેઠો બેઠો સાંભળતો હતો, તેના પેટમાં હજુ પૃથિરાજનું નિમક હતું તેથી તેનાથી રહી શકાયું નહિ, તેણે તો તુરત કચેરીમાંથી રજા લઇ પોતાને ઉતારે આવી એક સાંઢણી સ્વાર મોકલી પૃથિરાજને ખબર આપ્યા કે,– સાવધ રહેજે. ગાફલ રહીશ નહિ. જો ગફલતમાં રહ્યો, તો આ સમય સજ્જડ માર ખાઇશ. પૃથિરાજ આ સંદેશો સાંભળી ઉત્સાહમાં આવી ગયો ને એકદમ તૈયાર થયો; એટલામાં તો શાહબુદ્દીન ઘોરીનું લશ્કર પણ દૂરથી દૃષ્ટિએ પડ્યું. તીરોના વરસાદ વરસવા લાગ્યા. વિદ્યુતના સદૃશ તલવારો અને ભાલાઓ ચમકવા લાગ્યાં. શૂરાઓ વીરહાક મારવા લાગ્યા. થોડા સમયમાં તો ભેટાભેટ થઈ જતાં દારૂણ યુદ્ધ ચાલ્યું. રૂધીરનો પ્રવાહ ચાલવા લાગ્યો, અને એવી તો કાપાકાપી ચાલી કે જેમાં પૃથિરાજનાં છસો અને શાહબુદ્દીનના સાત હજાર યોદ્ધાઓ મરણને શરણ થયા. અને સપાટા સાથે તુંવર પહાડે શાહબુદ્દીનને જીવતો પકડી લીધો, એટલે યવન સૈન્યમાં ભંગાણ પડ્યું. યવન સેનાના સિપાઇયો નાસવા લાગ્યા. અંતે વીર પૃથિરાજની ઉદાર બુદ્ધિથી સલાહ થતાં આઠ હજાર ઘોડા શાહ પાસેથી દંડના લઇ શાહને જીવતો છોડી મૂકયો, કે જે શાહ પોતાના અપરિમીત સાહસથી અંતે ભારતવર્ષમાં યવનરાજ્ય સ્થાપવાને ભાગ્યશાળી બન્યો. વાચકવર્ગ ! હવે આપણે કર્ણાટકીના તરફ લક્ષ આપીએ.

કૈમાસ દાહિમાનું મરણ થયા બાદ કર્ણાટકી વીર પૃથિરાજના ક્રોધથી ત્રાસ પામી દિલ્લીથી તો ભાગી ગઈ હતી. જે પ્રકારે હાથીનો અપરાધી સિંહના શરણ જાય, તે પ્રકારે કર્ણાટકી પણ જયચન્દ્ર રાઠોડને શરણ જઇ તેની પુત્રી સંયુક્તાની સંગીત શિક્ષક થઇને રહી હતી. ગણિકાના સમાન ચંચળ વૃત્તિ છતાં પણ તે પૃથિરાજની બરાબર સહાયક હતી. તે હમેશાં કહેતી હતી કે,–' જો કદાચ ભારતવર્ષમાં કોઇ મનુષ્ય હોય તો કેવળ ચહુઆણ કુળમણિ દિલ્લીનો સ્વામી પૃથિરાજ ચહુઆણજ છે.' તે સંયુક્તાનો પૃથિરાજ ઉપર અત્યંત અનુરાગ વધારવામાં કારણ રૂપ થઇ પડી હતી.

# પ્રકરણ ૧૫ મું.

## લગ્નમાં વધન.

દુહો.

चलनो भलो न कोसको, दुहिता भली न एक;
मंगन भलो न बापको, जो प्रभु राखे टेक.



કુમાર બાલુકરાયના મરણનો કારી ઘા તુરત રૂઝાય તેમ ન-હતો; પરંતુ 'દુઃખનું ઓષડ દહાડા' તે પ્રમાણે દિવસે દિવસે બાલુકરાયનો શોક ઓછો થતો ગયો. અને કનોજમાં રાજ-પુત્રી સંયુક્તાના સ્વયંવરની તૈયારીઓ થવા માંડી. કનોજ પતિ રાઠોડ કુળ ભૂષણ મહારાજાધિરાજ જયચન્દ્રની માનિતી રાણી જુન્હાઇ સિંહલદ્વીપની પદ્મિની હતી, અને તેનાજ ઉદરે સંયુક્તા જેવું કન્યા રત્ન પાકયું હતું. રાજકન્યા સંયુક્તા આ સમય યૌવનવતી હતી. અર્થાત્ વય સંધિ ઉપર આવેલી હતી. તે જોબનની બાળ ઝળકથી, સૂર્યોદયથી પ્રફુલ્લ થયેલ કમલિનીના સદૃશ તારૂણ્યના બહારમાં વિકસિત થતી જતી હતી; અર્થાત્ દિનપ્રતિદિન તેનું તારૂણ્ય ખીલતું જતું હતું. માતા, પિતા અને કુટુમ્બિઓના અપૂર્વ પ્યારથી ઉછરેલી સંયુક્તા દેવ કન્યાઓનો પણ તિર-સ્કાર કરતી હતી. તેનું સર્વોત્તમ રૂપ, શીલ, શાન્ત અને વિનયવાન્ સ્વભાવ, તેનું લાવણ્ય, તેની ચતુરાઇ, વિદ્યા અને બુદ્ધિ-આદિ એવાં હતાં કે,-કનોજ તે દ્વારા સૌભાગ્યવાન્ ગણાતું હતું. સંયુક્તાનું રૂપ મગધ દેશ, બિહાર, બંગાળ દિલ્લી અને દક્ષિણ પર્યંત પ્રસિદ્ધ અને વખણાતું હતું, એટલુંજ નહિ પરંતુ રાજ-વંશીઓમાં એવી વાત થતી હતી કે-'કનોજની રૂપવતી અને ગુણવતી કન્યા જેનાં ધનભાગ્ય હશે, તેને ઘેર આવશે.' વાસ્તવિક રીતે રાજકન્યાનાં જેવાં લોકમાં વખાણ થતાં હતાં, તેવીજ તે સ્વરૂપવાન્ પણ હતી.

મહા વિચક્ષણ અને રાજ્યના સ્તંભરૂપ બુદ્ધિમાન્ પ્રધાન કયમાષનાં પ્રાણ લેવરાવી દિલ્લીથી નાસી છૂટેલી કર્ણાટકી કનોજમાં આવીને રહી. રાજા જયચન્દ્ર રાઠોડે તેને પોતાની કન્યા સંયુક્તાને નૃત્ય, વાદ્ય-આદિ શિખવવાને માટે પોતાના અંતઃપુરમાં રાખી લીધી. થોડાજ દિવસમાં તે સંયુક્તા સાથે

સખી ભાવમાં સામેલ થઇ ગઈ. બન્ને એકાંતમાં બેસીને ઘણીવાર પર્યંત વાર્ત્તાલાપ કરતી હતી. જો કે કર્ણાટકી જાતની ગણિકા હતી; તોપણ પુરૂષની પરીક્ષક હતી. તે વીર પૃથિરાજ ચહુઆણના ભયથી નાસી આવેલી હતી; તોપણ ચહુઆણના પૌરૂષ માટે તેનો ઘણોજ ઉચ્ચ અભિપ્રાય હતો. વખતો વખત સંયુક્તાની સાથે થતી વાતોમાં તે પૃથિરાજ ચહુઆણનું વર્ણન કરતી હતી. પૃથિરાજનું પરાક્રમ શ્રવણ કરી સંયુક્તાના વિકસિત હૃદયમાં તેના પ્યારનો અંકુર ફૂટયો, અને કર્ણાટકીની રોજની વાતો રૂપી જલસિંચન થવાથી તેનું વિશેષ પોષણ થયું, અને એક સમય સંયુક્તાએ એકાંતમાં એક દ્રવિડ જોશીને બોલાવીને તેને પૃથિરાજ અને પોતાની વચ્ચેની લહેણાદેણીના સંબંધમાં પ્રશ્નો કર્યા. જોશીએ પણ સમય વિચાર કરી સમ્બન્ધ માટે પૃથિરાજનોજ નિશ્ચય કર્યો. તેથી ધર્મશીલ કન્યાના હૃદયમાં ચહુઆણ અચળ થયો. બ્રાહ્મણ તો સંયુક્તાને ભાવિ કહીને તુરત દિલ્હીમાં આવ્યો, અને ત્યાં ચહુઆણરાય પાસે રાજકન્યા સંયુક્તાના અપૂર્વ પ્રેમનું વર્ણન કરી પુષ્કળ ધન સંપાદન કરી પોતાનું ભાગ્ય ફેરવી નાખ્યું. શત્રુની પુત્રીને માટે પૃથિરાજના હૃદયમંદિરમાં પ્રીતિ અને આગ્રહ ઉત્પન્ન થયો. અને તેણે સંયુક્તાના સ્વયંવરમાં જવાનો ચોકસ નિશ્ચય કર્યો, અને ચંદભાટને બોલાવી તેની સંમતિ લીધી. ચન્દે કહ્યું કે–'મહારાજ!' જયચન્દ્રની કન્યાનું હરણ કરવામાં આપને મારા કરતાં બળવાન્ સરદારો અને સાંમતોની સમ્મતિ વિશેષ ઉપયોગી થઇ પડશે; માટે જો કાંઇ પણ હરકત ન હોય તો આપ સરદારો અને સામંતોનું અનુમોદન લઇ તેમ કરો. આપણા પ્યારા સામંતોથી આ વાર્ત્તા ગુપ્ત રાખવી ઉચિત નથી, 'ભલે તેમ કરો.' એમ કહીને પૃથિરાજતો ત્યાંથી ઉઠી ગયા અને ચન્દે સામંતોની સમ્મતિ લેવાને માટે સભા બોલાવી.

બીજે દિવસે સામંતો અને સરદારોની સભા રાજમહેલમાં બોલાવી ચન્દે રાજાનો વિચાર સભાસદોના સન્મુખ કહ્યો. જયચન્દ્રની કન્યાનું હરણ કપટથીજ થશે. પૂર્વકાળમાં શ્રીકૃષ્ણચન્દ્ર અને અર્જુન સદૃશ પ્રધાન ધનુર્ધારીઓએ પણ છુપા વેશેજ કન્યાનું હરણ કરેલું છે, માટે ગુપ્ત રીતે સંયુક્તાનું હરણ થાય તોજ ઠીક; પરંતુ પૃથિરાજને તો શાહાબુદ્દીન સામેના વિજયથી જરા અભિમાન આવેલું હતું, અને વળી સંયુક્તાએ પોતાને પરણવા માટે પણ લીધું છે એ સાંભળીને તો પૃથિરાજે કનોજ ઉપર ચડાઇ કરવાનું મન કર્યું હતું; પરંતુ કનોજ ઉપર ચડાઇ કરી જવી એ કાંઇ નાનીસુની વાત ન હતી, એ લડાઇમાં તો કેવળ મરણને શરણ થયા વગર છુટકોજ નહતો. કનોજ ઉપર ચડાઇ કરતાં તો મનના વિચાર મનમાં રહે, અને સ્વ-

ગેમાં અપ્સરાને પરણવાનો સમય આવે, પણ કન્યા રત્ન સંયુક્તાનું પાણિ-ગ્રહણ થાય તેમ ન હતું. કદાચ વીર પૃથિરાજનો એકેક સામંત સો સો માણસને મારી નાખે; તોપણ જયચન્દ્રના સૈન્ય સામે જયની આશા રાખવી એ કેવળ મૂર્ખાઈજ છે. પૃથિરાજને સંયુક્તાની વાત સાપે છછુંદર ગળવા જેવી થઈ પડી હતી પૃથિરાજના અત્યંત આગ્રહથી સર્વાનુમતે એવો ઠરાવ થયો કે, આપણાથી કનોજ તો જીતાય તેમ નથી; માટે જેમ પ્રથમ આપણે જયચન્દ્રના યજ્ઞનો વિધ્વંસ કર્યો તેમ હવે કન્યાનું હરણ કરીએ. માટે યુદ્ધનો વિચાર જવા દઈ, સંયુક્તાનું હરણ શી રીતે થાય તે વિચાર કરો. આ પ્રમાણે સર્વે સામંતો અને સરદારોએ કહ્યું, ત્યારે 'કેવી રીતે કનોજ જવું?' એ રાજાના તરફથી પ્રશ્ન થયો. તેના પ્રત્યુત્તરમાં એક સામંતે કહ્યું કે,–' કનોજના સ્વયંવરમાં હજારો ભાટ લોકો જાય છે, માટે ચહુઆણરાયનો દસોંદી ચન્દભાટ પણ મોટાં સૈન્યથી કનોજમાં જાય. ચન્દની સેનામાં અમે પણ બધા તેની સાથે આવશું. વખતે સ્વામી ચાકર અને ચાકર સ્વામી થાય તેમાં કાંઈ પણ દોષ નથી. કપટ કરવું હોય ત્યારે તેમ કર્યા વગર છુટકો થતો નથી; માટે ચન્દના સેવક આપ તથા અમે થઈને આપણે બધા કનોજ ચાલો, અને પછી ત્યાં ગયા બાદ જે થશે તે જોઈ લેવાશે. આ મત સર્વાનુમતે પસાર થયો, અને ચન્દને જવા માટે કહેવામાં આવ્યું. ત્યારપછી પુરોહિતને બોલાવી મુહૂર્ત્ત પુછી જેતરાયને દિલ્લીની વ્યવસ્થા સોંપી અગ્યાર હજાર વીણી કાઢેલા રજપૂતોની સાથે વીર પૃથિરાજ ચન્દ અને સેવકો, સામંતો અને સરદારોને સાથે લઈને પોતાની રાજધાનીથી બહાર નિકળ્યો.

## दुहो.

ग्यारहसै एकावनै, चैत तीजरविवार,
कनवज देखनकारणे, चल्यौ सुसम्भरवार.

આ પ્રમાણે મહાકવિ ચન્દની સરદારી તળે અગ્યારહજાર માણસ દિલ્લીથી નિકળ્યાં. રસ્તે ચાલતાં વીર પૃથિરાજને સારાં અને ખોટાં એમ બે પ્રકારનાં તેમને શુકન થયાં. તેઓ યમુના નદી ઉતરીને પેલેપાર ગયા કે તેમને એક સ્ત્રી સન્મુખ મળી. તેનું વદન હસતું હતું, અને નેત્ર ક્રોધયુક્ત હતાં. તેના વામાંગ ઉપર સુવર્ણનાં આભૂષણો હતાં અને તેણે જમણા હાથમાં લોઢું પકડેલું હતું. મસ્તકના ડાબી તરફના કેશ ઓળેલા ને જમણી તરફના છુટા હતા. એક નેત્રમાં કાજળનું અંજન કરેલું હતું અને બીજું નેત્ર લાલ હતું. તેનાં અર્ધવસ્ત્રો પીળાં હતાં અને અર્ધાં લાલ હતાં. આ પ્र-

માણે આ તથા બીજાં પણ શૃંગાર અને વીર બેય રસ મિશ્રિત શુકનો થયાં. રસ્તામાં જે સ્ત્રી મળી તે સ્ત્રીનું ડાબું અંગ શણગારેલું હોવાથી જો કે પૃથિરાજને વામાંગી કનોજ જતાં પ્રાપ્ત થશે એવો તે શુકનનો ભાવ હતો, પણ તે સ્ત્રીનું જમણું અંગ બધી રીતે શુકનમાં વિપરીત હોવાથી વામાંગી મળતાં પૃથિરાજને મહાભયંકર જોખમમાં આવી પડતાં દારુણ યુદ્ધનો પ્રસંગ પ્રાપ્ત થશે, એ પણ એ શુકન ઉપરથી સ્પષ્ટ જણાઇ આવતું હતું. છતાં પણ આપણા વીર પૃથિરાજે તો 'अर्थं साधयामि किंवा देहं पातयामि' એવો ચોકસ નિશ્ચય કરેલો હોવાથી તે શુકનોની જરાપણ દરકાર ન કરતાં એકદમ આગળ વધ્યો. અને પ્રત્યેક મજલ કૂચ કરતો ચંદબારોટ પોતાની મોટી સેના સાથે કનોજ આવી પોહોચ્યો. લશ્કરને શહેર બહાર રાખી સંકેત મુજબ ચંદ પૃથિરાજને પોતાનો નોકર બનાવી જયચન્દ્રને મળવા ગયો. ચહુઆણકુળ શિરોમણિની દુર્બુદ્ધિનું આ પહેલું પગલું ભરાયું. જો આ સમય પ્રધાન કયમાષ જીવતો હોત તો તે કદિપણ પૃથિરાજને ચન્દનો અનુચર થવાની સમ્મતિ આપત જ નહિ; પરંતુ સમયની બલિહારી છે. જે થવાનું છે તે તો થયેજ જાય છે. 'भस्तु' જેવો સમય હતો તેવું થયું., અને રાજા પોતાના સેવકનો પણ સેવક થઇ જયચન્દ્રના દરબારમાં ગયો. ગંગાજીના પવીત્ર અને રમણીય કીનારા ઉપર રાજસભાને માટે કિનખાબનો મોટો અને સુશોભિત મંડપ બાંધેલો હતો, અને ત્યાં પ્રતિદિન સંધ્યાકાળે મહારાજ જયચન્દ્ર રાઠોડ સભા ભરતો હતો. તે મંડપના દ્વાર ઉપર હેમજ કછવાહો ચોકી કરતો હતો. ચન્દભાટે એ મંડપના દ્વારપાળના સમીપમાં આવીને કહ્યું કે—' કછવાહના કુટુમ્બને ધન્ય છે. અને હેમજ કછવાહ તને પણ ધન્ય છે, કે જેને મોટા મોટા રાજાઓના મંડપનું રક્ષણ મળ્યું છે. વીર! મહારાજ જયચન્દ્રને કહો કે પૃથિરાજ ચહુઆણનો દસોંદી ચન્દ બારોટ આપને આશિર્વાદ દેવા આવેલો છે.' હેમજ કછવાહે પ્રતિહારીને બોલાવી તે દ્વારા જયચન્દ્રને ચન્દભાટ આવવાના સમાચાર કહેવરાવ્યા; એટલે તુરત જયચન્દ્રે ચન્દના સન્માનાર્થ પોતાના દસોંદીને સામો મોકલ્યો. બન્ને ભાટ ભેગા થયા. અને રામ રામ કહી એક બીજાને મળ્યા, અને ત્યારપછી કુશળ વિગેરે પુછ્યા પછી જયચન્દ્રના દસોંદીએ કહ્યું કે,—' ચન્દભાટ! જગતમાં તમારૂં મહાભારી નામ છે. દેશોદેશ તમારી કીર્ત્તિ છે. ભારતવર્ષના તમામ ભાટ તમારા ગુણ ગાય છે, અને કહે છે કે ચહુઆણનો દસોંદી અદષ્ટ વસ્તુનું પણ ઘણીજ સારીરીતે વર્ણન કરે છે. જોયેલી વસ્તુનું વર્ણન કરવું એતો સર્વને સુલભ છે, પણ ન જોયેલીનું બરાબર જે વર્ણન

કરવું એ ખરેખર ચમત્કાર છે; માટે હે ચહુઆણના દસોંદી ચંદ ! મને તમારો ચમત્કાર જોવાની ઇચ્છા છે. અને તે જો વર્ણન તમે કરો તો તમે ખરેખરા વરદાઇ છો; માટે જો તમારામાં તેવું વર્ણન કરવાનું સામર્થ્ય હોય તો મહારાજા જયચન્દ્રદેવ હાલ ક્યાં બેઠા છે ? તથા શું કરે છે? તેનું વર્ણન કરો, અને પછી અંદર પધારો. ચંદ આગમ નિગમ જાણતો હતો. ચંદે દેવીની સ્તુતિ કરી. જયચન્દ્ર તે સમય કચેરીમાં બિરાજેલો હતો. તે કેવા પોશાકમાં કઈ દિશાએ કચેરીમાં બેઠેલો હતો. જમણી બાજુએ કયા કયા સરદારો તથા ડાબી બાજુએ કોણ કોણ બેઠેલા હતા, નકીબો કેવી રીતે ઉભેલા હતા. મુત્સદીઓ કઇ મિસલ ઉપર બિરાજેલા હતા. વિગેરે વિગેરેનું યથાસ્થિત વર્ણન કરી બતાવ્યું. જે સાંભળી જયચન્દ્ર રાઠોડનો દસોંદી તો દિગ્મૂઢ જેવો જાણે ચિત્રમાં આળખેલો હોય તેવો થઇ ગયો. જયચન્દ્રનો ભાટ ચન્દ્રના વર્ણનથી પ્રસન્ન થઇ, તેને રાજસભામાં લઇ ગયો. અને સભાને મોહિત કરી, નાંખે એવાં કવિતો દ્વા । રાજાને મહાકવિ ચન્દ સાથે ઓળખાણ કરાવ્યું. ચન્દ ભાટ પણ રાજરીત્યાનુસાર માહારાજ જયચન્દને પ્રણામ કરી પૃથિરાજ તરફથી કુશળ પુછી આશીર્વાદ આપી સભાના મધ્યમાં ઉભા રહી નીચે પ્રમાણે જયચન્દ્રના યશને વર્ણવવા લાગ્યો.

## भुजंगी.

जहां आसनं सूर छह्ने सनाइं, जिने क्षत्रिवंशं किए एक राहं.
जिने धर्नि दिक्पाल धर्धर विखण्डं, धरे नृप छत्रं दुती कनूक दण्डं.
जिने हेम पर्वत्तसे सब्बढाहे, जिने एक दिन अह्वसुलतान साहे,
बरंजंपियो सच्च जो चन्द चण्डं, सुने थप्पियो जाय तिहूँत पण्डं.
जिनं दच्छिनं देश अप्पो विचारे, तटे उतर्यो तुर्त बन्धं पहारे.
जहां करनडा हालं दुब्बान बेध्यो, जिने संधि चालुक्यके चार खेंध्यो.
जहां तीन दिन जुद्ध भिरि भूमि डंडं, तहां तोरि तिलंग गोवालकुंडं.
जिने छंडियो बंधि इक गुंड जरा, ग्रहेलीध बैरागरे श्रबहीरा.
जहां गज्जने सूर साहाब साही, तिने मोकल्यो सेवकन सुत भाई.
जहां छोडि विभीषणे जो मरोरे, तहां रोसके सोस दरिया हिलोरे.
जिने बंधि खुरसान किय मीर बंदा, सुतो राव राठोर विजेपालनंदा.
छूते बंश छत्रीश आवे हंकारे, तहांइक चहुवान पृथिराज टारे.

**ભાવાર્થ.**—જેનાં વીરાસનને શૂરાઓ વિંટી રહેલા છે. જેણે આખો ક્ષત્રિયવંશ એક રસ્તે ચલાવ્યો છે. જેણે ધરણી અને દિક્પાળને પણ છિન્-

ભિન્ન કરી નાખેલ છે. મોટા મોટા છત્રધારી રાજાઓ પણ જેને દંડમાં સુવર્ણ આપે છે. હૈમ પર્વત પણ જેણે પોતાના સ્વાધિનમાં લીધો. જેણે એક દિવસમાં આઠ સુલતાનને પકડયા. તિબેટ પર્વત પણ જેણે પોતાના થાણું બેસાડયાં. વિંધ્યાચળ પર્વતનું ઉલ્લંઘન કરી જેણે દક્ષિણ દેશ પણ પોતાના સ્વાધીનમાં લીધો. ચાલુક્યને શાસન આપ્યું. કાનડા પ્રાંત લીધો, અને ત્રણ દિવસ પર્યંત દારૂણ યુદ્ધ કરી જેણે તૈલંગ અને ગોવળકુડા તોડયાં અને હીરાની ખાણ્યોનું પરગણું હાથ કરયું. ગજનીપતિ શાહાબુદીન ઘોરી કે જેણે પણ પોતાના ભાઇનિસુરતખાનને સેવામાં મોકલ્યો છે, તેને પણ પકડયો. દરિયા હીલોળે છે એવી જે સુવર્ણની લંકા તેના વિભીષણની પણ મરોડ જેણે છોડાવી. જેણે મીર ખુરસાનને પકડી કેદ કરયો. એવો જે તું મહા પરાક્રમી વિજયપાળનો પ્રતાપી પુત્ર જયચન્દ્ર કે જેના હંકાર્યાં ક્ષત્રીના છત્રીસે વંશ એક ચહુઆણ પૃથિરાજ વગર અહિ આવ્યા છે.

પ્રથમનાં ત્રેવીશ ચરણો સાંભળ્યાં ત્યાંસુધી તો જયચન્દ્ર અત્યંત પ્રસન્ન થયો; અને મનમાં ચન્દ્રને અસંખ્ય દાન આપી તેનાં દરિદ્રને ચુર્ણ કરી નાખવાનો ચોકસ નિશ્ચય કર્યો, પણ છેલ્લાં ચરણે તેના મનોરથનો ભંગ કરી નાખી ઉલટો તેને ક્રોધયુક્ત કર્યો. ક્રોધથી તેનું મુખ લાલ થઇ ગયું. તેનાં નેત્રોમાંથી ક્રોધાગ્નિ જાણે વરસતો હોય એમ આભાસ પડવા લાગ્યો, અને તે કહેવા લાગ્યો કે, વિધાતાએ જેના ભાગ્યમાં દરિદ્રપણું લખી આપેલ છે તેને દૂર કરવા વાળો કોણછે? અર્થાત્ કોઇપણ નથી. ચન્દના તરફ જે તેને પ્રીતિ ઉત્પન્ન થઇ હતી તે બદલાઇ ગઇ, અને તેણે ચંદને કહ્યું કે:—

## दोहा.

+रतन बुंद बरसे नृपति, हय गय हेमसु हद्द;
लगेन बुंद मंगीत तन, शिरसो छत्र दरिद्र. १
मुह दरिद्र अरु तुच्छ तन, जङ्गल राज सुहद्द,
बन उजार पशु अन चरन, क्यूं दूबरो बरद्द. २

**ભાવાર્થ.**—ઘોડા, હાથી અને સુવર્ણ—આદિ રત્નના બુંદથી રાજા જોકે

---

+ મહારાજા જયચન્દ્ર રાઠોડ સદશ સાર્વભૌમરાજાની સભામાં આવા પ્રકારનાં પ્રશ્નોત્તર થવા સંભવ નથી; પરંતુ આધુનિક કવિઓએ બનાવીને મેળવી દીધાં હોય એમ જણાય છે. અને કદાચ ભાટ લોકો યુદ્ધના એક અંગરૂપ હોવાથી એ દે કહેલાં પણ હોય. ચોકસ કાંઇ કહી શકાય નહિ; પરંતુ ચન્દ જેવો વરદાયી ભાટ અને જયચન્દ્ર રાઠોડ સદસ મહારાજા આવો વાદ કરે એ અસંભવિત છે,

વૃષ્ટિ કરે; તોપણ માગણજાત કે જેનાં મસ્તક ઉપર દારિદ્રનું છત્ર છે, તેના શરીરને એકપણ બુંદ સ્પર્શ કરેજ નહિ. જંગલરાજ ( દિલ્લી ) કે જેમાં પશુને ચારા માટે ઘણું વન ઉજડ પડેલું છે, તેમાં તું રહેતાં છતાં પણ મુખ દરિદ્રી અને શરીરમાં શુષ્ક એવો હે બરદ[1] તું દુર્બળ કેમ છે!

## छप्पय.

हंस न्याय दूबरो, मुत्ति लभ्येन चुगन कहुं;
सिंह न्याय दूबरो, करिय चंपेन कुंभ कहुं;
मृग न्याय दूबरो, नाद बंधियो सुबंधन,
छेल छक दूबरो, त्रिया दूबरी मित्त बिन;
आषाढ गाढ बंधन धुरा, कंधन कहुं हरादिया
कमधज्जराय इम उच्चरे, तूं किम दूबरो बरादिया.

હંસને મુક્તાફળ ન મળે તો, સિંહને હાથીનાં કુંભસ્થળ ન મળે તો, મૃગનાદમાં બંધાયો હોય તો, છેલ સ્ત્રી વગર અને સ્ત્રી પતિવગર દુર્બળ હોય એતો સંભવ છે અને ન્યાયની વાર્તા છે, પણ કમધજરાય–જયચન્દ્ર કહે છે કે,–આષાડ માસમાં જમીન ખેડવા માટે કાંધ ઉપર કોઇએ હળ આપેલું નથી છતાં પણ હેબરદીયા! તું દુર્બળ કેમ છે!

चन्द—

## छप्पय.

चढितुरंग चहुवान, आन फेरीतपर द्धर;
जासु युद्ध मंडयो, तास मानयो सब्बर;
कोय दंत गृही पत्र, कोय गृहिडाल मूल तरु;
कोयदंत तुच्छ त्रंन, डाए दश दिशि भाजनि डर;
भुव लोक दिखित अच्चरज भयो, मानस वर मर मरादिया;
पृथिराज खलनि खधो सु खर, इम दुबरो बरादिया.

**ભાવાર્થ**—ચહુઆણે અશ્વારૂઢ થઇ પરાયી પૃથિવીમાં આણ ફેરવતી સમય જે સાથે યુદ્ધ કર્યું, તેને હરાવી તે પાસે બધું માન્ય કરાવ્યું, તે માન્ય કરાવતી વેળાએ કોઇ ઝાડનાં પાંનડાં દાંતમાં લઇ, કોઈ ડાળીયોને મૂળ મુખમાં ઘાલી, અને કોઇ તો તરણાં દાંતે લઇ દશેદિશામાં નાશી ગયા, જે થતાં પૃથિવીમાં મહા આશ્ચર્ય થયું. મોટા મોટા મહાવીરભડને મરદી નાખ્યાં

૧ 'બરદીઆ' આ શબ્દના બે અર્થ થઇ શકે તેમ છે. એકતો બળદ અને બીજો બિરદ બોલનાર ભાટચંદની એ અટક હતી.

એવો જે મહાપરાક્રમી વીર પૃથિરાજ તેના દુસ્મનો ઘાસ ખાઈ જતાં હું બરદીયો દૂબળો છું.

जयचन्द्र.

### छप्पय.

पुरे न लग्गी आर, भार लद्धो न पीठ पर;
गरजी धार गिमार, गृही गढी न नथ्थ कर;
अमिन कूप आह्मरी, कत्तुक सम शेन न रत्तो;
पुंछ धार ललकार, रथ्थ सथ्थानन जुत्तो;
आषाढ मास वरषा समय, कंधन कढुं हरदीपा;
जंगल उजार पशु त्रन चरन, कयूं दूबरो बरदिया.

**ભાવાર્થ:**—પુરે-પુંડે આર લાગી નથી; તેમજ પીઠ ઉપર ભાર પણ લાદ્યો નથી. ગમાર હાંકનાર મળેલો નથી. નાકમાં મજબૂત નાથ પણ નાથી નથી. કુવા ઉપરના રેંટમાં જોડી ભમાવ્યો નથી. યુદ્ધ પ્રસંગનો માલ લઈ જવાના ગાડામાં કોઇનાર જોડ્યો નથી. રથમાં જોડી પૂંછડું મરડી કોઇએ પણ લલકાર્યો નથી, અને તેમજ આષાઢ માસના ચોમાસાં સમયે કાંધ ઉપર કોઇએ હળ નાખી ખેડ કરાવી નથી; છતાં ઉજડ જંગલમાં પુષ્કળ ત્રણ ચરતાં ચરતાં હે બરદીયા ! તું કેમ દૂબળો છે ?

### छप्पय.

चन्द.

तब जंपे कवि चन्द, सुनहु जयचंद राजवर;
पुरं आर किम सहे, सहे किम भार पीठ पर;
नथ्थ हथ्थ किमसहे, कूप आमरि किम मंडो;
हय गय शूर धरन्नी, स्वामि सथ भारथ तंडो;
वरषा समान चहुवान गुन, केई अरी उर हरदिआ;
पृथिराज खलनी खद्धो सुखर, ईम दुबरो बरदिआ. १
प्रथम नयर नागोर, बंधि शाहिब्ब चरिग त्रन;
गुज्जरवे भर भीम, सीम शोधीत सकल वन;
मेयाती मुगल्ल, श्रब्ब भाजि पत्र जु खद्धा;
हट्टा कर ढीलये, सही सन मूळ न लद्धा;
सामंत नाथ हथ्थां सु कहि, लरी कई मान मरदिया;
पृथिराज खलनी खधो सु खर, ईम दुबरो बरदिया. २

**ભાવાર્થ:**—ત્યારે ચંદ કવિએ કહ્યું કે,–હે જયચન્દ્ર ! શ્રવણ કરય.

પુરે-પીઠે આર, પીઠ ઉપર ભાર અને નાકેનાથ શી રીતે સહું ? કુવા ઉપરના રેંટમાં પણ કેમ ફરૂં ? હાથી અને ઘોડાઓની સ્વારીથી સ્વામી સાથે જઇ કેટલાં એક ભારત-યુદ્ધ જીત્યો છું. ચહુઆણના ગુણ તો વરસાદ સદશ છે, તેના પ્રતાપવડે કેટલાએક શત્રુઓની છાતી ઉપર હળ ખેડેલાં છે; પરંતુ પૃથિરાજના દુશ્મનો ખડ ખાઈ જતાં બરદિયો દૂબળો છે ?

પ્રથમ નાગોરમાં શાહબુદ્દીન ઘોરીને બાંધ્યો, તે તરણાં ચરી ગયો; ગુજરાતનો મહા બહાદૂર બોળો ભીમ આખી સીમ શોધીને ખડ ખાઈ ગયો. મેવાતી મુગલો બધાં પાનડાં ખાઇ ગયા, અને બીજાઓને તો મૂળીયાં પણ હાથ આવ્યાં નહિ. સામંતનાથ (પૃથિરાજ) ને પ્રતાપે યુદ્ધ પ્રસંગે કેટલાએકનાં માન ભંગ કરી નાખેલ છે, અને તેથી પૃથિરાજના દુશ્મનો ઘાસ ખાઇ ગયા, જેથી બરદિયો દૂબળો છે.

આવાં વીર પૃથિરાજના વરદાયી દસોંદી ચન્દનાં હાજર જવાબનાં વચન સાંભળી અને પોતાના દસોંદીએ જે ચંદના વરદાઇપણાની વાર્ત્તા કહેલી તેની આ પ્રમાણે વાર્ત્તાલાપથી પૂર્ણ પ્રતીતિ થતાં જયચન્દ્ર મનમાં તો અત્યંત નારાજ થયો, પણ ઉપરથી જાણે ખુશ ખુશ થઇ ગયો હોય એમ દેખાડવા લાગ્યો, અને ચન્દને સારી રીતે આવકાર આપી કેટલીક વાતો પૂછવા લાગ્યો.

કેટલીક વાત થઇ રહ્યા પછી જયચન્દ્રે, ચન્દને પુનઃ પોતાની પાસે બોલાવ્યો. અને આર્ય રાજાઓમાં પડેલા વિગ્રહ સંબંધી વાર્ત્તા ચલાવીને કહ્યું કે,-'હે ચંદ બારોટ ! ભારતવર્ષ ઉપર આ સમય મ્હોટામ્હોટા બળવાન્ શત્રુઓ ગાજી રહેલા છે, તેવા બારિક સમયમાં તમારો રાજા નાનાપ્રકારના ઉપદ્રવો કર્યા કરેછે, તેનું શું કારણ છે ? અથવા તે સ્વદેશાભિમાની છે કે નહિ ? આપસ આપસમાં અમો લડવાથી અમે સર્વે નિર્બળ પડી જઇશું અને તેથી આર્યોનો એક સામાન્ય શત્રુ પણ આપણો પરાજય કરી આ દેશને પોતાના સ્વાધીન કરી લેશે. જો તમારો રાજા વિષયાશક્તિને લીધે કદાચ ન સમજતો હોય, તો તેને સમજાવનારા દિલ્લીના રાજ્યમાં નીતિશાસ્ત્રને જાણવાવાળા રાજકીય પુરૂષો છે કે નહિ? મારી સાથે વૈર કરવામાં તમારા બાળક રાજાને કાંઇ પણ લાભ થવાનો નથી, પરંતુ તેથી એ થશે કે હિંદુઓનું સંયુક્ત બળ તુટી જશે. મેં પ્રથમ પૃથિરાજના પિતાને પૂર્ણ આશ્રય આપ્યો હતો, અને મારા પિતાની ધામધુમ કાંઇ ઓછી ન હતી, મને દિલ્લીના રાજ્યની ઇચ્છા ન હતી; પરંતુ અનંગપાળે મારો ભાગ ન દેતાં પૃથિરાજને ગાદી સોંપી, એથી જો કે મારૂં અપમાન થયું છે. હું સર્વ જાણું છું: પરંતુ ઘરમાં કલેશ કરવો એ સારૂં નહિ, એમ સમજી ચુપ થઇ બેઠાછું.

જો બાળક બાલુકરાયપર હલ્લો કરી પૃથિરાજે પોતાનું પરાક્રમ માનેલું હોય તો તે માનવામાં તેની મોટી ભુલ છે. ભાઇ ભાઇમાં કલહ અને એક બીજાના પ્રાણ લેવામાં કાંઇ સારૂં નથી. તમારો રાજા ચાહે તેવી ઉદ્ધતાઇ કરે; પરંતુ હું તે તરફ જરા પણ લક્ષ આપતોજ નથી. તે બિચારો મારૂં શું કરી શકનાર છે? મેં તેના ઘણા અપરાધો સહન કરેલા છે. શ્રીકૃષ્ણચન્દ્રની સમાન હું પણ તેના અપરાધને ગણ્યા કરૂંછું, પછી શિશુપાળ સદૃશ ગતિ તમારા રાજાની થશે. માટે તેને હવે વિચારીને દ્વેષ છોડી દેવો ઘટેછે; કેમકે અવસર આવે ગમારને ગમારજ મળેછે. મેં તો હજુ તેને જોયો પણ નથી; પરંતુ સાંભળ્યું છે કે તે શૂરવીર, ચતુર અને સમજદારછે. તો પછી શું તેના સામંત-સભાસદ-આદિ અમાત્ય મંડળ સારૂં નથી? હે ચન્દ! તમારો રાજા તમારૂં સાંભળેછે કે નહિ? અને જો સાંભળે છે તો તમે આ સર્વ વાર્તા તેને કહી શકો છો કે નહિ? હે ચંદ! તમારા જેવા વરદાઇ, ધર્મશીળ અને દીર્ઘ દૃષ્ટિવાળા સલાહકારો છતાં પૃથિરાજે વિના પ્રયોજને મારી સાથે શા માટે કલહ કર્યો? એના નાના અને મારા પિતા વચ્ચે દિન પ્રતિદીન ઉત્તરોત્તર પ્રેમ વૃદ્ધિ પામતો જતો હતો, અને જેમ જેમ અનંગપાળ મારા પિતાશ્રીની સેવા બજાવતો હતો, તેમ તેમ [illegible] તેની કદર બજાવતા હતા. સોમેશ્વર દિલ્હીમાં [illegible] તે સમયે આવી [illegible]ની સહાયતા કરી [illegible] અનંગપાળે અમારા અનુમોદન વગર [illegible] પૃથિરાજને દત્તક લીધો, ત્યારે અમે હરકત કરી હોત તો કરી શકત, પણ તેની નોકરીની કદર જાણી અમે તે પ્રત્યે દુર્લક્ષ દાખવ્યું હતું. આ અમારા બધા ઉપકારોની વાર્તાનો વિચાર ન કરતાં તથા આજ મારી આજ્ઞામાં હિંદુ મુસલમાન સમસ્ત હાજર છે, એ મારા બળનો પણ કાંઇ વિચાર ન કરતાં [illegible] છતાં પણ મેં વિચાર કર્યો કે,-હિંદુવાણુ નિર્બળ પડી જશે, જેથી તેને હિંદુ જાણી જતો કર્યો, પણ તેને આ પ્રમાણે અધર્મી થઇ મારો યજ્ઞ શા માટે બગાડવો પડ્યો? તે કાંઇ સમજાતું નથી. જયચન્દ્રનાં આવાં કઠોર વચનો શ્રવણ કરી, ચન્દની સાથે જળનો ચમ્બુ ઉપાડીને નોકર બની આવેલ પૃથિરાજના હૃદયમાં અગ્નિ ભભકી ઉઠ્યો; પરંતુ તે, તે સમય શું કરી શકે તેમ હતો? તે મનમાંને મનમાં બળવા લાગ્યો.

ચન્દ પણ જયચન્દ્ર રાજાના યોગ્ય અને નીતિ યુક્ત વચનો શ્રવણ કરીને કહેવા લાગ્યો કે—'મહારાજ! પૃથિરાજ સમજદારછે, રાજનીતિ પણ સારી રીતે જાણેછે, તથા ભારતવર્ષના શત્રુઓનો પરાજય કરવાનોજ નિ-

રંતર શ્રમ કર્યા કરેછે. એને અધર્મી સમજવામાં આપની મ્હોટી ભૂલ છે. આપના પિતાશ્રી અને અનંગપાળ વચ્ચે જેમ પ્રીતિ હતી, તેમ પૃથિરાજે પણ આપની ઘણી સેવા પરપૂઠે બજાવેલી છે. આપ જ્યારે દક્ષિણ ઉપર ચડાઈ લઇ ગયા હતા, ત્યારે શાહબુદ્દીન ઘોરી કનોજ ઉપર ચડી આવ્યો હતો, તે સમયે જો પૃથિરાજે સહાયતા ન કરી હોત, તો તો તમે દક્ષિણમાંજ રહેત અને કનોજ પતિ શાહબુદ્દીન કહેવાત. એ તમારૂં કામ કરી તમને તે સંબંધે જરા પણ તેણે ઇશારો કર્યો હોય તો કહો? પૃથિરાજ તો બહુજ મોટા મનનો છે. તમે તમારો યજ્ઞ વિધ્વંશ કરવાનું કહોછો, તે ખરૂં; પરંતુ કલિયુગ વર્જીત યજ્ઞ તમને કરવા દેવો એ પૃથિરાજને રૂચ્યું નહિ કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

## શ્લોક.

अश्वमेघो गवालम्बं, संन्यासः पलपैत्रिकं;
देवरेण सुतोत्पत्तिः कलौ पंच विवर्जयेत् ॥

**અર્થઃ**—અશ્વમેઘ યજ્ઞ. ગવાલંબ (વર વધુને પાણિગ્રહણ વેળાએ ગાયના ચામડા ઉપર પ્રાચીનકાળમાં બેસાડતા તે) સંન્યાસ, પિત્રોને માંસના પિંડ આપવા તે, તથા પતિના સ્વર્ગવાસ પછી વિધવા પોતાના દિયર દ્વારા પુત્ર ઉત્પન્ન કરતી, એ પાંચ બાબતો કલિમાં કરવાનો નિષેધ છે.

આવાં શાસ્ત્રનાં જે વચનો તે વચનોનો અનાદર કરી તમે અભિમાનથી યજ્ઞારંભ કર્યો, તે શાસ્ત્ર વિરૂદ્ધ યજ્ઞ કરવાની વાર્ત્તા પૃથિરાજને રૂચી નહિ, તેથી તેણે યજ્ઞ વિધ્વંશ કર્યો. તેણે તો શાસ્ત્ર વિરૂદ્ધ પગલું તમને ન ભરવા દેવા માટેજ યજ્ઞ વિધ્વંશ કર્યો હતો; પરંતુ આપ નામદારો વચ્ચે એક બીજાની સંબંધે અસમજ થયેલી છે. જે પ્રકારે ધનુષબાણ એક બીજાના આશ્રયથી રહેછે, તે પ્રકારે રાજ્યોની સંમતિ એક બીજાની આધારપર હોય છે. અને એક બીજાને આધારેજ સર્વ જગતનો વ્યવહાર ચાલી શકેછે. તેમાં એક બીજાને અભિમાન કરવા જેવું નથી કે,' અમુક રાજ્ય મારા તાબામાં છે, એક બીજાને ઉભયનો આશ્રય સમાનછે. જે પ્રકારે આપ દિલ્હીના રાજની સહાયતા કરશો, તેજ પ્રકારે પૃથિરાજ પણ તમારી સહાયતા કરશે.

જયચન્દે ચન્દનાં આ વચનો શ્રવણ કરીને કહ્યું કે 'હે ચન્દ ! તમે પ્રથમ કહ્યું કે,' તમે દક્ષિણમાં ગયા હતા, ત્યારે શાહાબુદ્દીન કનોજ ઉપર ચડી આવતાં પૃથિરાજે ઘોરીને અટકાવ્યો હતો, એ વાતની મને તો ખબરજ નથી, એ વાત શી રીતે બની હતી તે મને કહો? જયચન્દના આ પ્રશ્નથી ચન્દે કહ્યું કે 'ઘોરીની દૃષ્ટિ આજ ઘણો સમય થયા હિંદુસ્તાન ઉપર

છે, તે વાત તો કાંઇ તમારા લક્ષ બહાર નથી. ઘોરી ઘણીવાર ભારતવર્ષ ઉપર ચડી આવ્યો, અને જેટલીવાર ચડી આવ્યો, તેટલીવાર પૃથિરાજે તેને હરાવી દંડ લઇને છોડી મૂકયોછે. હજુ પણ ઘોરીના ગુપ્ત બાતમીદારો આપણા શહેરમાં ફરેછે. આપની દક્ષિણની ચડાઇના ખબરો બાતમીદારો દ્વારા ઘોરીને થતાં તેણે કનોજના ઉપર ચડાઇ કરી. માર્ગમાં કુંદનપુરના રાયસંગ વાઘેલાએ સામા થઇ ઘોરીને અટકાવતાં ત્રણસો હિંદુ અને પાંચસો મુસલમાનો કામ આવી ગયા. તેમાં રાયસંગ વાઘેલો કામ આવી જતાં ઘોરીએ વિજયના આનંદમાં આવીને નયરપુર લૂટી લીધું. આ સમાચાર પૃથિરાજને નાગોરમાં અને પ્રધાન કમમાષને ખટુવપુરમાં થતાં તેમણે વિચાર્યું કે જયચન્દ્ર ઘેર નથી, અને તેવા સમયમાં એ ઘોરીએ કનોજ હાથ કર્યું, તો આર્ય રાજાઓ છેક નિર્બળ થઇ જશે, જેથી પૃથિરાજે કયમાષને એકદમ બોલાવી વીણી કાઢેલા સરદારોને સાથે લઇ માર્ગમાંજ ઘોરીનો સત્કાર કર્યો. જેમાં પૃથિરાજના વીર સરદારોએ આઠ હજાર પઠાણોનો ઘાણજ કાઢી નાખ્યો. પૃથિરાજના સખ્ત ધસારાથી મુસલમાનો નાઠા, યુદ્ધ ભૂમિનો ત્યાગ કરી ભાગી ગયા અને શાહ એકલોજ રહ્યો. તેને ચંદપુંડીરે પકડીને શાહની છાવણી લૂટી લીધી. અને આઠ હજાર ઘોડાનો દંડ શાહ પાસેથી લઇ તેને જીવતો છોડી મૂકયો. આવી રીતે તમારૂં કામ અમારા રાજાએ કર્યાં છતાં તમે અભિમાનથી અમારા રાજાને તમારો સામંત માન્યો, ત્યારે તેને યુદ્ધ કરવાની ફરજ પડી. બીજે કયે પ્રસંગે તેમણે તમારી સાથે અકારણ વૈર કર્યું છે? તેનો દાખલો હોય તો બતાવો. ચહુવાણ કુળ દીપક વીર પૃથિરાજ કાંઇ જેવો તેવો નથી.

જયચન્દે કહ્યું:—"હે બારોટ તેં પૃથિરાજની આટલી બધી પ્રશંસા કરી તેથી હું ખુશી થયોછું. મને તું કહે કે તે કેવો છે? મારી રાજ કચેરીમાં આટલા મુકુટબંધ રાજાઓ વિદ્યમાન છે, તેમાં કોઇના પણ અણસારાને તે મળતો આવે છે?

चन्द.

### कवित.

[1]खाखरकी खीलोडी स्वाद साकरको नाहीं जाने;
ठाकरकी साहबीकुं चाकर पेछाने कया;
सागरके लालजो कल्लोल ताकी बहुरी मज्ञा;
कूपको मण्डुकराय कबही पेछाने कया;
नागरके नीके भोग गाउ के गमार लोक;

૧ સાક્ષર ભૂષણ ડાહ્યાભાઇ ઝવેરી કૃત સતિ સંયુકતા નાટક,

बेचारे कबहीं कबी चित्तमें बिचारे कया;
सुनीए कृपानिधान, सुन्यो हे चौहान कान;
ऐसे लाख ठाकर वाकी जुतीमें समावे क्या.

( વળી પણ ભાટની બિરદ બોલવાની ઢબ પ્રમાણે પોતાના અનુચરના વેષથી પોતાની પાછળ ઉભેલા પૃથિરાજ તરફ હાથ ઉંચા નીચા કરીને. )

## छप्पय.

बत्तीस लच्छन सहित, बरस छत्तीस मास छह;
ईम दुरजन संग्रहे, राह जिम सूर चन्द गृह;
ईक छुट्टहि महिदान, ईक छुट्टहि भरि दंडहि;
ईक ग्रहहि गिरिकन्द, ईक अनुसरहि चरणग्रहि;
चहुवान चतुर सब विध इहे, हिंदुवान सब हथ्थ जिहि;
ईस जंपे चन्द वरदाय वर, पृथिराज उनिहार इहि.

અર્થ—બત્રીશ લક્ષણ સહિત, છત્રીસ વર્ષ અને છ માસની ઉમ્મરનો છે. અને સૂર્ય તથા ચન્દ્રને જેમ રાહુ ગ્રહે છે, તેમ દુર્જનને તો ગ્રહી લે છે; કોઇ જમીન આપીને મુક્ત થાય છે, કોઇ દંડ દઇને, કોઇ પર્વતની ગુફાઓમાં આશ્રમ લઇને મુક્ત થાય છે અને કોઇ ચરણમાં પડી શરણ આવે છે આ પ્રમાણે સર્વ રીતે ચતુર ચહુઆણ પૃથિરાજ કે જેને હાથે આખી હિંદુવાણ છે. તે પૃથિરાજ એવે અણુસારે છે.

ચન્દે આગળ કહેવા માંડ્યું કે,–' હે મહારાજ ! વીર પૃથિરાજ સદશ આ સમયમાં તો આ જગતમાં કોઇ પણ નથી, તો પછી આપની સભામાં તો તેના જેવો ક્યાંથીજ હોય ? પરંતુ આપના સંતોષ માટે કહુંછું.

( એમ કહી કાન પાસે પીકના તરફ જળની ઝારી લઇને પૃથિરાજ ઉભો હતો તે તરફ હાથ કરયો. ) વળી ' इसो ' શબ્દ કહેતી વેળાએ હર વખત પાછળ હાથ કરીને બોલવા લાગ્યો કેઃ—

## छप्पय.

' इसो ' राज पृथिराज, जिसो गोकुलमें कानह;
' इसो ' राज पृथिराज, जिसो हथ्थह भीमकह;
' इसो ' राज पृथिराज, जिसो अहंकारि रावन;
' इसो ' राज पृथिराज, राम रावण संतावन;
वरस तीस छह अग्गरो, लछन बतीस संजुत भन;
इम जंपे चंद वरदाय वर, पृथिराज उनिहार इन.

મહાકવિચન્દ તો જયચન્દ્ર રાઠોડને છેતરવા માટે ઈશારત કરતો હતો,

પરંતુ જયચન્દ્ર કાંઈ ભોટ રાજા નહતો. તે મહા ચાલાક અને વિચક્ષણ રાજા હતો. તેથી તેના હૃદય મંદિરમાં શંકાને જન્મ મળ્યો, અને તેને ચમ્મુ વાળાનો વહેમ આવ્યો. અને તેણે તુરત તેના સામું જોયું, તો એ સેવકના મુખનું તેજ અને સૌંદર્યતા જોઈ સમસ્ત સભા જો કે પ્રથમથીજ આશ્ચર્ય યુક્ત હતી, અને જયચન્દ્રને પણ એમ શંકા થઇ કે કદાચિત્ આ સેવક વેષમાં કોઇ મહાનુભાવ હશે. જ્યારે તેણે ચન્દ્રના મુખથી છંદ સાંભળ્યા, ત્યારે તેના સદેહમાં વધારો થયો, અને તેણે પુનઃ ચંબૂ વાળા તરફ જોતાં તેની આંખ્યોનું તેજ તેનાથી સહન થઇ શકયું નહિ, અને એકજ સ્થળે બે મૃગરાજ એકઠા થતાં જેમ વીરરસ છાઇ રહે તેમ જયચન્દ્ર રાઠોડની સભામાં વીરરસ છાઇ રહ્યો. જયચન્દ્રે મનમાં વિચાર કર્યો કે–' આજ પૃથિરાજ છે, અને પરમાત્માએ મને બાંધીને આપ્યો હોય એમ આ વખતે તેની સ્થિતિ છે, માટે હુકમ કરી તેને પકડાવી લઉં, પણ વળી વિચાર થયો કે.–જો કદાચિત્ એ પૃથિરાજ ન હોય, અને પકડું તો મારી જગતમાં મશ્કરી થાય કે પૃથિરાજને પકડી શકતો નથી, પણ તેના નામથી ચંબુ વાળાને પકડી સંતોષ પામે છે. મારા નાના ભાઇ બાલુકરાયનો વધ કરવાવાળો અને મારો યથાર્થ શત્રુ પૃથિરાજ સેવકના વેષથી સભામાં આવ્યો છે, તેને હાથથી જવા દેવો એ પણ ઠીક નહિ. આમ તર્ક વિતર્ક તે કરવા લાગ્યો. શી રીતે તેની ખાત્રી કરવી કે આ પૃથિરાજ છે કે નહિ ? તે માટે તેને અનેક વિચાર થવા લાગ્યા. તે વારંવાર સેવકનું રૂપ ધારણ કરેલ પૃથિરાજના તરફ જોવા લાગ્યો. આ વિચારોમાંજ લવલીન થઇ ગયેલ રાજાને જોઇને સર્વે સભાસદો વિસ્મય પામ્યા. સર્વે કોઇ પોતપોતાના મનમાં નાના પ્રકારની શંકાઓ કરવા લાગ્યા; પરંતુ કોઇ પણ જાહેર હિમ્મતથી બોલી શકયું નહિ, કે આ પૃથિરાજજ છે. એટલામાં જયચન્દ્રને કર્ણાટકીનું સ્મરણ થયું; કેમકે એ પૃથિરાજની પાસવાન હતી, અને તે પૃથિરાજના મહેલમાંથી નાશી આવી હતી. તે પૃથિરાજને ઓળખે છે. વળી તે કર્ણાટકીને એવું અભિમાન છે કે, જગતમાં પુરૂષ તો પૃથિરાજ જ છે. બીજાઓને તો હું કેવળ સ્ત્રીજ જોઉંછું. અને તે આ અભિમાનથી કોઇ પણ પુરૂષને જોઈ મસ્તક ઉપર સાડી ઓઢતી નથી. માત્ર પૃથિરાજને જોતાં માથાં ઉપર સાડી ઓઢેછે. પોતાની શંકાનું સમાધાન કરવા માટે એટલે કે જો ચંબુવાળાને જોઇ કર્ણાટકી માથે ઓઢશે, તો તો પછી તેને મારે જરૂર પકડી લેવો એ વિચારથી તુરત કર્ણાટકીને સભામાં બોલાવી. તેણે સભામાં આવતાં દૂરથીજ પૃથિરાજને જોઇને તુરત માથે ઓઢી લીધું. એટલે ચંદે જાણ્યું કે બાજી બગડી. તેથી

ચંદે મહાચાતુરીથી નેત્રના ઇશારાવડે કર્ણાટકીને સમજાવી કે માથે ઓઢવાનો આ સમય નથી. કર્ણાટકી ચાલાક સ્ત્રી હતી. ગણિકાના સદૃશ ચતુર જાત સંસારમાં બીજી કોઈ પણ હોતી નથી. ચંદે તેના સામું જોયું કે તત્કાળ તેણે પોતાનું મોઢું ઉઘાડું કરી નાખ્યું, અને રાઠોડરાયના સન્મુખ આવી સલામ કરી. તેણે ઓઢીને ઉતારી નાખ્યું તેથી વાત શકમાં પડી ગઇ. જયચન્દ્રના શકમાં વધારો થયો. અને તેથી જયચન્દ્રે સલામ થયા પછી કર્ણાટકીને પુછ્યું કે,—'તેં કોઇ દિવસ પ્રથમ માથે ઓઢયું નહતું, અને આજે કેમ મસ્તક ઢંકયું ને પાછું કેમ ઉઘાડી નાખ્યું"? આમાં કાંઇ ભેદ છે કે શું? અહિ કર્ણાટકીએ ખરેખરૂં પોતાનું બુદ્ધિ કૌશલ્ય વાપર્યું અને હસતે હસતે કહ્યું કે,—'હા અન્નદાતા! આપનું કહેવું સત્યછે. કારણ કે પૃથિરાજ વગર કોઇને જોઈ હું માથે ઓઢતી નથી; પરંતુ આ આપની સભામાં પૃથિરાજનો દસોંદી આવેલછે, તે પણ રાજાના બીજા અંગ જેવોછે અને વળી ચંદ તથા પૃથિરાજનું મન એકછે; માટે મેં માત્ર ચંદના સન્માનાર્થે માથે ઓઢયું હતું. જો પૃથિરાજને જોગો હોત તો તો ઓઢી રાખત, પણ આ તેનો ભાટ હોવાથી ઓઢીને ઉતારી નાખ્યું. કર્ણાટકીનાં આ સ્ત્રી ચરિત્રનાં વચનથી જયચન્દ્ર રાઠોડની સમસ્ત સભા પ્રસન્ન થઈ; પરંતુ જયચન્દ્રનો શક વિશેષ દૃઢ થયો. રાસામાં લખ્યુંછે કે આ સમય નિચે લખેલા છપ્પાના અનુસાર જયચન્દ્રની સભામાં નવે રસ જામી રહ્યા હતા.

### छप्पो.

भय अद्भुत कमधज्ज, हास्य चहुवान उपज्जो;
करुना दिलि संभरिय, चंद वर रुद्र निपज्जो;
बीभत्स कायर मनह, वीर भट सुभट विराजे;
गोख बाल तहां जांप्पि, छ्रिग्ग शृंगार सु साजे;
उपजि भयानक दिख्खि अरि, लोह लहर वज्जर दुसर;
मंगाइ पान पहु पंगने, दीन चंद मन शांति कर.

અર્થઃ—પૃથિરાજને નિરખી જયચન્દ્રને અદ્દ્ભુત અને કર્ણાટકીનાં ચાતુર્યથી પૃથિરાજને હાસ્ય રસ ઉપજ્યો. કેટલાકને કરૂણા કે આવો જગદ્ વિખ્યાત મહાપરાક્રમી વીર હાથ બતાવ્યા વગર સપડાઇ જશે; ચન્દને રૂદ્ર કાયરોને બીભત્સ, શૂરાઓને વીર, ઝરૂખામાં બેઠેલી કન્યા સંયુક્તાને શૃંગાર, કેટલાકને ભયાનક અને જયચન્દે પાન મંગાવી ચન્દને ચંખુવાળા સહ રજા આપતાં બધાંને શાંતિ થઇ.

જયચન્દ્રની ધારેલી ધારણા સભામાં સિદ્ધ ન થઇ. ચંદ, પૃથિરાજ

અને કર્ણાટકીએ પોત પોતપોતાની મહત્તા જાળવી રાખી. આ સૂક્ષ્મ પ્રસંગમાં તેઓએ પોતાનાં બુદ્ધિબળવડે એવી તો જાળ ફેલાવી, કે જાહેર રીતે પૃથિરાજનો પડદો ન ઉઘડી શકયો. પરંતુ એટલું તો ખરૂંજ છે કે,—મહારાજા જયચન્દ્ર, બીજા સામંતો અને રાજાઓને તો સેવક વેષમાં આવેલા પૃથિરાજ ઉપર પૂર્ણ શક હતો, અને તેઓ મનમાં સમજ્યા પણ હતા કે, આ ચમ્મુવાળો તેજ પૃથિરાજછે. સર્વે સભા દિઙ્મૂઢ બની રહી, અને કર્ણાટકીએ પણ યોગ્ય પ્રત્યુત્તર આપી ત્યાંથી રજા લીધી, કે તુરત રાઠોડરાય જયચન્દ્રે સભા વિસર્જન કરાવી. જો જયચન્દ્રનો શક પુરવાર થયો હોત તો તો પૃથિરાજ ગમે તેવો સમર્થ યોદ્ધો હતો છતાં પણ તેના વિચાર મનમાંને મનમાં રહી જાત; પરંતુ કર્ણાટકીનાં સ્ત્રીચરિત્રેજ અત્યારે તેને કાળના પંઝામાંથી બચાવ્યો. હવે તો કહેવત છે કે 'અણી ચુકયું સો વર્ષ જીવે.' તેમ થયું. હવે આગળ શું બનાવ બન્યો તે તરફ દૃષ્ટિ કરીએ. ચંદને વિદાય કરી સોજતનો રાજા રાવણ કે જેને જયચંદે કોટવાળ બનાવ્યો હતો, તેને હુકમ કર્યો કે, શહેરની પશ્ચિમે મખમલના તંબુઓ ઉભા કરેલાછે, ત્યાં ચંદને તેના રસાલાસહ ઉતારો આપવો. તથા સાયર ખર્ચ પુરૂં કરવું. વિશેષમાં જયચન્દ્રે રાવણ કોટવાળને કહ્યું કે—'હે સોજાત! મને એક સંદેહ થયોછે કે,—'ચન્દની સાથે આવ્યાવાળો સેવક બીજો કોઇ પણ નથી; પરંતુ આપણો કટ્ટો વૈરી પૃથિરાજ ચહુવાણજ છે; માટે તમે ચંદના ઉતારા ઉપર ખાનગી માણસો રાખી તજવીજ રાખજો. અને જો ખાત્રી થાય કે એ પૃથિરાજજ છે તો મને તુરત સમાચાર આપજો. જાઓ, સાવધાન રહેજો.' રાજા રાવણને રજા આપ્યા પછી જયચન્દ્ર અન્તઃપુરમાં ગયો, પણ તેના જીવને કયાંય ચેન પડે નહિ, તેને તો પૃથિરાજ માટે અનેકાનેક તર્ક વિતર્ક થવા લાગ્યા. તેને તો પુનઃકર્ણાટકીને [illegible] યને આખી રાત એ વિચારોમાં ને વિચારોમાં નિદ્રા આવી નહિ.

જે સમય જયચન્દ્ર રાઠોડના હૃદયમન્દિરમાં વીર પૃથિરાજને ઓળખી પકડી લેવાના વિચારો ચાલતા હતા, તે સમય બીજી તરફ ગંગાજીના કિનારા ઉપરના સંયુક્તાના મહેલમાં તેની દાસીઓ રાણીની વાત્તો તેને સમજાવતી હતી. સંયુક્તા પૃથિરાજને ઇચ્છે છે, એ રાણીના જાણવામાં આવતાં તેમણે કુંવરીની માનીતિ દાસીઓને આગ્રહ કર્યો હતો કે,—સંયુક્તાના પૃથિરાજ તરફના વલણને તમે જેમ બને તેમ દૂર કરો. આવી રાણીની આજ્ઞા હેવાથી સંયુક્તાને વિંટાઇને કેટલીક દાસીઓ બેઠી હતી. તેમણે કેટલાક વાતનો પ્રસંગ કાઢયા પછી એકજ દાસીએ કહ્યું કે,—'પ્યારાં બ્હેન! તમે અમને

સંભારશો ખરાં કે?' સંયુક્તાએ કહ્યું કે-'હે સખિયો' મારી આંખની કિકિઓ!! મને એમ જણાય છે કે, મારા તરફથી પણ તમને કાંઇ સંદેહછે? બાલ્યાવસ્થાથીજ તમારા સહવાસમાં રહીને આવડી મોટી થઇછું; તો તે સ્નેહ શું ભૂલી જવાય તેવો છે? કદિ નહિ. કેમ મંજુઘોષા! શું તને પણ એવો સંદેહ છે?

મંજુઘોષા—એમ તો નહિ; પરંતુ સંસારમાં પડ્યા પછી કદાચ કાંઇ પ્રેમ ઓછો થાય તો થાય.

સંયુક્તા—એમ તો થાય નહિ. તું પણ અન્યના સદશ હશે છે?

મંજુઘોષા—બ્હેન! એ વાતજ જુદી છે.

સંયુક્તા—નિશ્ચય સમજજે કે મારે વાસ્તે એ વાત જુદી નથી.

મંજુઘોષા—સંયુક્તાનાં વચન શ્રવણ કરી તું મનુષ્ય છે. અને મનુષ્યજ ભૂલી જાયછે. માટે તું ભૂલે તેમાં શી નવાઇ?

સંયુક્તા—ના, હું તો ખરૂંજ કહુંછું.

મંજુઘોષાએ કહ્યું કે—બ્હેન! એ વાત તો જવાદે, કાલ કોઇ મોટા રાજા સાથે પરણાવશે, અને સાસરે જઇ મહા આનંદથી ભોગવિલાસ કરીશ, પછી તો અમને સખીયોને સ્વપ્નમાં પણ સંભારીશ નહિ.

સંયુક્તાએ જરા ક્રોધ યુક્ત થઇને કહ્યું કે,—એમ તો થાયજ નહિ.

મંજુઘોષાએ ધારેલી વાર્ત્તાનો નિશ્ચય કરવાને માટે કહ્યું કે,-ચાલ ગુસ્સે શા માટે થાય છે? આતો મેં મશ્કરી કરીછે. ખરેખરૂં કહે કે, કયો રાજા તારા હૃદયમંદિરમાં વસી રહ્યોછે?

સંયુક્તા—દિલ્હીનો પ્રતાપી મહારાજ પૃથિરાજ ચહુઆણ.

મંજુઘોષા—અરે આ શું! બહેન!! કાકાને મારવાવાળો અને બાપના વૈરીને પરણાય? મહારાજ આ વાત જાણશે તો તને મારીજ નાખશે.

સંયુક્તા—સ્વયંવરનો અર્થ શું છે? મને જેની ઇચ્છા હશે, મારૂં જેનામાં ચિત્ત ચોટયું હશે, તેને હું વરમાળ પેહેરાવીશ. એમાં પિતાજીને શું? જ્યારે સ્વયંવર કર્યો તો પછી મારા પિતાજીને કાંઇ જોવાનું નથી. સ્વયંવરમાં તો મારી ઇચ્છા હોય તેનેજ હું વરમાળા આરોપું. સ્વયંવરમાં પિતાજીનું ચાલે નહિ. જો પિતાજીને ઇચ્છાનુસાર મને પરણાવવી હતી, તો સ્વયંવર કરવાનું કાંઇ પણ પ્રયોજન નહતું.

બીજી સખિયોએ પણ મંજુઘોષાના વિચારને અનુમોદન આપી કહ્યું કે,—બ્હેન! આટલા બધા રાજાઓ પૈકી કોઇપણ તમારા મનમાં ન વસ્યો. અને સ્વયંવરના બારણામાં ઉભો રાખેલો દ્વારપાળજ સારો લાગ્યો? તમારાં

માતા પિતાએ તો કેહરકંઠીરને પસંદ કરેલ છે. અને તમને અમારા ઉપર ક્રોધ આવે તો ભલે પણ અમારી નજર કેહરકંઠીર ઉપર જાયછે, અને તમને યોગ્ય પતિ તેજછે. માતા પિતાથી વિરૂદ્ધ વર્તનથી સારૂં પરિણામ નહિ આવે.

સંયુક્તા—તો શું હું એ ત્યાગી સાથે પરણીશ ?*

મંજુઘોષા—'બહેન ! શું ત્યારે સખીઓ પણ તમારૂં હિત નહિ ઇચ્છતી હોય ? અમારે શું. જેવું તને રૂચે તેવું કરય. અમે તો તારૂં હિત માટે કહીએ છીએ. અને તું પૃથિરાજનો વિચાર મનમાંથી કાઢી નાખીશ તોજ તેમાં તારૂં શ્રેયછે. કેહરકંઠીર યુવાન, રૂપવાન, રાજનો ધણી, વિદ્વાન, ચતુર અને ટુંકામાં કહું તો સર્વ પ્રકારે તનેજ યોગ્યછે.'

સંયુક્તા—સર્વ રાજાઓ સારાછે; પરન્તુ મંજુઘોષા તું નથી જાણતી કેઃ—

## दुहो.

गंगा यमुना सरस्वती, सात सिंधु भरपूर;
तुलसी चातक के मतै, बिना स्वाति सब धूर.

કર્ણાટકીએ સંયુક્તાના વિચારને માન્ય કર્યો, અને બીજી સઘળી સખીઓ મૌન રહી. સંયુક્તાએ મંજુઘોષાને સર્વ વાર્તા સમજાવીને પોતાનો નિશ્ચય જણાવ્યો. ત્યારપછી બીજી નાનાપ્રકારની વાતો કરીને સખી મંડળ ત્યાંથી ચાલ્યું ગયું. અને સંયુક્તા પણ શયનગૃહમાં ગઇ.

મંજુઘોષાએ જ્યારે સંયુક્તાની ઇચ્છા રાજા તથા રાણીને કહી, ત્યારે તે બહુજ દલગીર થયાં. જયચન્દ્રને તો બહુજ ખોટું લાગ્યું. અને રાણી પણ પોતાની પુત્રીના હઠનો વિચાર કરી બહુ દલગીર થઇ.

બીજે દિવસે સવારે મહારાજા જયચન્દ્ર રાઠોડે વિચાર કર્યો કે, ચન્દના ઉતારામાં પૃથિરાજ છે કે નહિ ? જો કે આ માટેનો તપાસ કરવા તેને રાવણ કોટવાળને પણ ભલામણ આપી હતી, અને તે હર વખતે તપાસ ખાનગી રીતે કરવામાં ગુંથાયલો હતો; પરંતુ ચંદ કાચો નહતો, તેણે પોતાના ઉતારાની આસપાસ પોતાના તરફના ચોકીદારોને ઉભા રાખેલ હતા. અને તેઓને કહ્યું હતું કે,—હુકમ વગર કોઇ પણ અંજાણ્યા મનુષ્યને અંદર આવવા દેવોજ નહિ. તથા અંદર ઉતારામાં એવી યોજના કરી હતી કે,—અંજાણ્યો માણસ આવે ત્યારે ચદે ઢોરણી ઉપર બેસવું, અને પૃથિરાજે અન્ય સરદારોની પેઠે બેસવું. અને ખાનગીમાં પૃથિરાજે ઢોરણી ઉપર બેસવું અને ચદે પોતાનાં સ્થળે સરદારો સાથે બેસવું. આ પ્રમાણે ગોઠવણ કરી હતી.

---

* કહેરકંઠીર પરમાર જાતનો રજપૂત હતો, તે સમયમાં પરમાર રજપૂતો ઘણાજ બળવાન હતા,

જયચન્દે રાવણ કોટવાળને એકાંતમાં બોલાવીને પુછતાં, કોટવાળે પોતાને મળેલી સઘળી હકીકત જણાવતાં તેમણે કહ્યું કે,–પૃથિરાજ ચંદનો સેવક થઇને આવ્યો છે. આ બાબતનો ચોકસ નિર્ણય કરવા માટે જયચન્દ્રે સુમતિ પ્રધાન અને શ્રીકંઠપુરોહિત સાથે ચંદ માટે મેમાંની મોકલી. તેઓ જેવા ચંદના ઉતારામાં આવ્યા, કે તુરત પૃથિરાજે પોતાનાં સ્થળનો ત્યાગ કરી તે સ્થળ ચંદને આપ્યું, ને પોતે ચંદને સ્થળે બેસી ગયો. ચંદે તુરત ઉભા થઇ તેઓને મળી કુશળ પુછી રાજા જયચન્દ્ર રાઠોડ તરફથી આવેલી ચીજો પોતાના ઉતારામાં રખાવી પ્રત્યેક થાળોમાં બબ્બે મોહોરનાખી પ્રધાન તથા પુરોહિતને માન આપી વિદાય કર્યા. તેટલામાં તો એક સ્ત્રીઓનું ટોળું જાણે સાક્ષાત્ અનંગનું સૈન્ય ન હોય, તેવું પોતાના ઉતારામાં આવતું જોયું. તે ટોળાંની સર્વ સ્ત્રીઓ સમાન વયની હતી, એટલે કે સોળ સોળ વર્ષની સુંદરી હતી. તેઓ બધી સમાન વયની, સમાન કદની, એક સરખા પોશાકની એટલે સર્વ સાહેલીઓએ ઊંચા રેશમી પીરોજા રંગના મોટી ઘેરવાળા, કસબી કોર લગાવેલા લેંઘા પહેરેલા હતા, લાલ ઉત્તમ મખમલની ઉમદા ભરેલી ચોળીયો, અને કંસુબાની ઉત્તમ બાંધણીની જરીદાર ઓઢણીઓ ઓઢેલી હતી, લલાટમાં સુવર્ણની આડ દ્વિતીયાના ચંદ્ર સદશ શોભાયમાન લાગતી હતી. કાનમાં હીરાજડિત એરીંગો, નાકમાં નથ, કંઠમાં મોતીનાં આભૂષણો, હાથમાં જડિત્ર કંકણ, અને પગમાં ચાંદીનાં સાંકળાં અને બેડીઓ શોભતી હતી. આ પ્રમાણે સર્વનો એક સરખો પોશાક હતો. તેઓના હાથમાં સુવર્ણના થાળો શોભી રહેલા હતા. તેના ઉપર લપેટ કિનખાબના સુવર્ણના ઝુમખાંવાળા રૂમાલો ઢાંકેલા હતા. એ થાળો મેવા, મીઠાઇ, સોનામોહોરો, મુક્તાફળની માળાઓ તથા પોશાકનાં સામાનથી ભરપૂર હતા. આ સ્ત્રીઓનાં ટોળાંને જોઇ ચન્દના અનુચરો તો દિગ્મૂઢ ચિત્રમાં આળખેલા જેવા થઈ ગયા. તેઓને તો શરીરનું ભાન રહ્યું નહિ. કેટલાક તો તેને આતે દેવકન્યા છે? અપ્સરા છે? કે શું છે? એમ વિચારમાં પડી મૂર્છાયુક્ત થઇ ગયા. તે ચંદના અનુચર પૈકી એક હિમ્મત્તવાન્ બાહાદૂર અનુચરે પુછયું કે,–તમે કોણ છો? અને શા હેતુથી અહિ આવેલ છો? તેના પ્રત્યુત્તરમાં તેઓએ કહ્યું કે,–અમે જયચન્દ્રની રાણી જુન્હાઇની દાસીઓ છીએ. અને મહારાણી તરફથી ચંદ વરદાઇને મેમાંની આપવા માટે આવેલ છીએ. આવાં તેનાં વચન શ્રવણ કરીને ચંદના અનુચરો સ્તબ્ધ બની ગયા હતા, તેમને ધિરજ આવતાં અંદર પુછી તેઓને જવા હુકમ કર્યો. તે પૈકી મુખ્યદાસીએ ચંદને મહારાણી તરફથી કુશળ પુછી આશીષ આપી નજરાણો કર્યો. એટલે

તે થાળો ચંદનાં માણસોએ ખાલી કરી પ્રત્યેક થાળમાં પાંચ પાંચ મોહોર નાખી પાછા આપતાં ચંદે મહારાણીના વિવેકની પ્રશંસા કરી, દાસી દ્વારા આશીર્વાદ કહેવરાવ્યો.

ચંદ સાથે પૃથિરાજ આવેલો છે એ વાતની ચોકસ બાતમી જયચન્દ્રને પોતાના ગુપ્ત જાસુસો દ્વારા મળતાં તેણે પૃથિરાજને પકડી લેવાનો ચોકસ નિશ્ચય કર્યો; તોપણ એક વખત પોતે જાતે તેને ઉતારે જઈ ચોકસ ખાત્રી કરવી, એવો વિચાર કરી ચંદને ઉતારે ગયો. *ચંદે તેને ઉંચે આસને બેસાર્યો, અને પોતે નિચે બેઠો. જયચંદ્રના વિવેકની તથા બીજી કેટલીક વાતો કરી ચંદે પૃથિરાજને જયચન્દ્રને પાન આપવાનું કહેતાં, પૃથિરાજે પાંચ આંગળાંથી પાનને કપડી દાન આપવા પ્રમાણે જયચન્દ્રને પાન બીડું આપવા માંડતાં જયચન્દ્રે લીધું નહિ; કારણકે રાજાને બીડું આપવાનો પ્રકાર એવો છે કે, બીડું જમણા હાથની હથેલીમાં રાખી ડાબો હાથ જમણા હાથના કાંડા પાસે રાખીને આગળ ધરવું; પણ વીર પૃથિરાજ મહાઅભિમાની હતો, તેથી તે ગમે તેમ થાય તોપણ તે પ્રમાણે બીડું આપી પોતાનું માન ભંગ કરાવે એવો નહતો. તેમ જયચન્દ્ર પણ કાંઇ તેનાથી ઉતરે તેવો નહતો, તેથી પાન લેવાના સંબંધમાં તકરાર થવાનો સમય સમીપમાં આવી જતાં ચંદભાટ તુરત બોલી ઉઠયો કે:—

## श्लोक.

तुलसी विप्रहस्तेषु, विभूति वरयोगिनां ।
तंबोलं चंद हस्तेषु, प्रयोदान सुआदरं ॥

**અર્થ**—બ્રાહ્મણના હાથની તુલસીને અને યોગીના હાથની વિભૂતીને જેમ માન અપાય છે, તેમ ચંદના તંબોળને પણ આદર આપવો જોઇએ.

તંબોળ આપનાર જો કે સેવક છે, પણ તંબોળ ભાટના ધરનું હોવાથી તે લેવામાં કાંઇ પણ હરકત હું સમજતો નથી, એમ વિચાર કરી જેવો જયચન્દ્રે હાથ ધર્યો, તેવો તો તે ચંદના સેવકે એવાતો જોસથી જયચન્દ્રના હાથમાં બીડું મુક્યું કે, રાઠોડરાયનું કાંડું ખડી જતાં થોડીકજ વાર લાગત. જયચન્દ્રને જેમ કાંડાં ઉપર વજ્રનો પ્રહાર થયો હોય તેમ કાંડામાં દુ:ખાવો થવા લાગ્યો. જયચન્દ્ર પોતાના મનમાં ચોકસ સમજી ગયો કે, આજ પૃથિરાજ છે, માટે હવે તો ઘેર તુરત જઇ ચંદની છાવણીને ઘેરો ઘાલી પૃથિ-

---

* જયચન્દ્ર, ચંદને ઉતારે ગયો એમ કહેવામાં આવે છે ખરૂં, પણ તે વાત ઉપર વજન રહી શકતું નથી; કારણ કે જયચન્દ્ર જેવો મહાઅભિમાની સાર્વભોમ રાજા એક ભાટને ઉતારે જાય, એ સંભવતિ નથી. 'અસ્તુ' ગમે તે હો.

રાજને જીવતોજ પકડી કેદ કરૂં. આ પ્રમાણે નિશ્ચય કરી જયચન્દ્ર તો ત્યાંથી દરબારમાં ગયો. જયચન્દ્રના ગયા પછી ચંદના ઉતારામાં આ પ્રમાણે વાણી-વિનોદ થવા લાગ્યો.

પૃથિરાજ—જયચન્દ્રની સભાનો વૈભવ મેં જોયો, તેના સામંતોસહ અહિ પણ મેં તેને આજે જોયો, પણ જેટલો દમામ આપણે તેને માટે ધારતા હતા, અને સાંભળતા હતા, તે માંહેનું તો કાંઇ પણ મારી દ્રષ્ટીએ પડયુંજ નહિ.

ચંદ—વૃથા અભિમાન કરવાનું કારણ નથી. જયચન્દ્રની સભામાં જવું એ કાંઇ નાનું સુનું કામ નથી. હજુ તો મારા અનુચર થઇને જવાયું હતું, તેમાં આટલું બધું અભિમાન શાનું ?

પૃથિરાજ—(ચંદનાં આ વચનોથી આવેશમાં આવીને બોલ્યો કે-) જો એમજ છે તો હું કાલે રાજાનો પોશાક ધારણ કરૂંછું. પછી મરદના સપાટા જોઈ લેવા. તે સમય તારી છાતી ધ્રૂજવા લાગશે. પણ હું જરા ડગનારો નથી. જયચન્દ્ર કે તેના સામંતોથી હું જરા પણ ડરૂં કે ડગું તેવો નથી.

કન્હ—અરે પૃથિરાજ ! અરે ! ચંદ ! ! તમે તે આ શું વાતો માંડી છે ? આમાં તો જુલમ થઇ જશે, કૈકનાં ઘર જશે. (ચંદને) તું તો ભાટ છો, આશીર્વાદ આપી રસ્તે પડી જઇશ, પણ શૂરવીરોનાં મસ્તકો વિના કારણે ટપોટપ પડશે, અને રૂધિરની નદી તમારી વાતમાંથી ચાલશે, માટે આવી નકામી વાત જવા દો.

ચન્દને ઉતારે પૃથિરાજ ચહુઆણ આવેલો છે, એવી પૂર્ણ ખાત્રી થતાંની સાથેજ પૃથિરાજને પકડી લેવાનો તેણે વિચાર કર્યો. સ્વયંવરના દિવસને માત્ર એકજ રાત આડી હતી. જયચન્દ્રે સુમતિ પ્રધાનને તુરત બોલવી. એક મોટી સેના તૈયાર કરાવી, અને રાવણ કોટવાલને ચન્દનો ઉતારો ઘેરી લેવા આજ્ઞા કરી.

ચન્દના ઉતારામાં ચંદ, પૃથિરાજ અને કન્હ ચહુઆણ વાતો કરી રહેલા હતા, એટલામાં તો નગારાંના અવાજો, શૂરાઓની વીરહાકો અને ઘોડાઓના હણહણાટના શબ્દો કાને પડવા લાગ્યા. રજની ડમરી ઉડવા લાગી, અને જયચન્દ્રનું સૈન્ય પૂરજોસથી ચન્દની છાવણી ઉપર 'પકડો' પકડો બાંધો, બાંધો ને મારો મારોના શબ્દો કરતું આવી પોહોચ્યું અને તેણે ચન્દની છાવણીને ઘેરી લીધી. તે સમય ચહુઆણો ગફલતમાં નહતા, તેઓ પણ સાવધાનપણાથી જયચન્દ્રના લશ્કરનો તીખી તલવારવડે સત્કાર કરવા એકપગા થઇ રહેલા હતા.

આપણે આગળ દશમા પ્રકરણમાં વાંચી ગયા છીએ કે–ચંદેલની લડાઇ વેળાએ જ્યારે મહાદારૂણ યુદ્ધ થતાં વીર પૃથિરાજ મૂર્છામાં પડેલો હતો, તે સમય સંજમરાય નામનો સરદાર ઉત્તમ રીતે પોતાની રાજભક્તિ દર્શાવી સદેહે વૈકુંઠમાં ગયો હતો, તે સમય કેટલાક એમ કહેવા લાગ્યા હતા કે,–સંજમરાય યુદ્ધભૂમીનો ત્યાગ કરી નાશ્યો ગયો. તેથી આ વખતે એટલે કે જયચન્દ્રના લસ્કરે જ્યારે ચંદની છાવણીને ઘેરો ઘાલ્યો હતો, ત્યારે સંજમરાયના પરાક્રમી પુત્ર લંગરીરાયે પૃથિરાજને કહ્યું કે,–મહારાજાધિરાજ ! આ વખતે મને યુદ્ધ કરવા દ્યો. મારૂં આપ પરાક્રમ જુઓ. હું હમણાં જયચન્દ્રનાં લસ્કરનો ઘાણ કાઢી નાખીશ. જો હું યુદ્ધભૂમીમાં પીઠ બતાવું કે નાશું, તો આપ સમજજો કે મારો પિતા પણ નાશી ગયા હતા; માટે આજે મનેજ યુદ્ધ કરવા આજ્ઞા આપો. આવાં લંગરીરાયનાં વચન શ્રવણ કરી વીર પૃથિરાજે તેને યુદ્ધ કરવાની આજ્ઞા આપી. એટલે તુરત ગંગાજીના કિનારા ઉપર રણદુંદુભી વાગવા માંડ્યાં. અને સ્વયંવરને આગલે દિવસેજ કનોજમાં યુદ્ધના મોરચા મંડાયા. વીર પૃથિરાજની આજ્ઞાથી માત્ર બે હજાર ઘોડાથી લંગરીરાય ચડયો. અને સામે ત્રણ લાખ સૈન્યથી રાવણ કોટવાળ ચડી આવ્યો હતો. તેઓ વચ્ચે મહાદારૂણ યુદ્ધ થયું. ચહુઆણ સેના લંગરીરાય સેનાપતિનાં આધિપત્યપણા તળે ભૂખ્યા વાઘના સમાન રાવણકોટવાલના ઉપર તુટીજ પડી. અને કનોજની સેનાનો ઘાણ કાઢવા લાગી. લંગરીરાય પોતાના પિતાનું કલંક ધોઇ નાખવા માટે એવી તો બહાદુરીથી લડ્યો કે રાવણકોટવાલથી લંગરીરાય સામે જરાવાર પણ ટકાયુંજ નહિ. જયચન્દ્રના લસ્કરનાં મનુષ્યો અસંખ્ય કપાવા લાગ્યાં. રૂધિરની નદી ચાલવા લાગી! ત્રીજે પહોર થતાં થતાં તો ચહુઆણના બે હજાર ઘોડેસ્વારોએ તો જયચન્દ્રનાં બે લાખ માણસોનો ઘાણ કાઢી નાખ્યો. જયચન્દ્રનાં લસ્કરનાં અસંખ્ય તીરોનો વરસાદ લંગરીરાયને કાંઇ પણ કરી શકયો નહિ. જેથી અંતે કંટાળીને કોટ ઉપરની મોટી કિલકિલા નામની તોપ લંગરીરાયને મારવાને માટે છોડતાં તોપ કાન ચાટી ગઇ; કારણકે લંગરીરાય દેવીનો ઉપાસક અને તોપ એ દેવીનું સ્વરૂપ હોવાથી તોપ લંગરીરાય ઉપર છૂટી નહિ. આ પ્રમાણે ત્રણ વખત તોપ ખાલી જતાં જયચન્દને લંગરીરાય દેવીનો ઉપાસક છે, એ ખબર થતાં તોપને પાડો ચડાવ્યો; તોપણ કાંઇ ન થતાં અનુક્રમે અંતે એક પછી એક છ પાડા ચડાવતાં તોપ છુટતાં લંગરીરાય પડ્યો; પણ એટલામાં તો એટલે કે લંગરીરાયને મારવા માટે તોપને બળિદાન આપવા સુધીમાં તો લંગરીરાયે જયચન્દ્રના એક લાખ માણસોનો ઘાણ કાઢી નાખ્યો. આ પ્રમાણે કનોજનાં ત્રણ લાખ માણસોનો ઘાણ નિકળી

ગયો, પણ પૃથિરાજ તો પકડાયો નહિ. આ તરફ પૃથિરાજના વીર સરદારો જયચન્દ્રને ત્યાં સ્વયંવરપર આવેલા પરદેશી રાજાઓના ઉતારાની તથા કનોજના કિલ્લાની આગળ પાછળ પોતાના સૈન્યને રાખીને સાવધાનપણે ઉભા હતા, અને તે સમય કન્હ ચહુઆણુ પરદેશી રાજાઓને તોડવાનો યત્ન કરી રહેલો હતો. આ તરફ જયચન્દ્ર રાઠોડ રાવણ કોટવાલનો અને પોતાનાં ત્રણ લક્ષ માણસોનો ધાણ નિકળી જવાના શોચનીય સમાચાર શ્રવણ કરી બહુજ ગુસ્સે થયો, અને જયચંદ્રે પોતે જાતે ચડવાનો ઠરાવ કર્યો. એટલે વીશ લાખ ઘોડેસ્વારો તૈયાર થયા, જેથી દશે દિશપાળ ડોલવા લાગ્યા. શેષનાગ પણ ભાર ઝીલી શક્યા નહિ. પૃથિવી ડોલવા લાગી. સર્વત્ર ત્રાસ ત્રાસ વર્ત્તી રહ્યો મહા હાહાકાર થઇ રહ્યો, અને જગતનો પ્રલયજ પાસે આવ્યો હોય એમ સર્વ કોઇ માનવા લાગ્યા. સ્વર્ગમાંથી અપ્સરાઓનાં ટોળાં ને ટોળાં વિમાનારૂઢ થઇ હાથમાં વરમાળા લઇ આ યુદ્ધ જોવાને માટે આવવા લાગ્યાં. ગોરો તથા કાળો ભૈરવ અને જોગણીઓ પ્રથમથીજ હાજર થઈ રહેલાં હતાં. ગીધો અને કાગડાઓ પણ આજે મનમાનતી ઉજાણી મળશે એમ ધારીને આનંદમાં મસ્ત બની ફરતા હતાં. કાલિકાજી રૂધિર પાનથી હજુ સંતોષ પામ્યાં નહતાં. કનોજમાં નગારાંના અવાજો અને સિંધુડા રાગ આડે કાન પડયું સંભળાતું નહતું. એમ ચારે દિશામાં વીર રસ છાઇ રહેલો હતો. આ પ્રમાણે કનોજ અને દિલ્હીનાં મનુષ્ય યુદ્ધ કરવાની તૈયારીમાં ગુંથાયાં હતાં, તે સમય કનોજની દક્ષિણ તરફ ગંગાજીના કિનારા ઉપર પૃથિરાજ ઘોડે ચડીને કિલ્લાની શોભા જોવાને માટે બહાર નિકળ્યો હતો, તેથી તે તરફ શૃંગાર રસનો એક ઉત્તમ દેખાવ જોવા લાયક હતો, તે તરફ હવે આપણે દૃષ્ટિ કરીએ.



# પ્રકરણ ૧૬ મું.

## પ્રેમપ્રસંગ.

### दुहो.

हम तो जोगी प्रेमके, प्रेम हमारो देश;
सुधि नहि पाई पीयकी, तब लीन्हो ये वेश.



સંધ્યાનો સમય હતો, અને તે સમય એક ઘોડેસ્વાર કનોજના ભવ્ય કિલ્લાને જોતો જોતો ગંગાજીના તરફ જતો હતો. ઘોડો હષ્ટ પુષ્ટ અને હરિણના રંગનો હતો. તેના નોકદાર કાનની ટીશીઓ સાધારણ શબ્દ થતાં પણ શબ્દ થવા વાળી દિશાના તરફ ફરતી હતી, અને તે ઘોડો પોતે પણ એવી તો ચંચળ ચાલથી ચાલતો હતો કે,–પેટનું પાણી પણ હાલતું નહતું. જોકે તેનો સાજ–આદિ બહુજ મૂલ્યવાન્ હતાં; તોપણ તે અશ્વના મસ્તક ઉપર એક જડિત્ર લોલક લટકાવેલું હતું, તથા કેશવાળીમાં મોતી પરોવેલાં હતાં, તે ઘોડો જે સમય ઊંચી ડોક રાખી મસ્ત ચાલથી ચાલતો હતો, તે સમય લોલકનું લીલમ તથા કેશાળીમાંના મોતી ગતિના જોરથી જરા વિશેષ ઝુલી જોનારનાં નેત્રોને અવર્ણનીય આનંદ આપતાં હતાં. એ ઘોડેસ્વારે અંગ ઉપર ઢાકાનાં મલમલનું ચોબગલું અંગરખું પેહેરેલું હતું. મસ્તક ઉપર ગુલાબી રંગની હિંદુસ્તાની પાઘડી અને પગમાં ઉરેબદાર સૂરવાળ, પહેરેલી હતી. અંગરખાંમાંથી તે સ્વારના શરીરનો ગુલાબી રંગ ચમકી રહેલો હતો. તેનાં મસ્તક ઉપર કલગીદાર શિરપેંચ અત્યંત શોભા આપતો હતો. તેના મસ્તક ઉપર એક તરફ કાકપક્ષ, અને બીજી તરફ મુક્તાફળનો તુરો તેની શોભામાં વધારો કરતા હતાં. તે સ્વાર ડાબે પડખે માણેક જડિત્ર મૂઠની લીલી મખમલનાં મ્યાનવાલી તલવાર અને જમણે ખભે સુંદર લાલ રંગની કમાન, કીરમજી રંગનો તીરનો ભાથો, તથા ગેંડાના ચામડાની રંગીત નની ઢાલ–આદિ અસ્ત્રોથી તે સજ્જ હતો ગળામાં સુંદર હીરાનો કન્ઠો તથા મોતીની માળા પેહેરેલી હતી, અને તે બેના મધ્યમાં એક ઉત્તમ રૂદ્રાક્ષની માળા શોભાયમાન થઇ રહી હતી. હાથમાં પોંચી, આંગળીએ હીરાની વીંટી અને પગમાં રત્ન જડીત્ર સુવર્ણનો તોડો પહેરેલો હતો.

આ પ્રમાણે તે ઘોડેસ્વાર દરેક રીતે સાદા પોશાકમાં હતો. તે ઘોડા ઉપર એવી તો છટાથી અને સહેલથી બેઠો હતો કે, જોનાર તેને જોઇ આનંદ, ભય અને પ્રીતિ પામતાં હતાં. કિલ્લાની પાસેથીજ ઘોડો ચાલ્યો જતો હતો, અને સવારપણ કોટ તથા પરિખાનું નિરીક્ષણ કરતો કરતો જાતો હતો. થોડેક છેટે ગયા પછી ભગવાન્ સૂર્યનારાયણને અસ્તાચલમાં પધારવાની તૈયારીનાં ચિહ્નો જણાવા લાગ્યાં. અને સૂર્યાસ્ત થતાં સુધીમાં તો તે શ્રી ગંગાજીના કિનારા ઉપર આવી પોહોચ્યો. જ્યાં તે આવી પોહોચ્યો ત્યાં પરિખાનો ગંગાજી સાથે સંગમ થતો હતો. આ સ્થળે વાચકવર્ગને એ જણાવવાની આવશ્યકતા નથી કે.— પરિખાનું પાણી પ્રવાહિત થઈ નગરની આસપાસ કેટલે દૂર સુધી વહીને ગંગાજીમાં મળતું હતું. આગળ માર્ગ ન હોવાથી ઘોડો ત્યાંજ અટકયો. ઘોડો ઉભો રહેતાંની સાથેજ સ્વારે ધીરી ચાલથી વહેતાં ગંગાજીના પ્રવાહને જોયો. સવારે પાછા ફરવાનો વિચાર કર્યો; પરંતુ ઘોડો પાણી પીવાને માટે પ્રવાહના તરફ જોતો હતો, તેથી સવારે ઘોડાને કિનારા ઉપર ઉતાર્યો.

આ સ્થળે શ્રી ગંગાજીના ભવ્ય કિનારા ઉપર એક અનુપમ વિહાર ભવન હતું. એ મંદિર રાઠોડોના મૂળ પુરૂષે બંધાવેલું હતું. અને સમસ્ત રાજાઓ પોતાની સમૃદ્ધિ વડે તેને શોભાવતા હતા. સંગેમરમરના સુંદર, અન્દરની નકશીવાળા રંગ બેરંગી પત્થરોથી તે બાંધેલું હતું. મહારાજાધિરાજ રાઠોડાધિપતિ જયચન્દ્રે ચીનના ચિત્રકારોને બોલાવી તે મેહેલમાં પૌરાણીક ચિત્રો ચિતરાવેલાં હતાં. એ મહેલના છજામાં એક પંદર વર્ષની અવસ્થાની મહારૂપવાન્ કે જેને ઇશ્વરે અવકાશ વેળાએ સરજેલી હોય તેવી, તથા જેને નિરખતાં અપ્સરાઓ પણ લજ્જાયમાન્ થઇ જાય એવી એક કન્યા સધ્યાનો રમણીય દેખાવ જોવાને માટે ઉભી હતી. આ કન્યા તે જયચંદ્રની પુત્રીજ હતી. તે ગુણમાં જેમ અનુપમ હતી, તેમ રૂપમાં પણ અનુપમ હતી. તેનું મુખ ચન્દ્રસદૃશ, હાસ્ય ચાંદની જેવું અને કેશ ભમરો જેવા હતા. સંયુક્તાનો કેશપાસ જાણે મુખરૂપી ચંદ્રમાંથી સુધાપાન કરવા આવેલો જાણે કાળો નાગ હોય, કામી લોકોનાં અંતઃકરણરૂપી મત્સ્યને પકડવા માટે કામદેવે પસારેલી જાળ હોય, પુષ્પરૂપી બાણનો સંચય કરવા મન્મથે બનાવેલું કાળું ભાથું હોય, તરૂણોનાં ચિત્તરૂપી અશ્વને વસ કરવા કામદેવે સજ્જ કરેલ ચાબુક હોય, મુખરૂપી કમળના મકરંદ પીવા એકત્ર થયેલ ભ્રમરોની પંક્તિ હોય અને મુખની પ્રભામાં ગંગાજીના પ્રવાહની ભ્રાંતિ પામી તેમાં મળવા આવેલો શ્રી યમુનાજીનો પ્રવાહ હોય એવો જણાતો હતો. સંયુક્તાનું લલાટ કામદેવને બેસવાનું

ટિક્કમય સ્થાન હોય અને કસ્તુરીના તિલક રૂપ કલંકનો અનુભવ કરવા આ વેલો અષ્ટમીનો ચંદ્ર હોય એવું શોભતું હતું. એનાં ભવ્ય લલાટમાં જે કસ્તુરીની ટપકી હતી, તે જાણે કામદેવે ભમરોરૂપી ધનુષ્યમાંથી તરૂણોનાં અંતઃકરણોને મૂર્છિત કરવા ફેંકેલું અસ્ત્ર હોય એવી જણાતી હતી. તેની ભમરો કામીજનો ઉપર કટાક્ષ બાણ ફેંકવા મન્મથે ગોઠવેલી કમાનો હોય, શૃંગાર રસથી પોષણ પામતી લીલારૂપ લતાની સોટીઓ હોય અને મદમત્ત થયેલા યૌવનરૂપી હસ્તીની મદલેખાઓ હોય એવી જણાતી હતી. સંયુક્તાનાં નેત્રો ખંજનોના ગર્વનું ગંજન કરતાં હતાં. કમળો અને હરિણીઓનાં નેત્રોમાંથી પણ સારભાગ કાઢી લઇ વિધાતાએ બનાવ્યાં હોય એવાં જણાતાં હતાં. કટાક્ષોની વૃષ્ટિથી યોગીઓનાં ચિત્તને પણ ચલાયમાન્ કરે એવાં હતાં. પોતાની ગતિને રોકવાથી શ્રવણેદ્રિય ઉપર જાણે ગુસ્સે થતાં હોય એમ ખુણાઓમાં કાંઇક રતાશ યુક્ત હતાં. કાનમાં પેહેરેલાં કર્ણફૂલ તેનાં મુક્તાફળને લોટની ગુટિકા જાણી તેપર ઝડપ માર્યા કરતાં જાણે મત્સ્ય હોય એવા જણાતાં હતાં. કાજળનું અંજન કરેલું હોવાને લીધે તરૂણોને વિષથી ખરડાયલી બરછી સદૃશ જણાતાં હતા. શસ્ત્રાસ્ત્રથી પણ ભેદી ન શકાય એવાં યુવાનોનાં અદૃશ્ય અંતઃકરણને પણ નિમિષ માત્રમાં ભેદી નાંખે એવાં હતાં. પરસ્પરનો અવલોકનનો આનંદ નહિ મળવાને લીધે જાણે વ્યગ્ર થતાં હોય તેમ ચાંચલ્યથી ચમકતાં હતાં. ઇંદ્રનીલ જેવી રમણીય કીકીઓથી ગોળી ભરેલી કામદેવની જાણે બંદૂકી હોય એમ જણાતાં હતાં. તરૂણોનાં ચિત્તરૂપી હરિણોને પકડતાં પકડતાં યોગીઓનાં ચિત્તરૂપી સિંહોને પણ ત્વરાથી પકડી પાડે એવાં બળવાન્ હતાં. તરૂણોને બરછી સદૃશ વિંધી નાખનારાં છતાં પણ સ્વાભાવિક કોમળ હતાં. આ પ્રમાણે કોમળ છતાં પણ જેનાપર પડે તેને તો ઘાયલ જ કરી નાખે એવાં હતાં. તેનાં કટાક્ષો અમો વિદ્યમાન્ છતાં કામદેવને અન્યબાણો રાખવાનું શુ કારણ છે? એ દર્શાવવાને ઉત્કંઠિત હોય એમ જણાતાં હતાં, પોતે પડ્યા પહેલાંજ કામીઓને પાડી નાખનારાં હતાં, અને ચપળ છતાં પણ અવલોકન કરનારના હૃદયમાંથી ખસે તેવાં નહતાં. નેત્રમાં કરેલાં અંજનને પોતાનાથી ભિન્ન જણાવા દેતાં ન હતાં, અને વારમ્વાર પોતે ચારેકોર ફરતાં છતાં પણ કામી જનોને પ્રસ્વેદ યુક્ત કરી નાખતાં હતાં. જો ખરેખરૂં કહીએ તો ખરેખરૂં હૃદયવેધકપણું સંયુક્તાના કટાક્ષોમાં જ હતું. સંયુક્તા નાસિકા, શ્રી સદાશિવજીના નેત્રથી દગ્ધ થયેલા કામદેવે દાહની શાંતિ કરવા અર્થે મુખમાંથી અમૃત ચૂસવાની નળી રાખી હોય એવી જણાતી હતી. ડાબા જમણાં નેત્રને પરસ્પરના ચમત્કારની

મ્હ્ર્યો ન થવા દેવા વિધાતાએ ડહાપણથી મધ્યભાગમાં સુવર્ણની પાળ ગો-ઠવી હોય એવી જણાતી હતી. અને પોતે વિંધાએલ છતાં પણ અન્યને મૂર્છિત કરતી હતી. ઓષ્ઠરૂપી બિંબફળ ઉપર ઝડપ આપતાં વાળીનાં મોતીને પ્રાપ્ત થયેલ શુકનીચંચુ હોય એવી જણાતી હતી. કામદેવની વાંસળી હોય એવી જણાતી હતી. કામદેવે પોપટની ચાંચ સમજી તે દ્વારા પોતાનો સર્વ ભેદ પ્રકટ થઇ જવાના ભયને લીધે તેને મૌન્ય રાખવા અર્થે મુક્તાફળ દે-ખાડીને લાલચમાં નાખેલ હોય એવો આભાસ થતો હતો, અને માત્ર કા-મી લોકોને વિંધવા માટેજ પોતે વિંધાયલી હતી. સંયુક્તાની શ્રવણેદ્રિયો સુખમાં સમાતા લાવણ્યનો સમાવેશ કરવા માટેજ વિધાતાએ જાણે કુવા-ઓ બનાવેલા હોય એવી જણાતી હતી. નાનાપ્રકારનાં વિંધોવાળા છતાં પણ કામી જનોનાં અંતઃકરણને પોતાનામાંથી નિકળવાનો માર્ગ આ-પતા નહતા. કર્ણ કહેવાતા છતાં પણ પારકાંનાં ચિત્તરૂપ રત્નની ચોરી કરવામાં કુશળ હતા. અને સખીઓએ સંભળાવેલા રસનાં રહસ્યને ભરી રાખવા-નાં પાત્રરૂપ હતા. સંયુક્તાનાં કપોળો લાવણ્યને નાચવાની રંગભૂમી સદૃશ જ-ણાતા હતા. સખીઓને પણ ચુંબન કરવાની ઉત્કંઠા આવે એવા હતા. કામદેવનાં જીવનરૂપ હતા, અને મુખ્યત્વે કરીને તો વીર પૃથિરાજના ભવિષ્યના કામ-જ્વરને શાંત કરવા માટે વિધાતાએ ગોઠવી રાખેલા બરફના કટકા હોય એવા જણાતા હતા, તથા ચક્રવર્ત્તી મહારાજા કામદેવના તાબામાં આવી ગયેલી પૃથ્વિવીના પૂર્વ ગોળાર્દ્ધ અને પશ્ચિમ ગોળાર્દ્ધની શંકાને જન્મ આપતા હતા. સંયુક્તાનાં ઓષ્ટ પરવાળાં સદૃશ હતા. પોતે રક્ત છતાં પણ વિરક્ત લોકોનાં મનને મલિન કરી નાખે એવા હતાં. અમૃતથી ભરપૂર છતાં પણ તરૂણોનું સત્યાનાશ કાઢી નાખે એવા હતા. પોતાના નાના સ્વરૂપમાં અપાર અમૃતને સમાવનારા હોવાથી આશ્ચર્ય આપતા હતા. દ્રાક્ષથી અમૃત અને અમૃતથી પણ અમે વિશેષ મધુર છીએ, એવા અભિમાનથી જાણે હાસ્ય કરતા હોય એવા જણાતા હતા. રત્નાશથી માણિક્ય સદૃશ પણ સ્વાભાવિક કોમળતાથી પૂર્ણ હતા. અને આ ઓષ્ટ નથી પરંતુ મુખરૂપી ચન્દ્રની બાળ કિરણો છે એવી શંકા કરાવતા હતા સંયુક્તાની દાંતની પંક્તિ મુખરૂપી ચન્દ્રમાંથી ભ-રેલા અમૃતનાં બિંદુઓ સદૃશ જણાતી હતી. શ્વેત છતાં પણ અધરની ઝાંખ પડવાને લીધે દાડિમનું અનુકરણ કરતી હતી. દર્શનથીજ કામી લોકોનાં હ્ર-દયને ચીરી નાખવા માટે કામદેવે સજેલી કરવત હોય એવી જણાતી હતી. મુખરૂપી ચંદ્રે પોતાનું અલૌકિકપણું દર્શાવવાના હેતુથી પોતાની અંદર રા-ખેલી તારાઓની પંક્તિ હોય એવી જણાતી હતી. અને ક્યાંય પણ યુદ્ધમાં

ક્ષત યુક્ત નહિ થયેલા આ પુસ્તકના જગદ્ વિખ્યાત નાયક વીર પૃથિરાજને સુરત યુદ્ધમાં ક્ષત યુક્ત કરવા માટેજ સરજાએલી હોય એવી જણાતી હતી. સંયુક્તાનું મુખ વિધાતાએ કલ્પના પ્રારંભથી અનંત અમાવસ્યાઓમાં અનંત ચન્દ્ર બિમ્બોને નષ્ટ કરીને તેઓના સારાંશમાંથી બનાવેલું હોય એવું જણાતું હતું. કવિયોની સરસ્વતીની સફળતા કરનારૂં હતું. શૃંગારનાં તો આયુષ્યરૂપજ હતું સ્મિતની પ્રભાથી શ્રીભાગીરથીમય જણાતું હતું અને કેશપાસ તથા કટાક્ષોની પ્રભાથી શ્રી યમુનામય જણાતું હતું. ધવલ સ્મિતથી દિશાઓને ધવલ અને કામી લોકોનાં અંતઃકરણને રક્ત કરી રહેલું હતું. અને દેવતાઓએ અપરીમિત શ્રમથી સમુદ્ર મંથન કરી સંપાદન કરેલ અમૃતને પોતે એકલુંજ લઇ બેઠું હોય એવું જણાતું હતું. સંયુક્તાનો કંઠ અત્યંત મધુર હતો. તેનાં કંઠનાં માધુર્યની સમાનતા કોઇથી પણ થઇ શકે તેમ નહતી. તેનો કંઠ કોકિલાને પંચમ સ્વરનું અધ્યયન કરાવવામાં આચાર્યપણાનું કામ કરે તેવો હતો. કામદેવના દિગવિજય કરવાના પ્રયાણનો શંખ હોય એવો જણાતો હતો. ગાયન સંબંધી ત્રણ ગ્રામોની તીજોરીઓ હોય કે પછી ષટ્શાસ્ત્રમાં બબે શાસ્ત્રની સીમા હોય એવી ત્રણ રેખાઓથી શોભાયમાન હતો અને પોતાનાં લાવણ્યરૂપી મહાસાગરમાંથી ઉત્પન્ન થયેલા શંખની ઉત્પ્રેક્ષા કરાવતો હતો. તેના હાથ કુંડલિત કરેલી કામદેવનાં ધનુષની દોરીઓ હોય એવાં કંકણોથી શોભાયમાન લાગતા હતા. આંગલીઓથી કામદેવનાં બાણોની શંકાને જન્મ આપતા હતા. અને સ્તનની ઉંચાઇ અને વિસ્તર્ણતાથી બાહુઓને પરસ્પરનાં દર્શનનો લાભ ન મળવાને લીધે કંકણોની ઘુઘરીઓના અવાજના નિમિત્તથી શોરબકોર કરી રહેલા હોય નહિ ! એવા જણાતા હતા. સંયુક્તાના સ્તનો કામદેવનાં રાજ્યાભિષેકને માટે તૈયાર કરેલા કનક કળશો સદશ જણાતાં હતાં. લાવણ્યરૂપી અગાધ જળમાં તરી પાર ઉતરવા માટે મન્મથે ઉંધાં વાળેલાં તુંબડાં હોય એવા જણાતાં હતા. ત્રૈલોક્યનો વિજય કરી પોતાના ઉપર કોઇની પણ સત્તા નથી કે જે ડંકો બજાવે એ હેતુથી ઉંધી વાળી રાખેલી કામદેવનાં નગારાંની જોડી હોય એવાં જણાતાં હતાં. યૌવનરૂપી અમૃત સરોવરમાં ડુબેલા કામદેવરૂપી હસ્તીનાં બહાર જણાતાં જાણે કુંભસ્થલો હોય એવા જણાતાં હતાં. કામદેવે અપરાજીત વીર પૃથિરાજને માટે સંયુક્તાના હૃદયને વશ્ય કરવા તેમાંથી સઘળાં કાઠિન્યને ખોદી કાઢી બહારના ભાગમાં તે કઠેણતાના જાણે બેઢગલા કર્યાં હોય એવાં જણાતાં હતાં. દિગવિજય કરવાના વિચારથી જાણે કામદેવે તંબુ ખડા કર્યાં હોય એવાં જણાતાં હતાં. વળી હૃદયે તેને કઠોર તથા બોજદાર જાણી

પોતાનામાંથી બહાર કાઢી મુકયાં હોય એવાં જણાતાં હતાં. અમારી વૃદ્ધિને માટે આટલું વક્ષઃસ્થળ પુરતું નથી એમ અભિમાનમાં આવીને ફુલાઇ જતાં હતાં. જેને પોતાનાં હૃદયનું ભેદન કરવામાં પણ દયા ન આવી તેઓને પારકાના હૃદયનું ભેદન કરવામાં તો શી દયા હોય? એમ પોતાનાં શ્યામમુખ ઉપરથી સૂચવતાં હતાં. પોતાને પરસ્પર અંતર ન છતાં પણ કામદેવને રહેવાને સ્થળ આપતાં હતાં. અને મુખચંદ્રના ભાસથી નાસેલ અંધકારને છાયાના મિષથી પોતાની નિચે આશ્રય આપી પોતાનું ઉદ્ધતપણું દર્શાવતાં હોય એવાં જણાતાં હતાં. સંયુક્તાનો મધ્ય પ્રદેશ કુચ મંડળનો અસહ્ય બોજો ઉઠાવવાથી અથવા તો કામદેવે અંગલતાને ધનુષ્રૂપ સમજીને મધ્યમાં મુઠીવતે દાબીને અથવા તો એક ભાગ સ્તન મંડળે તથા બીજો ભાગ નિતંબ મંડળે રોકી દેવાથી અથવા તો ત્રણ વળીઓથી પ્રાપ્ત થએલાં બંધનનાં દબાણથી અથવા તો સ્તનોનાં ઉંચાપણાને લીધે મુખનું દર્શન નહિ મળવાનાં દારૂણ દુઃખથી કૃશ થઇ ગયો હોય એવો જણાતો હતો. તેની ત્રિવલી કામદેવને સ્તનોપર ચડવાને જાણે ત્રણ પગથીયાં હોય એવી જણાતી હતી. તથા કામદેવે ત્રણ લોકને વશ્ય કરવાનાં ત્રણ સાધનો રાખ્યાં હોય એવી જણાતી હતી. અને તરૂણોનાં અંતઃકરણોને સ્તન મંડળરૂપી વિષય પ્રદેશ ઉપરથી નાભિરૂપ કુપમાં ઉતરવા માટે કામદેવે મધ્ય ભાગમાં ત્રણ ઝુલા બાંધી રાખેલ હોય એવી જણાતી હતી. તેની રોમાવલી જાણે નાભિરૂપ કૂવાની ઉંડાઇ જાણવા તેમાં નાખેલી સાંકળ હોય એવી જણાતી હતી. કામદેવરૂપી મદોન્મત્ત હાથીને બાંધવાની સાંકળ સદૃશ જણાતી હતી. કામદેવને નાભિરૂપ કૂવા ઉપરથી કુચરૂપ સ્ફટિક પર્વત ઉપર ચડવાનો રસ્તો હોય એવી જણાતી હતી અને યૌવને લખેલી કામદેવના દિગ્‌વિજયની પ્રશસ્તિ હોય એવી જણાતી હતી. તેનો નિતંબ કામદેવને બેસવાનું સિંહાસન હોય એવો જણાતો હતો. તે સંયુક્તાને ઉઠવામાં તથા ચાલવામાં શ્રમિત કરતો હતો. સ્તન મંડળની મોટાઇની સ્પર્દ્ધા કરતો હતો. કામી લોકોના અંતઃકરણના ભારથીજ ભારે થયો હોય એવો જણાતો હતો અને નિઃશંક રીતે અનેક તરૂણોના અંતઃકરણની ચોરી કરવાનો લાભ મળવાને લીધે પોતાના ઉપર સંયુક્તાની દૃષ્ટિને નહિ પડવાને પણ ગુણરૂપ માનતો હતો. પોતે ગુરૂત્વવાળો છતાં પણ કામદેવનું ધારેલું સિદ્ધ કરવામાંનો ઘણોજ નિપુણ હતો સંયુક્તાનું જઘન તો કામદેવનો સર્વસ્વ ગુપ્ત ખજાનો હતો અને શ્રી સદાશિવજીના ભારે ત્રાસથી કામદેવને ગુપ્ત રહેવાનું મુખ્ય સ્થળ હતું. તે પોતાના મોહકપણારૂપ નિરતિશય ગુણથીજ નિરંતર પડદામાં રહેવાના સંકટને સહન કરતું હતું. પોતે અદૃશ્ય

છતાં માત્ર કલ્પનાથીજ યુવાનોનો ધાણ કાઢી નાખતું હતું. અને નાભિથી ઉપરના પ્રદેશમાં નાના પ્રકારની બારિકીઓ ગોઠવી ગોઠવીને કંટાળી ગએલા વૃદ્ધ વિધાતાએ જાડું મોટું રાખી દીધેલું હતું અને સ્તન કે નિતંબના સદશ ઉદ્ધત નહિ છતાં પણ ચિત્તાકર્ષક કરવામાં તો તે અગ્રેસર હતું. ચિત્તાકર્ષક કરવામાં તો તેની સમાનતા કોઇથી પણ થઈ શકે તેમ નહતી. સંયુક્તાનાં ઉરૂ કામદેવનાં વિજય સ્તંભ હતા, અને શીત કાળમાં ઉષ્ણ અને ઉષ્ણ કાળમાં શીતળ રહી પોતામાં નિરંતર રહેનારા કામદેવને અપૂર્વ સુખ આપતા હતા. સંયુક્તાનાં કોમળ ચરણો નિતંબના ભારથી મેદીના રંગ વગર પણ રતાશ યુક્ત હતા. તરૂણોનાં રજોગુણથી ભરેલાં અંતઃકરણોને કચરીને ચાલવાથી રાતાં થઇ ગયાં હોય એવાં જણાતાં હતાં. ચાલતી વેળાએ નખોની કિરણોરૂપી પુષ્પોથી પૃથિવીનું પૂજન કરતાં હોય એવાં લાગતાં હતાં, અને ચરણોના લાવણ્ય રસની નહેરો ચાલી હોય, અથવા તો કામદેવની બરછીઓની પાંચ જોડીઓ હોય એવી જણાતી આંગળીઓથી જોનારાઓના ચિત્તનું આકર્ષણ કરતા હતા. તેના અંગમાં યૌવનમદ અને પ્રેમમદ પરિપૂર્ણ રીતે વ્યાપ્ત થઇ ઉભરાઇ જતો હતો. તેનાં સર્વાંગે સૌન્દર્ય તથા માધુર્ય રચી રહેલાં હતાં. તેનાં અંગ ઉપર લાલ ચીનાઇનો મોટી ઘેરવાળો જરીની ફીતો લગાવેલો લેંઘો, વાદળી રંગની ઉમદા અતલસનું ફીતવાળું અંગરખું, અને ફુલગુલાબી રંગની મલમલની ઓઢણી ઓઢી હતી. રંગારાએ ઘણીજ ચાતુરીથી એ ઓઢણી અનુપમ રંગેલી હતી; છતાં પણ સંયુક્તાના ગુલાબી ગાલ અને પરવાળાં જેવા ઓષ્ટોના કુદરતી રંગ આ મનુષ્ય કૃત ઓઢણીના રંગનું ઉપહાસ્ય કરતા હતા. તેણે ગળામાં મોતીની માળા, હસ્તમાં નીલમનાં કંકણ અને પગમાં જડાવ નૂકર પહેરેલાં હતાં. તે સિવાય કાંઇ આભૂષણ પહેરેલું ન હતું. નેત્રમાં અંજન અને હડપચી ઉપર એક શ્યામ બિંદુ હતું, એ બે આભૂષણ એટલાં તો શોભા આપતાં હતાં કે, તે સિવાય નાક અને કાનનાં આભૂષણો ચેહેરાને શોભાવવાને બદલે ગુલાબી રંગની ત્વચાને ઢાંકી દઇ કાંતિમાં ઘટાડો બતાવ્યા સિવાય કોઇ રીતની શોભા આપત નહિ. આ પ્રમાણે તે અનુપમ સુંદરી હતી. તે સ્ત્રી એવી તો તલ્લીન કોઇ બાબત ઉપર થઇ ગઇ હતી કે, તે આંખનું નિમિષ પણ મારતી નહતી. આવી અવસ્થામાં તે સુંદરીને નિરખી કોઇ એમજ વિચાર બાંધે કે મયદાનવે જળને સ્થળે થળ અને થળને સ્થળે જળ માલમ પડે એવી પાંડવોના રાજસૂય યજ્ઞ વખતે સભા બનાવી હતી, કે જેને નિરખતાં દુર્યોધન છેતરાયો હતો તેમજ આપણ કોઇ કામશાસ્ત્રના

ધુરંધર કારીગરે મનુષ્યોને છેતરવા માટે ગ્રાતયૌવના મુગ્ધા નાકાનું કાષ્ઠ કે પાષાણનું પૂતળું ઉભું કરી રાખેલું હશે એવી તે દેખાતી હતી. પરંતુ વાસ્તવિક રીતે જોતાં તો તેમ નહતું એતો ખરેખર પૃથિવી જળ, તેજ, આકાશને વાયુ એ પંચતત્વની સજીવન પૂતળી હતી. તે છજામાં એકલી ઉભી ઉભી પોતાના થનારા પતિના સંબંધમાં વિચાર કરી રહી હતી. તે એવી તો સર્વાંગ સુંદર હતી કે જાણે બ્રહ્માજીએ તેને અપ્સરાઓનો ગર્વ ઉતારવાને માટેજ બનાવી હોય નહિ ! તે એવી અવર્ણનીય લાવણ્યવતી હતી. જોનારાઓનાં નેત્રોને અપૂર્વ આનંદ આપવાવાળી સંયુક્તા આ સમય આનંદમાં નહતી, તેણે જે સુંદર આભૂષણ અને ગુલાબી વસ્ત્ર પેહેરેલાં હતાં, તેમાંથી તેના મનોહર અંગ દેખાતાં હતાં. તેને પૃથિરાજનું જ ધ્યાન હતું અને વારમ્વાર અસ્તાચળ પર્વતમાં પધારતા ભગવાન્ સૂર્યનારાયણના તરફ જોઇને કહેતી હતી કે,–હે પદ્મિનીપતિ ! મને પૃથિરાજ પતિ આપજો. હું પદ્મિની એજ ચહુઆણરૂપી સૂર્યની કલાથી વિકશિત થઇશ.' આવા વિચારમાં તલ્લીન થઇ ગએલી મહારાજા જયચન્દ્ર રાઠોડની કન્યા સુવર્ણની જંગલતા સદૃશ કઠેરા અડીને એટલે કે કઠેરા ઉપર શરીરના ભારને રાખીને નલિની દંડ જેવા હસ્ત ઉપર હડપચી ટેકાવી વિચાર કરતી ઉભી હતી; એટલામાં ઉપર વર્ણવેલો ઘોડેસ્વાર તેની દ્રષ્ટિએ પડયો. એ ઘોડેસ્વારના ચેહેરાની કાંતી જોતાં તે સાક્ષાત્ કામદેવનોજ અવતાર હોય એવો જણાતો હતો. સંયુક્તા ઝરૂખામાં ઉભી તેના તરફ જોતાં જોતાંમાં એટલી તો લીન થઇ ગઇ કે, આંખનું પલક મારવું પણ ભૂલી ગઇ હતી. તેનાં રૂવાડાં ઉભાં થઇ ગયાં. તેની છાતી ધડકવા લાગી. સ્વર ભંગ થઇ ગયો. તેનું શરીર ધ્રુજવા લાગ્યું, અને આખા શરીરની નસોમાં કામમિશ્રિત રૂધીર વેહવા માંડયું. પ્રથમ તો પાતળો પાણીદાર ઘોડો, તેના ઉપરનું કિમતી સાજ અને યુવાન રજપૂત સ્વારને નિરખી સંયુક્તા યુદ્ધના ભણકારાથી ચમકી પરંતુ પાછળ જ્યારે કોઇ પણ જોવામાં ન આવ્યું, ત્યારે તેનાં ચંચળ નેત્ર તે સ્વારના ઉપર સ્થિર થયાં. અંગરખામાં જણાતાં તેનાં ગોરાં ગાત્ર, ઘોડાપર બેસવાની છટા અને શિરપેચનાં મોતીની કલગીએ કન્યાને મોહ ઉપજાવ્યો. ઘોડો ચંચળ ચાલથી ચાલીને શ્રી ગંગાજીમાં પાણી પીવા લાગ્યો, તે સમય સંયુક્તા બિચારી મનમાં વિચાર કરવા લાગી કે–ઘોડો પાણી પી લેશે કે તુરત આ મારૂં દર્શન સુખ જતું રહેશે; પરંતુ દૈવેચ્છા બળવાન હોવાથી તેટલામાં ઘોડાની કેશવાળીમાંથી એક મોતી તુટીને જળમાં પડયું, જેથી માછલાંઓ કાંઇ ભક્ષ જાણી ઉછળી ઉંચા આવ્યાં. જે જોઇ સ્વારને

ગમ્મત થઇ. તેથી તે પોતાને હાથે ઘોડાની કેશવાળીનાં મોતી તોડી તોડીને જળમાં ફેંકવા લાગ્યો, અને માછલાંઓ પણ ગમ્મત કરવા લાગ્યાં. મત્સ્ય લીલાને જોઇને તરૂણ ઘોડેસ્વાર, સંયુક્તાનાં નેત્ર કમલનો સૂર્ય અને આ કથાનો જગદ્ વિખ્યાત નાયક વીર પૃથિરાજ ચહુઆણ તેમાં લીન થઇ ગયો. અને ઝરૂખામાં ઉભેલી સંયુક્તા પણ તેને નિરખીને ચિત્રમાં આળેખેલી હોય એવી સ્થિર થઇ રહી. પૃથિરાજ મત્સ્યલીલામાં અને સંયુક્તા મોહલીલામાં લીન થઇ ગઈ હતી. એટલામાં થોડો સમય વ્યતીત થતાં કેશવાળીનાં મોતી ખૂટયાં; એટલે ગમ્મતમાં તલ્લીન થયેલો પૃથિરાજ ગળાની માળા તોડીને તેનાં મોતી શ્રીગંગાજીનાં પવિત્ર જળમાં ફેંકવા લાગ્યો. સંયુક્તા એ સમય વીર-હાકો સાંભળી યુદ્ધનો તમાસો જોવા અગાસી ઉપર ચડતી હતી. તે સ્વારને જોતાં ગોખમાંજ સ્તબ્ધ બની ઉભી રહી, અને વીર પૃથિરાજ ઘોડાને પાણી પાઈ મેલાણમાં જવા વિચાર રાખતો હતો, પણ તે એટલો તો મત્સ્ય-લીલામાં લપટાઇ ગયો હતો કે તેને કાંઇ પણ ભાન તે સમય રહ્યું ન હતું.

આ સમય મહાવિચક્ષણ પ્રધાન કયમાસનાં પ્રાણ લેવરાવી વીર પૃથિ-રાજના ભયથી નાસી છૂટેલી કર્ણાટકી કે જે જયચન્દ્રના દરબારમાં સંયુક્તા પાસે મુખ્ય સખી થઇ પડી હતી, તે સંયુક્તાના સમીપમાં ઉભી હતી. તેણે સંયુક્તાને કામદેવનાં બાણોથી વ્યથિત થઇ ગયેલી જોઇ પુછ્યું કે,—બાઇ-સાહેબ! આપણે યુદ્ધ નિરખવા ઉપર ચડતાં હતાં, તે યુદ્ધ જોવા ઉપર ન જતાં તમે આ સ્થળે કેમ ઉભાં થઇ રહ્યાં છો?

સંયુક્તા—અરે કર્ણાટકી! પેલા ઘોડેસ્વારને તો તું જો, તે તો ઇંદ્ર છે કે દેહ ધારી સાક્ષાત્ કામદેવ છે?

કર્ણાટકી—બાઇ સાહેબ! ગમે તે હોય, તેનું તમારે શું કામ છે? તમારે પરપુરૂષ સામું આવી રીતે જોવું એ યોગ્ય નથી.

સંયુક્તા—કર્ણાટકી! તારાં વચન સત્ય છે. એમાં મારાથી ના કહી શકાય તેમ નથી; પરંતુ એ પુરૂષને નિરખી મારા શરીરમાં જે ભાવ ઉત્પન્ન થાય છે, તે કાંઇક અલૌકિક છે, અને તે ઉપરથી હું ખાત્રીથી કહુંછું કે, તે સ્વાર બીજો કોઇ નથી, પણ પૃથિરાજ જ છે.

કર્ણાટકી—હાસ્ય કરીને કહેવા લાગી કે—બાઇ સાહેબ! અરે એ શું વાત કહો છો? અહિ પૃથિરાજ કેવો ને વાત કેવી! તે તો આપના પિતા-શ્રીના એંસી લાખ લશ્કરથી ઘેરાઇ ગયો છે, અહિ ક્યાંથી આવવા પામે?

સંયુક્તા—તું ગમે તે કહે, પણ મારા માનવામાં આવે તેમ નથી. જો કે ઘડીભર તારી વાર્ત્તા ઉપર પણ વિશ્વાસ રાખવો પડે તેમ છે; છતાં હું

તો એજ કહુંછું, અને મારો તો એજ નિશ્ચય છે કે, ગમે તે હોય પણ આ ઘોડેસ્વાર તેજ પૃથિરાજ છે. માટે તું એને ઓળખે છે તો બરાબર જોઇને મને રાસ વાત કહી દે. નહિ તો એ જ્યેરો ઘોડાને લઇને પાછો ફર્યો કે તેજ સમય મારાં પ્રાણુ પરલોક ગમન કરશે.

કર્ણાટકી—પૃથિરાજને ઓળખીને તથા સંયુક્તાને અધીરી બની ગયેલી જાણીને કહેવા લાગી કે,—બાઇ સાહેબ ! હા, તે ખરેખર પૃથિરાજ જ છે. માટે હવે તેને અહિ બોલાવી લેવાનો આ કરતાં ઉત્તમ લાગ બીજો આપણા હાથમાં આવવાનો નથી. માટે મારા વિચાર પ્રમાણે આ તક હાથથી જવા દેવી જોઇતી નથી. પછી આપની મરજી.

આ પ્રમાણે સંયુક્તા તથા કર્ણાટકી વાણીવિનોદ કરી રહેલાં છે; એટલામાં પોતાની માળાનાં મુક્તાફળો ખૂટતાં તેમણે ઘોડાના પુંછડાંના મોતી ઉપર હાથ નાંખ્યો. પૃથિરાજ એવો તો મત્સ્યલીલામાં તલ્લીન થઇ ગયો હતો કે, તેને બીજું કશું ભાન નહતું, તે તો પાછળ જોયા વગર ઘોડાનાં પુંછડાંમાંથી મોતી તોડી તોડીને જળમાં ફેંકી મત્સ્યની ગમત નિહાળતો હતો. તે સમય સંયુક્તાએ વિચાર કર્યો કે, પુંછડાંમાંથી મોતી ખરતાં તે અહિંથી ચાલ્યો જશે, અને મારા વિચાર મારા મનમાંજ જન્મ પામી મનમાંજ સમાઇ જશે. જેથી તેને પોતાના મહેલમાં બોલાવવાની એક યુક્તિ સુજતાં તેણે પોતાની બે વિશ્વાસુ દાસીઓને બે સુવર્ણના થાળ મોતીથી ભરી આપીને પૃથિરાજ પાસે મોકલી, અને તેને મહેલમાં બોલાવી લાવવા કહ્યું. પૃથિરાજનું મન મત્સ્યલીલામાં એવું તો તદાકાર થઇ રહેલું હતું કે, પાછળ શું બને છે? પાછળ કોણ છે? હું ક્યાંથી મોતી લઉંછુ? ને કશાનું તેને ભાન નહતું. ઘોડાનાં પુંછડાંમાંથી મોતી ખૂટયાં કે તુરત સંયુક્તાની બે ચતુર દાસી ત્યાં જઇ પોહોચી. તે પૃથિરાજને જાણ થયા વગર તે બે ઘોડાના પુંછડાં પાસે મોતીથી ભરેલા સુવર્ણના થાળ લઇને ઉભી. એટલે પૃથિરાજ તો થાળમાંથી મોતી લઇને જળમાં ફેંકવા લાગ્યો, એમ થાળનાં મોતી ફેંકતા એક થાળનાં મોતી થઇ રહેતાં બીજો ધર્યો. તે થઇ રહેતાં વીર પૃથિરાજનો હાથ ખાલી સુવર્ણના થાળમાં લાગતાં તેણે પાછળ જોયું તો દેવાંગના સદશ બે સ્ત્રીઓ તેની દૃષ્ટિએ પડી. તેને જોતાં પૃથિરાજ બોલ્યો કે—તમે કોણ છો ? તમે કનોજની જોગણીઓ છો કે કોણ છો ? અથવા તો જયચન્દ્રનું સંરક્ષણ કરવા અર્થે મને છેતરવા આવેલીઓ છો કે તમે તો કોણ છો ? અથવા તો મારા ઉપર આવી પડેલાં સંકટમાં હું જો કદાચ શરો થઇને પડું, તો મને વરવાનું પ્રથમથી વચન માગવા આવેલી અપ્સરાઓ છો કે તમે કોણ છો ? તે મને કહો.

દાસીઓ—અમે જોગણીઓ કે અપ્સરા નથી. અમે તો સંયુક્તાની દાસીઓ છીએ.

પૃથિરાજ—( આશ્ચર્ય પામીને ) ઓહોહો!! શું! સંયુક્તાનો વૈભવ કે જેની પાસે તમારા સદૃશ તો દાસીઓ છે. વાહ! મને એકવાર સંયુક્તાના દર્શનનો અલભ્યલાભ અપાવશો? કે જેથી જો હું કદાચ યુદ્ધમાં મરણને શરણ થાઉં, તો મારી અસદ્ ગતિ ન થતાં હું મુઓ ગતિએ જાઉં

દાસીઓ—અમે આપને ખાસ બોલાવવામાટેજ આવેલ છીએ. સંયુક્તાને જોવાં હોય તો પેલા ઝરૂખા તરફ દૃષ્ટિ કરો.

આવાં દાસીનાં વચન શ્રવણ કરીને જેવો પૃથિરાજ ઝરૂખા તરફ જોવા જાય છે; તેટલામાં તો માછલાંઓના ઉછાળવાથી ઘોડો જરા ચમકીને દૂર ખસી ગયો, અને ભગવાન્ સૂર્યનારાયણ પણ અસ્તાચળમાં પધાર્યા. પૃથિરાજ ઘોડો ચમકવાથી નિચે જોવા લાગ્યો, અને સંયુક્તાને તે જોઈ ઘણીજ ચિંતા થવા લાગી. આનંદનો અવધી આવી ગયો. સંયોગ પછીનો વિયોગનો સમય પ્રાપ્ત થયો. તેણે પુનઃ કર્ણાટકીને સમીપ બોલાવી. કામથી જર્જર થયેલાં સંયુક્તાનાં અંગ અને વિયોગના ભયથી ખિન્ન થયેલું મન કર્ણાટકીના જાણવામાં આવી ગયું, તેથી તેણે રાજકન્યા સંયુક્તાને ધિરજ આપી. અને બીજી દાસીઓને બોલાવી ત્વરાથી તે ઘોડેસ્વારને બોલાવ્યો, એટલે બીજી બે દાસીઓએ જઈને મહેલમાં આવવા પૃથિરાજને વિનવ્યું. એટલે તો પૃથિરાજ બહુજ આનંદ પામ્યો. અને તેણે ઝરૂખા સામી દૃષ્ટિ કરી તો પ્રથમ શ્રુતાનુરાગ રૂપી અગ્નિ તો તેની છાતીમાં બળતો હતો, તેમાં દૃષ્ટાનુરાગ રૂપી ઘીની આહુતી દેવાણી, જેથી તે મળવાને અત્યંત અધીરો બની ગયો. પોતાના સામંત સરદારોનું શું થશે? તથા પોતાના પ્રબળ શત્રુના ઘરમાં પ્રવેશ કરવાથી મારી શું દુર્દશા થશે? તે વિષેનો જરાપણ વિચાર ન કર્યો, ને તે સંયુક્તાના મંદિરમાં જવાના ચોકસ વિચાર ઉપર આવી ગયો.

આ તરફ સંયુક્તા પણ મનમાં અનેકાનેક વિચાર કરવા લાગી કે—પ્રાણનાથ પધારશે, ત્યારે તેની પાસે હું શું બોલીશ? બોલાવ્યા માટે જો કદાચ મને ઠપકો આપશે, તો હું શું કહીશ? મને એ નિર્લજ્જ તો નહિ સમજે?! પાણિગ્રહણ પહેલાં પતિને મળવાની રીતિ નથી, જેથી મારી લોકમાં વાત તો નહિ થાય?! કનોજની કુંવરીને આવું સાહસ શોભે? અરે! કર્ણાટકીએ તો મારી લાજ લીધી. મારા પિતાજી જાણશે તો કોણ જાણે તે મને શું કહેશે? એક તરફ તો દારૂણ યુદ્ધ થઈ રહેલું છે, અને બીજી તરફ હું આવા અઘટિત ઘાટ ઘડું છું. આવા આવા વિચાર કરતી, મનમાં ડરતી, લજ્જાથી સંકોચ પામતી તથા

વાંકી દૃષ્ટિથી કર્ણાટકીના તરફ જોતી સંયુક્તા એક સુંદર આસન ઉપર બેસી ગઇ; એટલે કર્ણાટકીએ કહ્યું કે,-ગભરાશો નહિ, તમારૂં હૃદય પાણી પાણી થઇ જતું હશે. મનમાં પશ્ચાત્તાપ થતો હશે, અને મન મુંઝાતું હશે, એ સઘળું હું સમજાું છું. મારા ઉપર તમને ક્રોધ આવ્યો હશે; પરન્તુ ધિરજ ધરો. એક પહોર પછી આ સ્થિતિમાં કેટલો અને કેવો ફેરફાર થાય છે, તે જોયા પછી મને ગમે તે કહેજો. હજુ તો તમને કાંઇ થયું નથી. જ્યારે એ રાજા આ મહેલના પગથીઆં ઉપર પગ મૂકશે, અને પછી અહિં આવીને ઉભા રહેશે, ત્યારે તમને લજ્જા થશે.. પગ કંપવા લાગશે. રોમાંચ થતાં શરીર કંટકિત થઇ જશે. અને તમારી અવસ્થા માનરહિત થઈ જશે; પરન્તુ બેહેન ! ગમે તે થાઓ. પ્રથમવારનો પ્રેમ પ્રસંગ એવોજ થાય છે. પ્રથમ સમાગમ સર્વત્ર એવોજ રમણીય અને લજ્જાયુક્ત હોય છે. તમે હજુ એ વાતનાં જ્ઞાતા નથી- મને બધું વીતી ચુક્યું છે, એટલે હું જાણુંછું.

કર્ણાટકી પૃથિરાજને બોલાવ્યા પછી સંયુક્તા સાથે આ પ્રમાણે વાણી વિનોદ કરી રહી હતી; એટલામાં તો વિદ્વાનો કથી ગયા છે કે '**कामांधा नवपश्यंति**' તે પ્રમાણે પૃથિરાજ પણ કામાંધ થઇ ગયો હતો, તે તો વિચાર કરવા લાગ્યો કે,-ઘોડા ઉપરથી ઉડીને ઝરૂખામાં પડું કે કેમ કરૂં તે કાંઇ પક્ષી નહતો, પણ મનુષ્ય હતો, જેથી ઉડવાની શક્તિ તેનામાં નહતી. તેથી તે સંયુક્તાની ચતુર દાસીઓ સાથે રસ્તે પડી શ્રીગંગાજીને કિનારે પડશાળમાં ઘોડાને બાંધી એક બારીને રસ્તે મહેલમાં દાખલ થયો. પૃથિરાજ જેવો ઉપર આવ્યો કે તુરતજ સંયુક્તા આસનપરથી ઉઠીને ઉભી થઇ. અને સંયુક્તાને નિરખી પૃથિરાજ પણ સ્તબ્ધ બની ગયો. બન્ને એક બીજાના સન્મુખ જોવા લાગ્યાં, પણ સંયુક્તાથી પૃથિરાજના સન્મુખ વિશેષ સમય જોઇ શકાયું નહિ, તેથી નેત્રો વડે જ પૃથિરાજનો સત્કાર કરી પગના અંગૂઠા તરફ દૃષ્ટિ કરી અશરણના સદૃશ ઉભી રહી. તેની છાતી વિશેષ ધડકવા લાગી. શરીર પ્રસ્વેદયુક્ત થઇ ગયું. રૂવાંડાં ઉભાં થઇ ગયાં અને સ્વરભંગ થઇ ગયો. આવી સ્થિતિમાં બે ઘડી વ્યતીત થઇ ગઇ, પણ કોઈ સ્થિરતાનો ત્યાગ કરી શક્યું નહિ. જોકે વિદ્વાનો સ્ત્રીઓને આઠગણો કામ કથી ગયા છે, તે છતાં પણ નવોઢા સ્ત્રીમાં લજ્જાનું પ્રબળ એટલું બધું હોય છે કે,-કામ છલકાઇ જતાં છતાં પણ તેનાથી બોલી શકાતું નથી.

દાસીની સાથે આવેલા પૃથિરાજને જોતાંજ સંયુક્તાની રોમાવલી જાણે તેને માનદેવાને ઇચ્છા રાખતી હોય તેમ તુરત ઉભી થઇ ગઇ. અને આભૂષણોનો

શબ્દ તેને આવકાર આપવાને જાણે ઉત્કંઠિત થયો હોય તેમ ઉઠયો. અને સંયુક્તા પણ સ્તન મંડળના તથા નિતંબ મંડળના ભારને નહિ ગણકારતાં ત્વરાથી ઉભી થઇ. અભ્યુત્થાનનો સંભ્રમ કામદેવના આવેશ જન્ય પ્રસ્વેદને આચ્છાદિત કરવા લાગ્યો. આનંદાવેશથી પડવા લાગેલાં અશ્રુ બિંદુઓમાં પોતાના પિતા મહારાજા જયચન્દનો ભય નિમિત્તરૂપ થવા લાગ્યો. વીર પૃથિરાજને જોતાં સંયુક્તાના મનમાં અનેકાનેક તર્ક થવા લાગ્યા. તેને વિચાર થયો કે,–'વિધાતાએ કામદેવને ઉત્પન્ન કરયા પછી આ બીજા કામદેવને ઉત્પન્ન કરવાની શી જરૂર વિચારી હશે? આને નિહાળનારી યુવતીઓ પૈકી આને સ્વપ્નમાં કઇ યુવતિ નહિ નિહાળતી હોય? આના અભિપ્રાયને જાણ્યા વગર મારા મનમાં કન્યાભાવને ન છાજતા વિકારો ઉત્પન્ન થવાનું શું કારણ હશે? મારૂં હૃદય આના હાથમાં મને મુકી દેવા ખેચતું હોય, અને રોમાંચ આલિંગન કરવાની ત્વરા કરતાં હોય એમ મને જણાય છે. આને જોતાં હું મૂર્છિત જેવી તથા ચિત્રમાં આળખેલા જેવી કેમ થઇ ગઈ છું? કદાચ મારા વિકારોને જાણી લઇ આ મશ્કરી કરશે તો હું શું કહીશ? અવશ્ય કામદેવ સ્ત્રીઓને ગાંડી બનાવી દેછે. મનમાં અનેક વિકારોને ઉત્પન્ન કરે છે, અને સહજવારમાં સઘળી મહત્તાનો નાશ કરી નાખે છે. આ પ્રમાણે વિચાર વમળમાં સંયુક્તા ગોથાં ખાતી હતી.

આ તરફ પૃથિરાજ પણ સંયુક્તાના દર્શનથી પોતાનાં નેત્રોને ઉત્તમ સમજતો હતો. સઘળી ઇન્દ્રિઓ સંયુક્તાને નિરખવાને નેત્રરૂપ થઇ જાય તો બહુ સારૂં એમ ઇચ્છતો હતો, અને સર્વ ઇન્દ્રિયોમાં નેત્રોનેજ ભાગ્યશાળી ગણતો હતો. તેના હૃદયમાં કામદેવે સંયુક્તાને સાથે લઇનેજ પ્રવેશ કર્યો. વીર પૃથિરાજનું મન જરાવારમાં સંયુક્તાના ચરણોમાં, ઘડીવાર પછી તેના સાથળોમાં, નાભિમંડળમાં, સ્તનમંડળમાં મુખમાં, નેત્રોમાં અને જરાવારમાં કેશપાસમાં ભમતું હતું. પૃથિરાજની રોમાવલી સંયુક્તાનું આલિંગન કરવાને ઉત્કંઠિત થઇ હોય તેમ ઉભી થઇ ગઈ. યુદ્ધ પ્રસંગે હજારો યોદ્ધાઓ એકીવખતે ચઢી આવે તોપણ જેનું શરીર જરાપણ નકંપતાં દૃઢ થઇને દારૂણ યુદ્ધ કરી મહા પરાક્રમી યોદ્ધાઓનો નાશ કરી નાખવામાં મહાસમર્થ હતું; તેજ પૃથિરાજનું શરીર આ સમય કંપવા લાગ્યું. શ્રીગંગાજીના શીતળ, મંદ અને સુગંધ યુક્ત પવનની સુંદર લહેરો આવતાં છતાં પણ કપોળ ઉપર પ્રસ્વેદનાં બિંદુઓ દેખાવા લાગ્યાં. અને મૂર્છા, મદ તથા આનંદથી ઘેરાયલું પૃથિરાજનું મન સંયુક્તાને જરાવારમાં વિષમય, માદકમય, તથા જરાવારમાં અમૃતમય માનવા લાગ્યું. અને સંયુક્તાના આભૂષણોમાં પડતાં પોતાનાં પ્રતિબિંબથી પોતાનાં

જીવનને સફળ માનવા લાગ્યો; તેમજ પોતાની છાતી ઉપરનાં આભૂષણોમાં સંયુક્તાના પ્રતિબિંબને નિરખી આલિંગન સુખની કલ્પના કરવા લાગ્યો. અને તેને અનેક વિચાર થવા લાગ્યા, તથા તે એવો તો સંભ્રમમાં પડી ગયો કે, હું ક્યાં આવ્યોછું? આ કોનું મંદિર છે? હું શું કરૂં છું? શું બોલું છું? શું શ્રવણ કરૂં છું? શું નિરખું છું? આ તે કોણ ઉભેલું છે? આ બધું શું થઇ રહેલું છે? રાત્રી છે કે દિવસ છે?! આ તે ઇન્દ્રજાળ છે? કે ખરૂં છે? હું જાગું છું કે ઊંઘું છું? આ મને સ્વપ્ન આવે છે કે ખરેખરૂં જોઉંછું? આવા અનેકાનેક સંભ્રમમાં તે ડુબી ગયો.

પૃથિરાજ સામે ઘણો સમય ઉભા રહેવાની જીજ્ઞાસા ધરાવતી, તે સાથે નેત્ર મિલાપ થતાં નીચું જોતી, અને માથાનો છેડો ખસી જતાં તેને સમો કરવાના નિમિત્તથી પોતાનાં સ્તનમંડળ તથા નાભિને દર્શાવતી, પૃથિરાજને પ્રાણાર્પણ કરવા તત્પર થયા છતાં પણ દૃષ્ટિ સંપૂર્ણ અર્પણ નહિ કરતી, બોલવાની ઉત્કંઠા થતાં પણ લજ્જાના ભારથી નહિ બોલતી, ન બોલતાં છતાં પણ મન સાથે ગુપ્ત વાર્તાલાપ કરતી, આંખોના નિમિષથી પણ પૃથિરાજના વિરહની વ્યથાનો અનુભવ કરતી અને હૃદયમાં પૃથિરાજનું પ્રતિબિંબ પડવાનો અટકાવ કરવાથી કંચુકીની ઉપર દ્વેષ ધરાવતી હોય, એવી જણાતી સંયુક્તાને, કૌતુકને લીધે ચપળ થયેલી આંખોની કીકીઓ વડે આડી દૃષ્ટિથી કર્ણાટકી પણ નિરખવા લાગી. અને પછી પૃથિરાજને કહેવા લાગી કે,–"મહારાજાધિરાજ! તમારૂં જેવું જોઇએ તેવું આતિથ્ય કરી શકવાનો આ સમય નથી. તમારી સરલતા સર્વને પ્રેમવશ્ય કરી નાખે તેવી છે. તમારી કીર્ત્તિ જેમ ચુમ્બક લોહનું આકર્ષણ કરેછે, તેમ સર્વના ચિત્તનું આકર્ષણ કરે એવી છે. તમારૂં રૂપ કઠોર ચિત્તવાળાને પણ કોમળ ચિત્તવાળાં કરી નાખે તેવું છે; તેમજ તમારી રીતભાત અપરિચિતને પણ જરાવારમાં વિશ્વાસ ઉત્પન્ન કરે તેવી છે, માટે અમે વિનતિ કરીએ છીએ કે, જે કામાર્થે તમે અહિં પધારેલા છો, તે કાર્ય સિદ્ધ કરો.

કર્ણાટકીનાં અનુપમ વચનોથી, અને સંયુક્તાના મદન વિકારોથી જાણે સુધાસિંચનનો પ્રાસ થયો હોય, તેમ પૃથિરાજ પ્રફુલ્લિત થયો. અને સંયુક્તા પોતાના અંગોમાં પ્રવેશ કરી ગયેલાં કામદેવનાં બાણોને અંગો મરડીને કાઢી નાખતા માગતી હોય તેમ પુનઃ પુનઃ આળસ મરડવા લાગી, અને પૃથિરાજ ઉપર પડતા પોતાના કટાક્ષોને કર્ણાટકીની નજરથી બચાવવા માટે વારંવાર બન્ને હાથવતે ઓઢેલી ઓઢણીના છેડા ભેગા કરવાથી પ્રયુમ્નની સંજ્ઞા સૂચવતી હોય એવી જણાવા લાગી. વીર પૃથિરાજનું મન પણ સંયુક્તાના નાભિ

રૂપ કૂપમાં ડુબી જતું હતું, પણ ડુબતાં ડુબતાં રોમાવલીરૂપ દોરીનું અવલંબન મળવાથી બહાર નિકળી સ્તનમંડળ ઉપર ચડવાના થાકથી થાકી ગયેલું મુખરૂપ ચંદ્રમંડળમાં વિશ્રામ લેતું હોય એવું જણાતું હતું કામદેવનાં અસહ્ય બાણોથી વિંધાયલું પૃથ્વિરાજનું મન ક્યાં નાશી જતું એ વિચારમાં ગુંચાઇ ગયું અને તે અંતે ગભરાઇને ઉપરના ભાગમાં સ્તનમંડળરૂપી ઊંચાણ અને નીચેના પ્રદેશમાં નાભિરૂપ ઉંડો કૂવો હોવાથી નાશીને સંતાવા માટે મધ્ય પ્રદેશને શોધવા લાગ્યું. કામદેવરૂપી અગ્નિથી ઉત્પન્ન થયેલ પરિતાપને શાંત કરવા નાભિરૂપ કૂવામાં સ્નાન કરવા પડ્યું હોય એમ જણાવા લાગ્યું. નાભિરૂપ કૂવામાં નાહ્યા છતાં પણ શાંતિ ન મળવાથી સાથળોરૂપ કદળી સ્તંભને આલિંગન કરી રહેલું હોય, એમ જણાવા લાગ્યું. અને કટાક્ષરૂપી જાળમાં ફસાઇ તેમાંથી બહાર નિકળવા અશક્ત થઇ ગયું હોય એમ જણાવા લાગ્યું. આવી ઉભયની સ્થિતિ થઇ પડી હતી, તે નિરખી કર્ણાટકી બોલી કે,–'મહારાજ! આ મારી સખીનું આશ્વાસન કરવા આપ અહિં બિરાજો' એમ કહી દાસીઓને લઇ કર્ણાટકી ત્યાંથી ચાલી નિકળી. એટલે સંયુક્તાએ પ્રસ્વેદના જળથી ભીંજાએલી અને અંદર પ્રવેશ કરી દીધેલી મનની વૃત્તિ હોય, એવી કસ્તુરીની ગોળીથી ભભકતી પાનબીડી પૃથ્વિરાજના હાથમાં આપી. લાજથી તુરતજ પોતાના હાથને પૃથ્વિરાજનાં ધૈર્ય સાથે પાછો ખેંચી લીધો. આ પ્રમાણે કામદેવે કબજામાં લીધેલી, પ્રેમે પરતંત્ર કરેલી, ઉત્કંઠાએ ઉતાવળી કરેલી, રોમાંચે રંક કરેલી, વિવર્ણતાએ વિલાસોમાં વ્યુત્પન્ન કરેલી અને પસીનાએ પલાળી નાખેલી સંયુક્તા તિરછી દૃષ્ટિએ પૃથ્વિરાજને નિરખવા લાગી. આ પ્રમાણેની સ્થિતિ સંયુક્તાની થતાં અંતે પૃથ્વિરાજ બોલ્યો કે—'દેવી! આસન ઉપર બેસો. તમને ઉભાં થયે ઘણો સમય થઇ ગયો છે. થાકી ગયાં હશો.' તેટલામાં કર્ણાટકીએ આવી વાતને ઉપાડી લઇને કહ્યું કે,–'મહારાજ! એ અત્યંત લજ્જાવાન્ છે. એનો અનુરાગ અને તેની વિરહાતુરતાનું વર્ણન તો મારાથી થઇ શકતુંજ નથી. શું કહું? કામદેવે એને બહુજ સતાવેલ છે. એમનો સંતાપ જોઇને સખિઓને તો વારંવાર રાધાજીનું સ્મરણ આવે છે. કોઇ કોઇવાર તો એમની પ્યારી સખીઓ પણ આપનું સ્મરણ આપી આપીને એગને વિરહાતુર કર્યા કરે છે.

પૃથ્વિરાજ—વાહ! કર્ણાટકી વાહ!! ખરેખર તાવી નાખેલા સુવર્ણ સદૃશ એમનું સુકુમાર શરીરજ એમની વિરહ વ્યથાની પ્રતીતિ આપે છે.

કર્ણાટકી—આપ આ આસન ઉપર બિરાજો. અને સખિ સંયુક્તા! તમે પણ મહારાજના સમીપ બેસો છજ્જામાં ઘણી વારથી ઉભાં છો. હવે

કોઇ પણ પ્રકારના વિવેકની આવશ્યક્તા નથી. સમયાનુસાર કાર્ય કરો. મહારાજ! આપ એમનાં મનને સમજાવો. હું તો ઘણા સમયથી એમને સમજાવી રહી છું. આ સમયનું દુઃખ આપજ દૂર કરી શકો તેમ છે.' આ પ્રમાણે કહી કર્ણાટકી ત્યાંથી ચાલી ગઇ. અને સંયુક્તા પણ કાંઈ ન બોલતાં તિરછી દૃષ્ટિથી પૃથિરાજના સન્મુખ જોઇ રહી.

કર્ણાટકી અને દાસીઓના ગયા પછી કેટલોક સમય સુધી અંતઃપુરમાં મૌન રહ્યું. સયુક્તાથી બેસાયું નહિ તેતો તેજ સ્થળે એટલે કે જ્યાં ઉભી હતી ત્યાંજ નીચી દૃષ્ટિ કરીને ઉભી રહી. બન્ને પ્રેમી વિચારમાં પડી ગયાં. બન્નેના મનમાં હજારો તર્કવિતર્ક થવા લાગ્યા. અને કેટલોક સમય ગયા પછી પૃથિરાજને પરભવનમાં પ્રવેશ કરવાનો ખટકો થયો; પરંતુ સંયુક્તાને તો 'શું કહું.' એ વિચાર સુઝયોજ નહિ. અંતે પૃથિરાજ પોતેજ સંયુક્તાના સન્મુખ ઉભો રહીને કહેવા લાગ્યો કે–હે પ્યારી! મારી આંખની કીકી!! મારા હૈયાના હાર!! તારે માટેજ હું આટલું બધું સંકટ વહન કરીને અહિ આવ્યો છું. તે માટે તને કાંઇ વિચાર થતો નથી? એ ઘડી પર્યંત તો હું તારાં નેત્રોમાંથી વરસતાં કામદેવનાં બાણોની ઝપટ સહન કરી શક્યો; પરંતુ હવે મને મૂર્છા આવી જશે. એ વિષે તને કાંઇ વિચાર થતો નથી? મને આ સ્થળે કોણે બોલાવ્યો છે?

સંયુક્તા—પ્રાણેશ્વર! આ તન, મન સર્વ આપનેજ સમર્પણ કરેલ છે. તે આપના લક્ષ બહાર નથી. અને ગુરુજનોની મરજી વિરૂદ્ધ આપનાં રૂપ, ગુણ અને પરાક્રમોપર મોહ પામીને આપ સાથે પ્રીતિ બાંધી છે, તે કેવળ આ ભવ સંસારરૂપી સાગર સુખેથી પાર ઉતરવા માટેજ બાંધી છે. અને પોતાના મનથી તમારાપર ધ્યાન ધરવાવાળાં કોઇ તમારાં મનુષ્યેજ તમને અહિ બોલાવેલા છે.

પૃથિરાજ—શત્રુના ભવનમાં તમારૂં મનુષ્ય શી રીતે આવી શકે તેમ છે?

સંયુક્તા—પ્રેમને લીધેજ.

પૃથિરાજ—ત્યારે એ પ્રેમ મારો અનાદર કેમ કરે છે?

સંયુક્તા—કંઇક વિધિની આવશ્યક્તા છે. કુળવાન્ કન્યાને માટે આમ થવું ઉચિત્ નથી. હું કામથી અને પ્રેમથી જીતાઇ ચુકી છું, અને એજ કારણથી હું પરાધીન છું. અશરણ છું.

આ વચન શ્રવણેન્દ્રિય ઉપર આવતાંની સાથેજ વીર પૃથિરાજના હૃદયમાં પ્રેમનો ઉભરો આવી ગયો, અને તે પ્રેમાવેશમાં સંયુક્તા સમીપમાં જઇને હાથ લાંબો કરીને કહેવા લાગ્યો કેઃ–'ચહુઆણનો હાથ અશરણને શરણ દેવાવાળો છે.'

પ્યારાને નજીક આવેલા જોઈ કામના આવેશથી, મુગ્ધત્વથી અને ધડકતાં વક્ષઃસ્થળને લીધે જયચન્દ્ર રાજાની એકની એક પુત્રી, જુન્હાઈરાણીની પ્યારી પુત્રી અને સહચરિયોની નેત્ર કૌમુદી સંયુક્તા ઘણા દિવસોથી જેને સ્વપ્નમાં આલિંગન આપી પોતાના આત્માને સનાથ માનતી હતી, તે આજ પ્રત્યક્ષ પ્રાણેશના હાથનો આશ્રય લઇ તેનો ભુજપિંજરમાં ભીડાઇ જઇ મારતા મારથી મુક્ત થઇ. તેના મનમાં રહેલો કામ જાણે પૃથિરાજથી પરાભવ પામી ગળી જતો હોય, તેમ પ્રસ્વેદ રૂપથી બાહાર નિકળવા લાગ્યો. બળી ગયો હોય તેમ નેત્ર માર્ગે ટપકવા લાગ્યો, અને થાકીને વસ્ત્રોની ગ્રન્થિઓને શિથિલ કરવા લાગ્યો,

પૃથિરાજે સંયુક્તાને પોતાના ભુજપિંજરમાં નાખીને તેનાં હૃદયને આશ્રય આપ્યો; છતાં પણ મુગ્ધાનું મુગ્ધત્વ દૂર થયું નહિ. પૃથિરાજે પ્રેમથી સંયુક્તાનું મુખ ઉંચું કર્યું; પરંતુ ચુમ્બન થતાં લજ્જનયમાન્ થયેલી સંયુક્તા ત્યાંથી ખસી ગઇ. થોડું બોલવાથી જાણે થાકી ગઈ હોય, તેમ મૌન રહી, અને શિથિલ ભુજાઓમાંથી મુક્ત થઇ તે આસનપર જઇ બેઠી. પૃથિરાજ તેની સમીપમાં બેસીને તેને નાના પ્રકારથી સમજાવતો હતો; પરંતુ લજ્જા અને કુલીનતાને લીધે તે કાંઇ પણ બોલી નહિ પૃથિરાજનો વિનય અને મુગ્ધા સંયુક્તાની લજ્જા જોઇને પાંજરામાં બેઠેલી અટકચાળી ચતુર મેના તુરત બોલી ઉઠી કેઃ—

अस्यांकं तदलंकुरु क्षणमिह भ्रूलास्य लक्ष्मीलव ।
क्रीते दास इवोपसेवितपदां भोजेकुतः संभ्रमः ॥

મેનાનાં વચન શ્રવણ કરી સંયુક્તાએ ઉપર જોયું, અને પૃથિરાજ હસ્યો; એટલે સંયુક્તાએ દાસીને બોલાવીને કહ્યું કે, 'આ મધુમાલિકાને કેમ અહિ રહેવા દીધી છે ? જા લઈ જા.' દાસી મેનાનું પિંજરું લઈ બાહાર ગઇ, એટલે સંયુક્તાની લાજ પણ કાંઇક ઓછી થઇ હોય તેમ તેણે હિમ્મતધરીને કહ્યું કેઃ—'પ્રાણનાથ ! પક્ષી પણ શિક્ષણ આપવાથી બહુજ ચતુર બને છે.' 'તમારાં શિક્ષણથી ચતુર બને એમાં તે વળી શી નવાઇ છે ?' સંયુક્તા હસી અને પુનઃ પૃથિરાજે તેને પોતાના હૃદય સાથે લગાડી ચુંબન કર્યું. વિવાહ થયા વગર આ શું કરો છો ? વિવાહનાં કાંઇક પણ ચિહ્ન ધારણ કરી ગાંધર્વ વિવાહની ક્રિયા કરો; એટલે પછી હું સદાને માટે આપનીજ છું.' 'એજ ગાંધર્વ વિવાહ નામનાં લગ્નની ક્રિયા છે. શકુંતલા અને દુષ્યંતને આશ્રમોના નિકુંજમાં કોણે ક્રિયા કરાવી હતી.' પૃથિરાજે દૃઢ થઇને ગાંધર્વ વિવાહ કર્યો. અને સંયુક્તાએ પણ મૌન રહી પતિની ઇચ્છાનું અનુસરણ કર્યું. સ્વયંવર

સ્વયંવરને ઠેકાણે રહ્યો. અને પુષ્પમાળને ઠેકાણે કરમાળ એક બીજાના કંઠમાં નાખવામાં આવી. પ્રેમીઓનાં હૃદય મળી ગયાં. અન્તઃપુરમાં અભેદ પ્રેમનો સંચાર થયો. અને કામે પણ પોતાનું પરાક્રમ સિદ્ધ કર્યું.

સંયુક્તાનો ગંધર્વ વિવાહ થઇ ગયો. અને ઘણા દિવસથી તપેલો તેનો જીવ પણ શાન્તિને પામ્યો. એટલામાં ભોજનનો સમય થતાં સંયુક્તા પતિને અન્તઃપુરમાં છોડી ભોજનની તૈયારી કરાવવા ભોજનગૃહમાં ગઇ. કર્ણાટકીએ તેને ધન્યવાદ આપીને કહ્યું કે,—'કેમ બ્હેન ! હવે કાંઇ મને ઠપકો દેવો છે ?' સંયુક્તા લજ્જાયમાન થઇ ગઇ. ત્યારપછી દાસીઓએ જ્યાં ભોજન તૈયાર કરી રાખેલું હતું, ત્યાં પૃથિરાજને બોલાવીને ભોજન કરવા બેસાડયો. વર-વધૂ સાથેજ ભોજન કરવા બેઠાં, ત્યારે કર્ણાટકીનાં અનુમોદનથી મુખ્ય દાસીએ પૃથિરાજને શ્રીફળ આપ્યું, અને બન્નેનો હસ્તમેળાપ કર્યો. અને પૃથિરાજને તિલક કરી મોતી ચોડી કંકણ હાથે બાંધી દૂર જતી રહી. કર્ણાટકીએ સંયુક્તાની ચુંદડીનો છેડો પૃથિરાજના સેલાં સાથે બાંધી દીધો, ત્યારપછી વર-વધૂ સખીઓને હસાવતાં હસાવતાં શયનગૃહમાં ગયાં.

શયનગૃહમાં ચતુર સખિયોએ પ્રથમથીજ ઉપભોગની સર્વ તૈયારી કરી રાખી હતી. વર-વધૂ ત્યાં આવી હિંડોળા ખાટપર બેઠાં અને કેટલાક સમય સુધી વાર્તાલાપ કરી વિહાર લીલામાં પ્રવૃત્ત થયાં. જે પ્રમાણે નવલ-વધૂનું ચિત્ત પ્રસન્ન થાય એવી વાતોથી, ચેષ્ટાથી અને વિહારની લીલાઓથી પૃથિરાજ સુખ દેવા લાગ્યો. ઘણી રાત જતાં સુધી તેમના પ્રેમનો અપૂર્વ અખંડ પ્રવાહ વહ્યા કર્યો અને જ્યારે ચન્દ્રમાની ચાંદની પશ્ચિમ તરફના ઝરૂખામાંથી આવી સંયુક્તાના પલંગ ઉપર પડી, ત્યારે રતિવિલાસથી શિથિલ થએલાં વર-વધૂ ગંગાના જળ તરંગથી શીતળ થઇ દક્ષિણ તરફના પવનની લેહેરોથી નિદ્રાવશ થયાં.

પૃથિરાજ જ્યારે સંધ્યા સમય કનોજનો કિલ્લો જોવાને માટે નિકળ્યો હતો, ત્યારે ચહુઆણ સેનાને રાવણ કોટવાળ સાથે દારૂણ યુદ્ધ થઇ રહેલું હતું. તે વાચકવર્ગના લક્ષ બહારની વાર્ત્તા નથી. પૃથિરાજ ત્યાંથી ગંગાજીના કિનારાપર ઘોડાને પાણી પાવાને ગયો, અને પછી ત્યાંથી પ્રેમ પ્રસંગમાં નિમગ્ન થઇ ગયો. ત્યારપછી તેને કાંઇ પણ જાણવામાં આવ્યું નહિ, કે સૈનિકોની શી દશા થઇ હશે ? આ તરફ લંગરીરાય રાવણ કોટવાળ સાથે ભયંકર યુદ્ધ કરી રહેલો હતો, જો કિલકિલા નામની તોપથી તેને મારવામાં ન આવ્યો હોત, તો તે સંધ્યાકાળ થતાં સુધીમાં તો આખા કનોજમાં હાહાકાર મચાવી મુકત. રાવણ કોટવાળ કિલકિલા તોપથી લંગરીરાયનો નાશ

ફરી શહેરમાં આવ્યો, અને કનોજના દરવાજા બંધ કરી રાજા જયચન્દ્ર રાઠોડને યુદ્ધની વાત નિવેદન કરી. જે સમય પૃથિરાજ અને સંયુક્તાના વચમાં પ્રેમાલય થઇ રહેલો હતો. તેજ વેળાએ મહારાજા જયચન્દ્રે પોતાના સરદારોની સભા ભરી હતી, અને તે સભામાં પૃથિરાજને સખ્તનશીયત આપવાનો ચોકસ નિશ્ચય થયો હતો. સ્વયંવર મંડપમાં આવેલા વિદેશી રાજાઓ પણ કે જેને સંયુક્તાની મનમાં આશા હતી, તેઓ રાઠોડરાયને પાણી ચડાવતા હતા, અને પ્રભાત થતાં થતાંમાં તો યુદ્ધ કરવાને માટે મોટી સેનાને તૈયાર કરવામાં આવી.

રાવણુ કોટવાળ જ્યારે કિલ્લામાં જતો રહ્યો, ત્યારે ચહુઆણોએ પણ યુદ્ધ ભૂમીમાંથી પાછા ફરી પોતાને ઉતારે સભા કરી; પરંતુ જ્યારે ત્યાં પૃથિરાજ જોવામાં ન આવ્યો, ત્યારે સમસ્ત સભા વિચારમાં પડી ગઇ, અને કેટલીક ગડબડ થઇ ગઇ. કેટલાકને તો અનિષ્ટની શંકા થઇ, અને કેટલાક સૈનિકો કુતર્ક કરવા લાગ્યા. આ સર્વેનો ગભરાટ તથા ગડબડ જોઇ નરવ્યાઘ્ર કન્હ ચહુઆણે કહ્યું કે:—'વીર સરદારો! તમે પૃથિરાજને માટે લડો છો કે ચહુઆણ વંશને માટે લડો છો? પૃથિરાજનાં અનિષ્ટની શંકા કરોજ માં. તેને જરા પણ ભય નથી. તે જ્યાં ગયો હશે, ત્યાં પ્રસન્નતા પૂર્વકજ હશે. માટે તેના સંબંધની જરાપણ ચિંતા ન કરતાં પ્રાતઃકાળનાં યુદ્ધનો પ્રબંધ કરો. હું તમારો સેનાપતિ થઇશ. અને તમે સઘળા ધર્મમાર્ગે વિચરી મારી સહાયતા કરજો. જ્યારે આપણે કનોજ આવ્યા અને યુદ્ધ થવા માંડયું, તો હવે અહિંથી પાછા ફરી જવું એ ઉચિત નથી. કનોજની પૃથિવી આપણુને બોલાવતી હશે; માટે હે વીર બન્ધુઓ! પૃથિરાજનું સ્મરણ ન કરતાં આપણા પૂર્વજોના વંશનું સ્મરણ કરો. અને એવું કરો કે જેથી દિલ્હીની ગાદી તથા ચહુઆણની કીર્તિને શોભાવો.' કન્હ ચહુઆણનું ભાષણ શ્રવણ કરી વીરપુરૂષો પ્રસન્ન થયા, અને પ્રભાતે યુદ્ધ કરવાને માટે તૈયાર થયા.

આ તરફ પ્રભાત થતાં પૃથિરાજ જાગૃત થયો. તેણે નિદ્રામાં પડેલી પ્રિયાનું ચુમ્બન કરી તેને જગાડી, અને છાવણીમાં જવાની રજા માગી. કારણકે કુકડાના શબ્દો, દેવળના ઘંટો, રાજદ્વારનાં વાજીંત્રો, શ્રીગંગાજીના કિનારે સ્નાન કરવા જતાં લોકોનાં પરભાતિયાં અને ઘંટીના નાદો તેને કાને પડતાં તેની ઉંઘ ઉડી ગઇ, તેણે તે રાત્રી સંયુક્તાના મહેલમાં ખુશીથી કાઢી, ઉંઘની સાથે ચાર પ્રહર અગાઉ જે તે ધારતો હતો કે સંયુક્તાથી તો શરીરમાં પ્રાણ હોય ત્યાં સુધી એક ડગલું પણ દૂર થવું નહિ, એ વિચારો પણ સ્વપ્નમાં થયા હોય તેમ આ સમય હવામાં ઉડી ગયા. અને તેનું દિલ હવે

તેના સામંતોમાં લાગ્યું. લંગરીરાય ઉપર છુટેલી કિલકિલા તોપના અવાજો તથા હજારો વીરહાકો અને મરતાની ડીકીયારીઓ તેણે સાંભળી હતી. જેથી તેણે જાણ્યું હતું કે, કાંઇક મોટી ખરાબી તો અવસ્ય થયેલી, પણ તે કેટલી અને કેવા પ્રકારની તે જાણવાને અધિરો બની ગયો. તેથી તેણે નિદ્રામાંથી જાગૃત થઇ પ્રિયાને નિદ્રામાંથી ઉઠાડી છેલ્લું ચુંબન કરી જવાની રજા માગી. 'જવું' એ શબ્દ શ્રવણેન્દ્રિય ઉપર આવતાંની સાથેજ સંયુક્તાનું હૃદય ભરાઇ આવ્યું, અને તેની આંખ્યોમાંથી અશ્રુનો પ્રવાહ ચાલવા લાગ્યો. એટલે પૃથિરાજે તેને ધિરજ આપી નાના પ્રકારે તેને સમજાવી, આજની રાત્રે પુનઃ ગમે તેમ કરીને પણ તેને મળવાનું વચન આપી સમજાવવા લાગ્યો; પરંતુ સંયુક્તાનું મુખ ઉતરી ગયું, તે પતિના ખોળામાં માથું નાખીને બોલી કે— 'આજ યુદ્ધ તો અવસ્ય થશેજ. અને આપ પણ તેમાં અવસ્ય ભાગ લેશોજ; માટે ઉચિત તો એ છે કે મને પણ સાથેજ લઇ ચાલો.' પૃથિરાજે કહ્યું કેઃ—પ્યારી ! યુદ્ધમાં તમને સાથે રાખવાં એ ઠીક કહેવાય નહિ. રાત્રે હું જરૂર તમારે ત્યાં આવીશ. તમે દિલ્લી આવવાની સર્વ તૈયારી કરી રાખજો. લ્યો હવે પ્રસન્ન મનથી મને જવાની રજા આપો. મારા સામંતો મારે માટે નાનાપ્રકારના વિચારણા કરતા હશે. આ ડંકો વાગી રહેલો છે. એથી હું જાણું કે યુદ્ધની તયારી થઇ રહીછે. માટે હવે નિર્બળના સમાન અહિંજ ઉભા રહેવું મને શોભા આપતું નથી સંયુક્તાએ અશ્રુ લુછીને રજા આપી એટલે પૃથિરાજ નિચે ઉતરી ઘોડાપર સ્વાર થઇ જે રસ્તેથી આવ્યો હતો, તેજ રસ્તેથી જેવો બહાર નિકળ્યો તેવોજ તેને એક સો પઠાણની ટોળીએ દીઠો. તે કોણ છે ? શા હેતુથી આ સમય અંતઃપુરમાંથી નિકળ્યો, તે તો તેઓના જાણવામાં આવ્યુંજ નહિ. પણ તે વિદેશી છે અને આ વેળાએ નિકળ્યો, તેમાં કાંઇક પણ ગુપ્ત કારણ હોવું જોઇએ, એમ સમજી તે સો પઠાણો પૃથિરાજ ઉપર ધસી આવ્યા. પોતાના ઉપર દુસ્મનનાં માણસો આવે છે, એમ સમજી પૃથિરાજે તેઓ સામે એક બાણ ફેંક્યું. જેથી તેઓનો સરદાર પીરોજખાં પડયો. બીજે બાણે જલાલખાં અને ત્રીજે બાણે આલમખાં પડયો એમ ત્રણ મુખ્ય સરદારો તો પડયા, પણ એટલામાં તો બાકીનાઓએ તેને ઘેરી લીધો. શત્રુઓ બહુજ સમીપમાં આવી જવાથી તેની કમાન નકામી થઇ પડતાં તેણે પોતાની તીખી તલવાર કાઢી તેઓનો સત્કાર કર્યો, અને એવી તો સફાઇથી પટાના ઘા કર્યા કે, તે સો પૈકી એક પણ જયચન્દ્રને સમાચાર પોહાચાડવા જીવતો રહ્યો નહિ, અને તેઓનાં શબનો ઢગલો થયો. તે પણ ગઇ કાલની લડાઇમાં ગણાયો.

છાવણીમાં વીર પુરૂષો યુદ્ધાર્થે તૈયારી કરતા હતા; એટલામાં સૂર્યોદય થતાંની સાથેજ પૃથ્વિરાજ આવવાના સમાચાર આવ્યા. પૃથ્વિરાજને આવેલા જોઈ સર્વેનાં ચિત્ત પ્રસન્ન થયાં અને યુદ્ધાર્થે વિશેષ ઉત્સાહ ઉત્પન્ન થયો. તે ચન્દના તમ્બૂમાં આવ્યો, અને પોતાના કાકા કન્હ ચહુઆણુને પગે લાગ્યો. એટલે કન્હે કહ્યું કે, અમે તો તમારી ચિંતા કરીએ છીએ, અને તમે તો વિવાહનાં કંકણ બાંધીને આવ્યા, કહો વધૂ ક્યાં છે ?

## दोहा.

**हथ कंकन शिर तिलकहै, अच्छिल लगे लिलार;**

**कण्ठमाल तुअ कंठ नहि, कहु नप कवन विचार.**

કન્હ—મહારાજાધિરાજ ! હાથમાં કંકણ અને કપાળમાં તિલક એ માંગલિક્ ચિહ્નો તો લઈ આવ્યા પણ એ હકીકત શી રીતે બની ? અને કન્યાને પીયરમાં મુકી આવ્યા એનું શું કારણ તે તો કહો ?

પૃથ્વિરાજ—( સર્વ હકીકત કહીને ) પૂજ્ય કાકાજી ! આપ પૂછો છો, એ ઠીક છે પરંતુ નીતિ શાસ્ત્રમાં કહ્યું છે કે:—

**यज्ञकालेषु धर्मेषु, काम कालेषु शोभिता ।**

**सर्वत्र वल्लभा बाला, युद्धकाले न शोभिता ॥**

યજ્ઞકાળમાં, ધર્મમાં અને કામ ભોગના સમયે એ પ્રમાણે સર્વ સ્થળે સ્ત્રી શોભે છે; પરંતુ યુદ્ધકાળે સ્ત્રી શોભતી નથી.

કન્હ—તે તમારૂં કહેવું ખરૂં છું, પણ તે ક્યારે કે જ્યારે ઘેરથી યુદ્ધ કરવા નિકળીએ ત્યારે સાથે ન લેવા નીતિશાસ્ત્રમાં કહેલું છે, પણ આપણે તો ગાંધર્વ વિવાહથી કન્યા પરણવાના હેતુથી આવેલા છીએ; છતાં આવો ઉત્તમ પ્રસંગ હાથ આવ્યો ને તમે તે પ્રસંગ હાથથી જવા દીધો એ ઠીક ન કર્યું.

પૃથ્વિરાજ—કાકાજી ! આપનાં વચન સત્ય છે; પરંતુ લડાઈ અવસ્ય થશેજ. જેથી સ્ત્રી સાથે હોય તો બહુ હરકત આવી પડે, એ હેતુથી લાવ્યો નથી. એ કન્યા હવે અન્યને તો વરવાનીજ નથી.

કન્હ—મહારાજા ! આપ કોઈ પણ બાતની ચિંતા કરશો નહિ. જ્યાં સુધી અમારા ધડ ઉપર મસ્તક હશે, ત્યાં સુધી તો અમે તમને દિલ્લીમાં પોહોચાડી દેશું, ને આપનું સંરક્ષણ કરીશું.

ચંદપુંડીર—અવસ્ય એમજ સમજજો, પણ કન્યાને મુકીને જવું, એ તો આપણની કીર્ત્તિને ઝાંખ લગાડનારી વાર્ત્તા છે.

ચન્દને ઉદ્દેશીને પૃથ્વિરાજે પ્રત્યુત્તર આપ્યો કે,—'દસોંદી ! કન્યા તો

પોતાના પિયરમાં છે, અને હું આવતી કાલે તેને આણું દેવાનું વચન દઇને આવ્યો છું.'

'જે કન્યા રત્નનું હરણ કરવા આવ્યા હતા, તે કન્યાને મુકીને આવ્યા તે બહુજ અયોગ્ય કર્યું; પરંતુ હજુ પણ કાંઇ થઈ ગયું નથી. જે થવાનું હતું તે થયું. આજના યુદ્ધમાં ઇશ્વર વિજય આપે તો કાલ અવસ્ય કામ પૂર્ણ થશેજ. જયચન્દ્રની પ્રતિજ્ઞા મિથ્યા થશે, અને કન્યાનું હરણ કરવામાં આવશેજ.'

'એ વાતનો મેં પૂર્ણ નિશ્ચય કરી લીધો છે. માત્ર મારા વીર સરદારોનાં સાહસનીજ આવસ્યક્તા છે.'

'સરદારો તો તૈયારજ છે.' એમ કહી ચન્દે યુદ્ધાર્થે તૈયાર થવાનું કહ્યું. એટલે વીર પૃથિરાજે તત્કાળ તે વાત પર લક્ષ આપ્યું. અને હમેશના કરતાં વિશેષ ઉત્સાહથી તે દિવસે યુદ્ધમાં આગળ વધ્યો. કનોજના કિલા ઉપરથી કિલકિલા તોપ છુટવા લાગી. અને કન્હચહુઆણની સરદારી તળે ચહુઆણ કુળના વીરપુરૂષો સંગ્રામ કરવાને માટે છાવણીમાંથી નિકળીને મેદાનમાં આવ્યા.

જયચન્દ્ર પોતાની સેનાનો યોગ્ય પ્રબંધ કરી શક્યો નહતો, તેથી કનોજની સેના મેદાનમાં જઇ ન શકી. તે કીલ્લામાં રહીનેજ આખો દિવસ ચહુઆણપર શસ્ત્રોનો મારો ચલાવતી હતી. અને ચહુઆણોએ પણ કિલ્લાને તોડવાની કોશિષ કરીજ નહિ. માત્ર જયચન્દ્રના શસ્ત્રનો ઉત્તરજ આપતા હતા. જયચન્દ્ર દારૂણ યુદ્ધની તૈયારી કરતો હતો. અને ચહુઆણો કન્યા હરણ કરવાના હેતુથી માત્ર નામનુંજ યુદ્ધ કરતા હતા. ઉભય સેના આ પ્રમાણે આખો દિવસ નમાલું યુદ્ધ કરી રહી હતી; જેથી કોઈ પણ પક્ષને જાણવા જોગ નુકશાન થયું નહિ. સૂર્યનારાયણ પણ ધીમે ધીમે અસ્ત થવાની તૈયારી કરવા લાગ્યા. થોડો દિવસ રહેતાં રહેતાં તો યુદ્ધ બંધ થઇ ગયું; એટલે પૃથિરાજ પોતાની છાવણીમાં આવ્યો. અને સંયુક્તાનું હરણ કરી આવવાને માટે કેટલાક શૂરવીર મિત્ર સરદારો સાથે તેના મહેલમાં જવાનો વિચાર કરવા લાગ્યો. પ્રભાતે કન્યાને લઇને દિલ્લી જવાનો નિશ્ચય કરી પોતાના મિત્રો સાથે વિહાર ભુવનના તરફ ગયો.

# પ્રકરણ ૧૭ મું.

—⊹○●○⊹—

## સંયુક્તા હરણ.

अत्रांतरे च कुलटा कुल वर्त्मपात-
संजात पातकमिव स्फुटलांच्छन श्रीः ॥
गंगावनांतरमदीपयदंशुजालै-
र्दिक् सुन्दरी वदन चंदन बिन्दु रिन्दुः ॥



સ્વયંવર માટે નિમત થયેલા ચૈત્ર શુકલા પૂર્ણિમાને દિવસે સન્ધ્યા સમય અણધાર્યું યુદ્ધ થવાને લીધે સ્વયંવર ન થયો. યુદ્ધમાંજ આખો દિવસ વ્યતીત થઇ ગયો. અને જ્યારે પૂર્વ દિશારૂપી સુંદરીના લલાટમાં ચન્દનનું તિલક કરવાના સમાન ચન્દ્રબિમ્બ જોવામાં આવ્યું, ત્યારે આસપાસ સઘળું શાન્ત હતું. ... ગંગા નદીના પ્રવાહનો સુસવાટ દૂરથી શ્રવણેન્દ્રિયને આનંદ આપતો હતો. ચકવાચકવી સિવાય તમામ જીવજંતુઓ વૃક્ષો ઉપર સ્થિર થઇ બેસી રહેલાં હતાં. આકાશ સ્વચ્છ હતું. અને ચન્દ્રના તેજથી ... વન રૂપેરી રંગનું દ્રષ્ટિગોચર થતું હતું. આ સમય આરસના મહેલની ... ગતા એક બગીચાની વિશાલ ઉપરના આરસના કઠેડામાં એક સ્ત્રી ... શમના ગાદી તકીયા ઉપર હમણાં હાથ દઇ વિચારમાં નિમગ્ન થઇ બેઠી હતી. તેનાં શરીર ઉપર ઉમદા ઓઢણી, કંચુકી અને લેંગો હતો. તે સર્વે ઉજાસના પુષ્પથી ગુંથેલાં હતાં. કંઠમાં મુક્તાફળની માળા, હસ્તમાં હીરાજડિત કંકણ અને પગમાં સ્ફટિકનાં સાંકળાં હતાં. આ પ્રમાણે શુક્લાભિસારિકાના વેશમાં તે સ્ત્રી પોતાના પ્રાણનાથે ગઇ કાલે આવવાનું વચન આપ્યું હતું, તેનું સ્મરણ કરતી અને પતિ પધારવાની રાહ નિહાળતી બેઠી હતી.

આ તરફ પૃથિરાજ પણ ચન્દ્રોદય થતાં નિડ્ડુરરાય કન્હ, જામ જાદવ, લાહોરનો સુબો ચન્દપુંડીર, આલ્હન પરિહાર, સલખ પરમાર, ગોવિંદરાય ગેહેલોત અને બળવાન હમીરને લઇ પોતાની પ્રિયાને મળવાને માટે અશ્વારૂઢ થઇ છાવણીથી બહાર નિકળ્યો. તે કનોજની પરિખાના માર્ગે સંયુકતાના વિહારભવનના તરફ ચાલવા લાગ્યો. તે સમય ચન્દ્રિકાનું ઉપહાસ્ય કરતી રાઠોડ પુત્રી તેના આવવાની રાહ જોતે જોતે અધીરી બની ગઇ હતી. તે વારંવાર ઉભી થઇને ચહુઆણરાયના સંકેત માર્ગના તરફ જોતી હતી, અને સમીપમાં બેઠેલી સખીઓને કહેતી હતી કે,—'પ્રિય સખી.! ચન્દ્રોદય થયો, અને

મુકરર કરેલો સમય પણ વ્યતીત થઈ ગયો, છતાં પ્રાણનાથ ન પધાર્યા ! કદાચિત્ અહિં પધારવાનું સાહસ તેમનાથી બન્યું નહિ હોય ! આખો દિવસ યુદ્ધ થયું છે, જેથી વીરરસમાં મારૂં સ્મરણ જો ભૂલી ગયા હશે તો હું શું કરીશ ? કાલ પ્રભાતે મારા પિતાજી મને તે ત્યાગી કેહરકંઠીરની સાથે પરણાવ્યા વગર રહેશેજ નહિ, જેથી મારે તો કાલે મરવુંજ પડશે. સંયુક્તા પોતાના પિતાના અપરિમીત બળથી ડરતી હતી, અને તેથી તેને નાનાપ્રકારના કુતર્કો થતા હતા, અને તે પ્રત્યેક ક્ષણે ચિંતાથી વ્યાકુલ થઈ જતી હતી. જેથી કર્ણાટકીએ તેને સમજાવીને કહ્યું કે,—'બેહેન ! તમે ચિંતા ન કરો. ચહુઆણરાયનાં વચન ઉપર વિશ્વાસ રાખો. જો કદાચ દેવલોકની સેના આવી જાય; તોપણ ચહુઆણ કુળમણિ પોતાનું વચન પાળ્યા વગર રહે તેમ નથી. આ સમય પ્રીતિને જાણવાવાળા જગતમાં એક પૃથિરાજજ છે; માટે ધિરજ ધારણ કરો. તે ત્વરાથી પધારતા હશેજ. 'કર્ણાટકી ! તારાં વચન સત્ય છે, મને એકજ રાતના અનુભવથી તેના ઉપર વિશ્વાસ બેસી ગયો છે; પરંતુ મારૂં મન અનિષ્ટને લીધે ડરે છે. મારી શ્રવણેન્દ્રિયમાં તેના ઘોડાની હણહણાટીનો શબ્દ આવે છે, અને હૃદય ધડકે છે; તોપણ ચિત્ત માનતું નથી. સખિ ! હવે તો બહુજ વાર લાગી.'

સંયુક્તા આ પ્રમાણે વિચાર કરી રહેલી હતી, એટલામાં તો પરિખાના ઉપરના વૃક્ષોના સમીપ ઘોડાઓના ડાબલાઓના શબ્દ સાંભળવામાં આવ્યા. ચન્દ્રોદયથી રથાંગનાના સમાન પ્રસન્ન થતી સંયુક્તાએ ઉઠીને માર્ગના તરફ દૃષ્ટિ કરી તો સાત આઠ વીર પુરૂષોની સાથે પોતાના પ્રાણનાથને વિહારભવનના તરફ પધારતા જોયા. જે ચન્દ્રમા હમણાં સુધી તેને દુઃખદાયક જણાતો હતો; તેજ ચન્દ્ર હવે તેને પ્રિય જણાવા લાગ્યો. જે મન મૂર્છિત હતું, તે સ્નેહથી પરિપૂર્ણ થઈને આવેશથી ઉત્સાહમાં આવી ગયું. અને નેત્રો કે જે વિરહાગ્નિથી પ્રજ્વલિત થઈ રહેલાં હતાં, તે પ્યારાનાં દર્શન કરવાને તરસવા લાગ્યાં. દાસીઓ અને કર્ણાટકી તેને તેજ સ્થળે એકલી મુકીને નિચે પધારેલા પ્રાહુણાઓનો સત્કાર કરવા ગઈ. અને એકલી રહી ગયેલી સંયુક્તા ભવિષ્યના સુખના આનંદમાં ક્ષણભર લવલીન થઈ ગઈ.

પૃથિરાજ અને તેના સામંતો ઘોડાપરથી ઉતરીને જયચન્દ્રના મેહેલમાં આવ્યા; એટલે દાસીઓએ મસ્તક નમાવી પ્રણામ કર્યા. અને પ્રતિહારના બતાવેલા માર્ગથી પૃથિરાજ પોતાની પ્રિયાને મળવા માટે ગયો. ચન્દ્રથી સંતપ્ત થયેલી સંયુક્તા પલંગ ઉપરથી ઉઠીને પૃથિરાજને જઈને મળી અને રતિરસમાં લીન થયેલા ચહુઆણે તેને પોતાની ભુજાઓમાં લઈ હૃદયથી દબાવી ચુ-

મ્બન કર્યું. 'આપને વિશેષ સમય થયો,' એમ કહીને સંયુક્તા તેમના ગળામાં હાથ નાખીને ઉભી રહી. એટલે પૃથિરાજે કહ્યું કે,–'પ્રિયા,' આવવાંમાં વાર તો થઇ ખરી, પ્રિયા, 'આ બેઠક અને વિહારભવનમાં આ આપણો અંતિમ સમાગમ છે. મારા વીર સરદારોની સમ્મતિ એવી છે કે,– 'તમારે આજેજ મારી સાથે આવવું.'

'પ્રભાતે હું પુનઃ કેવી રીતે પાછી આવીશ?'

'પ્યારી! હવે અહિ પાછા આવવાનું તો બનશેજ નહિ. હવે તો દિલ્હીના તરફ ચિત્તને લગાડો. અને ચાલો, નિચે મારા સરદારો બેઠેલા છે. માટે ત્વરાથી તૈયાર થાઓ. ચાલો પ્રાણનાથ એમ કહીને સુકુમાર સંયુક્તા વિહારભવનને અંતિમ પ્રણામ કરી નિચે ઉતરી.

દાસીઓએ ભોજનની તૈયારી કરી રાખેલી હતી, તેથી રાજા પોતાના સામંતોસહ સસરાના ઘરમાં ભોજન કરવા બેઠો. તે સમય પૃથિરાજે સંયુક્તાને પોતાના સામંતો સાથે ઓળખાણ કરાવ્યું. અને સંયુક્તાએ પણ વિનય પૂર્વક તે સાથે વાત કરી ત્યારપછી સંયુક્તાએ પૃથિરાજને કહ્યું કે,– 'પ્રાણનાથ! હું આવવાને માટે તૈયાર છું. હું આપની સદાને માટે દાસી છું; પરંતુ આપે મારા પિતાશ્રીના બળનો કાંઇ ખ્યાલ કરેલો છે? તે જ્યારે સેના લઇને ચડે છે, તે સમય ગંગા સદૃશ મોટી નદીઓનો જગનો પ્રવાહ પણ સૂકાઇ જાય છે. લસ્કરના અગ્રભાગનાં માણસો અને જનાવરોને તો પાણી મળે છે, પણ મધ્યભાગનાંને તો કાદવ મળે છે અને છેલ્લા ભાગનાંને તો કાદવ પણ મળતો નથી. એટલું મોટું લસ્કર છે તે સામે આપથી આપનું સંરક્ષણ શી રીતે થઇ શકશે? તેનો વિચાર કરવાની અત્યાવશ્યકતા છે.

કહ્નન–હે પૃથિરાજ વામાંગી! એ વાતની તો તમે જરા પણ ચિંતા ન કરો, જ્યાં સુધી અમારાં ધડ ઉપર મસ્તક હશે, શરીરમાં રૂધીર વહેતું હશે, ત્યાં સુધી તો આપને અને રાજાને જરા પણ આંચ આવવા દેશું નહિ, એ નક્કી સમજજો.

સંયુક્તા–આપ આપના બળના અભિમાનમાં આવા અભિમાનયુક્ત વચન બોલો છો, એ ખરૂં હશે પરંતુ જે સમય મારા પિતાજી ચડે છે, તે સમય દશે દિક્‌પાળ ડોલવા માંડે છે. શેષનાગ પણ પૃથિવીનો ભાર ઝીલી શકતા નથી. રજની ડમરી જે ચડે છે. તેથી ભગવાન સૂર્ય નારાયણ પણ અંતર્હિત થઇ જતાં રાત દિવસની ખબર પણ પડતી નથી અને સેનાના પગના ઘસારાથી મોટા મોટા પર્વતો પણ ઘસાઇને જમીનદોસ્ત થઇ જાયછે. એ વાતનો ખ્યાલ કરવાની ઘણીજ જરૂર છે. કે જેથી પાછળથી વિમાસવું ન પડે.

ગોવિંદરાય ગેહેલોત—હે પંગાની! (અર્થાત્ પંગ જે જયચન્દ રાજા તેની પુત્રી! એટલે કે અસંખ્ય દળથી જયચન્દ્ર દળ પાંગળાના નામની ઓળખાતો હતો) આપના પિતાનું એટલું બધું મોટું લશ્કર છે તે અમો જાણીએ છીએ, પણ એ એંશી લક્ષ મૃગલાને નિરખીને એક મૃગરાજ કદી પણ ગભરાઇ જાય એ સંભવીત વાર્ત્તા નથી અમે તો એવા એંશી લક્ષ મૃગલાને નસાડનારા વીર પૃથિરાજ પાસે સો સિંહ છીએ. જેથી તમો જરા પણ ચિંતા ન કરતા દિલ્લી પધારો. અમો અમારા માથાં દઇને પણ તમને તો દિલ્લી પોહોચતા કરી દેશું, પછી જે થશે તે જોઇ લેવાશે.

સલખ પરમાર—હે જયચન્દ્ર પુત્રી ! તમે ચિંતા શામાટે કરો છો ? તમોને ચિંતા કરવાનુ કારણ કે પ્રયોજન અમે તો કાંઇ પણ જોતાજ નથી. જ્યારે શ્રીકૃષ્ણચન્દ્ર રૂક્મિણીનું હરણ કરીને નાઠા ત્યારે રૂકમિયાને બળદેવજીએ અટકાવી રાખેલો હતો, તેમ અમો પણ તમારા પિતાનાં લશ્કરને અને ખુદ તમારા પોતાને પણ રોકી રાખશું; અને તમને દિલ્લી પોહોચાડી દઇશું, એ નક્કી સમજજો.

સંયુકતા—શ્રીકૃષ્ણચન્દ્રનો પ્રભાવ તો કાંઇ અલૌકીકજ હતો. તેમજ રૂકમિયા પાસે મારા પિતાશ્રીના જેટલું સૈન્ય પણ ન હતું ( ત્યાર પછી જયચન્દ્ર રાજા સાથે યુધ્ધ કરવાની તમોએ કેવા પ્રકારની તૈયારી કરી રાખેલી છે, તે માટે સંયુક્તાએ હાહુલીરાય હમીરને પુછતાં હમીરે તેના પ્રત્યુતરમાં આ પ્રમાણે કહ્યું.)

## દોહા.

હાહુલીરાય હમીર કહે, સુન પંગાની વત્ત ,
ઈક લડે અસોલકજ્જલૂં, ઈસાસો ભડ હે રજપૂત.

સંયુકતા—હાહુલીરાય ! તમારે તમારા બળ તથા ઐશ્વર્યના ગર્વમાં ન રહેવું. મારા પિતાનું બળ અને દળ અગણીત છે; માટે તમારે તેનો પ્રથમથી વિચાર કરી લેવાની જરૂર છે.

અલ્હન પરિહાર—( પૃથિરાજનો ભાણેજ ) મામીજી ! તમે માત્ર કુવાના દેડકાંની પેઠે તમારા પિતાનોજ વૈભવ જોએલો છે; પરંતુ તમે વીર પૃથિરાજના પરાક્રમો હજુ પુરેપુરાં સાંભળ્યાં હોય એમ જણાતું નથી. જેણે સાત વખત તો શાહાબુદ્દીન ઘોરીને પકડીને કેદ કરી દંડ લઇને છોડી મુકયો, તો તે પાસે તમારો પિતા તે શી ગણતીમાં છે ?

ચંદપુંડીર—હે કનવજ કુમારી ! પૃથિરાજની સેનામાં અમારા જેવા સો શૂરવીર સરદારો પ્રસ્તુતછે તેઓમાં આ એકેક સરદાર આપ એક કોશ ચાલશો

ત્યાં સુધી જયચન્દ્રને એ શીલક્ષના દળ સાથે અવશ્ય રોકીશું, એ નક્કી સમજજો, અને તેથી તમો દિલ્હી સુખપૂર્વક પોહોચી જશો.

જામ જાદવ–રાણીજી ! આપ એ સંબંધની લવલેશ પણ ચિંતા ન કરો. અમારાં મસ્તક જ્યાં સુધી આ ધડપર છે, ત્યાં સુધી તમો ઘોડાપર રહીને પણ એમજ સમજજો કે હું મેહેલમાંજ છું. અકેક વીરને મારીને તમારા પિતાને દિલ્હી આવવું પડશે પણ તે આવવું જ્યાં સુધી અમારાં ધડ ઉપર મસ્તક છે ત્યાં સુધી સહેલ નથી, અને તમારો પિતા ત્વરાથી અમારો વિધ્વંસ કરી શકે એવોતો સ્વપ્ને પણ ખ્યાલ કરશો નહિ; માટે તમે ને મહારાજ ત્વરાથી દિલ્હી તરફ પધારો. તમો દિલ્હી સુખ પૂર્વક પોહોચી જશો. તમારી ચિંતા તો દિલ્હીના સીમાડામાં પોહોચતાંજ દૂર થઇ જશે.

નિડુરરાય–( સંયુક્તા કાકાની દીકરી બેન થાય છે, માટે તેને કાંઇ પણ ન કહેતાં પૃથિરાજને સંબોધીને કહેવા લાગ્યો કે ) હે અન્નદાતા ! હવે જેટલો સમય જાયછે, તેટલું દિલ્હીને અને આપને છેટું પડે છે, માટે ત્વરાથી પધારો, વિલંબ કરવાનો આ સમય નથી.

પૃથિરાજ–પ્યારી! મારાં નેત્રોની કૌમુદી ! ! તમે એ વાતની ચિંતા ન કરો. મારા સરદારો પર મારો પૂર્ણ વિશ્વાસછે. હવે ઘણો વખત થઇ ગયો, માટે હવે તો ચાલો તૈયાર થાઓ.

પૃથિરાજ–અને તેના સરદારો તૈયાર થયા. જે સમય ભગવાન્ ચન્દ્રદેવ આકાશના મધ્ય ભાગમાં પધાર્યા, તે સમય સંયુક્તાએ પોતાની સખીઓને દિલ્હી બોલાવવાનું વચન આપ્યું, કે તુરતજ પૃથિરાજે સંયુક્તાનો હાથ પકડી પોતાના ઘોડા ઉપર પોતાની પીઠ પાછળ બેસારી, એટલે સંયુક્તાએ પોતાના વિહારભવનને અંતીમ પ્રણામ કરી પોતાના સ્વામીની કમરનો આશ્રય લીધો; એટલે ચહુઆણે પણ પોતાનો ઘોડો ગંગાજીની રેતીમાં ચલાવ્યો. દિશાઓ નિર્મળ હતી. રાત્રિચર પક્ષીઓનો જરા જરા કોલાહલ સાંભળવામાં આવતો હતો. અને શ્રીગંગાજીનો ઊંડો ઊંડો ઘુઘવાટ રાત્રીની ભયંકરતાને વિશેષ ભયંકર બનાવતો હતો. રેતીનો માર્ગ પૂરો થયો, અને ઘોડાઓ પણ નદીના ઉપરના વૃક્ષોની છાયામાં દેખાતા બંધ થયા. જ્યાં સુધી ઘોડા દેખાતા હતા, ત્યાં સુધી સંયુક્તાની સખિયો આંખો ફાડી ફાડીને તેને જોયા કરતી હતી. જોતાં જોતાંમાં તો બધા ઘોડા વિહારભવનની દૃષ્ટિ મર્યાદાથી દૂર ગયા. અને સખિયો સ્નેહથી ગદ્દ ગદ્દ કંઠ થઇ ગઇ. અને 'પ્રભાતે મહારાજા જયચન્દ્ર શું કરશે ?' તે ભયથી નાનાપ્રકારે કલ્પાંત કરી અંતે નિદ્રાવશ થઈ ગઇ. અને ચહુઆણરાય સંયુક્તાને લઇ રાતોરાત મેદાનમાં જઇ પહોચ્યો.

ચહુઆણની છાવણીમાં જયજયકાર થઇ રહ્યો. સરદારો અને સૈનિકો નિશ્ચય કરેલી વાર્ત્તા સિદ્ધ થવાથી પ્રસન્ન થયા. ચન્દે રાણીને આશીર્વાદ આપ્યો. અને રાણીએ પણ પોતાની ઉદારતાથી તેનો સારો સત્કાર કર્યો. કન્હ ચહુઆણે હવે શીઘ્રતાપૂર્વક દિલ્લીનો માર્ગ લેવાને માટે પૃથિરાજને પ્રેરણા કરી. કહેવાની જરૂર નથી કે, માર્ગમાં પાણીની પેઠે સમય વ્યતીત થઇ ગયો હતો, અને છાવણીમાં આવ્યા બાદ પ્રભાત થવાની રાહ જોવાને પૃથિરાજને અટકવું પડ્યું નહતું. પૃથિરાજ, કન્હ, ચન્દ અને અન્ય સરદારોએ એકત્ર થઇને એ નિશ્ચય કર્યો કે,—અકેક સરદાર જયચન્દ્રને અટકાવી રાખે, અને પૃથિરાજ પાછળ શું થાય છે? તે બાબતનો વિચાર ન કરતાં દિલ્લીના તરફ ઘોડાને મારી મૂકે. ગુપ્ત રીતે ચાલ્યા જવું, એ પૃથિરાજને રૂચ્યું નહિ. તેને અભિમાન આવ્યું અને ચંદભાટને ઉદ્દેશીને તે બોલ્યો કે,–'ચંદ બારોટ.' જયચન્દ્રની કન્યાનું તો હરણ કરયું; પરંતુ હવે અહિંથી ગુપ્ત રીતે ચાલ્યા જવું એ ચહુઆણ રજપૂતને કલંક લગાડનાર છે, માટે જેવો હું દિલ્લીનો રસ્તો પકડું, તેવો તું કનોજમાં જઇ જયચન્દ્રને તેની કન્યાનાં હરણની વાત કહે તો બહુ સારૂં. પૃથિરાજનું અભિમાન આ સમય ચંદને સારૂં ન લાગ્યું. અને તે બોલ્યો કે,–'મહારાજાધિરાજ! જે થયું છે તે ઠીકજ થયું છે; માટે હવે આપ વિલમ્બ ન કરતાં દિલ્લી તરફ જેમ વહેલું જવાય તેમ કરો, અને જયચન્દ્રને કહેવાની જરૂર નથી; કારણકે મહાભારતના યુદ્ધમાં કર્ણ જો કે અતિરથિયો કરતાં પણ બળવાન્ લડૈયો હતો, પણ તે બળ ઉપર અભિમાન રાખનાર અને યુદ્ધ પ્રસંગે દયા રાખનાર હોવાથી ભીષ્મપિતામહ તેને અર્દ્ધરથીજ કહેતા હતા; માટે હું આપને વિનવું છું કે, આ સમય અભિમાન કરવાનો નથી. આ સમય તો કાર્ય સાધવાનો છે માટે નાશી છૂટવામાંજ લાભ છે.' આ રીતે ચન્દે કહ્યા છતાં પણ મહા અભિમાની પૃથિરાજે માન્યુંજ નહિ.' 'આપણે વિજય સંપાદન કરેલ છે અને આપણો સર્વત્ર જય છે; માટે ગમે તેમ થાય તોપણ તારે તો જવુંજ પડશે.' ચહુઆણનો અત્યંત દુરાગ્રહ જોઇને ચન્દે નિશ્ચય કરી લીધો કે રાજાને અભિમાન થયું છે. જ્યારે મનુષ્યને અભિમાન થાય છે ત્યારે તેનું સત્યાનાશ નિકળવાનો સમય પણ સમીપમાં આવેલો હોય છે. જ્યારે ખરાબ થવાનું હોય છે ત્યારેજ મનુષ્યને અભિમાન આવે છે. અભિમાન રાજા રાવણનું પણ રહ્યું નથી! ચન્દ આ પ્રમાણે વિચાર કરતો હતો, તેને જોઇને પુનઃ પૃથિરાજે કહ્યું કે,–કેમ ચન્દ! શું વિચાર કર્યો!' ચન્દે કહ્યું કે,–'મહારાજ! મારૂં ઉપહાસ્ય ન કરો. મેં જે કહ્યું તે સત્યજ છે.'

## दोहा.

**कबीर गर्व न कीजिये, रंक नहँसिये कोय;**
**अजहूं नाव समुद्रमें, क्या जाने क्या होय.**

પૃથિરાજ સંયુક્તાને પોતાની પાછળ ઘોડા ઉપર બેસારી છાવણીમાંથી નીકળેલા વીર પુરૂષોની સાથે દિલ્લીના તરફ ચાલ્યો. અને ચન્દ બારોટ પણ છાવણી ઉપાડવાની આજ્ઞા દઈ કનોજની સભામાં ગયો. અને તેણે વિનય પૂર્વક જયચન્દ્રને કન્યાના હરણના સમાચાર કહ્યા; પરંતુ જે પ્રકારે તપેલા તેલમાં જળ પડે તેમ જયચન્દ્રનો ક્રોધ ભડકો લઇને ઉઠયો. જયચન્દ્રે તત્કાળ ચતુરંગિણી સેનાને ચહુઆણની પાછળ જવાની આજ્ઞા આપી. અને ચંદ બારોટ પોતાના રાજાના વચનને પૂર્ણ કરી પાછલે પગે સભામાંથી નિકળી પોતાની છાવણીમાં ગયો.

ચન્દના મુખથી સંયુક્તાનું હરણ થયાના શોચનીય સમાચાર સાંભળી જયચન્દ્ર ક્રોધથી ભપકી ઉઠયો અને 'હરાય છે, હરાય છે, જાયછે, જાયછે, દોડો, દોડો, પકડો, પકડો, મારો, મારો, કન્યાની સાથે ઈજ્જત, ઇજ્જતની સાથે વીરતા, વીરતાની સાથે સાવચેતી અને સાવચેતી સાથે સર્વસ્વ જાય છે. આ પ્રમાણે કોલાહલ કરતો ઉઠયો. જયચન્દ્રને આવેશમાં આવેલ જોઈ સકળ સભા થરથર ધ્રૂજવા લાગી. અને તે કોણ જાણે શું કરી નાખશે ? એમ જણાવા લાગ્યું. જયચન્દ્ર તે સમય જાણે હિરણ્યકશિપુનો વધ કરવા અટ્ટાટહાસ્ય કરતા નૃસિંહજી સાક્ષાત્ પ્રકટ થયા હોય એવો ભયંકર જણાવા લાગ્યો, અને તેણે સકળસેનાને સજ્જ કરવા સેનાપતિને કહેતાં તુરત સેના તૈયાર થઇ અને સૈના તૈયાર થતાં જયચન્દ્ર પોતે ચડયો. અને પૃથિરાજની પીઠ પકડી સમીપમાં આવતાં પૃથુના સામંતોએ તેને અટકાવ્યો. અને દારૂણ યુદ્ધ થયું, પૃથુના શૂરવીર સામંતોએ જયચન્દ્રના સૈન્યનો ઘાણ કાઢવા માંડયો. પૃથુના સૈન્યના સપ્ત પ્રહારથી રાઠોડ સેનાના મનુષ્યોનાં મસ્તકો ટપોટપ પડવા લાગ્યાં. રૂધીરનો પ્રવાહ ચાલવા લાગ્યો. મરણ પામેલા સૈનિકોનાં અંગો, આભૂષણો અને આયુધોથી રણભૂમી વ્યાપ્ત થઈ ગઈ. શસ્ત્રોના પ્રચારને લીધે રાઠોડની મોટી સેનાને ચાલવું અશક્ય થઈ પડયું, અને પૃથુના શૂરવીર સામંતના સપ્ત પ્રસારથી રાઠોડ સેનાનો ઉત્સાહ આશાની સાથે નિર્મૂળ થવા લાગ્યો. અને પૃથુનો ઉત્સાહ સંયુક્તાના વિસ્મય સાથે વૃદ્ધિ પામવા લાગ્યો. પૃથુના સામંતો રાઠોડ સેનાના શૂરવીરોનું મર્દન કરી તેઓની સ્ત્રીયોનાં કુચ મંડળોને મર્દનના દુ:ખથી મુક્ત કરવા લાગ્યા. આવું દારૂણ યુદ્ધ ચાલવા લાગ્યું. અને પૃથુ તો સંયુક્તાને લઇને આગળ ચાલતો થયો, અને

જયચન્દ્રની આજ્ઞા થતાં તેના સામંતો મોટી સેના લઈ પૃથિરાજની પાછળ પડ્યા. ગંગાજીના મોટા અને વિશાળ કિનારા ઉપર પૃથિરાજનો ગોવિંદરાય ગહેલોત પોતાની સેના લઇ જયચન્દ્રની સેનાનો સત્કાર કરવા વાટ જોઇનેજ ઉભો હતો. પ્રલયકાળનો સાગર ઉથલાયો હોય તેના સમાન જયચન્દ્રની સેના તેના સન્મુખ આવી. ગોવિંદરાયે પણ રજપૂતોના ઉત્સાહને વધાર્યો. ઉભય તરફથી અત્યંત ત્રાસજનક યુદ્ધ થયું. હજારો શૂરવીરો અને હાથી ઘોડા યુદ્ધમાં કપાઇ ગયા. ગોવિંદરાયે અદ્ભૂત પરાક્રમથી કનોજની સેના રોકી રાખી જરા પણ આગળ વધવા દીધી નહિ, અને પોતે જરા પણ પાછો હઠ્યો નહિ. તે સમયનું વર્ણન રાસામાં ચંદ કવિએ આ પ્રમાણે વર્ણવેલુંછે.

## भुजंगी छंद.

तबै हक्कि गहलौत गोयंद राजं
हयं छंडि है जेम करि चक्र साजं
लगे जुद्ध धारं सुबाहु सुझारं
मनो ऋक्कसं तार तुट्टं करारं
चपे चम्पवर वेग गोयन्द राजं
मृगी जेम मृगराज चपि पंख बाजं

## दोहा.

पहर एक अरिवर सुभर, अरि सिर बुट्टौ सार;
गिनै कोन गोयंद शिर, जे खग तुट्टिय धार.

અંતે જયચન્દ્રના અનેક મુખ્ય સરદારોને મારીને ગોવિંદરાય રણમાં પડ્યો અને રક્ત ભરી નાગી તલવારો લઇને જયચન્દ્રના ઘોડેસ્વારો આગળ વધ્યા. ત્યાં સુધીમાં પૃથિરાજ સંયુક્તાને લઇને ચાર કોસ સુધી પહોંચ્યો હતો. ગોવિંદરાયે આ અદ્ભુત પરાક્રમ કરી નિમકહલાલ કરી દર્શાવ્યું, પણ લાખોનાં દળ પાસે મુઠીભર માણસોથી કેટલીવાર સુધી ટકાય. જયચન્દ્રનું લશ્કર આગળ વધતાં તેમનો સત્કાર કરવા લાહોરનો સુબો ચંદપુંડીર તૈયાર થઇનેજ ઉભો હતો. જયચન્દ્રની સેનાએ તેના ઉપર આક્રમણ કર્યું, એટલે ચંદપુંડીરે પણ જયચન્દ્રના લશ્કરની ખરાબી કરવામાં જરા પણ કચ્ચાશ રાખી નહિ. પણ કનોજની સેનાએ એવા તો ઉત્સાહથી જોસભર તે સામે ધસારો કર્યો કે તેથી ચંદપુંડીરની સેના છિન્ન ભિન્ન થઈ ગઇ અને ચંદપુંડીરને ત્યાંથી ખસવું પડ્યું, પણ તે બહાદૂરે હઠતાં હઠતાં તો જયચન્દ્રનાં હજારો માણસો કાપી નાખ્યાં અને અંતે તે પણ પડ્યો. એટલે આતતાઈ

ચહુઆણ જયચન્દ્રના લશ્કર સામે આવીને ઉભો રહ્યો. આતતાઇ સામે કેહરકંઠીર એક હજાર શંખધરથી સામે આવ્યો તેઓનાં મસ્તક ઉપર મોરપિછ, અંગે ઉઘાડા તથા શંખનો નાદ કરતા તેઓ સન્મુખ આવ્યા અને ઘણુંજ દારૂણ યુધ્ધ કર્યું. અને આતતાઇના લશ્કરને તથા પૃથિરાજને વિંટાયેલા સામંતોને પણ વીંધી નાખી આરપાર નીકળી ગયા અને પૃથિરાજ તથા સંયુક્તા એક ઘોડાપર સ્વાર હતાં, અને ચહુઆણની જયપતાકા સમાન સંયુક્તાની ચુંદડીનો પાલવ વાયુમાં ફરફરી રહ્યો હતો. કેહરકંઠીર પોતાનાં પ્રાણોને હથેલીમાં રાખીને શત્રુદળમાં જઇ ઘુસ્યો અને ચહુઆણના સમીપ આવતાંની સાથેજ તેણે પોતાની કમાન વરવધુના કંઠમાં ભરાવી દીધી, અને એવો વિચાર કર્યો કે બન્નેને ઘોડા સહ ખેંચી જઇ જયચન્દ્ર પાસે હાજર કરૂં. કમાન ભરાવવાથી વીર પૃથિરાજ ઘેડેથી ઢળી પડે તેવો તે નિર્બળ નહતો. પૃથિરાજે તો પોતાનો ઘોડો દિલ્લી તરફ મારી મુકયો. અને કેહરકંઠીર જાણે ઘસડાતો હોય તેમ તેનો ઘોડો વેગમાં રાખ્યા કરતો હતો. એટલામાં સમય સૂચકતા વાપરી પોતાના ગુલાબી ગાલ ઉપર ઘસાતી કમાનની તાંતને સંયુક્તાએ દાંતથી કરડી તોડી નાંખી. અને બન્ને છુટાં થઇ ગયાં. અને કેહરકંઠીરનો જોસમાં રહેલો હાથ તરછોડ ખાઇ ઘોડાની પીઠ સાથે અથડાયો; જો કે કેહરકંઠીર પણ મોટો તલવારનો ધણી અને પ્રસિધ્ધ વીર હતો. તેના સાથીઓએ પણ એવું તો દારૂણ યુધ્ધ કર્યું કે મોટા મોટા શૂરવીરનાં હૃદય કંપવા લાગ્યાં. સંયુકતાના ચાતુર્યથી કેહરકંઠીરને પ્રતીતિ થઇ કે રાઠોડ પુત્રીનું હરણ બળાત્કારે થયું નથી; એટલામાં એક સરદારની બરછી તેના ઘોડાને લાગતાં ઘોડો પૃથ્વી પર પડી ગયો, અને પૃથિરાજ સમય હાથ લાગતાં સંયુકતાસહ ત્યાંથી આગળ વધ્યો. કેહરકંઠીર જયચન્દ્રને જઇને મળ્યો, અને તેની પુત્રીનો પૃથિરાજ સાથે પ્રેમ છે તે જાહેર કરી જયચન્દ્રનો ઘણો તિરસ્કાર કર્યો. જયચન્દ્રને આ વાત સાંભળતાંની સાથે ક્રોધ ચડયો. પરંતુ શું કરે ! કેહરકંઠીરને બીજો ઘોડો આપીને જયચન્દ્રે ઉત્તેજન આપ્યું અને કહ્યું કે- સંયુક્તા પૃથિરાજને ગમે તેટલી ચહાતી હોય પરંતુ મેં તો તમનેજ વાક્દાન દીધું છે. પોતાનાજ ભૂષણ માટે લડવાનું છે એવો નિશ્ચય કરી કેહરકંઠીરે પુનઃ એક હજાર ત્યાગીઓને લઇને આગળ વધ્યો. પૃથિરાજ આગળ વધ્યા પછી આતતાઇ ચહુઆણે પુનઃ સામા આવીને કેહરકંઠીરને સેનાને આંગળ વધતા અટકાવી દીધી.

ત્રીજા પ્રતિબંધ ઉપર ચૌરંગી ચહુઆણનો પરાક્રમી પુત્ર આતતાઇ એક મોટી સેના લઇને સામો થવા ઉભો હતો. મહાભારત વાળા શિખંડી-

ના સમાન આતતાઇનું વૃતાંત ચમત્કારીક છે. રાસામાં એમ લેખ છે કે જ્યારે આતતાઇનો જન્મ થયો ત્યારે આતતાઇ પુત્ર ન હતો પરતુ પુત્રી હતો. ચૌરંગી ચહુઆણને પ્રસુતી ગૃહમાંથી પુત્રીનો જન્મ થયો એમ કહ્યા છતાં પણ ચહુઆણના સમજવામાં આવ્યું કે પુત્ર જન્મ્યો. તેથી તેણે તો શહેરમાં પુત્ર જન્મોત્સવ કરાવ્યો અને યાચકોને અયાચક કરી દીધા પુત્રીને પુત્ર સમાન પાળવામાં આવી પરંતુ પુત્રી ક્યાં સુધી પુત્ર તરીકે ગુપ્ત રહી શકે! અવસ્થા થતાં તેને કન્યાના ચિહ્નો પ્રકટ થવા લાગ્યાં, ત્યારે તો ચૌરંગી ચહુઆણ ગભરાયો, અને પોતાના ઉપહાસ્યનો સમય સમીપ આવતાં તેણે કન્યાને મારી નાખવાનો નિશ્ચય કર્યો. અને તે રાત્રે કન્યાને લઇ શ્રીસદાશિવજીના મન્દિરમાં ગયો. અને તલવાર ખેંચી કેટલીક સ્તુતિ કરી તે કન્યાનું મસ્તક કાપવાની તૈયારી કરી. બાળાનાં નેત્રોમાંથી અશ્રુ પ્રવાહ ચાલવા લાગ્યો. દેવાધિદેવ શ્રી સદાશિવજીને દયા આવતાં, શ્રીશંકરે પ્રત્યક્ષ દર્શન આપી ચૌરંગી ચહુઆણને કહ્યું કે,–'હે વીર પુરૂષ! સાહસ ન કરશ. જેને તું મારે છે તેને એકવાર તું જોતો ખરો કે તે પુત્ર છે કે પુત્રી? એમ કહી શ્રીશંકર અંતર્ધ્યાન થતાં ચહુઆણ જુવે જોય છે તો તેને પુત્ર જોવામાં આવતાં તે ઘણોજ આશ્ચર્ય પામ્યો, અને તે પુત્રને લઇને પોતાને ઘેર આવ્યો. આતતાઇ ચહુઆણ પૃથિરાજનો માનનીય સામંત ગણાતો હતો. તે કેહરકંઠીરની સાથે યુદ્ધ કરવામાં યોગ્ય હતો. એ બન્નેનું એક બીજાના હાથથી સંયુક્તાના પ્રસંગમાં મરણ થયું. લોકોમાં પ્રથમથીજ ભવિષ કહેવાતું હતું અને એ ભવિષ્યેજ આજે તેમને એક બીજા સાથે આ યુદ્ધમાં પ્રેરિત કર્યા હતા.

મોરપિચ્છથી લાજ ઢાંકનારા અને હિમવાનમાં રહેનારા એક હજાર ત્યાગીઓની સાથે કેહરકંઠીર આતતાઇની સામે થયો. બન્ને શૂરવીર અને રણચતુર હતા. પોતાની સ્ત્રીનું હરણ થયું છે, એ અભિમાનને લીધે કેહરકંઠીરને વીરરસ ઉત્પન્ન થયો. અને આતતાઇ પૃથિરાજ ઉપરના અનન્ય પ્રેમથી રણમાં પ્રેરિત થયો હતો. દેવતાઓને જોવા યોગ્ય તેઓએ તુમુલ યુદ્ધ કર્યું. તેઓના સન્મુખ હજારો મનુષ્ય રણક્ષેત્રમાં પડી ગયાં અને અંતે આતતાઇનાં ખડ્ગથી કેહરકંઠીરનું અને કેહરકંઠીરની તલવારથી આતતાઇનું મસ્તક સાથેજ પૃથિવી ઉપર પડયાં. તેનાં ધડો કેટલોક સમય સુધી મતવાલા હાથીના સમાન રણભૂમીમાં ઘૂમી શાંત થઇ ગયાં, અને તેણે ઉભય તરફનાં અસંખ્ય મનુષ્યોનો ઘાણ કાઢી નાખ્યો.

આ બન્ને શૂરવીરો ઘણી આશ્ચર્ય જનક રીતે લડયા, તેમાં કેહરકં-

ઠીર ત્યાગીના વેશમાં જયચન્દ્રની સેવામાં કેમ આવ્યો હતો, તે વિષે ચંદ-બારોટને પુછતાં તેણે કેહરકંઠીરના સંબંધમાં નિચે પ્રમાણે ખુલાસો કર્યો હતો.

કેહરકંઠીર પરમાર રજપૂત હતો. તે સમય પરમાર રજપૂત બહુજ ભાગ્યવાન્ હતા; એટલુંજ નહિ, પરંતુ ભાટ લોકો સાધારણ રીતિથી કહેછે કેઃ—'પ્રથ્વીપતિ પરમાર, પૃથ્વી પરમારાંતણી' બીજા રજપૂતોએ તો બ્રાહ્મણોને દાન આપેલ છે; પરંતુ પરમાર રજપૂતોએ તો રજપૂતોનેજ પૃથિવી દાનમાં દીધી હતી જેમકેઃ—

दियो दिल्ली तुंवरां, दई पट्टन चावरां;
दियो सम्भर चौहान, कनवज देइ राठुडां,
पडिहारा मरुदेश, समभट्टो सिंधु तट,
दियो सोरठ जादवां, दियो दक्खिन भागचट्,
कच्छधरा दीनी चारनां, भट्टां पुरब भावही,
बानिगयो नृपति बांटीधरा, गिरिजापति माला गृही.

તુંવરને દિલ્લી, ચાવડાને પાટણ, ચહુઆણને સંભર (અજમેર) રાઠોડને કનોજ, પરિહારને મારવાડ, સમા અને ભટ્ટીને સિંધુકાંઠો, જાદવોને (ચુડા સમા) સોરઠ, દક્ષિણ છ ભાગમાં, ચારણોને કચ્છ અને ભાટોને પૂર્વ એ રીતે પૃથિવી વેંચીને રાજાએ શ્રી સદાશિવજીના નામની હાથમાં માળા લીધી.

અર્થાત—મુખ્ય પરમાર રાજાએ આ પ્રકારે પૃથક્ પૃથક્ રાજવંશીઓને પૃથિવી આપીને પોતે શ્રી સદાશિવજીનું ધ્યાન કરવા માટે ત્યાગ લીધો હતો. તેઓ હજાર ભાઇઓ હતા, અને તે સઘળા ત્યાગી હતા. એવી દંતકથા છે કે—જ્યારે તેઓ વનમાં જપ, તપ—આદિ કરતા હતા, ત્યારે તેઓના સન્મુખ ગાયને રાક્ષસે મારી નાખી. પરમારો કે જે બ્રહ્મણ અને ગાયના પ્રતિપાલક તેઓને આ બાનવ જોઇ ઘણો ખેદ થયો. અને તેથી તે બધા બળી ભસ્મ થવાને તૈયાર થયા. ત્યારે દેવર્ષિ નારદજીએ પ્રકટ થઇને તેઓને કહ્યું કે,—ધારાતીર્થમાં દેહનો ત્યાગ કરો. કેહરકંઠીરે કહ્યું કે, એવો અવસર ક્યાંથી મળે? ત્યારે નારદજીએ કહ્યું કે,—જયચન્દ્રની કન્યાના સ્વયંવરમાં એવો અવસર હાથ લાગશે. તે કન્યા તમારી સ્ત્રી કહેવાશે; પરંતુ તેને પૃથ્વિરાજ લઈ જશે. ત્યારે તમે ત્યાગી છતાં પણ તમોને તે ઉપર ક્રોધ આવશે. અને દારૂણ યુદ્ધ થયા પછી તમે બધા માર્યા જશો. તેથી તે સર્વે સંયુક્તાના સ્વયંવરમાં ત્યાગીના વેશથી આવેલા હતા.

આ પ્રમાણે કેહરકંઠીર અને આતતાઇ પડતાં જયચન્દ્રનું લશ્કર આગળ

ધસ્યું. હવે સાંજ પડવા આવી હતી, અને સામે હમીરહાડો ઉભો હતો. જયચન્દ્રે કાશીરાજાને બોલાવી હમીરના સન્મુખ કર્યો. સૂર્યનારાયણ અસ્ત પામતાં પામતાં તો હમીર રણમાં પડયો. અને રાત્રિ થવાથી કમધ્વજ—જયચન્દ્રની સેનાએ ત્યાંજ પડાવ નાખ્યો. પ્રભાત થતાં કનોજની સેના આગળ વધી. એમ ત્રણ દિવસ સુધી દારૂણ યુદ્ધ ચાલ્યું, તેમાં જયચન્દ્રનાં લાખો માણસો કામ આવી ગયાં, અને પૃથિરાજનાં માણસોમાંથી પણ કેટલાંક કામ આવી ગયાં, અને ઓગણપચાસ મોટા હોદ્દેદારો પણ ખપી ગયા. પૃથિરાજના સામંતો ઓગણપચાસ સ્થાનોપર પોતાના સરદાર અને સેના સાથે તૈયાર થઇને ઉભા હતા. તેઓ એક પછી એક જયચન્દ્રને રોકતા હતા, પરંતુ મોટી સેના લઇને ચડેલો રાઠોડ તેઓને મારીને આગળ વધતો જતો હતો; છતાં પૃથિરાજ તો હાથ ન આવ્યો. પછી પૃથિરાજના હરિસિંહ કનક વડગુજ્જર અને પૃથિરાજને પ્રિય નિડુરરાય—આદિ યોદ્ધાઓ એક પછી એક મોટી બહાદુરી કરી જયચન્દ્રનાં અસંખ્ય માણસોને મારી નાંખી પડયા. એટલે કન્હ નરવ્યાઘ્ર ઉઠયો. તે બખ્તર પહેરીને તૈયાર થાય છે; એટલામાં તો જયચન્દ્રનું લશ્કર ભેટાભેટ થઇ ગયું, એટલે તેનો ઘોડાવાળો સધન આગળ ધસ્યો. સધને તો ફેર વાળ્યો. અને એક ઘડી સુધી જયચન્દ્રનાં લશ્કરને રોકી રાખી આખરે તે પડયો; એટલે તેનું ધડ લડવા લાગ્યું. આ પ્રમાણે લડતાં લડતાં જયચન્દ્રનું સૈન્ય દિલ્લીની સમીપ આવી પહોંચ્યું, ત્યારે જયચન્દ્રે પોતાના સરદારોને કઠોર વચનથી ઉત્તેજીત કર્યા, અને જ્યારે દિલ્લી માત્ર એક મજલ દૂર હતી, તે સમય તેની સેના પૃથિરાજની સમીપ આવી પોહોંચી. તેથી કન્હ ચહુઆણ તુરત તેના સન્મુખ આવી પોહોંચ્યો. પૃથિરાજનાં ચરિત્રમાં કન્હનું વીરત્વ ઘણે સ્થળે વર્ણવેલું છે. હવે અહિ તેનું અંતિમ યુદ્ધ થયું, અને તે રણમાં માર્યો ગયો. ચન્દ ભાટે તો કન્હનું પરાક્રમ લખવામાં જરા પણ ન્યૂનતા રાખી નથી; પરતુ આ પ્રસંગમાં તેના રાવતના શૌર્યનું એટલું અધિકવર્ણન કરેલું છે કે જે વાચકવર્ગના માનવામાં પણ ન આવે. કહે છે કે જ્યારે કન્હ, જયચન્દ્રની સેનાના એક હજાર મીર તથા બીજું એક લાખ લશ્કર કાપીને વીરગતિને પ્રાપ્ત થયો, ત્યારે તેના સધન નામના રાવતને શૌર્ય ચડયું. કન્હના ઘોડાએ, કન્હનાં ધડે અને તેના ઘોડાવાળાનાં ધડે રાઠોડ સેનામાં ત્રાસ વર્ત્તાવી મૂક્યો. સધન વીરરસમાં મત્ત થઇ ગયો, અને અસાધારણ પરાક્રમ કરીને માર્યો ગયો, ત્યારે તેનાં અંગ લડવા લાગ્યાં. ચંદ ભાટે રાસામાં લખેલું છે કે,—

## છપ્પય.

हय कट्टतै भयो भोम, भोम भयो पेम पलट्यो;
पय कट्टत कर लरयौ, फर हुं सब सेन समटयौ.
कर कट्टत सिर लरयौ, सिरहु तन तनपट तुट्टो;
शिरतुट्टत धर लरयौ, धरहु सम्मुख हुय फट्टो.
धर फट्ट फट्ट कवि चन्दकह, रोम रोम लग्गौ लरन;
सुर असुर नाद जय जय करे, धन्य धन्य सघ्घन मरन.

**ભાવાર્થ**—ઘોડો પડવાથી સઘન જમીન ઉપર પગે લડયો, તેના પગ કપાવાથી હાથ લડવા માંડયા, હાથ કપાવાથી માથું લડવા મંડયું, અને મસ્તકના કટકા થઇ જતાં ધડ લડવા મંડયું અને ધડ ફાટતાં રૂંવાડે રૂંવાડું લડવા લાગ્યું. જે નિરખી દેવ અને દાનવો જયજયકાર કહી સઘનના મરણને ધન્યવાદ આપવા લાગ્યા.

સઘનનો પણ અંત આવી ગયો, અને જયચન્દ્ર આગળ વધ્યો અને પૃથિરાજનો પણ એકે સામંત શેષ ન રહ્યો. ત્યારે પૃથિરાજે પોતાના ભાણેજના સામું જોયું. એટલે તે ઉઠયો. એ પૃથિરાજનો ભાણેજ એક વખત હજામત કરાવીને ઉઠયો, ત્યારે તેના માથામાં પૃથિરાજે ટપલી મારી; એટલે તો તેણે પૃથિરાજ સામેજ તલવાર ખેંચી; એટલે પૃથિરાજે તેને શાંત કરવા કહ્યું કેઃ—'એમાં ગુસ્સે શા માટે થાય છે?! શૂરાઓનાં મસ્તક તો રાજાનાં છે અને ધડ એઓનાં છે; માટે જો અમે રીઝીએ તો મસ્તક ઉપર પાઘડી બંધાવીએ છીએ, અને સમય આવે એજ માથાં તમે અમને આપો છો.' આવાં પૃથિરાજનાં વચનથી તે સમય તેનો ભાણેજ શાન્ત થઇ ગયો, પણ આ સમયે વિલમ્બનો સમય ન હતો, તો પણ આલ્હન પરિહારે પોતાના મામાને કહ્યું કેઃ—'મામા મસ્તકજ તમારાં છે એમ સમજશો માં, આ ધડ પણ તમારાંજ છે.' પૃથિરાજ તેના કહેવાના આશયને સમજી ગયો, અને બોલ્યો કે તે સમયની વાત તો ઉપહાસ્યની હતી, અને આ તો યુદ્ધની વાત છે. આલ્હનપરિહારે તુરત તલવારથી પોતાનું મસ્તક કાપી મામાના હાથમાં દઇને કહ્યું કે,—મામા! હું તમને મારૂં મસ્તક કાપીને આપું છું, જ્યાં સુધી મસ્તક અધર રહેશે; એટલે કે જમીન ઉપર મૂકશો નહિ ત્યાં સુધી મારૂં ધડ જયચન્દ્ર સાથે લડશે. રૂધીરથી ખરડાયેલું અને ફાટેલી ક્રૂર આંખોવાળું મસ્તક સોંપીને કબંધ રાક્ષસના સમાન રાઠોડના સામે થયો. આલ્હનનું ધડ યુદ્ધ કરવા લાગ્યું અને ચહુઆણ આગળ વધ્યો; એટલામાં સંયુક્તાને કે જેને

માટે વીરપુરૂષોની આહૂતી અપાતી હતી તેને તરસ લાગી. મનુષ્ય પાણી લઇને આવ્યું, એટલે તેણે કહ્યું કે પાણી લ્યો, ત્યારે સંયુક્તાએ પૃથિરાજને કહ્યું કે તમારા હાથમાં મૃતમસ્તક છે માટે પાણી નહિ પીઉં. પૃથિરાજના ભાણેજે મસ્તક આપતી વેળાએ પૃથુને કહ્યું હતું કે મામા! દિલ્લી પોહોચ્યા પહેલાં જો માથું જમીન ઉપર નહિ મૂકો, તો હું તમોને દિલ્લી પોહાચાડી દઇશ, પણ સંયુક્તા શાપિત સ્ત્રી હતી તેથી એમ બનેજ કેમ? જો તેના વિવાહમાં તેના પતિ તથા પિતાના પક્ષમાં થોડાક માણસો શેષ રહી જાય તો પૃથિવીનો ભાર પૂરો ઉતરે નહિ, એમ હોવાથી સંયુક્તાએ પાણી પીવા ના પાડી. પૃથિરાજે ઘણું સમજાવીને કહ્યું કે એ શબનું માથું નથી, એનું ધડ હજુ લડે છે, પણ બધું વ્યર્થ. સ્ત્રીના હઠને કોણ પોહોચી શકે. ભાવી મિથ્યા થાયજ નહિ. જેથી પ્રેમમાં મત્ત થયેલા પૃથિરાજે પોતાના ભાણેજનું મસ્તક પૃથિવી ઉપર મુકી હાથ ધોઇ સંયુક્તાને પાણી પાયું. અને આ તરફ જેવું પૃથિરાજે મસ્તક નિચે મુકયું, કે ત્યાં આલ્હન પરિહાર પડયો. આલ્હન પડતાં જયચન્દ્રનું સૈન્ય આગળ વધ્યું, અને ભેટાભેટો થતાં તો લાખનસી વાઘેલો, તુંવર પહાડ અને વિંજરાજ—આદિએ કનોજની સેનાને આગળ વધતી અટકાવી. અને અંતે તેઓ પણ કામ આવી ગયા. અને જયચન્દ્રની અસાધારણ દોડ છતાં પણ પૃથિરાજ સંયુક્તાને લઇને મહાદુઃખે દિલ્લીના ગઢમાં પ્રવેશ કરી ગયો. તેની સાથે હાહુલીરાય, ચંદભાટ અને રામગુરૂ પુરોહિત એ ત્રણ જણાજ બચ્યા. બાકી બધા કામ આવી ગયા.

સંયુક્તાના સ્વયંવરમાં દિલ્લીથી ચંદની સાથે અગ્યાર હજાર મનુષ્યની સેના ગઇ હતી; પરંતુ તેઓમાંથી કેવળ ચાર પાંચ મનુષ્યજ પાછા ફરીને દિલ્લીમાં આવ્યા હતા. જયચન્દ્રને પણ ઘણુંજ નુકશાન થયું હતું અને તેના હજારો વીર યોદ્ધાઓ માર્યા ગયા. અને પૃથિરાજ હાથ ન આવવાથી જયચન્દ્રને બહુજ શોક થયો, અને દિલ્લીની સમીપ આવી પોહોચતાં તેણે પૃથિરાજની પાછળ ઘોડા ઉપર બેઠેલી સંયુક્તાને જોઇ, એટલે તે બોલ્યો કે, 'અરેરે! મેં યજ્ઞ કર્યો તેમાં ઘીને બદલે રૂધીરની આહૂતીઓ અપાઇ અને પળ ફુલને લીધે મારૂં સુખ, કીર્ત્તિ અને લાજ હોમાઇ ગયાં તેને હજુ એટલું બધું સાહસ હતું કે દિલ્લીને ઘેરો ઘાલી પૃથિરાજ સાથે યુદ્ધ કરૂં, પણ હવે પુત્રી પરના સ્વાભાવિક પ્રેમથી દિલ્લીને ઘેરો ઘાલી યુદ્ધ કરવું તેને યોગ્ય જણાયું નહિ. તેનું હૃદય દયાથી પરિપૂર્ણ થઇ ગયું અને પૃથિરાજનું સાહસ જોઇ મન પ્રસન્ન થયું અને તેણે વિચાર કર્યો કે,—'ભારતવર્ષના કોઇ પણ રાજ પુરૂષથી ન બની શકે એવું પરાક્રમ ચહુઆણે કર્યું એ પણ

એક સ્વયંવર જીતવાના સમાન થયું છે.' એ વિચાર કરી તેણે પૃથિરાજને તેની આબરૂ, યૌવન અને દિલ્હી શહેર દાયજામાં આપી ઘેર જાઉંછું એમ કહી જતી વખતે શ્રીકંઠ બારોટને બોલાવીને કહેતો ગયો કે 'ભાટ! હવે તમે દિલ્હીમાં જાઓ. અને સંયુક્તાને બહુજ ધામધુમથી પૃથ્વિરાજ સાથે પરણાવો, અને હું તો અહિંથીજ પાછો જાઉ છું' એમ કહી જયચન્દ્ર કનોજ ગયો. અને શ્રીકંઠે સભામાં જઈ પૃથિરાજનાં સાહસનું વર્ણન કરી રાઠોડરાયની ઇચ્છા પ્રકટ કરી; એટલે ચાહુઆણની સભા પ્રસન્ન થઇ, અને સંયુક્તાને ધામધૂમથી પરણાવી. સર્વ કોઇ યુદ્ધની વાત ભૂલી ગયાં, અને ભાટ લોકો કેહેવા લાગ્યા કે—

## कवित.

प्रेमहिमें परतीत, रसरीत प्रेमहिमें,
प्रेमहिमें राज रीत, हारजीत जंगहे,
प्रेमहिमें हाव भाव, सहित समूह प्रेम,
प्रेमहिमें रागरंग, उमँग अनंगहे.
प्रेमहिमें ध्याता ध्येय ज्ञाता ज्ञेय प्रेमहिमें,
प्रेमहिमें जोग भोग, पंच भूत अंगहे,
प्रेमको प्रकाश होतो कर्त्ताकी करामत,
जहां देखो तहां एक प्रेमको प्रसंगहे.

પૃથિરાજ અને સંયુક્તાનો વિવાહ કરી શ્રીકંઠ ભાટે જયચન્દ્ર રાઠોડના તરફથી પેહેરામણી આપી, અને પોતે રાજકુલની શોભા પ્રમાણે ત્યાંથી પાછો કનોજ ગયો. હજારો વીરપુરૂષો મરી ગયા હતા; પરંતુ વિવાહની ધામધૂમમાં તેઓનું સ્મરણ કોઇએ પણ કર્યું નહિ, અને સ્મરણ ન કરવાનો તે સમય પણ હતો. પ્રિય વાચકવર્ગ! એ સમયમાં રજપૂતો રણમાં મરણ પામતા, તે માટે શોક કરવામાં આવતો નહતો.



# પ્રકરણ ૧૮ મું.

## સુખભોગ.

गौरवादपि न जातु मंत्रिणां,
दर्शनं प्रकृात कांक्षतं ददौ ।
सद्गवाक्ष वियरावलंबिना,
केवलेन चरणेन कल्पतिम् ॥

(रघु)



કામી, શૃંગારી અને વિલાસી મનુષ્ય ગમે તેવો બળવાન્ હોય, છતાં પણ નાશ પામે, તો તેમાં શું આશ્ચર્ય છે? પૃથિરાજ કામ, શૃંગાર અને વિલાસ એ ત્રણ્યેમાં પરિપૂર્ણ હતો. સંયુક્તા સમાન વિલાસવતી અને કળા પ્રવીણ નવવ પ્રાપ્ત થતાં ઉપરના ત્રણ્યે ગુણની ઉત્તરોત્તર અધીકતા થઇ ગઇ, અને કામ ભોગ ભોગવવા એજ જીવનનું સાર્થક છે, એમ તેણે માન્યું. પૃથિરાજ અને સંયુક્તા અતર્ક્ય સુખનો લ્હાવો લેતાં હતાં, કેટલાક દિવસો વ્યતીત થયા પછી સંયુક્તાના વિવાહોત્સવ પ્રસંગે ઉજાણીઓ થવા લાગી. અને તે સાથે જંગલમાં સિકારની ગમતો પણ કરવામાં આવતી હતી. ભાવી બળવાન્ હોવાથી એક દિવસે શિકારની શોધ કરનારાઓએ એક ગુફામાં સિંહ જેવું કાંઇક જોઇ તેનો પૂર્ણ તપાસ કર્યા વગર રાજાને તેના ખબર આપતાં શિકારનો શોખીન રાજા તુરત શિકાર કરવા ચઢયો. અને તે ગુફાની પાસે જઇ સિંહ સદૃશ જણાતા પ્રાણીને બહાર કાઢવાના અનેક પ્રયત્નો કર્યા પણ તે બધા નિષ્ફળ જવાથી અંતે સાહસી પૃથિરાજે અનુચરોને કહી અર્ધ સળગેલાં લાકડાંઓ ગુફામાં નખાવી ધૂમાડો કરાવ્યો. એ ધૂમાડો કરાવવામાં તેનો એ હેતુ હતો કે, ધૂમાડાથી અકળાઇને સિંહ બહાર આવશે; એટલે હું તુરત તેનો શિકાર કરીશ, પણ તે તેનું સમજવું ખોટું હતું. કારણ કે એ સિંહ ન હતો, એતો સિંહસદૃશ ક્રોધાયમાન્ મહર્ષિ દુર્વાસાનો ચક્ષુઃશ્રવા નામનો શિષ્ય સિંહનું આખું ચર્મ ઓઢી તપશ્ચર્યા કરતો હતો. જેથી કાનને સ્થળે કાન-આદિ સર્વ અવયવો બરાબર દેખાતા હતા. તેથી શિકાર શોધનારાઓએ ભૂલ કરી હતી; પરંતુ તેમાં કોઇનું ડહાપણ ચાલતું નથી, હરિ ઇચ્છા બળવાન્ હોવાથી તે પ્રમાણેજ બને છે. મનુષ્યનું ધાર્યું કાંઇ

પણ થતું નથી. ધૂમાડાથી અકળાઇને આંખ્યો ચોળતા ચોળતા ક્રોધાન્વિત થએલા મહર્ષિ ગુફામાંથી બહાર આવ્યા, અને સિંહ ચર્મ દૂર કરી સન્મુખ ઉભેલા પૃથિરાજને કહેવા લાગ્યા કે, અરે નરાધમ ! આ તે શું કર્યું ? તારી બુદ્ધિ કેમ ભ્રષ્ટ થઈ ગઇ ? તું કેમ છેક ગર્વાંધ થઇ ગયો છે ? તેં મારી તપશ્ચર્યામાં કેમ ભંગ કર્યો ? હું અનાથ તપસ્વી કોઇ પણ પ્રાણીને દુઃખ ન દેતાં એકાંત ગુફામાં બેસી તપશ્ચર્યા કરતો હતો, કે જે મારાં તપોબળનો દશાંસ ભાગ તો તને ઘારે ઘેર બેઠે મળ્યા કરતો હતો; છતાંપણ તેં વગર વિચારે પૂર્ણ તપાસ કર્યા વગર મારી તપશ્ચર્યાનો ભંગ કર્યો, તો તે ઉપરથી સ્પષ્ટએ નજ સમજાય છે કે, હવે તારા ઉપર દૈવ અનુકૂળ નથી. સર્વની ચડતી અને પડતી ચાલીજ આવે છે. તારૂં પુણ્ય પૂર્ણ થઇ રહેલું છે. હવે તું તારા પાપનું ફળ ભોગવ. હું તારા આ કૃત્યથી તને શાપ આપું છું કે, તારા હાથમાંથી હસ્તીનાપુરનું રાજ જશે. તારા વૈભવનો એક વર્ષમાં અંતઆવશે. અને તારા દુસ્મનોજ તારી આંખ્યો ફોડી નાખી તને આંધળો કરી કેદ કરશે. મહર્ષિના આવાં અત્યુગ્ર વચન શ્રવણેન્દ્રિય ઉપર આવતાંની સાથેજ પૃથિરાજ એકદમ ઘોડા ઉપરથી નીચે ઉતરીને મહર્ષિને પગે પડયો, અને શરણ આવેલો છું, માટે ક્ષમા કરો. એમ કહી માફ માગતાં પૃથિરાજે કહ્યું કે, આ કૃત્ય મેં જાણી જોઇને શુદ્ધબુદ્ધિથી કર્યું નથી, પરંતુ અંજાણપણે થઇ ગયું છે, માટે શાપ નિવારણ કરવો જોઇએ. પૃથિરાજનાં આ વચન શ્રવણ કરી મહર્ષિ ચક્ષુઃશ્રવાએ કહ્યું કે 'શાપનું નિવારણ તો થશેજ નહિ, પરંતુ તેં અંજાણપણાથી આ કૃત્ય કરેલું છે તો તને સૂચના આપું છું કે, હવે તારે જે તારૂં સાર્થક કરવું હોય તે કરી લે. શાપનો અમલ બાર માસ પછી થશે.

મહર્ષિનો શાપ થયા પછી પૃથિરાજ વિષય સુખમાં અત્યંત લીન થઇ ગયો. અને અહર્નિશ સંયુક્તાની સાથે આનન્દ કરવા લાગ્યો. મહાપ્રતાપી પાંડુકુળભૂષણ મહારાજા પરીક્ષિતને મહર્ષિએ માત્ર સાત દિવસનીજ અવધી શાપમાં આપી હતી, તેમાં તે વિચારવંત મહારાજાએ શ્રી ભાગીરથીને તટે શ્રી શુકમુનિના મુખારવિંદથી શ્રીમદ્ ભાગવતની સમાહ શ્રવણ કરી દેહનું સાર્થક કર્યું હતું; પરંતુ પૃથિરાજને એક વર્ષની અવધિ મળેલી હતી છતાં પણ તેણે દેહનું સાર્થક કર્યું નહિ, કારણ કે પૃથિરાજના મનોવિકાર હજુ શાન્ત થયા ન હતા, તેણે તો પોતાના જીવનમાં માત્ર શૃંગાર અને વીરરસનોજ સ્વાદ ચાખ્યો હતો. ધર્મ શું છે ? દેહનું કલ્યાણ શાથી થાય છે ? વૈરાગ્ય કોને કહે છે ? તેનો તો તેને સ્વપ્ને પણ વિચાર થયો ન હતો. તે તો રતિસુખનેજ આ જન્મનું સાર્થક અને મોક્ષદાતા સમજતો હતો. તેથી

તે મહાર્ષિનો શાપ શ્રવણ કરી તે દિવસથી બધું રાજકાજ તથા શિકા- રની ગમતનો પરિત્યાગ કરી માત્ર રતિસુખમાંજ પોતાનો કાળ ક્રમણ કરતો હતો. સંયુક્તા તેને અનુકૂળ તથા કામચતુર હતી. બન્ને રતિલોલુપ અને વિલાસી હતાં. સંયુકતાના આવ્યા પછી પૃથિરાજની બીજી રાણીઓનાં માન ઉતરી ગયાં હતાં, તેમજ કષ્ટ સાધ્ય વસ્તુ ઉપર મોહ વિશેષ રહે છે. તેથી પૃથિરાજ કોઇ દિવસે પણ અન્ય રાણીઓને ત્યાં ન જતાં હમેશાં રાત અને દિવસ સંયુક્તાનાજ મહેલમાં રહેવા લાગ્યો. આખી રાત્ર સંયુક્તાના મહેલમાં રમત ગમ્મતમાં કાઢી પ્રભાત થતાં સ્નાન કરી વસ્ત્રાલંકાર સજી કચેરીમાં જઇ અધિકારી વર્ગની સલામ લઇ અગત્યના કામ માટે હુકમ આપી પાછો તુરત અંતઃપુરમાં દાખલ થઇ જતો. તેને કચેરીમાં પણ વિશેષ વખત બેસવું ગમતું નહિ. આ પ્રમાણે હમેશાં એક વખત કચેરીમાં આવી જતો. આવો સંયુક્તાએ પોતાનામાં લુબ્ધ કરી મૂક્યો હતો; છતાંપણ પૃથિરાજ કચેરીમાં જતો, અને તેટલો સમય પોતાનાથી દૂર રહે તો તે વાત સંયુક્તાને રૂચી નહિ. સંયુક્તા નાયિકાભેદ, બાહ્યભોગ અને સુરતભોગ—આદિમાં બહુજ ચતુર હતી. અને તેમજ ચન્દ્રકળા સ્થાન, અષ્ટવિધ આલિંગન, સપ્તવિધિ, ચુમ્બન, પંચભાવ, અષ્ટાદશહાવ, અને ષડૃઋતુવિહાર—આદિ કોકશાસ્ત્રના ભેદોમાં તે ઘણીજ પ્રવીણ હતી; એટલુંજ નહિ પણ નૃત્યભેદ અને સંગી- તમાં તો તે એક્કી હતી. આવા આવા સંયુક્તાના અનેક ગુણોથી તેણે વીર પૃથિરાજને એવો તો પોતાના વશ્ય કરી લીધો કે, થોડા દિવસ પછી કચેરી થવી પણ બંધ થઇ ગઇ. સંયુક્તાનું સર્વ મન્ડળ પણ સર્વ બાબતમાં અનુકૂળ હતું અને સેવકજન પણ તેના રતિકાર્યમાં સહાયક થતાં રઘુવંશના કામીનાયક અગ્નિવર્ણના સમાન પૃથિરાજ પણ અંતઃપુરની પાળેલા પોપટ સમાન સંયુક્તાથી તેની છાયા જેટલો પણ દૂર જતો નહિ. સંયુક્તાએ પોતાના પિયરમાંથી જે સાતસો દાસીઓ આવેલી હતી તેના સાત ભાગ કરેલા હતા. એટલે કે સોસો દાસીની સાત ચોકી તેણે રાખી હતી. અને પૃથિરાજ તો સંયુક્તાને વશ્ય એવો થઇ ગયો હતો કે, તેણે રાજકાજ કરવાનું તથા પ્રધાનોને મળવાનું છોડી આપ્યું હતું, પોતાના માથા ઉપર ઘોરી જેવો પ્રબળ પરાક્રમી અને સાહસી શત્રુ ગાજી રહેલો છે તેનો પણ તેને જરા વિચાર થતો નહતો. ઘોરીની નાનાપ્રકારની ખટપટને માટે પ્રધાન મંડળનું વારમ્વાર આવવું થતાં તેઓને દોદીએથીજ પાછા વાળી મૂકવાની ગોઠવણ સંયુક્તાએ કરી રાખી હતી. અને જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ પૃથિરાજ સંયુક્તાના પ્રેમમાં મસ્ત થતો ગયો. પૃથિરાજે અંતપુર-

માંથી બહાર નિકળવુંજ બંધ કરી દીધું. રાજાનાં દર્શન બંધ થવાથી સામંતો અને પ્રધાન દોઢીએ જઇ દાસીદ્વારા સલામ કહેવરાવતા હતા, એટલે પેહેલી ચોકીવાળી બીજીને બીજી ત્રીજીને એમ ક્રમવાર સાતમીવાળી આવીને રાજાને જાહેર કરતી. અને વખતે અગત્યના કામસરની પ્રધાનની અરજ પણ દાસીદ્વારા રાજાને થતાં તેનો પ્રત્યુત્તર આપવામાં પણ કેટલોક સમય પૃથિરાજનો જતો હતો. તે વાત સંયુક્તાને ન રૂચતાં તેણે પ્રથમની ચોકીવાળી દાસીઓને બારોબાર જવાબ દઈ દેવાનો હુકમ કર્યો હતો. નાનાપ્રકારનાં આસવોનાં પાન, અને સાંગંધિક કામોદ્દીપક પદાર્થોનાં સેવનથી વીર પૃથિરાજ એવો તો સંયુક્તામાં લુબ્ધ બની ગયો કે તેને સૂર્ય ક્યારે ઉગે છે અને ક્યારે આથમે છે? તેની પણ ખબર પડતી નહિ. રાજ્યનું શું થશે? શાહબુદ્દીન ભારતવર્ષ લેવા ટાંપીજ રહેલો છે. રજપૂતોમાં સંપ નથી, તેઓ આપસ આપસમાં લડી નિર્બળ બની ગયા છે, આવા સમયમાં હું કેવી સ્થિતિમાં સપડાઇ ગયો છું તેનું પૃથિરાજને જરાપણ ભાન નહતું. આમ થવાથી રાજ્યમાં અંધાધુંધી થવા લાગી. ૭ માસ સુધી તો રાજાના ડરથી પ્રધાન મંડળ અને પ્રધાન મંડળના ડરથી રૈયત નિયમસર ચાલતી હતી, પણ હવે તે મર્યાદાનો ભંગ થયો. કોઇ કોઈની શેહ રાખે તેમ નહતું. પૃથિરાજ જેવો પ્રબળ પરાક્રમી જગદ્ વિખ્યાત નર પાળેલા પોપટના સમાન સ્થિતિમાં આવી પડતાં પ્રધાન મંડળે પણ જેના હાથમાં તેના મોંમાં એમ રાજ્યની મહેસૂલ ઓઇયાં કરી જવા માંડી. રૈયત ઉપર ત્રાસ થવા લાગ્યો. લુચ્ચા, લફંગાઓ, ચોર અને જુગારીનો દોર એકદમ વૃદ્ધિ પામ્યો. તેઓ યથેચ્છ વિચરવા લાગ્યા. કોણ કોને કહે. મહા અંધાધુંધી દિલ્લીમાં થઇ રહી. લશ્કરનાં મનુષ્યોને નિયમીત પગાર ન મળવાથી તેઓ પણ કંટાળીને નોકરી છોડીને ચાલતા થયા, પરંતુ હજુ રૈયત રામધર્મી હતી. શાહબુદ્દીન ઘોરી તો સમય મળતાં આગળજ વધતો આવતો હતો. તેથી રૈયતના કેટલાક સભ્ય ગૃહસ્થોએ પોતા તરફથી રાજાને અરજ કરવાનો નિશ્ચય કર્યો, પણ તે અરજ રાજાને પોહોચાડી શકે તેવું સાધન નહતું, એ કામ જો રાજ્યનાં જુનાં માણુસો ધારે તો કદાચ થઇ શકે તેમ સંભવ હોવાથી રાજ્યના જુનાં માણુસો કોણ કોણ છે, તે બાબતનો વિચાર કરતાં જણાયું કે. ચામુંડરાય દાહુલીરાય હમીર, ચંદ બારોટ અને રામગુરૂ પુરોહિત એ ચાર અવશેષ રહ્યા હતા. તેમાં ચામુંડરાય તો કેદમાં હતો, દયમાપ તેને કહી શકે તેવો હતો, તે તો રાજાના હાથથીજ મરણને શરણ થયેલો હતો. અને નાનાપ્રકારની નાની મોટી લડાઇમાં કેટલાક માર્યા ગયા હતા. ચંદ ભાટ રાજાને અસંત ભોગા-

સકત નિરખી તેને વિક્ષેપ પાડવાના કારણરૂપ થવાને નારાજ હતો. પ્રજાના અને વૃદ્ધરાજકીય મનુષ્યોના આગ્રહથી ચન્દ ભાટ અને હાહુલીરાય રાજાના સમીપ અરજ કરવાને જવા માટે તૈયાર થયા. તે સમય જો કે ચંદે સ્પષ્ટ કહ્યું હતું કે, હાલ એવી સ્થતિમાં રાજા આવી પડયો છે કે, આપણી અરજથી કાંઇ પણ શુકરવાર થનાર નથી, તોપણ રૈયતના દુરાગ્રહથી તેને પરાણે જવાની ફરજ પડી હતી. રાજાને સમસ્યાથી સમજાવવાને માટે ચન્દબારોટે નિચે પ્રમાણેની દ્વિઅર્થી કવિતા બનાવી હતી. અને તે કવિતાને એક પાનડાં ઉપર લખી રાજાને પોહોચાડવા દાસીને આપી, ચંદે ચિઠ્ઠીમાં લખ્યું હતું કે

'તું ગોરી પરરત્તિયં ।
अरु लाघर गोरीतक्किय ॥

'તું તો ગોરી-સ્ત્રી સાથે રતિસુખમાં પડેલો છે, પણ તારી પૃથિવીને ગોરી-સાહબુદ્દીન તાકે છે,' આ પ્રમાણે લખી ચંદબારોટે તે પત્રિકા રાજાને પોહોચાડવા માટે પેહેલી ચોકીની મુખ્ય દાસીને આપી. તે દાસી કાંઇ રાજાની ન હતી, તે તો સંયુક્તાની હતી. તેથી ક્રમવાર એટલે કે એક પછી એક એમ સાતમી દોઢીવાળી અંતઃપુરપાલિકા દાસીએ પૃથિરાજની નજર ચૂકાવી તે પત્રિકા સંયુક્તાને આપી. એટલે તે વાંચતાની સાથેજ સંયુક્તા ક્રોધિત થઇ ગઇ. અને છંછેડાયેલી કાળી નાગણના સમાન ઉષ્ણ નિશ્વાસ નાખવા લાગી, અને મનમાં ને મનમાં બળવા લાગી કે, 'અમે આ પ્રમાણે રતિસુખ ભોગવીએ છીએ, તેમાં વળી કામદેવનો શત્રુ ચિંતા ઉત્પન્ન કરનાર પત્રિકા લખવાવાળો કોણ છે?' એમ મનમાંજ કહી પૃથિરાજની નજર ચૂકાવી અર્થાત્ પૃથિરાજ તે ચિઠ્ઠી ન જોઇ શકે તેમ સંયુક્તાએ ચિઠ્ઠી ફાડી નાંખી. અને દાસીઓને આજ્ઞા કરી કે તેઓનું અપમાન કરી તેને છડીના પ્રહારથી મારીને અહિંથી કાઢી મૂકો. સંયુક્તાનો હુકમ થતાંની સાથેજ દાસીઓ તો સુવર્ણની છડીઓ લઇને દોડી, તેઓને દોડતી આવતી જોઇને ચંદ તથા હાહુલીરાય બન્ને તેના ભેદને સમજી ગયા. અને તેઓએ નાસવા માંડયું. પણ એટલામાં તો દાસીઓએ જઇને રાજ્યના સ્તંભરૂપ ચંદ અને હાહુલીરાયને એક એક બે બે પ્રહાર પણ કરી લીધા. તે સમય જો હાહુલીરાય અને ચંદ સામા થયા હોત, તો તે સાતસોને યમસદનમાંજ મોકલીજ આપત, પણ તેઓએ રજપૂત ધર્મ સંભાળી અબળા ઉપર હાથ ઉઠાવ્યોજ નહિ. ચંદ અને હાહુલીરાય નાસતાં નાસતાં દરવાજા પાસે પોહોચ્યા, એટલે હાહુલીરાયે દરવાજાનાં બન્ને દ્વાર ખેંચી લીધાં, અને પીઠ ઉપર લઇ ચંદને પણ પોતાની સમીપમાં લઇ લીધો. ચંદ અને હાહુલીરાય બન્ને નાસે છે,

પીઠ ઉપર દરવાજાનાં કમાડ છે, અને તે ઉપર દાસીઓ છડીથી પ્રહાર કરી રહી છે, એ દેખાવ તે સમય ખરેખર દિલ્હીમાં જોવાલાયક થઇ રહ્યો હતો, અને તેજ બનાવે એતે દિલ્હીનું રાજ્ય પાયમાલ કરી સદાને માટે યવનોના હાથમાં સોંપ્યું એમ કહેવામાં જરાપણ ભૂલ નથી. પોતાની દાસીઓ આજ્ઞાનો પૂરેપુરો અમલ કરે છે કે નહિ, તે જોવા માટે સંયુક્તા એક બારીમાં જઇને ઉભતાં તેનાથી જરા વાર પણ છેટો ન રહી શકનાર પૃથિરાજ પણ પોતાની પ્રિયાના સમીપમાં જઇને ઉભો. સંયુક્તા પોતાની આજ્ઞાનો અમલ કરતી દાસીને જોઇને હસી; એટલે તેને જોઇને પૃથિરાજ પણ હસ્યો. પૃથિરાજ આ બનાવ જોઈ દલગીર ન થતાં ઉલટો હસ્યો, એથી બળતામાં ઘીની આહૂતી આપવા જેવું થયું. એટલે કે દાસીઓએ અપમાન કર્યું તેથી તો હાહુલીરાય બળી ગયો હતો, તેમાં પૃથિરાજના હસવાથી ઘીની આહુતી આપવા જેવો પ્રકાર થયો, અને હાહુલીરાયનો મગજ ફરી ગયો. ચંદ તો મનમાંજ સમજી શાંત રહ્યો; પરંતુ હાહુલીરાયનાં આખા શરીરમાંથી અગ્નિની જ્વાળા નિકળવા લાગી, અને હાહુલીરાય આવેશથી બોલ્યો કે—'રાજાની બુદ્ધ વિપરીત થઇ ગઇ છે, અને તેથી તેનો વિનાશકાળ હવે સમીપ આવેલો છે. જો તેમ ન હોય તો તે આપણું અપમાન થતું જોઇને કદી પણ હસે નહિ; માટે હવે જો હું શુદ્ધ ક્ષત્રી પુત્ર હોઇશ ને રજપૂતાણીનેજ જો ધાવ્યો હોઇશ, તો તો હવે પૃથિરાજને સંયુક્તા સાથે વિશેષ વખત સુખ ભોગવવા નહિ દઊં. હવે દિલ્લી અને સંયુક્તા બન્ને વૈધવ્ય દશાને પ્રાપ્ત થયાં એમજ સમજજો. અરે ચંદબારોટ ! જો તારે મારી સાથે આવવા વિચાર હોય તો દિલ્હીનું અન્નજળ હરામ કરી મારી સાથે ચાલ. હવે વિલંબ ન કરશ.

ચંદ—હાહુલીરાય ! આપ સરખા રાજ્યના સ્તંભરૂપ ગણાતા આર્યવીરના મુખમાં આવા શબ્દો શોભા આપતા નથી. પૃથિરાજ, જો કે આપણું અપમાન થતું જોઇને હસ્યો હતો, તોપણ તેમાં તેનો દોષ નથી, તે કામથી પરાધીન હતો, સંયુક્તાના પ્રેમ પાશમાં સપડાયલો હતો, અને ગમે તેમ હોય તો પણ આપણનો તે રાજા છે, આજે તે હસ્યો તો કાલે તેને તે વાતનો ખ્યાલ થતાં અવશ્ય પશ્ચાતાપ થયા વગર રહેશે નહિ, માટે સાહસ કરવું છોડી આપો, હાલ તમોને પણ ક્રોધથી ભાન રહ્યું નથી, પણ જ્યારે તે તમારો ક્રોધ કાળે કરી શાન્ત થશે, ત્યારે તમને પણ તમારા હાલના વિચારો માટે ખેદ થયા વગર રહેશે નહિ.

હાહુલીરાય—ચન્દ ! તું તો ભાટ છે, જેથી આવાં કાયરનાં વચન બોલે છે. હવે ઠેકાણે આવવાની આશા આકાશ કુસુમવત્ છે, એ વખત

હવે જતો રહ્યો; કારણ કે રાજાને હવે પોતાના હિતાહિતની પણ ખબર નથી, તેતો સંયુક્તા પાછળ પ્રેમ ઘેલો બની ગયો છે, પણ આવી રીતે કામાંધ થવાનું વિપરીત ફળ તેને પ્રાપ્ત થવાનું છે, એ નક્કી સમજજો. મેં તો નિશ્ચય કરી રાખ્યો છે કે, તે સંયુક્તા નથી, પરંતુ ભારતવર્ષમાંથી આર્યરાજ્યની મૂર્તિમંત વિયોગતા છે; માટે હવે સારૂં થવાની આશા નિરર્થક છે.

ચંદ—આ બધી બાબતનો વિચાર હાલ કરવાનો આ સમય નથી. તેણે આપણુની જે પ્રથમ કદર બુઝેલી છે, લાડ લડાવેલાં છે, અને જેને માટે આપણે પણ સમય આવે પ્રાણ આપવા તત્પર થયેલા હતા, તે બધી બાબતનો જરા વિચાર કરો, સાહસ ન કરો, સાહસ કરવાથી ઉજ્જેનાધિપતિ મહારાજા ભર્તૃહરિને પણ અપરિમીત પશ્ચાતાપ થયો હતો, તેમ તમોને પણ તમારાં કૃત્યથી તમારા જીવનમાં કદિ પણ નહિ થયેલો એવો પશ્ચાતાપ થયા વગર રહેશેજ નહિ. તમારે શામધર્મ તરફ જોવાનું છે. તમારૂં કે મારૂં ધાર્યું કામ આવનાર નથી, દૈવે જે ધાર્યું હશે તેજ થશે. ભાવી પાસે કોઇનું પણ ડહાપણ ચાલતું નથી, માટે મારી તો એ સંમતિ છે કે, આ કામનું કદિ પણ ન ધોવાય એવું કલંક તમારે લેવું જોઇતું નથી.

હાહુલીરાય—ચન્દ ! આપણુને પ્રથમ રાજાએ લાડ લડાવેલાં તે તમારૂં કહેવું અક્ષરસઃ ખરૂં છે, પણ તે સમયે આપણે પણ મસ્તક હાથમાં લઇ પ્રાણની કે કુટુંબની જરાપણ દરકાર ન રાખતાં લાખો દુશ્મનોના વચમાં લડી વિજય અપાવેલ છે, અને હજુ પણ હું આવું કૃત્ય કદિ પણ કરત નહિ. રાજ્યનું અને રાજાનું હિત જાળવવું એ આપણું અગત્યનું કર્તવ્ય કર્મ છે એ હું સારી રીતે જાણુંછું; પરંતુ આપણી દાસીઓ દ્વારા થતી દુર્દશા જોઇને રાજા હસ્યો, તે મને બહુજ માઠું લાગ્યું છે, અને તેથી મારા હૃદયમાં ક્રોધરૂપી અગ્નિ પ્રજ્વલિત થઇ રહેલો છે. ને જ્યારે હું તેને પાયમાલ કરીશ, ત્યારેજ તે મારો ક્રોધરૂપી અગ્નિ શાન્ત થશે. જે રાજા આપણા બાહુબળ ઉપર પોતાનું રાજ્ય અને કીર્તિ સમજતો હતો, તેજ હવે આપણુને આવા તુચ્છ ગિણુતા સમજે, તો તેવાની પાસે રહેવું એ રહેવાને પણ ધિક્કાર છે. માટે મારો તો દૃઢ નિશ્ચય છે કે હવે આ દેહે તો દિલ્લીમાં રહી પૃથિરાજની નોકરી કરવી નથી. જેથી હું તો અવશ્ય ગિજની ગયા વગર રહીશજ નહિ.

ચંદ—આ બધું તમો ક્રોધાવેશથીજ બોલો છો, હજુ પણ મારાં વચનોનો વિચાર કરો. હજુ હાથમાં બાજી છે. હજુ કાંઇ બગડી ગયું નથી, પરંતુ જો હાથમાંથી બાજી જતી રહી, તો બહુજ ભુંડુ કહેવાશે. અને તમોને

તમારાં કૃત્યનો પશ્ચાતાપ થશે ! તમારા પ્રત્યે લોકો પણ તિરસ્કારની નજરે નિહાળી તમોને દેશદ્રોહી કહેશે, માટે આ કામમાં હું તો અનુમોદન આપતોજ નથી. અરે ! હજુ જરા વિચાર કરો. માતૃભૂમી માટે જરા સમજો. ક્રોધને શાન્ત કરો. છેક અવિચારી ન થાઓ. માતૃભૂમિને વૈધવ્ય સ્વહસ્તે ન આપો, તો સારૂં છે. પછી તમારી મરજી.

હાહુલીરાય—તું તો ભાટ છે, જેથી કાયરના સરખાં વચન બોલે છે. તમારે તો માત્ર જીહ્વામાંજ શૂરાતન રહેલું છે. તમારા શરીરમાં શૂરાતન નથી. માટે તમે ખુશીથી અહિં પડયા પડયા સડયા કરો. દાસીઓના હુંકારા તુંકારા સહીને છડીઓના માર ખાધા કરો. મારાથી તો આ વાત સહન થઈ શકનારજ નથી, અને હું અહિં રહી આવી સ્થિતિમાં જીવન પણ ગાળનાર નથી. મેં તો મારા મનમાં ચોકસ નિશ્ચય કરી લીધેલો છે કે—જ્યાં સુધી સંયુક્તાનો ચૂડો ભંગાવ્યો નથી, ત્યાં સુધી દિલ્લીનું પાણી હરામ છે. ચન્દે તેને ઘણી રીતે સમજાવ્યો, પણ તે એકનો બે થયોજ નહિ. ત્યાર પછી તેને રાજગુરૂ પુરોહિતે પણ બહુ સમજાવ્યો; પરંતુ અપમાનથી ઉત્પન્ન થયેલો તેનો ક્રોધ શાન્ત થયોજ નહિ. તેણે કહ્યું કે—હે ચન્દ ! પ્રજાને માટે રાજા છે; પણ રાજાને માટે પ્રજા નથી. જે પ્રજાનું ન્યાયપૂર્વક પાલન કરે છે, તેજ રાજા રાજ્ય કરવાને યોગ્ય છે. પ્રજાના તરફથી આપણે ફરિયાદ લઈને ગયા તો કેવા તિરસ્કારને પામ્યા ? તેનો તો જરા વિચાર કરો. મેં તો મારા મનમાં ચોકસ નિશ્ચય કરી લીધો છે કે, આજ રાત્રે દિલ્લીમાં રહીશ નહિ. હું તો અહિંથી જઈને શત્રુને મળીશ. પ્રજાના કલ્યાણાર્થે રાજાનો શત્રુ થઈશ, અને અપમાનનું અવશ્ય વૈર લઈશ. રાજા રાણીને માટે જે યુદ્ધ થયું હતું, તેમાં ખાધેલા મારા શરીર ઉપરના ઘા હજુ સુધી રૂઝાયા ન હતા, તેમાં રાણીએ લુણ નાખ્યું; માટે હવે તેના રાજ્યમાં રહેવું એ અન્યાય છે. ચન્દ અને રાજગુરૂ પુરોહિત સમજાવી સમજાવીને થાકયા, પરંતુ હાહુલીરાયે માન્યુંજ નહિ તે તો પોતાનો ઘોડો લઈને ગજનીના તરફ વિદાય થયો, અને દિલ્લીના મનુષ્યોને વિશેષ ચિન્તા ઉત્પન્ન થઈ.

દિલ્લીની અવનતિનો પ્રારંભ થઈ ચૂકયો; જો કે જ્યારથી પૃથિરાજ સંયુક્તાના પ્રેમપાસમાં સપડાઈને કચેરી કરતો નહતો; ત્યારથીજ દિલ્લી ડામાડોળ થઈ રહેલું હતું. અને તેમાં હાહુલીરાય હમીર જેવો પ્રબળ સામંત ઉપર મુજબની ઉગ્ર પ્રતિજ્ઞા કરી નાશી ગયો, ત્યારથી લોકોમાં નાના પ્રકારની વાતો થવા લાગી. કેટલાક તો પૃથિરાજના રાજ્ય વિષેની ચિંતામાં પડયા. અને કેટલાકે તો તેના જીવનની પણ આશા છોડી દીધી, પણ કોની માએ

ચત્રાશેર સુંઠ ખાધી હોય કે તે હાહુલીરાયની ઉગ્ર પ્રતિજ્ઞાની વાર્ત્તા રાજાને જઇને કહી શકે. સંયુક્તાના સખ્ત બંદોબસ્ત પાસે સર્વે નિરૂપાય હતા. રાજ્યના ઉપયોગી સરદારો તો સંયુક્તાના ભોગમાં રાઠોડાધિપતિ જયચન્દ્ર સાથેની લ-ડાઇમાં કામ આવી ગયા હતા, બાકી જે આંગળીનાં વેઢા ઉપર ગણી શકાય તેવા હતા, તેવાઓ દિલ્હીની દુર્દશા જોવાનો પોતાને સમય ન આવે એવું ધારી વાનપ્રસ્થાશ્રમ ધારણ કરી અરણ્યમાં ચાલી નિકળ્યા. અને શહેરના લોકો દિલ્હીની સ્થાપનાના સમયમાં જ્યોતિષીનાં વચનનું સ્મરણ કરવા લાગ્યા. અને કેટલાક લુચ્ચા, ચોર—આદિ બદમાસો એમ પણ કહેવા લાગ્યા કે, 'જો પાંચ, દશ કે પંદર વર્ષમાં એકાદ બેવાર રાજ્યની ઉલટપાલટ ન થાય તો પછી અમો અમારૂં જીવન શી રીતે ગાળી શકીયે? ગૃહસ્થોનાં તો કલેજાં ધડકવા લાગ્યાં, તેઓને તો રાત્રે નિદ્રા પણ હરામ જેવી થઈ પડી, અને તેઓ તો ધન, માલ અને ઘરબારનો ત્યાગ કરી પોતપોતાની સ્ત્રીઓને લઇને બહાર ના-સવા લાગ્યા. બ્રાહ્મણો અને મન્દિરોના પુજારીઓ અનુષ્ઠાન કરવા લાગ્યા. કોઇ કોઇ તો શત્રુના વિધ્વંશનો મંત્ર જપવા લાગ્યા. કોઇ પણ મનુષ્ય દેશ અને પ્રજાની સ્થિતિનું વર્ણન રાજાને કહી શકે તેવો નહતો. જ્યારે રાજાના માનીતા ચંદ બારોટનું અપમાન થયું, તો બીજાની શી તાકાત છે? કે તે રાજાની પાસે જઇ પણ શકે. સર્વે કોઇ બનનાર હશે, તે બનશે એમ કહી કહીને પોતપોતાના કામમાં તત્પર થયાં.

પૃથિરાજને આ સ્થિતિ કહેવામાં અસમર્થ થયેલો ચન્દ, સમરસિંહ પાસે ગયો, અને તેણે ત્યાં જઇને રાજાની બેદરકારીની અને રાજ્યની અ-વ્યવસ્થાનો એવો તો કરૂણાજનક ચિતાર આપ્યો કે, રાણો સમરસિંહ તે શ્રવણ કરી બહુજ ખેદ પામ્યો. ચંદબારોટે સમરસિંહને દિલ્હી પધારવા માટે પ્રાર્થના કરતાં રાણાજીએ કહ્યું કે, ચન્દ! તમે જાઓ, અને હું તેર-હજાર વીણી કાઢેલા રજપૂતોને સાથે લેઇને દિલ્લીનું સંરક્ષણ કરવા માટે આવુંછું. અને જે પ્રકારે હાહુલીરાય ચાલ્યો ગયો તેમ બીજો કોઇ દિલ્લીમાંથી જવા ન પામે, તેનો બંદોબસ્ત રાખજો, અને મને વખતોવખત રાજ્યના સ-માચાર આપતા રહેજો. આ પ્રમાણે સમરસિંહરાણાએ ચન્દબારોટને કહીને તેને પ્રસન્ન કરી દિલ્લી મોકલ્યો.

હાહુલીરાય ગજની જઇ પોહોચ્યો. અને શાહબુદીનઘોરીને સલામ કરી દિલ્લીપર આક્રમણ કરવાને સમજાવ્યો; પરંતુ શાહાબુદીનને તો વીરપૃથિરા-જના ઘા વીતેલા હતા, તેથી તે એકદમ પોતાના પ્રબળ પરાક્રમી શત્રુના મનુષ્યના બોલવા ઉપર વિશ્વાસ શી રીતે રાખી શકે! શાહને વિચારવમ-

જમાં ગોથાં ખાતો જોઈ હાહુલીરાય બોલ્યો કે, જહાંપનાંહ ! આ સમય વિચાર કરવા જેવો નથી. આપને સાત વખત બાંધીને છોડી દીધા છે, એટલે આપ તેના નામથી દહેશત ખાઓછો; પરંતુ હવે તે સમય નથી. આપ જાણુતાજ હશો કે પોતાના રાજ્યના સ્તંભરૂપ વિચક્ષણુ પ્રધાન કયમાસને તો પૃથિરાજે પોતેજ પોતાને હાથે મારી નાખ્યો છે. મહા બળવાન ચામુંડરાયને હાથે બેડી નાખી છે, જેથી તેણે તો હાથમાં લોઢું પકડવાની સખ્ત પ્રતિજ્ઞા કરી છે. સંજમરાય મહોબાની લડાઈમાં કામ આવી ગયેલા છે. અને કન્હ, લંગરીરાય, ચંદપુંડિર, જામજાદવ, ગોવિંદરાવ ગહેલોત અને આતતાઇ ચહુઆણુ—આદિ વીરનરો કનોજની લડાઇમાં કામ આવી ગયા છે. બાકી હું, ચંદબારોટ અને રામગુરૂ પુરોહિત એ ત્રણુ અવશેષ રહેલા છીએ. તેમાં હું તો આપની હજુરમાં આવ્યોછું. બાકી બે ભાટ ને બ્રાહ્મણુથી તો શું થવાનું છે, તે તો પોતે પણુ ભાગે ને બીજાને પણુ ભગાવે. લડાઇ કરવાનું કામ તેઓનું નથી; માટે હવે ત્વરાથી તત્પર થાઓ. વિલમ્બ ન કરો. માત્ર દિલ્હી સુધી પહોચવાનીજ હવે તો વાર છે. આ પ્રમાણે સર્વે હકીકત કહ્યા છતાં પણુ જેના સખ્ત સપાટા શાહને લાગ્યા હતા, અને જેના ઘા હજુ પુરેપુરા રૂઝાયા નહતા, એવા શાહે પોતાના ગુપ્ત બાતમીદારોદ્વારા ખાત્રી કરીને પછીથી દિલ્લી ઉપર ચડાઇ કરવાનો ચોક્કસ નિશ્ચય કર્યો. એટલે તો પૃથિરાજનું વૈર લેવાને તત્પર થઇ રહેલા હાહુલીરાયને પુનઃ શાહને રજપૂત રાજ્યોની કુસંપને લીધે થયેલી નિર્બળ સ્થિતિ, એક બીજામાં થયેલું પ્રબળ વૈર અને વીર પૃથિરાજની વિષયાસક્તિ—આદિનું વર્ણન કર્યું અને કહ્યું કે, દિલ્હી જીતવાનો આ સમય છે; માટે આ સમય હાથથી જવા દેવો જોઇતો નથી. શાહ તો એવા અવસરની વાટ જોતોજ હતો. હાહુલીરાયનાં વચનથી અને બાતમીદારો દ્વારા ખબર થતાં ચોક્કસ ખાત્રી થવાથી શાહે એક મોટી સેનાને એકત્ર કરી, હાહુલીરાયને સાથે રાખી રજપૂતો સાથે યુદ્ધ કરવાની રીતિથી મુસલમાન સિપાઇઓને સારી રીતે જાણીતા કર્યા. વખતને વ્યર્થ જવા આપે તેવો શાહબુદ્દીનન હતો. પૃથિરાજના ફુટેલાં માણુસોને પોતાના વશમાં રાખી ત્રીશ હજાર ધર્માંધ મુસલમાનો કે જેઓ હિન્દુઓને મારવામાં આતુર હતા અને હિંદુઓને મારવામાંજ ધર્મ સમજતા હતા, તથા ત્રણુ વખત બંદગી કરનારા હતા એવા ઝનુની સિપાઇઓને સાથે લઇને શાહે ગજનીનો ત્યાગ કર્યો. શાહે એવો તો ઉત્તમ પ્રબંધ કરેલો હતો કે,–તે જેમ જેમ કૂચ કરતો ગયો, તેમ તેમ તેને દિલ્લીની તરફના સમાચાર મળતા ગયા. જે જે સમાચાર દિલ્લી તરફના

પોતાને મળતા હતા, તે તે સમાચાર પોતે સંધ્યા સમય હાહુલીરાયને કહી તેની સમંતિ લેતો હતો. અને પોતાના મનનું બરાબર સમાધાન થયા પછીજ લશ્કરને આગળ કૂચ કરવાની આજ્ઞા આપતો હતો; પરંતુ તે કપટથી બ-હુજ કરતો હતો.

શાહબુદ્દીન ઘોરી મોટી સેના લઇને આવે છે, એ સમાચાર દિલ્લી, કનોજ અને રજપૂતાનામાં પોહોચતાં સર્વે લોકો પરસ્પર કહેવા લાગ્યા કે– ‘હવે આર્ય રાજાઓનું રાજ્ય સદાને માટે ચાલ્યું જશે.’ દેશમાં સર્વત્ર તેજ ચર્ચા થવા લાગી. ઠગ અને લૂટારાઓ પ્રજા ઉપર અન્યાય કરવા લાગ્યા. અન્યાયનું જોર વૃદ્ધિ પામતાં થોડાજ દિવસમાં શહેરમાંથી અર્દ્ધ વસ્તી તો જતી રહી. આટલો બધો ઉત્પાત થયા છતાં પણ પૃથિરાજને તેના કંઇ પણ સમાચાર થયા નહતા. તે તો કેવળ સંયુક્તાની પ્રીતિ, આસવનાં પાન, ધાતુપુષ્ટ ભોજન અને કામવૃદ્ધિના ઉપચારોમાંજ લીન રહેતો હતો. સ્ત્રિયો વગર કોઇપણ પુરૂષ તેના મુખને પણ જોવા પામતો નહતો. પૃથિરાજ વિ-ષય લંપટ થઇ જવાથી તેને રાત કે દિવસનું પણ ભાન નથી. હાહુલીરાયનું અપમાન થવાથી તે તો દિલ્લીનો નાશ કરાવવાની પ્રતિજ્ઞા કરી ગજની ગયો છે. દિલ્લીમાં તીર કે તલવાર ઉપાડે એવું કોઇ પણ માણસ નથી. અને શાહબુદ્દીન ઘોરી ચડી આવે છે, એ વાતના સમાચાર વીર પૃથિરાજના બ-નેવી ચિતોડાધિપતિ મહા પરાક્રમી રાણા સમરસિંહને થતાં તે તેર હજાર રજપૂતોની સેના લઇ પૃથિરાજની મદદે દિલ્લીમાં આવ્યો, પરંતુ દિલ્લીમાં તો એવું અંધેર ચાલતું હતું કે ‘શેઠ આવ્યા તો નાખો વખારે’ તેના જેવો ઘાટ થયો. કોનાં ધડ ઉપર બે માથાં હોય કે તે પૃથિરાજને ખબર આપે. અને સંયુક્તાથી જરાવાર પણ જૂદો પાડે. સમરસિંહ તો દિલ્લીના બાહાર પોતાના તંબુ નાખીને પડયો હતો. સમરસિંહ રાણો કેટલાક દિવસ સુધી એમને એમ બાહાર તંબુ નાખીને પડી રહ્યો, પણ કોઇની પૃથિરાજને ચે-તવવાની હિમ્મત ચાલીજ નહિ. પૃથિરાજ જેવા જગદ્ વિખ્યાત વીરની આવી શોચનીય સ્થિતિ જોઇને રાણાને અત્યંત શોચ થયો, અને તેણે વિચાર કર્યો કે, અહોહો ! પરમાત્માની કેવી વિચિત્ર ગતિ છે ? કે જે પૃ-થિરાજે બાળ સૂર્યના સમાન તુર્કરૂપી તિમિરનો ઘણીવાર પરાજય કરેલો, અને જે પૃથિરાજ બળ અને બુદ્ધિમાં પ્રશંસા કરવા યોગ્ય, નીતિમાં કુશળ, અને નારીઓમાં પણ નીતિપૂર્વક વર્ત્તવાવાળો હતો. તે પૃથિરાજની દૈવે આજ આવી ગતિ બનાવી દીધી. ખરૂં છે કે **‘વિનાશકાલે વિપરીત બુદ્ધિઃ’** જે રાજાએ વિદ્યાની વૃદ્ધિ કરી નથી અને જે રાજાએ જ્ઞાનરૂપી

ખડ્ગ દ્વારા કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મૃગયા, દ્યૂત અને નારી સેવન-આદિ કુકર્મોની સેનાને ચિત્તથી નસાડી નથી, અને સત્ય, શૌર્ય વીર્ય, દાતા-રપણું તથા કૃપાળુંપણું રાખ્યું નથી, તે અવશ્ય ત્વરાથી પોતાનોજ નાશ કરે છે.

આ પ્રમાણેના વિચારો સમરસિંહ રાણાના મનમંન્દિરમાં થઇ રહેલા હતા, એટલામાં ચંદ બરદાઈ આવ્યો; એટલે સમરસિંહરાવળે તેનું યથાયો-ગ્ય સન્માન કર્યું, અને ચંદે નિચે પ્રમાણે આશીર્વાદ આપ્યો.

## पद्धरी छन्द.

चीतोर राइ काइम्म कीन, खुम्मान पाट पग अचल दीन ।
मेरु गिरिसरिस चीतोर मानी, किरनाल तेज बड्डेखुमान ॥
जयचंद समह जिन युद्ध कीन, मानो किउरगजनु मोर पंन ।
कलंकियां राई केदारराय, कवि देत विरद मन उमङ्गचाय ॥
पापियांराइ प्रागबट समान, कप्पन दरिद्र करतार जान ।
हित्यार राइ कासी अभङ्ग, यदुआनराइ गङ्गा उतङ्ग ॥
सुलतान मल्न बन्धन समोष, हिन्दू न राइ टालन्न दोष ।
उज्जैन राइ बन्धन समत्थ, आचार राइ जुष्ट रहपत्थ ॥
भमिङ्ग राइ भंजन सुखेत, जसलजोधवल्ल राजिंद जैत ।
रिन थम्भराइ सिर उण्डकीन, अब्बु आराइ गढ लेइ दीन ॥
उत्थापराय थापन समत्थ, सौंपन सरीर पृथिराज सत्थ ।
दक्खनी साह भंजन अलग्ग, चन्देरि लिद्ध किय नाम जग्ग ॥

આ પ્રમાણે પ્રશંસા કરી ચંદે કહ્યું કે,-' મહારાજા રાણા સાહેબ! ' તમારો સાળો પૃથિરાજ તો આપના પધારવાની વાતને જાણતો પણ નથી; માટે હવે કંઇપણ યુક્તિ આપ કૃપા કરીને કરો કે તેના કાન ઉઘડે. પ્રજા નાશી જાય છે, અને દિલ્લીનું સર્વસ્વ લૂટાઇ જાય છે; માટે આપ સત્વર તેને મળો, નહિ તો શાહ ઓચિંતો આવી છાપો મારશે, અને શૂરવીર ચ-હુઆણ વિષયાસક્ત હાથીના સમાન પકડાઇ જશે. સમરસિંહે એક ચિઠ્ઠી લખી પોતાના પોપટને આપી, કે તે પોપટ જઇને પૃથિરાજના ખોળામાં નાખે. રાજ્ય ઘરમાં રહેલો પોપટ ઘણોજ ચતુર હતો; તેથી તે સમરસિંહની આ-પેલી ચિઠ્ઠી લઇને સંયુક્તાના મહેલમાં ગયો. તે સમય રાજા રાણી જળક્રીડા કરી રહેલાં હતાં. તેથી તે પોપટ થોડીવાર ઝરૂખા ઉપર બેઠો. ત્યાર પછી જ્યારે રાણી જળ વિહારથી તૃપ્ત થઇને બાહર નિકળી, અને વસ્ત્રાભૂષણ-આદિ બદ-લવા લાગી, ત્યારે તે ચતુર પોપટે સમરસિંહજીની આપેલી પત્રિકા પૃથિરાજને

આપી. રાણી દૂર હતી એટલામાં તો પૃથિરાજે ચીઠ્ઠી વાંચી લીધી. વિષય ભોગ પછી જે વૈરાગ્ય આવે છે, તે વૈરાગ્ય આ વખતે પૃથિરાજને આવેલો હતો; એટલામાં તે ચિઠ્ઠીમાં લખેલાં સમરસિંહજીનાં તીવ્રવચનોને વાંચીને તેને ભોગ ઉપર તિરસ્કાર છુટયો. સંયુક્તા પણ મુખના ભાવને જાણી ગઇ કે હવે આડુંઅવળું સમજાવી શકાય તેમ નથી તેથી સમયાનુસાર વચન બોલી કે,–જીવનહાર ! શું છે ? કેમ ઉદાસ જણાઓ છો ? ચિઠ્ઠીમાં 'કાંઇ ખરાબ ખબર તો નથી, આજ બે ત્રણ દીવસ થયા. સમરસિંહજી પધારેલ છે, પરંતુ મને-કોઇએ પણ સમાચાર ન આપ્યા, કેવું અંધેર ચાલે છે ! ' રાજા ક્રોધયમાન્ થઇ ગયો. સિંહનું બાળક ગમે તે રીતે રોકી રાખવામાં આવે તો પણ મેઘની ગર્જના શ્રવણ થતાંની સાથેજ તે ક્રોધિત થઇ જાયછે, તેમાં કાંઇ પણ નવાઇ નથી. રાજા વસ્ત્ર પેહેરી તુરતજ બહાર નિકળ્યો, અને મહા ધામધૂમથી ઉત્સાહ પૂર્વક સમરસિંહજીના સન્મુખ ગયો. સમરસિંહજીએ તેને મળીને કેટલોક ઠપકો આપ્યો, પણ પૃથિરાજ વિનયપૂર્વક તે સાંભળી રહ્યો, અને ત્યાર પછી તે બન્ને વીરોએ શાહના સામે યુદ્ધ કરવાની તૈયારીનો આરંભ કર્યો. દિલ્હીમાં સમરસિંહજીનું પધારવું એ એક મહોત્સવ થઇ પડયો હતો; કારણ કે તેમનાજ પધારવાથી આજે બાર મહિને લોકોને પોતાના ધણીનાં દર્શનનો અલભ્યલાભ પ્રાપ્ત થયો હતો. પૃથિરાજ તથા સમરસિંહજી કચેરીમાં સાથે બેઠેલા નિરખી પ્રજાના આનંદની સીમા ન રહી,

રાજની અવ્યવસ્થા, મુખ્ય મુખ્ય મનુષ્યોનું દિલ્લીમાંથી ચાલ્યું જવું અને શાહની ચડાઇ–આદિનું વૃત્તાંત શ્રવણ કરી સંયુક્તાને પણ ઘણોજ પશ્ચાત્તાપ થયો. તેને પણ પોતાની અત્યાસક્તિને લીધે લજ્જા અને રાજ્યની દુર્દશાને માટે શોક થયો. થનાર ભાવિ મનુષ્યને ભય દેખાડે છે," તે પ્રમાણેજ સંયુક્તાનું મન સતિ થવા તરફજ પ્રેરિત થવા લાગ્યું. રમ્ય પદાર્થો તેને અરમ્ય જણાવા લાગ્યા. તે રાત્રે પતિને મળ્યા છતાં પણ ઉદાસ રહેતી હતી. જો કે વીર પૃથિરાજ તેને પ્રસન્ન રાખવા માટે નાના પ્રકારનાં યત્ન કરતો હતો; પરંતુ તે તો ચહુઆણુને રાજ્ય સંરક્ષણ માટે સમરસિંહજી સાથે રહીને શ્રમ કરવાનુંજ કહ્યા કરતી હતી. એક વખત મહારાણી ઇચ્છનકુમારીની પાસે પણ સંયુક્તાએ રૂદન કરીને કહ્યું હતું કે–'મોટી બ્હેન ! મારો વાંક નથી. રાજ્યની વ્યવસ્થા બરાબર રાખવામાં આપણે શું સમજીએ ? મેં તેમને અંતઃપુરમાં રોકી રાખ્યા નહતા. હું તો પુનઃ પુનઃ તેમને કહ્યા કરતી કે, તમે દરબારમાં પધારો, પરંતુ જે બનનાર છે, તે શી રીતે મટે ? હું તેના ઉપર અને તે મારા ઉપર એટલા બધા મોહિત થઇ ગયા હતા કે, અમોને

રાત દિવસનું પણ ભાન નહતું. હાય! હવે શું થશે? શું હુંજ દિલ્હીની દુ-ર્દશાનું કારણ થઇ? મહારાણી ઇચ્છિનકુમારીએ તેને નાનાપ્રકારે સમજાવી, પરંતુ તેને જરા પણ ધિરજ ન મળી, તેનું મન શાંત થયું નહિ. તે જ્યારે જ્યારે પૃથિરાજને મળતી ત્યારે ત્યારે 'યુદ્ધ માટે શું બંદોબસ્ત કર્યો?' એજ પૂછ્યા કરતી હતી. રાણી સંયુક્તાને અપરિમિત ખેદ થયો, પરંતુ તે સર્વ હવે 'રાંડ્યા પછીના ડહાપણ' જેવું હતું. શાહ તો મોટી સેના લઇ આગળ વધતો ચાલ્યોજ આવતો હતો.



# પ્રકરણ ૧૯ મું.

## મહાયુદ્ધ-દિલ્હીપતન.

आपसमें फूटे कछू, काहुको भलो नहोत.



ચિત્તોડાધિપતિ મહારાણા શ્રી સમરસિંહજીની સાથે રહીને વીર પૃથિરાજે ભારતવર્ષના સમસ્ત રાજાઓને સહાયતા આપવા માટે વિનતિ પત્ર મોકલ્યા. રજપૂતસ્તાન, મેવાડ, મારવાડ, કચ્છ અને સૌરાષ્ટ સાથે ગુજરાત-આદિના રાજા પોતપોતાની સેના લઇને દિલ્લીમાં આવ્યા. હિન્દુઓનું અગણિત સૈન્ય દિલ્લીમાં એકત્ર થયું, પરંતુ તેમાં ખરેખરા શૂરવીરોની તો ન્યુનતાજ હતી. આપસ આપસનાં યુદ્ધોમાં શૂરવીરો કામ આવી ગયા હતા, અને મુસલમાનોના સામે યુદ્ધ કરવાને માટે જે સેના અવશેષ રહી હતી, તે માત્ર નામનીજ હતી, એટલે કે તે યુદ્ધમાં પરાક્રમ દર્શાવી શકે તેવા નહતી, માત્ર હથિયાર પકડીને ઓડાંરૂપે ઉભી રહેનારાજ યોદ્ધાઓ હતા. આ પ્રમાણે કેવળ શૂરવીરોનીજ ખોટ હતી, એમ નહતું પરંતુ યુદ્ધના ગ્યાતા રથિયોની અને રાજનીતિને જાણવાવાળા પંડિતોની પણ ખોટ હતી. મિથ્યા વાર્ત્તાલાપ કરનારા અને લાકડાની તલવારે રણમાં ઘુમ્યાનો યશ લેવાની આકાંક્ષાવાળા રાજાઓ અને યોદ્ધાઓ પૃથિરાજના વાવટા તળે એકત્ર થયા હતા. તે આવેલા રાજાઓ અને યોદ્ધાઓને છેક નિર્માલ્ય જોઇને મહારાણો સમરસિંહજી મનમાંને મનમાં દિલગીર થયા, પરંતુ કોઇની પાસે પોતાના મનનો ભેદ પ્રકટ કર્યોજ નહિ. તે તો મનમાં સમજીજ ગયા કે, હવે ભારતવર્ષમાં મ્લેચ્છોનો અધિકાર થશે એમ વિચાર કરી ઉષ્ણ નિઃશ્વાસ મૂક્યો. અને તેણે પોતાના કલ્યાણકુંવરને યુદ્ધમાં સામેલ કર્યો. અને પૃથિરાજ સમસ્ત રાજાઓને લઇને કાગર નદીના કિનારા સુધી શાહ સામે યુદ્ધ કરવાને આગળ વધ્યો, જ્યારે પૃથિરાજે યુદ્ધમાં જવા માટે સંયુક્તા પાસે વિદાયગીરી માગી, ત્યારે સંયુક્તા મનમાં બહુજ દુઃખ પામી, તેને મનમાં ચોકસ નિશ્ચય થઇ ગયો હતો કે, હવે રાજા યુદ્ધમાં વિજય મેળવીને પાછો આવશે નહિ. સંયુક્તાને ખિન્ન જોઇને પૃથિરાજે પોતાને રાત્રે જે સ્વપ્ન આવ્યું હતું, તે સંયુક્તાને કહી દેખાડ્યું કે,-"પ્યારી ! આજ રાત્રે

હું ભર ઊંઘમાં હતો, તે સમય એક સ્વરૂપમાન રંભાએ અચાનક આવીને મારો હાથ પકડ્યો. અને પછી તેણે તારા ઉપર ધસારો કર્યો. એટલે તું તેના પંઝામાંથી મુક્ત થવાને પરિશ્રમ કરી રહી હતી, એટલામાં તો એક જબરો મદોન્મત્ત ભયંકર હાથી મારા ઉપર પડ્યો; એટલામાં તો મારી ઉંઘ ઉડી ગઇ ! રંભા ને હાથી કોણ જાણે કયાં જતાં રહ્યાં ! મારી છાતી ધડકવા લાગી. અને મારા મુખમાંથી "હરહર" એ શબ્દોનો ઉચ્ચાર થયો. આનું શું પરીણામ આવશે તેતો ઇશ્વર જાણે. કારણકે ઇશ્વરની ગહનગતિ છે. તેના ઘરની કોઇને ગમ પડતી નથી. પૃથિરાજનાં આ વચનો શ્રવણ કરી સંયુક્તા બોલી કે, મારા પ્રાણેશનો વિજય થાઓ. તેને યશ પ્રાપ્ત થાઓ. અહો ચહુઆણ કુળભાણ ! કીર્ત્તિ અને સુખનો જેટલો સ્વાદ આપે અનુભવ્યો છે, તેટલો બીજો કોણ અનુભવી શકે તેમ છે? મરણ એ તો નકીજ છે અને તે કેવળ મનુષ્યને માટેજ છે એમ નથી, એતો દેવતાઓ માટે પણ નિર્માણ થઈ ચુકયું છે. જુનું વસ્ત્ર ત્યજી દેવાનું સર્વેને મન થાય છે, તેમ જાણે દેહ ત્યાગવાનું જીવને પણ મન થાય છે, પરંતુ ઈજ્જત ભર જે મરણ થાય તે મરણ નથી પણ અમરપણુંજ છે. આપ સ્વપ્નના વિચારનો પરિત્યાગ કરો. અને આનરપણા પરર આને વેળજો. આપ આપની તીખી સમશેરથી શત્રુઓને કાપી નાખો, અને હું તો પરલોકમાં પણ આપનીજ અર્ધાંગના થઇને રહીશ.

રાજાએ સ્વપ્નની વાત ભાટ તથા ગુરૂને કહેતાં ગુરૂએ સ્વપ્નના નિવારણ માટે મંત્ર લખી આપ્યો. તે રાજાએ પોતાના મુકુટમાં રાખ્યો. દુધના બે હજાર ઘડાથી સૂર્ય અને ચન્દ્રને તૃપ્ત કર્યા. દશે દિક્‌પાળને દશ પાડાઓનું બળિદાન આપવામાં આવ્યું અને નૈવેદ પણ કરવામાં આવ્યા. ગમે તે રીતે બળિદાન—આદિ કરવામાં આવે, પણ તેથી ભવિષ્યને કોઇ ટાળી શકતુંજ નથી. જો મનુષ્યથી ભવિષ્યને ફેરવી શકાય તેમ હોત તો નળ, શ્રી રામચન્દ્રજી અને પાંડવોને દુઃખ સહન કરવા સમયજ આવત નહિ.

अवश्यं भावि भावानां प्रतिकारो भवेद्यदि ।
प्रतिकर्त्तुं नकिंनूनं नल राम युधिष्ठिराः ॥

જે સમય શાહબુદ્દીન ઘોરી સામે થવાની કેવા પ્રકારની યોજના કરવી તે માટે વિચાર કરવા જ્યારે યોદ્ધાઓ એકત્ર થયા, તે વેળાએ પૃથિરાજ તો તેઓને વિચાર કરતા પડતા મૂકીને પોતાની પ્રાણપ્યારી સંયુક્તાને પોતાનો વિચાર જણાવવા ગયો, અને તે સમયે સંયુક્તાએ જે પ્રત્યુત્તર આપેલો છે, તે ખચિત જાણવા જોગ છે:—

'સ્ત્રીના વિચાર ઉપર આજ કાલના તરૂણો લક્ષ આપતા નથી. તેઓ તો એમજ સમજે છે કે સ્ત્રીની સંમતિ તે કોણુજ લીધો. દુનિયાની સમજમાં એમ છે કે, સ્ત્રીની બુદ્ધિ પાનીએ છે' તેથી જો તેના મુખ કમળમાંથી સત્ય વાણી નિકળે છે તો પણ તે તરફ કોઇ લક્ષ આપતુંજ નથી. પણ સ્ત્રી વગર તે દુનિયાં શું છે? અર્થાત્ કાંઇ પણ નથી, કારણ કે શ્રીસદાશિવજીના અગ્નિ સાથે અમે શક્તિરૂપ રહીએ છીએ. ચોર પણ અમે છીએ અને પવિત્રમાં પવિત્ર પણ અમે સ્ત્રીઓજ છીએ, અમારામાં સદ્‌ગુણ તથા દુર્ગુણ અને જ્ઞાન તથા અજ્ઞાન સર્વનો સમાવેશ છે. ભણેલો જોતિષવેત્તા શાસ્ત્રાદારથી ગ્રહોની ગતિ અને માર્ગનું ગણિત કરી શકે છે, પણ તે સ્ત્રીઓનાં શાસ્ત્રથી તો કેવળ અજ્ઞાન છે. આ વાર્ત્તા કાંઇ આધુનિક સમયની નથી, તે તો પ્રાચીન કાળથીજ ચાલી આવે છે. સ્ત્રીઓના શાસ્ત્રના પારને કોઇ પણ પામ્યો નથી અને પામનાર પણ નથીજ. જેથી છેવટે નિરૂપાય થઇને એમ કહે છે કે સ્ત્રીઓમાં ડહાપણુજ નથી, પણ પુરૂષોએ નકી સમજવાનું છે કે તેમનાં દુઃખ અને સુખમાં સ્ત્રીજ તેની ખરેખરી ભાગીદાર છે. આપ સૂર્યના મહેલ તરફ પધારો છો, ત્યારે પણ અમે તમારાથી દૂર રહેતીજ નથી. ક્ષુધા અને તૃષાનાં પણ અને ગુરુવાણી પામારી સાથે ભાગ લઇએ છીએ. સ્ત્રીઓ સરોવર છે અને પુરૂષ તે સરોવરના હંસ છે. અમારી છાતીથી જો તમે અળગા થાઓ, તો પછી કહો કે તમારામાં શી તાકાત છે?"

લશ્કર એકત્ર થયા પછી અને છેલ્લાં દારૂણ યુદ્ધમાં ભારતવર્ષનો પરાજય થયો, તે યુદ્ધ સમયે સંયુક્તાએ પોતાના પ્રાણેશ વીર પૃથિરાજને યુદ્ધ સમયે યોગ્ય એવાં કવચ અને હથિયાર-આદિ બાંધવા માંડયાં. તે વખતે તે કવચોની કડિયોને શોધવા લાગી પણ તે કડિયોજ તેને હાથ લાગી નહિ. ક્ષુધાતુરને જેમ સુવર્ણનો કટકો મળે છે, અને તે જેમ તેના સામું નિહાળી રહે છે, તેમ ચહુઆણના મુખ તરફ જોતી સંયુક્તા ચિત્રમાં આળેખેલાના સદ્રશ સ્તબ્ધ બની ગઇ. યુદ્ધમાં જવાનાં નગારાંનો નાદ ચહુઆણને કાને પડયો, પણ તે નાદ સંયુક્તાને મરણાવસરનાં નગારાંના નાદ જેવો લાગ્યો.' દિલ્લીના યોદ્ધાઓની સરદારી લેવા માટે જ્યારે પૃથિરાજે રજા માગી, ત્યારે સંયુક્તાએ પ્રતિજ્ઞા કરી કે હવેથી મારો આધાર માત્ર જળ ઉપરજ રહેશે. અને તે પુનઃ મનમાં બોલી કે આપનું દર્શન હવે મને સૂર્યના મહેલમાં થશે, પણ હવે દિલ્લીમાં થશે નહિ. એમ બોલી મૌન્ય થઇ ગઇ. ત્યાર પછી પૃથિરાજ મહારાણી ઇચ્છનકુમારીની રજા લેવા જતાં મહારાણીએ કહ્યું કેઃ—હે પ્રાણનાથ! આપને હું અહિંથી વિદાયગીરી આપું છું; પરંતુ આપ નક્કી સમ-

જાણે કે અપ્સરાઓનાં સમીપમાં આપ પોહોચશો, તે પેહેલાંજ હું આપની સેવામાં આવી પોહોંચીશ.' રાજા ખિન્નચિત્ત થઇને રણવાસમાંથી નિકળ્યો, અને મહા ધામધૂમથી રણ દુંદુભી વગડાવતા રજપૂતો સૈન્યસહ શત્રુના સન્મુખ જવાને માટે દિલ્લીથી ઉપડ્યા.

પૃથિરાજના ચોસઠ સરદારોમાંથી કેવળ ત્રણ સરદારોજ આજ તેની સાથે હતા. ત્રણમાં એક ચન્દ બારોટ, બીજો રામગુરૂ પુરોહિત અને ત્રીજો ચામુંડરાય હતો. શાહની સામે યુદ્ધ કરવાને માટે જ્યારે બળવાન્ ચામુંડરાયને બંધીખાનામાંથી બોલાવવામાં આવ્યો, ત્યારે ચામુંડરાયે, મહારાણા સમરસિંહજી પાસે આવીને કહ્યું કે,-'રાજન્! હાથમાં લોઢું પકડવાના મેં સોગન ખાધા છે, તો હવે હું યુદ્ધમાં સાથે આવીશ તો તેથી શું ફાયદો થવાનો છે, અને બંધીખાનામાં રહીશ તો શું નુકશાન થવાનું છે?' આવાં તેનાં વચન શ્રવણ કરી તેના બળના જ્ઞાતા મહા વિચક્ષણ રાણા સમરસિંહજીએ તેને કહ્યું કે,-'આ સમય ગઇ ગુજરી વાતને પાછી તાજી કરવાનો વખત નથી. તમારે તો સમસ્ત ભારતવર્ષને માટે યુદ્ધમાં આવવું એજ યોગ્ય છે; માટે તમારે તો મારી સાથે આવવુંજ પડશે.' ચામુંડરાયે કહ્યું કે,-હું કેવળ લોઢા વગરનુંજ ધનુષ્ લઇશ. એમ કહી તે બળવાન્ ચામુંડરાય યુદ્ધમાં સંયુક્ત થયો; તો પણ 'પોતાની સાથે કોઇપણ નથી' એવો વિચાર કરી પૃથિરાજ દિલગીર થયો. અને પ્રથમનાં સંહારક યુદ્ધને માટે પશ્ચાતાપ કરવા લાગ્યો. તેનું સઘળું સાહસ જતું રહ્યું; અને ઉદાસ ચિત્તથી આગળ થઇ કૂચ કરી કાગર નદીના કિનારા ઉપર મુકામ કર્યો.

શાહ પણ યુદ્ધાર્થે તૈયાર થઇનેજ ઉભો હતો. પેહેલે દિવશે યુદ્ધનો આરંભ થયો, અને ગુજરાતના ઇલદુર્ગ વાળા પડિહાર રાજાએ મહાભારી પરાક્રમ કર્યું. મુસલમાનો તેના પરાક્રમપણાને ઘણીજ મુસ્કેલીથી રોકી શક્યા હતા; છતાં પણ યોગ્ય સહાયતા ન મળવાથી પડિહાર રાજા સૂર્યાસ્ત થતાં થતાં તો રણભૂમીમાં માર્યો ગયો. અને મુસલમાનો વિજયના વાજાં વગડાવતા વગડાવતા પોતાની છાવણીમાં ગયા. રાત્રે મહારાણા સમરસિંહજીએ તથા પૃથિરાજે મળીને પોતાનાં મનુષ્યોની ગણના કરી, તો અરધો અરધ માણસ ઓછું જણાયું. બીજે દિવસે સમરસિંહજીએ પોતે રણાધિપત્ય લીધું, અને આખી રાત્રી જુદા જુદા રજપૂત રાજાઓને બોલાવી બોલાવીને યુદ્ધાર્થે યથાયોગ્ય સૂચનાઓ આપી. પૃથિરાજે આર્યોના વિજયાર્થે દેવીને બળીદાન દેવાનો વિચાર કરી ચન્દ બારોટને પાસેના ગામનાં શ્રી કાલિકાજીના મન્દિરમાં મોકલ્યો, ત્યાંથી તે પાછો આવ્યોજ નહીં. પૃથિરાજ રાસાના અગ્રભાગમાં

તેનું કારણ લખેલું છે કે, ચન્દ બળીદાન દેવાને માટે દેવીના મંદિરમાં ગયો; પરંતુ મંદિરમાં જતાંની સાથેજ મંદિરનાં દ્વાર બંધ થઇ ગયાં. ચંદે મંદિરમાંને મંદિરમાંજ પૃથિરાજ રાસો લખવા માંડયો, અને જ્યારે તે પુસ્તક લખાઇને પૂર્ણ થઇ ગયું, ત્યારે દેવીનાં મંદિરનાં દ્વાર ઉઘડયાં. આ વાર્તાને આજના વાચકો સત્ય માનશે નહી. અસ્તુ ગમે તે હો; પરંતુ ચન્દ પાછો ન ફરયો તે વાર્ત્તા તો સત્યજ છે. બીજે દિવસે માહારાણા સમરસિંહજીએ રણભૂમીને ગજાવી મૂકી. અને મધ્યાહ્ન થતાં થતાં તો હજારો મુસલમાનો તેની સેના આગળ કપાઇ ગયા; પરંતુ હિંદુઓની દુર્દશા થનાર હતી, તેને મિથ્યા કોણ કરી શકે તેમ હતું ? હાહુલીરાયે એક યુક્તિ બતાવી, તેનો આશ્રય લઇને તાતારખાં તેની સામે ગયો, અને એકજ ભાલાથી રાણાના હૃદયને ઘાયલ કર્યું. પૃથિરાજનો ભાણેજ કલ્યાણકુંવર પોતાના પિતા સમરસિંહજીની પાસે અમ્બાડીમાં બેઠો હતો. બાળ કલ્યાણકુંવરે પોતાના પિતાશ્રીનું વૈર લેવાને માટે એકજ તીર મારી તાતારખાંનને તેની અમ્બાડીમાંથી પાડી નાંખ્યો, એટલામાં તો રૂધીર વહેવાને લીધે સમરસિંહજી પણ મૂર્છા પામી પડી ગયા, અને એકેજતુની મુસલમાને પિતાને પકડી રાખેલા કુંવર કલ્યાણસિંહનું મસ્તક કાપી નાખ્યુ. હિંદુસેનામાં હાહાકાર થઇ રહ્યો. રાણો અને તેનો કુંવર બન્ને માર્યા ગયા. સમરસિંહના સંબંધમાં મહાકવિ ચંદે રાસામાં આ પ્રમાણે વર્ણન કરેલું છે. 'લશ્કરમાં રાણો યુલિસિસ[1] સદૃશ હતો, એવું ભાટનું વર્ણન છે. યુદ્ધમાં બહાદુર, ઠંડા મીજાજનો તથા ચતુર, મંત્રમાં દીર્ઘદર્શી, ડાહ્યો તથા વક્તા,' સર્વ સમયે શુદ્ધ મનનો, અને સભ્ય હતો. પોતાના સરદારોને અતિ પ્રિય અને ચહુઆણના સામંતો તરફથી પણ પુષ્કળ માન પામતો હતો. લશ્કર જ્યારે ઉપડતું ત્યારે શકુન અપશકુનનો ખુલાસો કરવામાં કોઇ પણ શકુનદર્શી અથવા તો ભાટ એનાથી ચડતોજ નહિ. રણક્ષેત્રમાં લશ્કરની ટુકડીઓને યુદ્ધનાં પોશાક પેહેરાવી તૈયાર કરવામાં એનાથી કોઇ પણ ઉત્તમ ન હતો. એના ઘોડાને એનાથી ઉત્તમ રીતે કોઇ પણ ચલાવી શકતોજ નહિ; તેમ એનું તીર કામઠું પણ એનાથી સરસ રીતે કોઇ પણ વાપરી શકતુંજ નહિ. યુદ્ધ પ્રસંગે જ્યારે જ્યારે સમય પ્રાપ્ત થતો, ત્યારે ત્યારે મુખ્યત્વે સરદારો તેનાજ મુકામે આવતા અને તેનાં અપૂર્વ વકૃત્વથી

૧ હમિર કૃત 'ઇલિયડ નામનું કાવ્ય કે જેની વાર્તા શ્રીરામાયણ સાથે મળતી આવે છે. તેમાં કહેવા પ્રમાણે આ પુરૂષ ટ્રાયનાં યુદ્ધ સમય ગ્રીસ દેશનો એક નામાંકિત વીર હતો· એજ કવિનાં રચેલાં 'ઓડીસી' નામના કાવ્યમાં આ પુરૂષનાં આશ્ચર્યકારક પરાક્રમોનું આબેહુબ વર્ણન આપેલું છે.

આનંદ પામતા હતા, અને તે દ્વારા તેઓને યુદ્ધવિદ્યાનું ઉત્તમ પ્રકારનું શિક્ષણ મળતું હતું. ચંદ ભાટ કબૂલ કરે છે કે, રાજ્યનીતિમાં તો તે એકકોજ હતો; કારણકે તેના આપેલા દાખલાજ ઘણા ખરા ચંદે રાસામાં લખેલા છે. નીતિ વિષે તથા એલચીઓની વર્તણૂંકના નિયમો બાબત તથા પ્રધાન કેવા પસંદ કરવા, તે બાબત તથા દૈવિક અને લૌકિક તેનાં પણ મુખ્યત્વે આર્ય રાજાઓના ધર્મ બાબત તેણે જે જે ઉત્તમોત્તમ દલીલો આપી છે, તે સર્વ રાસામાં ચિત્તોડાધિપતિ ચતુર રાણાના મુખનીજ છે.

સમરસિંહજી અને તેનો કુંવર બન્ને વીરગતિને પામવાથી પૃથિરાજ બહુજ દિલગીર થયો, અને સેના પણ રણભૂમિથી નિવૃત્ત થઇ. હવે વિજયની આશા જતી રહી. જે મનુષ્યો અવશેષ રહેલાં હતાં, તેને પૃથિરાજે કેસરીઆ વાઘા પેહેરાવી પોતે પણ મરણીઓ—કેસરીઓ રજપૂત બન્યો. ચામુંડરાય તેની સામે હાથીના ઉપર બેઠા નહિ. ત્રિજે દિવસે પ્રભાતે 'હરહર મહાદેવ' બોલતા રજપૂતો મારવું યા મરવું એવા ચોકસ નિશ્ચય ઉપર આવી જઇને રણભૂમીમાં ગયા. શાહાબુદ્દીન ઘોરી તથા હાહુલીરાય સેનાના સન્મુખ આવ્યા. હાહુલીરાયને સન્મુખ નિહાળીને પૃથિરાજનો ક્રોધ ભભકી ઉઠયો, અને તેને તેણે કઠોર વચન પ્રહાર કરીને પોતાની સામે બોલાવ્યો. તે સમય બળવાન ચામુંડરાયે, પૃથિરાજને અટકાવ્યો; પરંતુ આ સમય પૃથિરાજ કોઇની પણ દરકાર કરે કે સાંભળે તેવી સ્થિતિમાં નહતો. પૃથિરાજે તો તુરત ચંદના પુત્રને હાહુલીરાયની સેના ઉપર સખ્ત ત્રસારો કરવાની આજ્ઞા આપી, અને ચામુન્ડરાયને કહ્યું કે,—' ચામુંડરાય ! તમારે એકજ તીરનો ઉપયોગ કરવાનો છે, તે એક તીરનો ઉપયોગ દુષ્ટ નીચ હાહુલીરાયના ઉપર કરી તે નરાધમ દેશદ્રોહીને મારી દૃષ્ટિથી દૂર કરો ! ચામુંડરાયે કહ્યું કે,—' મહારાજ ! શાહના ઉપર મને એક તીરનો ઉપયોગ કરવાની આજ્ઞા આપો. ઇશ્વર કરશે તો મારૂં બાણ પણ સફળ થશે, અને આર્યોના ઉપર લટકી રહેલું નાશકારક વાદળ મારા એકજ તીરથી ઉતરી જશે. હાહુલીરાય અંતે હિંદુ છે, આપનોજ માણસ છે, અને જય થશે, તો આપનેજ યશ મળશે; માટે આ સમય દ્વેષનો પરિત્યાગ કરો. મારૂં ભાલા વગરનું તીર પણ જેને લાગશે, તેનાં તો અવશ્ય પ્રાણજ લેશે, એ આપ નક્કી સમજજો. અને આ ખરેખર અણીના સમયે મને શાહનેજ મારવાની આજ્ઞા આપો. દુરાગ્રહનો ત્યાગ કરો. આ પ્રમાણે ચામુંડરાયે ઘણું સમજાવ્યા છતાં પણ ભાવી બળવાન હોવાથી પૃથિરાજ એકનો બે થયોજ નહિ; અર્થાત્ તે સમજ્યોજ નહિ; કારણ કે તે દ્વેષથી ભરાઇ ગયો હતો, તેથી તેણે તો ચામુંડરાયને હાહુલીરાયના ઉપર

જ તીર ફેંકવાનો આગ્રહ કર્યો; એટલે વીર ચામુન્ડરાયે પણ સજ્જનોનાં વચનને માન્ય કરી હાહુલીરાયના ઉપર તીર ફેંક્યું. દે તીરમાં લોખંડ ન હતું છતાં પણ તેણે હાહુલીરાયનાં પ્રાણ લીધાં. અને બીજીજ પળે શાહે તીર મારી ચામુન્ડરાયને તેના મિત્રની પાછળજ મોકલ્યો. રણભૂમિમાંથી હાહુલીરાય અને ચામુન્ડરાયનું નામ જતું રહ્યું. લડાઇ બહુજ ભયંકર થઇ, અને રજપૂતોએ પૃથિરાજના સન્મુખ મહાભયંકર પરાક્રમ કરી રૂધીરની નદી વહેવરાવી. એક મુસલમાન સરદારે પોતાની ઘોડી આગળ વધારી પૃથિરાજના હાથીની સૂંઢ કાપી નાખી; એટલામાં તો એક બહાદૂર રજપૂતે શાહના હાથીને મારી નાખ્યો; એટલે બન્ને રાજા પગેપાળા રણમાં ઘૂમવા લાગ્યા. તેઓએ વાહનની પણ ઇચ્છા ન કરી, અને તે સમય પણ સવારી માટેનો નહતો. બન્નેની સેનાનાં માણસો ઘટી ગયાં હતાં. સારાસારા લડવૈયાઓ યુદ્ધભૂમીમાં માર્યા ગયા હતા. રજપૂતોની હાલત કેવળ ભયાનક થઈ રહી હતી; છતાં પણ તે રણમત્ત થઇ ગયા હતા, અને મુસલમાનો જયનુ અવલોકન કરતા હતા, અને વીર પુરૂષો તો વિમાનોપર ચડીચડીને અપ્સરાઓને ત્યાં જવા આતુર થઇ રહેલા હતા. આ સમય ચન્દનો પુત્ર પૃથિરાજની સેવામાં પૃથિરાજ વીરરસમાં નિમગ્ન થઇ રહેલો હતો, તે તો નિશાન માંડયા કાન પર્યંત ધનુષ્યની કમાન ખેંચીને શત્રુના ઉપર બાણની વૃષ્ટિ કરી હતો; એટલામાં શાહને સમીપમાં આવેલો જોઇને ચંદના પુત્રે પૃથિરા. કહ્યું કે,—મહારાજ ! શાહ આપના સન્મુખ આવેલો છે, માટે હવે એના ઉપર નીશાન માંડી તીર મારો. આપણું પ્રતાપી બાણ વ્યર્થ જશે નહિ. અને શ્રીમાતાજીના પ્રતાપથી આર્યનું ડૂબતું વહાણ બચી જશે ! નાના બારોટનાં વચનને શ્રવણ કરી પૃથિરાજે શાહના સન્મુખ જોયું, અને માં આપેલું અગ્નિની શિખા સદશ ચકચકતું તીર કમાન ઉપર ચડાવ્યું. ઉપર ખસી જઇને ચન્દના પુત્રે પુનઃ શાહના સામી આંગળી કરી;એટલે પૃથિરા પોતાના શત્રુના ઉપર લક્ષ બાંધી પૂર્ણ ક્રોધથી કમાન ખેંચી; પરન્તુ શાહના મોટાં આયુષે અને આર્યોનાં હતભાગ્યે કમાન ભાગી ગઇ, અને તીર હાથમાં રહી ગયું, અને તાંત તથા કમાન તૂટીને નિચે પડી ગયાં. પૃથિરાજ આ બનાવથી સ્તબ્ધ બની ચિત્રમાં આળેખેલાના સદશ ઉભો રહ્યો; એટલામાં ચંદના પુત્રે અફસોસ કરી કપાળમાં હાથ મારી કહ્યું કેઃ—

## दुहो.

दिन पलट्यौ पलटी घडी, पलटी हथ्थ कबान ।
पिथ्थल ! पुही पारखुं, दिन पलट्यो चौहान ॥

વીર પૃથ્વિરાજ નિરાશ થઇ ગયો, અને તેણે દૈવની ક્રૂર દૃષ્ટિ પોતાના સન્મુખ ફરેલી જોઇ, અને તે મનમાં ને મનમાં ખેદ કરતો બોલ્યો કે, માણસ માત્રના મદની અવધી છે. અર્જુનનો સર્વત્ર જય થતો હતો, અને તેને ગાંડીવ ધનુષે કદિ પણ નિરાશ કર્યો ન હતો, છતાં પણ ભીલોના સામે ગાંડીવનું કાંઈ પણ ચાલ્યું નહિ. અને મહાભારતના દારૂણ યુદ્ધમાં વીરહાક વગડાવનાર પાર્થને ગુજરાતના ભીલોએ લૂંટી લીધો, ત્યારે મારા જેવાને આ રીતે બને તો તેમાં શું આશ્ચર્ય છે ? મારી ચડતી કળા હવે ક્ષીણ થતી જાય છે. મારા પ્રતાપનો સૂર્ય પશ્ચિમ સમુદ્રમાં પૃથિવીના ઉપર નિસ્તેજ થઇ અસ્ત થઇ રહ્યો છે, તો હવે શોક કરવાનું કાંઇ પણ પ્રયોજન નથી ! ! આ પૃથિવી કોઇની પણ થઇ નથી, અને થવાની પણ નથી, તો પછી મારી શી રીતે થઇ શકે તેમ છે ? શ્રીરામચન્દ્રજી, રાવણ અને પાંડવો સદશપણ પૃથિવીનો પરિત્યાગ કરીને ચાલ્યા ગયા છે, તો તું પૃથિરાજ ! શામાટે શોચ કરેછે ? ક્ષત્રિયો માટે આ સર્વોતમ પ્રસંગ છે. તારા વીર મિત્રો તારા સન્મુખજ શરીરનો ત્યાગ કરી સ્વર્ગનાં પગથીયાં ઉપર ચડી ગયા છે, તો હવે તારે પાછળ રહેવું ઉચિત્ નથી. તેં તારૂં કર્ત્તવ્ય કર્યું છે, અને જીવનના સાર્થકરૂપ ભોગ ભોગવવામાં ન્યૂનતા રાખી નથી. ધર્માચરણમાં તું નિષ્કૂળ થયો છે; માટે તારે પોતાના જીવનની આ રણયજ્ઞમાં આહૂતિ આપવી એજ ઉત્તમ ધર્મ છે. ક્ષત્રિયોને તો વીર શય્યામાં શયન કરવાના સમાન એક પણ બીજું સુખ નથી, અને શત્રુઓને હસાવવાના સરખી ક્ષત્રિયોની અધમાવસ્થા પણ બીજી એકે નથી; માટે ભાગેલી કમાનનો શોચ ન કરતાં સૂર્ય લોકને ભેદીને તેનાથી પાર જવાનો માર્ગ ગ્રહણ કર ! પૃથિરાજે આ પ્રમાણે વિચાર કરી કાળની જીહ્વાના સમાન તલવાર કે જે પોતાની કમરે લટકતી હતી, તે મ્યાનમાંથી કાઢી, અને ક્રોધ પામેલ ખિજાયલા સિંહના સમાન શત્રુઓનાં કલેજાંઓને ભયભીત કરી નાખે, એવો સિંહનાદ કરી પોતાનો પગ આગળ વધાર્યો. અને સૈરંધ્રી જાણીને કીચક ભીમની સોડમાં ભરાયો હતો, તેમ મુસલમાન લોકોને પણ જેવું જોઇએ તેવુંજ પૃથિરાજ તરફથી માન મળ્યું. યુદ્ધ પ્રથમના સદશજ પુનઃ દારૂણ ચાલ્યું, પણ અંત આવ્યો નહિ. ભગવાન્ સૂર્યનારાયણ આ ભયંકર લડાઇથી કંટાળી, પોતાના ભક્તોનું દુઃખ નિહાળી કષ્ટ પામી પશ્ચિમ દિશા તરફથી લાલચોળ મોઢું કરીને ચાલ્યા ગયા; પૃથિવી ઉપર અંધકારની સત્તા પ્રબળ થવા લાગી. પક્ષીઓ પોતપોતાના માળામાં જવા લાગ્યાં. તારાઓ એક પછી એક પોતાનું મુખ દર્શાવવા લાગ્યા. કમળનાં પુષ્પ બીડાઇ ગયાં.

લડનારાઓથી એક બીજાનું મુખ જોઇ શકાતું નહતું, જેથી પરાયો કે પોતાનો તેનું પણ કોઇને ભાન નહતું; એટલામાં તો ચંદ્રોદય થતાં પ્રકાશ થયો; પરંતુ યુદ્ધ કરવાનું સામર્થ્ય ઉભયપક્ષમાં આ સમય નહતું, તેથી તેઓ પોતપોતાની છાવણીમાં પાછા ગયા. રાત્રી અજવાળી હતી. તેથી જમીન ઉપર તે વખતે મહા ભયંકર દેખાવ દૃષ્ટિએ પડતો હતો. મોટા મેદાનઉપર હજારો શૂરવીરો વિકાળ મુખવાળા મુએલા પડયા હતા. ઘાયલો ચીસાચીસ પાડી રહ્યા હતા. લોહીની તો નદી ચાલી રહી હતી. આ સમય સર્વત્ર શાંત હતું. લશ્કરમાંથી કોઈ પણ મોટો અવાજ આવતો નહતો. એટલાં બધાં માણસો જો કે એકએકનો પ્રાણ લેવાને એકત્ર થયાં હતાં, તેઓ આ રાત્રિના ભયંકર દેખાવથી ડરીને, મોત તેઓની પાસેજ ફરયા કરતું હતું, તેથી બીહીને તથા આવી શાંત રાત્રીના સમયે અવાજ કરવાથી રાત્રીના દેવોને કદાપિ ઉપદ્રવ થાય, તો તે યોગ્ય ન કહેવાય, એમ ધારીને સર્વે મૌન્ય રહેલા હતા. માત્ર કંસારી બોલ્યા કરતી હતી. તથા શિયાળવાંઓ બૂમાબૂમ પાડી રહેલાં હતાં. રજપૂત લશ્કરમાં મહાભારતની વાત થઇ રહી હતી, તેમાં પણ મૂખ્યત્વે કરીને ભીમનાં ભયંકર પરાક્રમોની વાત સાંભળવાથી વીર પૃથિરાજનું લોહી ઉકળી આવ્યું હતું. પ્રભાત થતાં યુદ્ધ શરૂ થયું અને કાપણી કરનારા ખેડુતો દાતરડાંવડે જેમ અનાજ કાપેછે, તે પ્રમાણે પૃથિરાજની તલવારથી યવનો કપાવા લાગ્યા, અને બહાદૂર રજપૂતો પણ પૃથિરાજને દારૂણ યુદ્ધ કરતો નિરખી તેઓ પણ મરણીઆ થઇને યુદ્ધ કરી રહેલા હતા, અને એવો તો બાણનો મારો ચલાવ્યો કે, યવન સિપાઇયોની હાર તુટતાં તેઓ આશ્ચર્ય પામી ઉભા રહ્યા, અને આગળ વધવાની તેઓમાં હિમ્મતજ રહી નહિ. શાહે તેઓની હિમ્મત જાગૃત કરવાને ઘણી મહેનત કરી તેઓને સમજાવ્યા પણ રજપૂતોના સખ્ત સપાટાથી મુસલમાનોને એવી તો દહેશત ભરાઇ ગઇ અને તે એવા તો વિસ્મિત થઇ ગયા કે, આટલાં થોડા રજપૂત સૈન્યની આ હિમ્મત શી ? આ તેનું પરાક્રમ શું ? ! એમ વિચાર કરતા જડભરત સદૃશ ઉભાજ રહ્યા, અને પછી શાહના સખ્ત હુકમથી યવન સૈન્યે પુનઃ ધસારો કર્યો, પણ તે તેનો પરિશ્રમ પૃથિરાજે ત્વરાથી વ્યર્થ કરી નાખ્યો. વીર પૃથિરાજે યવનોને ધસારો કરતા નિરખી આવેશથી આગળ વધી ઘણાકને કાપી નાખ્યા. પૃથિરાજે તે સમય પોતાનાં લશ્કર સાથે બહુરૂપી અથવા ભૂત હોય તે પ્રમાણે યુદ્ધમાં ચારેકોર દેખાવ આપવા માંડયો; તે મનમાં સમજી ગયો હતો કે, શાહ જે ઉમેદથી આવેલો છે, તે સિદ્ધ કર્યા વગર આ સમય પાછો જવાનો નથી, એવી પૃથિરાજને આ સમય પૂર્ણ

પ્રતીતિ થઇ ગઇ હતી, તેથી પૃથિરાજે મારવું યા મરવું એવો દૃઢ નિશ્ચય કરીને એવું તો યુદ્ધ કર્યું કે, યવનસેના પૃથિરાજના ધસારા સામે ટકી શકી નહિ. પૃથિરાજની સમશેરના સપાટામાં જે આવ્યું, તેના તો બેજ કટકા થવા માંડયા. પૃથિરાજમાં તે સમય દયાનો જરા પણ અંશ જણાતો નહતો. મુસલમાનો પણ અલ્લાહ અકબરની બુમ પાડી દારૂણ યુદ્ધ કરી રહ્યા હતા, તેમજ આર્યવીરો પણ 'હરહર મહાદેવ' નો પોકાર કરી આવેશથી લડતા હતા. તે સમય ઘણોજ ભયંકર હતો. ઉભય લશ્કરના મારો, કાપો, પકડો, બાંધો આ અવાજથી રણભૂમી ગાજી રહી હતી, અને તેનો પડછંદો પડતો હતો. પાછળથી મરતાં અને ઘાયલ થતાં માણસો રૂદન કરતાં હતાં, તથા દરદને લીધે ચીસાચીસ પાડતાં હતાં, તે આ મોટા અવાજમાં ધીમું ધીમું સંભળાતું હતું. તે સમય પવનનું પણ સખ્ત તોફાન હતું તેને લીધે ઝાડોના હાલવાથી પણ ઘણો અવાજ થતો હતો. વનમાં ઝાડની ડાળીઓ ભાંગી પડતી તેના કડાકા શ્રવણેન્દ્રિય ઉપર આવતા હતા. સુકાં પાંદડાં ચારે તરફ ઉડતાં હતાં તેનો ખડખડાટ થઇ રહ્યો હતો, અને ધુળ, પાંદડાં તથા બીજી હલકી વસ્તુઓ વંટોળિયામાં ઘસડાઇને ઉપર જતી હતી, તેથી હવા સઘળી કચરાથી પૂર્ણ થઇ ગઇ હતી. ત્યાં વિવેકબુદ્ધિવાળા મનુષ્યો કે જેઓને ખરૂંખોટું સમજવાની શક્તિ ઇશ્વરે બક્ષેલી છે, જેઓની વચ્ચે કેટલીક તરેહનો સંબંધ રહેલો છે, તથા જેઓએ એકબીજાને પોતાના ભાઇઓ જેવા ગણવા જોઇએ, એવો જગત્ કર્તાનો નિયમ છે, એવાં મનુષ્યો એક એકનો જીવ લેવાને દારૂણ યુદ્ધ કરી રહેલા હતા, તેઓ સઘળામાં જાણે ભૂત ભરાયું હોય એમ જણાતું હતું. તેઓના મનમાં એક મોટું તોફાન થઈ રહ્યું હતું, અને સઘળા સારા ગુણો તથા વૃત્તિઓ દબાઈ જઇને તેઓને સ્થળે માણસના ઘણામાં ઘણા દુષ્ટ તથા નાશકારક વિકારો પ્રબળ થઇ ગયા હતા. તેઓમાંથી હમણાં મનુષ્યત્વપણું કોણ જાણે ક્યાં પલાયન કરી ગયું હતું ? દરિયામાં ભારે તોફાનની વખતે જેમ મોટા પહાડ જેવા મોજા અથડાય છે, અથવા તો જેમ આકાશમાં જોસવાળા પવનથી ઘસડાતાં બે વાદળાં સામસામા આવી મળે છે, તેમ પૃથિરાજ અને શાહનું સૈન્ય એકેકને ભેટી રહેલું હતું. તેઓ છેક સમીપમાં આવી ગયેલા હોવાથી તીરકામઠાં કેવળ નકામાં થઇ પડયાં હતાં તેઓ ભાલા, તરવાર અને વખતે ખંજર તથા કટાર-વિગરે ટુંકા હથિયારોથી લડતા હતા. એકેકના ઉપર દયા લાવીને પ્રાણ ઉગારવાના જાણે તેઓએ પોતાના ઇષ્ટદેવના સોગન ખાધા હોય એમ જણાતું હતું. મારવું અને મરવું એજ વાત મનમાં રાખીને તેઓ દારૂણ યુદ્ધ કરી રહેલા

હતા. 'અલ્લાહ અકબર' એક તરફથી ને 'હર હર મહાદેવ' બીજી તરફથી વારંવાર સંભળાતા હતા, તરવાર અને ભાલા—આદિના ખડખડાટ આડે કાને કાંઈ પણ સંભળાતું નહતું. સેંકડો માણસો ઘાસની પેઠે કપાઇ જતાં હતાં તે કરતાં પણ વિશેષ માણસો ઘાયલ થઇને પડતાં હતાં તેઓ તેમના સોબતીના પગ તળે છુંદાઇ જતાં હતાં અને તેઓ પડયાં પડયાં બરાડા પાડી રહેલાં હતાં. આ પ્રમાણે મારામારી તથા કાપાકાપી ત્રણ કલાક સુધી ચાલી, પણ બેમાંથી કોઇએ પાછી પાની કરી નહિ. રણભૂમિમાં લોહીની નીકો વહેતી હતી. કેટલેક સ્થળે તો રૂધિરનાં ખાબોચીઆં ભરાઇ ગયાં હતાં. સામસામાં બેય લસ્કર વાઘ અથવા વરૂનાં ટોળાંની પેઠે ગુસ્સાથી તથા ક્રૂરપણાથી લડતાં હતાં. ઉભય તરફનાં મરી ગયેલાં માણસો નિરનિરાળે સ્થળે નિરનિરાળી રીતે જમીનના ઉપર પડેલાં હતાં. કેટલાકનાં મ્હોં વીકાસેલાં હતાં, કેટલાકની આંખ્યો ઉઘાડીજ રહી ગઈ હતી. કેટલાકની મુખાકૃતિ તેમના મરણ સમયના સંકટને લીધે વિકાળ થઇ ગયલી હતી, કેટલાકનાં અવયવો કપાઇને છેટે પડયાં હતાં અને કેટલાકનાં તો મસ્તક વગરનાં ધડ રઝળતાં હતાં, તેજ સ્થિતિમાં ઘાયલ થયલા મનુષ્યો જમીન ઉપર ટળવળતા હતા. તેઓની ચાકરી કરનાર કોઇ પણ નહતું. એટલે તે બિચારા પોકેપોક મૂકીને રૂદન કરતા હતા, અને આવી દુઃખદાયક અવસ્થામાંથી પરમકૃપાળુ પરમેશ્વર તેઓને ત્વરાથી આ પાર કે પેલે પાર લાવે, એ માટે તેઓ પોતપોતાના ઇષ્ટદેવની સ્તુતિ કરતા હતા. કેટલાક આવી પોતાની અક્ષમાવસ્થા થઇ પડતાં પોતાનાં માબાપનું સ્મરણ કરતા હતા. યુદ્ધ કરવામાં શૌર્ય લાવવાને ઉભય તરફથી રણવાદિત્રો વાગી રહેલાં હતાં. પુનઃ મુસલમાનોએ ધસારો કર્યો, પણ પૃથિરાજ એવો બાયલો નહતો કે, તે તેના સખ્ત ધસારાથી એકદમ હારી જાય. રજપૂતોએ ઘણીજ ધીરજથી લડાઇ કરી મુસલમાનોને પાછા હઠાવ્યા. રજપૂતોના ઘોડાઓ હણહણાટી કરી રહેલા હતા, અને તેઓમાં ખુન ભરાઇ ગયું હતું, તથા ઘણો શોરબકોર થઇ રહેલો હતો. મુસલમાનો પણ પાછા ન હઠતાં હિંદૂઓની હારને તોડવા પુષ્કળ પરિશ્રમ કરી રહેલા હતા. તેઓએ પુનઃ ઘણાજ જોરથી ધસારો કર્યો, પણ આર્યવીરો એક પત્થરના કોટની પેઠે ઉભા રહ્યા હતા. તેઓને ભેદીને મુસલમાનોથી પાર જવાયુંજ નહિ. તીરથી વાદળ છવાઇ ગયું. તલવારનો ચમકાર થઇ રહ્યો, અને તેઓ જ્યારે એક એકની સાથે અથડાતી, ત્યારે વિદ્યુતના સદૃશ ચમકારા થતા હતા. ભાલા લશ્કરમાં ઉછળતા હતા, અને પ્રત્યેક સ્થળે કેટલાક નિરંગી મનુષ્યો પૃથ્વિ ઉપર પડતા હતા. લડાઇની ગડબડાટ,

મરતાં માણુસોની ચીસ તથા ઘાયલો રગદોળાઇ જતા હતા, અને તેઓ બૂમ પાડતા હતા. તેથી તે જગ્યા ખરેખર ભયંકર જણાતી હતી. યુદ્ધ દારૂણ થઇ રહેલું હતું. આકાશમાં ગીધ, સમડી અને કાગડાઓ ઘણા આનંદમાં ઉડતા હતા, અને થોડીવાર પછી એક મોટી ઉજાણી તેઓને મળશે, એવી તેઓને પૂર્ણ પ્રતીતિ હતી. લોહીની નદી ત્યાં વહેવા લાગી. યુદ્ધાઓની વીર-હાકથી રણભૂમી ગાજી રહેલી હતી. રજપૂતો પ્રથમ જોકે નિરાશ બધા જણાતા હતા; તો પણ આ પ્રસંગે તેઓએ સિંહ સદૃશ પરાક્રમ કર્યું. તેઓએ પોતાના નામનું સાર્થક કર્યું. સર્વમાં વીર પૃથિરાજનું પરાક્રમ વિશેષ દૃષ્ટિ-ગોચર થતું હતું. પૃથિરાજને મારવા તથા પકડવાને માટે યવન સરદારોએ ઘણા ઘણા યત્નો કર્યાં, પણ તે બધાં વ્યર્થ ગયાં. અને તે બધાએ પૃથિ-રાજની સમશેરને શરણ થઇ પોતાના જીવ ખોયા. પૃથિરાજ તો જાણે પોતાનું શરીર અમર હોય, તેમ તે આગળ રહીનેજ યુદ્ધ કરતો હતો. તેના ઉપર તીરની દારૂણ વૃષ્ટિ થઇ રહી હતી; છતાં તે શી રીતે જીવતો રહ્યો ? એજ આશ્ચર્યકારક હતું. સર્વ કોઇ પૃથિરાજનું અપરિમીત પરાક્રમ જોઇ ચકિત થઇ જતા હતા; કારણ કે તેની બહાદૂરી ખરેખર જોવા લાયક હતી. તેનો અવતાર જાણે આ યુદ્ધ માટેજ ખાસ થયો હોય એમ જણાતું હતું. તેના શરીરમાં રાક્ષસે પ્રવેશ કર્યો હોય; એટલું તેનામાં બળ દેખાતું હતું. તે યવન સૈન્યનો નિઃશંકપણે સંહાર કરી રહેલો હતો. તેના શરીરમાં ઘણાએક ઘા વાગ્યા હતા, પણ તેને તેના જુસ્સાના આવેશમાં કાંઇ પણ જણાતું નહતું. મરવુંજ એવા ચોકસ નિશ્ચય ઉપર આવી જઇને તે લડતો હતો. આ પ્રમાણે પૃથિરાજને દારૂણ પરાક્રમ કરતો જોઇને તેના લશ્કરને પણ ઘણું શૂર ચડયું હતું, અને તેઓ પણ મરણીઆ થઇને કતલ કરવા જતા હતા. મુસ-લમાન સિપાઇઓએ પ્રથમ એવું ધાર્યું ન હતું કે, હિંદુઓ આટલી બધી બહા-દૂરીથી લડશે, તેઓ તો સહેલથીજ વિજય સંપાદન કરવાનું ધારતા હતા. તેઓ હિંદુઓનો આગ્રહ અને પૃથિરાજનું અસહ્ય પરાક્રમ નિરખી ઘણા ના-ઉમ્મેદ અને જરા ના હિમ્મત થઇ ગયા; એટલે શાહબુદ્દીન, પૃથિરાજના સન્મુખ આવ્યો. ઉભય વચ્ચે મહા ભયંકર યુદ્ધનો અને કાપાકાપીનો સં-ગ્રામ ચાલ્યો. મુસલમાનોનો ધર્મ સંબંધી જુસ્સો ઉભરાઇ આવ્યો, અને શાહે એવો તો સખ્ત ધસારો કર્યો કે, આર્યભૂમીની પડતી થવાને લીધે યવ-નોની ભારે તલવારોથી રજપૂતો અસ્તવ્યસ્ત થઇને રણભૂમીમાં ટપોટપ પડવા લાગ્યા, અને ક્રૂર મુસલમાનો તેના ઉપર પગ મુકી મુકીને આગળ વધવા લાગ્યા. પૃથિરાજ અને તેના સાથીઓની તલવાર આંકુ યવનના બળે

કટકા કરી રહી હતી. રજપૂતો ઘણાજ ઘાયલ થઇ ગયા હતા; છતાં પણ તે ખેડુત જેમ ઘાસ કાપે તેમ શત્રુસેનામાં તલવાર ફેરવી રહ્યા હતા; પરંતુ આગ્રા પાસે થોડાનું કેટલું બળ ચાલે ? અંતે સર્વ રજપૂતો કપાઇ ગયા. હવે પૃથિરાજે જયની આશા છોડી દીધી. પૃથિરાજનાં પાંસળાં કપામાં હતાં, તેમાંથી રૂધિર વહેવાથી તે અશક્ત થઇ ગયો હતો. આખરે ચહુઆણ વંશનો કુળદિપક, વિશ્વાસીઓનો શિરોમણી, હિંદવાણુને રંગપો આપનાર, ક્ષત્રિયાણીઓનો કામ અને દિલ્લીનું અનુપમ ભૂષણ પૃથિરાજ ચહુઆણ એક મુસલમાન સરદારના હાથથી કપાઇ ગયો; એટલે થોડીજ વારમાં તેના શરીરમાંથી તેનો અમર વસનાર ઉડી ગયો, અને સર્વ શક્તિમાન્ ઇશ્વરના હજુર જઇને ઉભો રહ્યો. આ પ્રમાણે ભારતવર્ષના છેલ્લા આર્યરાજા મહા વીર પૃથિરાજ ચહુઆણનો અંત આવ્યો. આ પ્રમાણે પાંડુકુળભૂષણ મહારાજ યુધિષ્ઠિર જેવા સત્યપ્રતિજ્ઞ મહારાજાને સ્થળે જેને રાજ્યાભિષેક થયો હતો, અને જેના વડે હસ્તિનાપુરની ગાદી શોભાયમાન્ હતી, તે વીરપૃથિરાજ મારયો ગયો, અને તે સાથે ભારતવર્ષનું રજપૂત રાજ્ય પણ ડુબી ગયું, તે પુનઃ પાછું ઠેકાણે આવ્યુંજ નહિ. તેના મરણ પછી ભારતવર્ષ રંડાયો, અને તે પારકા દેશના યવનોના હાથમાં ગયો. તેના ઉપર પરદેશી જંગલી લોકોનો જુલમ થવા લાગ્યો. અલ્લાઉદ્દીન ખુની અને ઔરંગજેબ સદશ ધર્માંધ પાદશાહઓએ ભારતવર્ષની ખરાબી કરવામાં જરા કચ્ચાશ રાખી નથી. તેઓએ લૂટવામાં પણ જરા ન્યૂનતા રાખી નથી. દેશમાં નાના નાના ખંડિયા રાજાઓ થઇ ગયા. એ પ્રમાણે ભારતવર્ષની છેક અમાવસ્થા થઇ ગઇ. હિંદનું રજપૂત રાજ્ય આ પ્રમાણે સદાને માટે લય પામ્યું. ભારતવર્ષના મહિમાનો સમય પૂર્ણ થઇ ગયો. પૃથિરાજના સમયની અને હાલની હિંદની સ્થિતિમાં ઘણો ફેર પડી ગયો, અને સાંપ્રતકાળમાં નામદાર બ્રિટીશ સરકારના રૂડા રાજ્યતંત્રતળે આખો હિંદ આવી ગયો. તે પરમ કૃપાળુ ઇશ્વરની ઇચ્છાથી નામદાર બ્રિટીશ સરકારના ન્યાયી રાજ્યતંત્રતળે પુનઃ હિંદ પ્રાચીન સ્થિતિમાં આવશે. પૃથિરાજનાં મરણ પછી વિજયથી પ્રસન્ન થયેલા મુસલમાનો સૂર્યાસ્ત થતાં થતાં તો રણભૂમીમાંથી નિવૃત્ત થયા. વાચકવર્ગ ! આ ચરિત્રનો નાયક અને આર્યાવર્તનો અંતિમ રજપૂત રાજા પૃથિરાજ ચહુઆણ મહાકીર્તિની સાથે રણભૂમીમાં માર્યો ગયો.*

દિલ્લી, અજમેર, ગુજરાત અને રજપુસ્થાન અને ટુંકામાં કહિયે તો હિંદના ઘણા ભાગોમાંથી પૃથિરાજના આમંત્રણને માન પામીને આવેલા

* રાસાના અનુસાર પૃથિરાજનું મરણ વૃત્તાંત ૨૦ મા પ્રકરણમાં લખ્યું છે.

રજપૂત રાજાએ મરણ પામવાથી યવનોને દિલ્લી ઉપર આક્રમણ કરવાની સુગમતા થઇ પડી. દિલ્લી ત્રિયારાજ જેવું થઇ રહેલું હતું. તેમાં માત્ર સ્ત્રિયોજ અવશેષ રહી હતી. તેઓ પણ વીરનારી કે વીરમાતા ન હતી; કેમકે તેઓને મહાસંહારના સમાચાર થતાં તેઓ પોતપોતાના પતિઓની ચરણ પાદુકા લઇ શ્રી યમુનાજીના વિશાળ કિનારા ઉપર ચંદનની ચિતાઓમાં બેસી બેસીને પતિને મળવા માટે ક્યારનીએ સ્વર્ગમાં પોહોચી ગઇ હતી. પૃથિરાજની રાણીઓની ચિતાઓ પાછળ હજારો ચિતાઓ ખડકાઈ હતી. જ્યારે શાહ દિલ્લીના ઉપર આક્રમણ કરીને આવ્યો, ત્યારે પણ ચિતાઓનો આછોઆછો અગ્નિ અને મિશ્રગંધી ધૂપ ચાલતો હતો. મુસલમાનોએ તે ચિતાઓનું અપમાન કરી દિલ્લી ઉપર હલ્લો કર્યો. એટલામાં દાહિમી રાણીના પેટથી ઉત્પન્ન થયેલો વીર પૃથિરાજનો પાટવી પુત્ર અને ચામુંડરાયનો ભાણેજ રેણશીકુમાર થોડી સેના સાથે લઇને શાહના સામો થયો. તે મુસલમાનોને હાથે કપાઇ જઇ પિતાને ધન્યવાદ અપાવી, દિલ્લીનું રાજ્ય ન વારસ કરી ગયો.

આ સમય દિલ્લીમાં સર્વત્ર હાહાકાર થઇ રહ્યો. દિલ્લીવાસી કમનસીબ અને રંડાયલાં દિલ્લીના ઉપર નજર કરી ઘણા જોરથી રડ્યા. તેઓ બોલ્યા કે, અરે ! ભારતવર્ષ ! અરે અમારી જન્મ ભૂમી ! રે માતૃભૂમી ! ! તારા ઉપર કેવી મોટી આફત આવી પડી છે ? તારાં બાળકોને યવનોએ મારી નાખ્યા. તારા ભર્તારનો પણ એ દુષ્ટ લોકોએ પ્રાણ લીધો. અરે અમારી મા ! તેં અમને ઉછેરી મોટા કીધા, તેં અમને શૂર આપ્યું, અને જ્યારે તારા ઉછે-રીને મોટા કરેલા છોકરાઓ કપાઈ ગયા, ત્યારે તારો લાડ લડાવનાર ધણી પણ મરણ પામ્યો. અને તને દુષ્ટ રંડાપો આપ્યો, છતાં તું શામાટે પોક મૂકીને રડતી નથી ? તારૂં હૃદય શું વજ્ર સરખું થઇ ગયું છે ? કે તને રૂદન આ-વતું નથી ? શું તારી મરજી પુનર્લગ્ન કરવાની થઇ છે ? શું આ દુષ્ટ મ્લેચ્છ તુરકડાઓનો પાદશાહ કે જેના હુકમથી તારૂં નસંતાન થયું, તથા તને વૈધવ્ય પ્રાપ્ત થયું, તે ખુની ધોળારા ઘોરીશાહને વરવાનો તું વિચાર રાખે છે ? રે દુષ્ટ ! રે ચંડાળ ! તું અમારી માતાજ નથી, અમો કદિપણ સાવકા બાપના હાથ તળે રહેવાના નથી, અને તને પણ ઘડીભર વિશ્રામ થવા દેવાના નથી. તું કેમ બોલતી નથી ? હાય હાયરે હિંદુ ધર્મ ! હાયહાયરે આર્યરાજ ! તમારા બન્નેનો આજ અંત આવ્યો. દેવ સઘળા નિદ્રાવશ થઇ ગયા. તેઓ પોતાનુંજ સંરક્ષણ કરી શકે તેમ નથી, તો આપણું તે શું દારિદ્રય મારનાર છે ? અરે ! શ્રી રામચન્દ્ર, હરિશ્ચન્દ્ર, નળ અને યુધિષ્ઠરાદિ મહાવીરો ક્યાં ગયા ? તેઓ પોતાની સંતતિની વહારે કેમ આવતા નથી ? આ પ્રમાણે દિલ્લીમાં થઇ રહેલું હતું.

પૃથિરાજ પડતાં યવન સૈન્ય દિલ્હી ઉપર આવતાં દિલ્હીમાં હાહાકાર થઇ રહેલો હતો. દ્રવ્યવાનને દ્રવ્યની અને અમલદારને અમલની, ફિકર થવા લાગી. જેઓનાં સગાં વહાલાં અને મિત્રો રણભૂમીમાં માર્યા ગયા હતા, તેઓના દુઃખની તો કાંઇ સીમાજ ન રહી. કેટલાંક વૃદ્ધ માબાપો પુત્ર વગરનાં થઇ ગયાં. કેટલાંક બાળકો પિતાવગરનાં નિરાશ્રીત થઇ ગયાં. કેટલીક તરુણ સ્ત્રીઓને વૈધવ્ય પ્રાપ્ત થયું. દિલ્હીમાં સર્વત્ર રડારડ થઇ રહી. મોટા મોટા મહેલો અને નાનાં ઝુંપડાં—આદિમાં સર્વત્ર દુઃખ તથા શોકના શબ્દ થતા સંભળાતા હતા. ત્યાં આવીને યવનોએ લૂટ ચલાવી. અનેક દ્રવ્યવાનોને દરિદ્ર કરી દીધા. સ્ત્રી, ધન અને યુવાન તથા રૂપવાન્ મનુષ્ય તેની લૂટની મુખ્ય વસ્તુઓ હતી. ત્રણ ચાર દિવસ સુધી ક્રૂર અને નિરંકુશ સિપાઇઓએ નગરમાં લૂટમાર મચાવી દીધી. ત્યારપછી શહબુદીનઘોરીએ રાજ્યનો બંદોબસ્ત કર્યો. દિલ્હી લેવાથી રજપૂત રાજ્યનો કે હિન્દનો અધિકાર હજુ તેના હાથમાં આવ્યો નહતો. શાહની દૃષ્ટિ કનોજના ઉપર હતી. તેણે વિશેષ સમય ન જવા દેતાં કનોજ ઉપર હલ્લો કરવાને માટે દિલ્લીનો બંદોબસ્ત કર્યો. શાહની આજ્ઞાનુસાર મુસલમાન સિપાઇઓએ સ્ત્રી, સેવક, કપડાં, ધન તથા જવાહિર લઈ ત્યાંથી કૂચ કરી અને શાહે પણ એક યવન સરદારને દિલ્લીમાં નિમી ત્યાંથી ગજની તરફ જવાની તૈયારી કરી, અને જે નગર પાંડવોના સમયથી સૌભાગ્ય ભોગવતું હતુ, તે આજ યવનોથી દલિત અને મથિત થઈ નિસ્તેજ થઇ રહ્યું છે.



# પ્રકરણ ૨૦ મું.

## ચંદબારોટ.

### कवित.

पृथिको बारोट चन्द, सुखदुःख भयो सामिल;
भाथी भडनामी, एक रंगी जलो यारहै.
वियोग न सह्यो जीने, मौत कियो चक्षु आगे;
दुश्मन मरायो राजा, हाथ रंग हजारहै;
गयो जो धनी विदेशे, विग्रहको समो आयो.
राजके बारोट सोतो, भूमिपर भारहै.
कहतहैं कवि जैमल; सुणो राजा राजसिंह;
धनीको निमक खायो, घर बैठे धिक्कारहै.

( जैमल. )



કવિ કુળભૂષણ મહાકવિશ્રી કાલિદાસના સમાન ભાષાના પ્રથમ કવિ ચન્દબારોટનું જીવનચરિત્ર પણ અંધારામાંજ રહેલું છે, તેનું વિશેષ વર્ણન લખવાની આ સ્થળે આવશ્યકતા નથી; પરંતુ એટલું તો નિઃસંદેહ છે કે, ચન્દકવિ પૃથિરાજ ચહુઆણના સમયમાંજ હતો. તેના કરતાં વિશેષ જાણવાની આકાંક્ષા જો વાચકવર્ગની હશે, તો તેની આકાંક્ષા સફળ નહિ થાય; છતાં પણ તેનું કાંઇક વર્ણન આ પ્રકરણમાં લખવામાં આવેલ છે, જેથી જરાપણ મનનું સમાધાન થયા વગર રહેશે નહિ.

મહાકવિ ચન્દે પૃથિરાજરાસો લખેલ છે, અને તેમાં પણ મહાભારતના સમાન એકલાખ છન્દ અને કવિત છે; પરંતુ ચન્દના ગ્રંથમાં એવી કવિતા ઘણીજ થોડી છે કે, જેના ઉપર વિશ્વાસ રાખી શકાય.

બંદીજન અને માગધ—આદિ પ્રાચીન જાતિયોમાંથી મધ્યકાળમાં ભાટ, ચારણ અને બારોટ વિગેરે થયા, અને તે પછી બીજી પણ તેઓની જાતિઓ અને મતભેદ થતા ગયા. જાતિયોના સમ્બન્ધમાં જેવા પ્રકારની ભિન્નતા થઇ છે, તેવીજ આ જાતિના સમ્બન્ધમાં પણ બન્યું હશે!! એમ

અનુમાન થઈ શકેછે. રાજાના યશોગાન કરવાવાળા ભાટ લોકો પ્રથમ રાજ-સભામાં ઘણુંજ માન પામતા હતા. પાછળથી બંદીજનો અને તેમાં એટલો અંતર પડી ગયો કે, બંદિજનો કરતાં ભાટ વિશેષ ઊંચા કહેવાયા. બંદીજનોના સમયમાં રાજકવિ ઘણું કરીને વિદ્વાન્ બ્રાહ્મણો હતા, અને પાછળના સમયમાં એ બન્ને પદ ભાટોથી ભરાઇ ગયાં. પૃથિરાજ ચહુઆણના સમયમાં ભાટજ રાજકવિની પદ્વીને ભોગવતા હતા. ચન્દ કવિ પૃથિરાજનો બન્દીજન નહિ, પરંતુ ચહુઆણ વંશનો રાજકવિ હતો. પૃથિરાજ રાસો લખવાથી ચન્દને મહાકવિની ઉપમા પ્રાપ્ત કરીછે; પરંતુ દુર્ભાગ્યને લીધે સાંપ્રતકાળમાં એ કવિતાનો આદર નથી. ચન્દની કવિતા રજપૂતસ્થાનમાં બહુજ આદરણીય છે. વર્ત્તમાનકાળમાં જે પૃથિરાજ રાસાનું પુસ્તક વિદ્યમાન છે, તેમાં પાછળથી ભાટ લોકોએ ઘણી ખરી ન્યૂનાધિક્તા કરી દીધીછે. અને પ્રત લખનારા લહીઆઓએ પણ અવશ્ય પોતાની બુદ્ધ્યાનુસાર તેમાં ફેરફાર કરી દીધો છે. આવા આવા ફેરફારોથી ગ્રન્થ અશુદ્ધ થઇ ગયો છે ઉદેપુરનો એક વિદ્વાન્ કે જેની ખાસ નિમનોક રાસાના સંશોધન માટેજ હતી, તેણે સ્પષ્ટ લખ્યુંછે કે, વર્ત્તમાન રાસામાં જે વાર્ત્તા છે તે વિશ્વાસ યોગ્ય નથી. પૃથિરાજની જન્મ કુંડલીની ગણનાથી પ્રત્યક્ષ સિદ્ધ થાયછે કે તે મિથ્યા અને બનાવટી છે; એટલુંજ નહિ; પરંતુ જે રાણા સમરસિંહને પૃથિરાજના સમાનજ સ્થાન રાસામાં મળેલું છે, તે સમરસિંહજી પૃથિરાજના પછી એક સો વર્ષે ચિત્તોડની ગાદી ઉપર આવ્યા હતા. આ વાર્ત્તા એક શિલા લેખથી કે જેમાં રાણાની વંશાવળી લખી હતી, તે ઉપરથી સિદ્ધ થએલ છે. ચન્દ કવિ પૃથિરાજ ચહુઆણનો બાળ મિત્ર, તેનો માનનીય કવિ, અને શૂરવીર સામંત હતો, અને તેણે પૃથિરાજ રાસા નામનું એક પુસ્તક બનાવ્યું છે, એ તો નિઃસંશય છે; પરંતુ તે કાવ્ય આજ અમોને મળી શકતું નથી, અને જો એવું કહીએ કે તે ગ્રન્થ છે, તો એટલું પણ નિઃસંશય છે કે તેમાં ઘણોજ ભારી તફાવત પડી ગયોછે. અસ્તુ ગમે તે હો; પરંતુ ચન્દ કવિ મહાભારી કવિ હતો, એમાં તો કોઇથી પણ ના કહી શકાય તેમ નથી.

ચંદભાટ જેવો કવિ હતો, તેવોજ શૂરવીર હતો. તે પૃથિરાજ ચહુઆણની સાથે પ્રત્યેક યુદ્ધમાં રહેતો હતો, અને ઘણે સ્થળે તેણે પરાક્રમ કરી રાજાને પ્રસન્ન કર્યો હતો. કનોજ અને ગુજરાત—આદિના રાજ્યોમાં તેનું ઘણુંજ સન્માન હતું. કનોજાધિપતિ રાઠોડરાય જયચન્દ્રે એક રાજાના સમાન તેનું સન્માન કરેલું હતું. વાચકવર્ગ, એ વાર્ત્તા પ્રેમપ્રસંગ નામના સોળમા પ્રકરણમાં વાંચી ગયેલ છે, જેથી આ સ્થળે પિષ્ટપેષણ કરવાની આવશ્યક્તા

[illegible]થી. આ અંતિમ મહાયુદ્ધમાં તે પોતાના પુત્રને પૃથિરાજના પાસે રાખીને પોતે બળિદાન દેવાને માટે ગયો, ત્યાં દેવીના મંદિરનાં દ્વાર બંધ થઇ જવાથી તેણે મંદિરમાં બેઠે બેઠે પૃથિરાજ રાસાનું પુસ્તક લખવા માંડ્યું. પૃથિરાજ-રાસાનું પુસ્તક પૂર્ણ થતાંની સાથેજ દેવીના મંદિરનાં બારણાં ઉઘડ્યાં, ત્યારે દિલ્હીમાં તો મેદાન મેદાન થઇ ગયું હતું. ચંદને તો ચારે બાજુ યુગજ બદલાઇ ગયો હોય એમ જણાયું. ચંદને કોઇ પણ વીર દૃષ્ટિએ પડ્યોજ નહિ, અને પૃથિરાજને શાહ કેદ કરીને ગજની લઇ ગયો છે, એવા તેને સમાચાર મળ્યા. બાળમિત્રની આવી શોચનિય સ્થિતિ થઇ પડવાના દુઃખજનક સમાચાર શ્રવણેન્દ્રિય ઉપર આવતાંની સાથેજ તેના હૃદયમંદિરમાં સ્નેહનો આવેશ ઉભરાઇ આવ્યો, અને તેણે ત્વરાથી રાજાની સહાયતાર્થે ગજનીનો માર્ગ લીધો.

મહાયુદ્ધના અંતમાં વીર પૃથિરાજ ચહુઆણ માર્યો ગયો હતો, એમ અંગ્રેજ ઇતિહાસકો લખે છે, અને તે વિશેષ વિશ્વાસનીય વાર્ત્તા છે; કારણકે પૃથિરાજ જેવો જગદ્વિખ્યાત વીરપુરૂષ યુદ્ધથી પરાંગમુખ થાય, અને શત્રુના હાથમાં સપડાઇને પણ જીવતો રહે એ સંભવતુંજ નથી દંતકથાઓમાં અને પોતાના પાદશાહોની કીર્ત્તિ ગાવામાં મસ્ત બનેલા મુસલમાન ઐતિહાસિકોએ પૃથિરાજને કેદ કરવાની વાત લખી છે; એટલે અમે પણ તેનો સ્વિકાર કરીએ છીએ. ટૉડ સાહેબ લખે છે કે, પૃથિરાજને કેદ પકડીને ત્યાંને ત્યાંજ કતલ કરી નાખ્યો હતો, અને તેની પ્યારી સંયુક્તાએ તે સાથે સહગમન કર્યું હતું. બીજા પક્ષવાળા લખી ગયા છે કે, પૃથિરાજને કેદ કરી તેને આંધળો કરયો હતો, અને સોમણની બેડી પહેરાવી ગજની લઇ ગયા હતા. જ્યાં શાહબુદ્દીન, વીર પૃથિરાજ અને ચંદબારોટ એકજ ઠેકાણે મરણ પામ્યા હતા આ પ્રમાણે બે પ્રકારની વાતો લખનારાઓ લખી ગયા છે: પરંતુ એટલું તો નક્કીજ છે કે, તે વખતે પૃથિરાજની હાર થઇ હતી, અને તે મરાયો હતો. જે સમયે પૃથિરાજના ઉપર ધસારો કરી તેને પકડવામાં આવ્યો ત્યારે પૃથિરાજે કહ્યું કે મેં શાહબુદ્દીનને સાત વખત પકડી દંડ લઇને છોડી દીધો છે. અને આ સમયના ભવિષ્યના મને પ્રથમથીજ સમાચાર મળેલા છે, તથા હવે મારો વિનાશ કાળ પણ આવી ચૂક્યો છે. પણ તમારી--યવનોની આવી હિચકારી વર્ત્તણુંક જોઇ તમારા પ્રત્યે મને તિરસ્કાર છુટે છે ! ત્યારે તાતારખાંએ પૃથિરાજને કહ્યું કે, તું મૂર્ખ કે શાહ સાત વખત હાથ આવ્યા છતાં તેં તેને જવા દીધો, જો માર્યો હોત તો તારી આવી દશા થાત નહિ. તેં શાહને જીવતો જવા દીધો તો આઠમી વાર તને પકડ્યો છે, માટે હવે બોલવું નકામુ છે. ગમે તે હોય,

એ કાંઇ ચોકસ કહી શકાતું નથી. આપણે તો બેય વાતને માન્ય રાખીશું. પાછળથી ઘણે દિવસે ચંદ ગજની ગયો ત્યાં પોતાની વાક્‌ચાતુરીથી શાહની કૃપા મેળવી, અને સમય વિચારી અરજ કરી પૃથિરાજને એક વખત મળવાની પરવાનગી મેળવી. પૃથિરાજ આંખે તો દેખતો ન હતો, પણ ચોકીદારે 'હારો ચંદ તને મળવા આવેલ છે, એ શબ્દ સાંભળતાં પૃથિરાજ એટલો તો પ્રફુલ્લિત થયો કે, તે આજપર્યંત જે સો મણની બેડીથી દબાયેલો પડ્યો હતો, તે મિત્રના આવાગમનના શુભ સમાચાર શ્રવણ કરી એકદમ ઉભો થયો, અને ચંદને બાથ બીડીને મળ્યો, તથા સુખ દુઃખની વાતો કરી. પ્રેમનું બળ અસીમ છે, જેથી સો મણની બેડી છતાં પૃથિરાજ ઉઠયો, એમાં જરા પણ આશ્ચર્ય નથી; પરંતુ ત્રણ ચાર મણનું મનુષ્ય સો મણની બેડી ઉપાડી ઉઠે, એ કાવ્યનો પણ ચમત્કાર છે, કે કાંઇ બીજું છે ? આ ખબર શાહને થતાં તેણે આવો બળવાન્ આંધળો છે, તે કોઇ દિવસ પણ નુકશાન કર્યા વગર રહેશે નહિ, એવો વિચાર કરી બીજી પચાસ મણની બેડી નાખવા હુકમ કર્યો. ચંદને આ વાતની ખબર પડતાં તેણે વિચાર કર્યો કે, હું મિત્રને સુખનું કારણ ન થઇ પડતાં ઉલટું દુઃખનું કારણ કારણ થઇ પડ્યો. આ વિચાર કરી તેણે પાદશાહને અરજ કરી કે:–'ખુદાવિંદ ! હું અત્રે આવી મારા રાજાનું દુઃખ ઓછું કરવા જે વિચાર રાખતો હતો, તે વિચાર તો મારો કોણ જાણે ક્યાં વહેતા પૂરમાં તણાઇ ગયો, અને ઉલટું મારા આવવાથી મારા રાજાને દુઃખ થયું, એ વ્યાજબી નથી. એ આંધળો હવે આપને શું કરી શકનાર છે ? એને હવે છુટો રાખવામાં કાંઇ હરકત નથી. એ છુટો હશે તો વખતો વખત આપને અપૂર્વ ગમત કરી બતાવી ઘણોજ આનંદ આપશે. તે આંધળો છતાં પણ શબ્દોથી એવું બાણ મારી શકે છે કે, તે સો સો મણના સાત લોખંડના તવા વીંધીને તેનું બાણ આરપાર નિકળી જાય છે ! આ પ્રમાણે વાત કરી શાહની પણ ઘણી પ્રશંસા કરી, અને પૃથિરાજની કળા તથા બળનું વર્ણન કરી પૃથિરાજને કેદમાંથી મુક્ત કરાવ્યો. ભાવી બળવાન્ હોવાથી શાહબુદ્દીનને ગમત જોવા ઇચ્છા થઇ ત્યારે ચંદે કહ્યું કે,–'હાલ તે દુર્બળ છે; માટે એને પ્રથમ પૌષ્ટિક ખોરાકની અગત્ય છે.' એટલે શાહે તેને ભોજનાદિનો બંદોબસ્ત કરાવી દીધો; એટલે તો વીર પૃથિરાજ થોડા રોજમાં તૈયાર થઇ ગયો. પૃથિરાજ જ્યારે તૈયાર થઇ ગયો, ત્યારે ચંદે તેની સાથે શાહના પ્રાણ લેવાની વિચારણા કરી રાખી. શાહને પૃથિરાજનો શબ્દ વેધિત તમાસો જોવા માટે ચંદે અરજ કરી; એટલે શાહે સભામાં સો સો મણના સાત તવા બંધાવ્યા, અને એક ઉત્તમ કમાન

આપી પૃથિરાજને ઉભો કરવામાં આવ્યો. જે સમય શાહે તેને કેદ કર્યો હતો, તેજ સમય તેની આંખ્યો ફોડી નાખી હતી, એ વાત વિસરી જવાની નથી. મુસલમાન અમીરોની સભા ભરાણી અને શાહ ગાદી ઉપર બેઠો; એટલે ચંદે કહ્યું કે, 'જહાંપનાહ! આપ તવા ઉપર કાંકરી મારો, જેથી તવામાં શબ્દ થાય, શબ્દના ઉપરજ મારો રાજા તીર મારશે. એ ઉપરથી શાહ તવા ઉપર કાંકરી મારી બોલ્યો કે 'વાહ પીથલ વાહ! એટલે ચંદે પોતાની સંકેત પ્રમાણે પૃથિરાજને સાવધાન કરી જમીનનો માપ કરી કહ્યું કે:—

## દુહો.

चार बंस चोवीस गज, अंगुल अष्ट प्रमाण;
एते पर सुलतान हे, मत चूके चहुआण.

આ દોહાથી સુલતાન આટલો ઊંચો બેઠો છે તેનું સૂચન કરી, પોતાનું વૈર પૂર્ણ કરવા ઉશ્કેરાઇ રહેલા રાજાનો ઉત્સાહ વધારવા વળી ચન્દે કહ્યું કે:—

## છપય.

इही बाण चहुआन, राम रावन उथप्यो;
इही बाण चहुवान, करण शिर अरजुन कप्यो;
इही बाण चहुआन, शंकर त्रिपुरासुर संध्यो,
इही बाण चहुआन भ्रमर लछमन कर वेंध्यो;
सो बान आज तो कर चढ्यो, चंद बिरद सच्चोच्चवे;
चहुआन रान संभर धनी, मत चूके मोटे तवे.

**ભાવાર્થ**—ચાર વાંસ, ચોવીશ ગજ અને આઠ આંગળની ઊંચાઇએ સુલતાન છે, તેને હે ચહુઆણ ચૂકજે માં.

એજ બાણથી શ્રી રામચન્દ્રજીએ રાવણને માર્યો, એજ બાણે મહાભારતમાં અર્જુને કર્ણનું માથું કાપ્યું. એજ બાણે શ્રી સદાશિવજીએ ત્રિપુરાસુરને માર્યો, અને એજ બાણે લક્ષ્મણે ભ્રમરાને વીંધ્યો. એ બાણ આજ તારે હાથે ચડ્યું છે; માટે હે સંભરના ધણી ચહુઆણ રાજા! મોટે તવે–શાહબુદ્દીન ધારીને ચૂકજે માં.

બાદશાહે તો તવામાં કાંકરી મારી, તવાં વિંધવા પૃથિરાજને આજ્ઞા કરી; એટલે તો વીર પૃથિરાજે તુરત કાન સુધી કમાન ખેંચી શબ્દના ઉપર લક્ષ રાખી તીર માર્યું, તે તીર શાહબુદ્દીનના કપાળમાં જઇને વાગ્યું તીર વાગતાંની સાથે મસ્તકના ટુકડા થઇ ગયા અને તે શિકારની માફક ગાદી ઉપર ઢળી પડ્યો. સભામાં ત્રાસ વર્તાઇ રહ્યો અને હાહાકાર થઇ રહ્યો. ગજબ! ગજબ!

જુલમ કર્યો, સેતાન ને જુલમ કર્યો, એમ કહીને અમીરો તો પોતપોતાની બેઠક ઉપર સ્તબ્ધ બની ગયા, અને ચંદે ખંજર ખેંચીને પૃથિરાજને અને પૃથિરાજે ચંદને મારી નાખ્યો. એ કાફર પણ આસપાસમાં કપાઇને મરણ પામ્યા. સુભાનઅલ્લા! બહુજ જુલમ થઇ ગયો. એમ બોલતા બોલતા અમીરો તો ચકિતજ થઇ ગયા, અને બન્ને પવિત્ર હિંદુઓએ એક બીજાને મારીને યોગ્ય કાર્ય કર્યું.

ચંદ કવિએ પોતાને જે યોગ્ય કાર્ય કરવાનું હતું તે કર્યું. તેણે હિંદવાણનું વૈર લીધું, અને પોતાના સ્વામીને યવનોને હાથે મરણ પ્રસંગ ન આવે, એવું ક્રૂરતર કર્મ પણ કર્યું ચંદની વાણી અત્યંત મનોહર અને તે સમયના ઇતિહાસ–આદિના વિચારોથી પૂર્ણ છે. ચંદ કવિને દેવીનું વરદાન હતું. સર્વ સ્થળે તેને 'વરદાઇ' કહીનેજ બોલાવવામાં આવતો હતો. મહાકવિ ચંદે પૃથિરાજ રાસામાં દેવીના પ્રભાવથી કેટલુંએક ભવિષ્ય કહેલું છે. એવા વિચારથી ઘણાં મનુષ્યો ચંદ કવિનાં કહેલાં ભવિષ્યને વાંચવા આતુર હોય છે. વાચકવર્ગની તે ઇચ્છા પણ અતૃપ્ત ન થાય, તે કારણથી અત્ર તે દાખલ કરવામાં આવેલ છે. સમરસિંહજીને માન આપવા ગયેલા વીર પૃથિરાજની સેનામાં વાદિત્રોનો એવો તો ભારી ઘોષ થયો કે, તેથી દરબારના ચોકની જમીન ફાટી મોટી શિલા ઉથલી પડી, અને તેમાંથી શ્રી સદાશિવજીનો ગણ વિરભદ્ર કે જેણે સતિના બળી મરવાથી દક્ષ પ્રજાપતિનો યજ્ઞ વિધ્વંસ કરી નાખ્યો હતો. અને તે કાર્ય કરવા બદલ શ્રીસદાશિવજી પાસેથી નિદ્રા માગી લીધી હતી, તે જાગીને બહાર નિકળી આવ્યો. શ્રીમહાદેવજીએ તેને ઊંઘ બક્ષી હતી, અને તેને કહ્યું હતું કે જે તને નિદ્રામાંથી જાગૃત કરશે તેનું રાજ્ય જશે, જેથી વિરભદ્રનો શાપ પૃથિરાજને લાગ્યો. મહાકવિ ચન્દે તે વખતનું કેટલુંક ભવિષ્ય વિરભદ્રે કહેલું છે એમ કહીને કવિતારૂપે વર્ણવેલું છે, તે નિચે પ્રમાણે છે.

रंग राग बागन थट्टयं, घन घोर सोर प्रगट्टयं ।
सुनी अलख बीर स जग्गयं, सिर पलट ऊंधिय पग्गयं ॥
लंबी असी गज सज्जयं, पच्चास चोडिय गज्जयं ।
दस गज सु दल परमानयं, तिहि गुफा खुल्लि अमानयं ॥
रुद्राक्ष मुद्रा धारयं, मुख शंभु शंभु उचारयं ।
कर खडग खप्पर राखयं, मुख शंभु शंभु भाखयं ॥
पृथिराज कीन प्रणामयं, बोल्यो न बीर स सामयं ।
तहां देख रावल समरस्सी, छंड्यो न आसन रघुवंसी ॥
पूछत चंद सु बत्तियं, कहो होनहार स कथ्थियं ।

यह होनहार स होय हे, दिल्ली न थिरता सोय हे ॥
पुन म्लेच्छ दल बल जोर हे, अर शहर दिल्लिय तोरहे ।
पृथिराज जुद्ध न जीतहे, रण समय रावल बीतहे ॥
चामंडराय गुरु रामही, कट परहि भारथ कामही ।
पृथिराज बंधहि पावही, खट मास विपत विहावही ॥
नृप शाह चंद रु तीनयं, रहे एक ठोर सु लीनयं ।
गोरी सु दिल्ली आनयं, पुनि बरत हिंदुसथानयं ॥
तिहि दुर्ग देवल भाजयं, अति आनरथ्य स साजयं ।
वरते स वरसां दोयसे, ता पीछ चकता आवसे ॥
हिंदवाम दंड भरावही, नृप घर घरहि धिय व्यावही ।
दखनाद सुं दल आवही, तिहि तखत दिल्लि न पावही ॥
ता पीछ टोपी आवही, बहु इलम कलम चलावही ।
नारी सु राजा वज्जसी, हिंदू तुरक सब भज्जसी ॥
इह तखत दिल्लिय आवही, नृप घर घरहि सुख पावहि ।
वह धर्मराज जमावही, प्रतिपाल न्याय कहावही ॥
जब न्याय बंधन छूटसी, तब आप पेटा फूटसी ।
मिलि बलक काबुल थट्टयं तीजो स भूपत भट्टयं ॥
विद्धशं दिल्लि पाटयं, रहि वरस खट परनाटयं ।
सीसोद दिल्लि आवही, शिर राण छत्र धरावही ॥
पंतीश वरष प्रमानही, भोगवे हिंदुसथानही ।
अजमेर पीर स जग्गही, पुनि तखत दिल्लिय मंगही ॥
तुंवर स्र दिल्लिय घेरही, पुनि आण दिल्लिय फेरही ।
राठोड दिल्लि आवही, फिर धर्म नीत चलावही ॥

**ભાવાર્થ**—રંગરાગના મોટા ઘોર અવાજો થયા, જે શ્રવણ કરી અલખ વીર જાગી ઉઠ્યો, અને એક શિલા ઉથલી પડી. તે શિલા એંસી ગજ લાંબી, પચાસ ગજ પોહોળી અને દસ ગજના દળની હતી. એ ગુફા ખુલતાં તેમાંથી એક વીર નીકળ્યો. તેણે રૂદ્રાક્ષની માળાઓ પેહેરેલી હતી. હાથમાં ખડ્ગ અને ખપ્પર ધારેલાં હતાં અને મુખેથી શંભુ શંભુ ઉચ્ચારણ કરતો હતો, વીર પૃથિરાજ ચહુઆણે તેને પ્રણામ કર્યા, પણ તે વીર કાંઇ પણ બોલ્યો નહિ. ચિતોડનો રાણો સમરસિંહ કે જે શ્રી સદાશીવજીનો અવતાર હતો તેને જોઇને તે વીર પગે પડ્યો. ચંદે તેને પૂછવા માંડ્યું કે હવે શું ભવિષ્યમાં થનાર છે? ત્યારે તે વીરે કહ્યું કે, બનવાકાળ છે તેતો બનેજ

જાય છે. દિલ્હી હવે સ્થિર રહેશે નહિ. મ્લેચ્છના દળનું જોર થશે અને તે દિલ્લી શહેર તોડશે. પૃથિરાજનો યુદ્ધમાં પરાજય થશે, અને રાવળ સમરસિંહજી યુદ્ધમાં કામ આવી જશે. બળવાન્ દેવી ભક્ત ચામુંડરાય અને રામગુરૂ પુરોહિત ભારતમાં કપાઇ જશે. પૃથિરાજ કેદ પકડાઇ જઇ છ માસ પર્યંત કષ્ટ ભોગવશે. પછી પૃથિરાજ, શાહબુદીનગોરી અને ચંદ બારોટ એ ત્રણ્યે એકત્ર સ્થળે રેહશે. ગોરીઓ જમાવ કરી હિંદુસ્તાનમાં ફેલાશે. તેઓ કિલ્લાઓ અને દેવાલયો ભાંગી નાંખી મહા અનર્થ કરશે. આ પ્રમાણે બસો વર્ષ સુધી ચાલ્યા પછી ચકતા-મુગલ આવશે. તેઓ હિંદુઓને દંડશે, અને ઘેરઘેરથી રાજાઓની દીકરીઓને પરણશે. ત્યાર પછી દક્ષિણ તરફથી સૈન્ય આવશે; પરંતુ તેને તખ્ત મળશે નહિ. તે પછી ટોપી આવશે. તે નાના પ્રકારના મુલગ અને કલમ ચલાવશે. શ્રી રામ કહેવાશે, અને હિંદુ તથા તુરક બધા ભાગી જશે તે પણ દિલ્લીના તખ્ત ઉપર બેસશે. અને રાજાઓ ઘેર ઘેર સુખ પામશે. તેઓ ધર્મરાજ જમાવશે. અને ન્યાયના પ્રતિપાળ કહેવાશે, જ્યારે ન્યાયનું બંધન છુટશે ત્યારે ટોપીઓમાં પણ માંહોમાંહે ટંટો થશે. બલ્ક અને કાબુલવાળો તથા એક ત્રીજો ભટી રાજા મળીને દિલ્લીને તોડશે. તે છ વર્ષ રહેશે. ત્યાર પછી સીસોદિયા-ઉદેપુરવાળા આવશે. અને રાણાજી છત્ર ધરાવશે. તે પાંત્રીસ વર્ષ ભોગવશે. પછી અજમેરના પીર જાગશે, અને તે દિલ્લીનું તખત મગશે. ત્યાર પછી તુંવર દિલ્લીને ઘેરશે. અને પુનઃ દિલ્લીમાં પોતાની આણ ફેરવશે. ત્યાર પછી રાઠોડ દિલ્લી આવશે, અને તે ફરીથી ધર્મ નીતિ ચલાવશે !

## दुहो.

वीरभद्रके वचन सुण, लग्यो सोच चहुआण ।
महावीर दृढ ग्यानको, बोल्यो तब बलवान ॥

## त्रोटक छंद.

नृप शोच न कीजिये काहुनको, भुगते जन भव्य सुखं दुखको ।
वसुधा किनके घर नांहि रही, पुनि केतिक वार उथल्ल गई ॥
नृप वेननकी न भई धरनी, कर वास विशंभ रही करनी ।
सुरराज जेसे न हुई उनकी, घर नांहरही हरनांकुसकी ॥
बलकी न हुइ जिन जग्य किये, तिन वामन बांध पताल दिये ।
धरता धरनी भइ मानधकी, थिर वास करे न रही उनकी ॥
त्रिपुराज विसंभ जालधरसे, उनके घरहुंसे गई निकसे ।

पृथुराजवतार भई हरके, थिर नांहि रही उनही घरके ॥
हुजराम बडे न हुइ उनकी, फिरमात चलाइय बामनकी ।
हटराम फरस्स इकोल करी, वसुधा न रही सु उथल परी ॥
पत मोर बंध्यो शिर रावलको, जिन ध्यान कियो हे सदाशिवको ।
तिन सु तजि प्रीत खरी विसही, रघुनाथ लही अपनी सु कही ॥
प्रभु तीनहि लोक उपावनके, रघुराम तिसे न हुई उनके ।
दुरजोधन जोध वडे जबरे, तिनसें अरजुन संग्राम भरे ॥
करु भारथ क्षोन अढार कटे, उनके घरहुसे गइ विछूटे ।
रनखेत मरंत लरंत अती, तिनको बल भक्ष करे धरती ।
रनखेत विचार लरे जबही, रजबट्टको नीर रहे तबही ॥

## दुहो.

वीरभद्र कहि ए कथा, बैठ गयो इहि ठान ।
फेर शिला शिरपर धरी, लगो हेत शिव ध्यान ॥

**ભાવાર્થ**—એવાં વીરભદ્રનાં વચન શ્રવણ કરી વીર પૃથિરાજ શોચ કરવા લાગ્યો. તે નિહાળી મહાવીર બોલ્યો કે, હે રાજા ! કોઇ પણ વાતનો શોચ કરવોજ નહિ. પૃથિવી કોઇને પણ ઘેર રહી નથી, અને રહેવાની પણ નથીજ. તેતો કેટલીકવાર ઉથલી ગઈ છે. તે રાજાવેનની થઇ નહિ. વિશ્વં-ભરના હાથમાં પણ રહી નહિ. સુરરાજ ઇન્દ્ર જેવાની પણ ન થઇ. મહા બળવાન્ રાક્ષસરાજ હિરણ્યાક્ષને ઘેર પણ ન રહી. બળિરાજા કે જેણે યજ્ઞ કર્યો તેની પણ થઇ નહિ, તેને તો ઉલટો વામન ભગવાને બાંધીને પાતા-ળમાં મૂક્યો. માન્ધાતાના ઘેર પણ સ્થિર રહી નહિ. ત્રિપુરાસુર અને જાલ-ધરને ઘેરથી પણ ચાલી ગઈ. શ્રીસદાશિવજીનો અવતાર પૃથુરાજા થયા તેને ઘેરથી પણ ચાલી ગઇ. બળરામને ત્યાં પણ ન રહી. પરશુરામ કે જેણે બ્રા-હ્મણોનો હુકમ ચલાવ્યો અને એકવીશવાર નક્ષત્રા પૃથિવીને કરી; તોપણ તેના હાથમાંથી પણ ઉથલી ગઇ. શ્રીઆસુતોપ ભગવાન્ શ્રીસદાશિવજીનું ધ્યાન કરી રાક્ષસેન્દ્ર રાવણે માથે મોડ બાંધ્યો, તો તેની પ્રીતને પણ તોડીને ચાલતી થઈ; એટલે શ્રીરામચન્દ્રજીએ લઇને પોતાની કરી. એ શ્રીરામચન્દ્રજી સાક્ષાત્ ત્રણ લોકના સરજનહાર હતા છતાં તેની પણ પૃથિવી થઇ નહિ. દુર્યોધન મહાબળવાન્ યોદ્ધા થયો તેની સાથે પાંડુપુત્ર મહા પરાક્રમી નરના અવતારભૂત અર્જુને મહાસંગ્રામ કરી અઢાર અક્ષૌહિણી સેનાનો વિધ્વંસ કર્યો, તેને ઘેરથી પણ પૃથિવી ચાલી ગઈ. રણભૂમીમાં તેને મરે જે લડી

મરેછે તેનો એજ પૃથિવી ભક્ષ કરેછે. અને યુદ્ધભૂમીમાં જે વિચારપૂર્વક લડે છે, તેના રજપૂતપણાનું પાણી રહી જાય છે. બાકી તો સર્વ મિથ્યા છે. આ પ્રમાણે કહીને પુનઃ વીરભદ્ર એજ સ્થળે બેસી ગયો. અને મસ્તક ઉપર શિલા ઓઢીને શ્રીસદાશિવજીનું ધ્યાન કરવા લાગ્યો.

પૃથિરાજ ચહુઆણજેવો વીર હતો તેવોજ ચંદ મહાકવિ હતો. વીર પૃથિરાજ ચહુઆણને જેટલું માન તેનાં શૌર્યનિમિત્ત મળેછે; એટલું નહિ પણ તે કરતાં વિશેષ માન ચંદને કવિ તરીકે આજપર્યંત મળેછે. ભાષાના કવિયોમાં ચન્દ્ર પેહેલો નંબર ભોગવેછે. અને એજ કવિશ્રેણીમાંના એક કવિએ પ્રાચીન કવિયોના ગુણની ગણના કરતી વેળાએ કથેલું છે કેઃ—

## दुहो.

चन्द छन्द पद सूरके, कवित्त केशवदास ।
चौपाई तुलसीदासकी, दुहा बिहारीदास ॥

પૃથિરાજ રાસાઉપર રજપૂતસ્થાનના રાજાઓનો ઘણોજ વિશ્વાસ છે. તેનો આદર મહાભારતના મહાત્મ્ય અને મહાભારતના સમાન થાયછે મનુષ્યોમાં આજ પણ એવી કહેવત પ્રચલીત છેકે જ્યાં રાસો વાંચવામાં આવે ત્યાં અવશ્ય લડાઇ થયાવગર રહેજ નહિ. 'રાજસ્થાન' નામના ઇતિહાસના પ્રસિદ્ધ અંગ્રેજ લેખક ટાડસાહેબે ચંદ અને રાસાના નિમિત્તે પોતાના પુસ્તકમાં જે કાંઇ લખેલું છે, તેનો અનુવાદ નિચે લખવામાં આવેલ છે.

પૃથિરાજનું યુદ્ધ અને તેની સાથે સંબંધ રાખવાવાળાં વર્ણન તથા તેના સંબંધનાં અનેક સામર્થ્યવાન્ રાજ્યસંસ્થાન, વંશાવલી, ઇત્યાદિને લીધે મહાકવિ ચન્દનો ગ્રંથ એક અમૂલ્ય ઇતિહાસ તથા જગદ્વર્ણનનો સ્મારક છે. અને તેથી વિશેષ સામાજીક વ્યવહાર અને માનસિક ઉન્નતિનો અપૂર્વ ભંડાર પણ એ ગ્રન્થમાંથી પ્રાપ્ત થઇ શકેછે.

મહાકવિ ચન્દ્રની કીર્તિ આજ પણ જેવીને તેવીજ અમર છે. અને વીરપૃથિરાજનું શૌર્ય પણ તેનાજ આશ્રયથી ગવાય છે. કવિના આશ્રય વગર મહા બળવાન્ રાજા પણ પામરના સદશ જગતમાં ભૂલાઇ જાયછે. વીરપૃથિરાજ અને મહા કવિ ચન્દનો આ મહિમા વીરરસના ભોગીને વીર, અને શૃંગારના ભોગીને શૃંગાર તથા ઇતિહાસના પ્રેમીઓને ભરતખંડનો પ્રાચીન ઇતિહાસ છે, એજ એનાં લેખનો રમણીય રસપ્રદ હેતુ અને ભારતનો વિજયછે!!



# પ્રકરણ ૨૧ મું.

## પરિશિષ્ટ.

### [મહારાજા વીર પૃથિરાજના સમ્બન્ધમાં ઐતિહાસિક સમ્મતિ]



પૃથિરાજ ચહુઆણ ભારતવર્ષનો એક અંતિમ અને મુખ્ય આર્યરાજા હતો. તેનો તીવ્ર પ્રભાવ સમસ્ત ભારતવર્ષમાં પ્રસરી ગયો હતો, અને દિલ્લિનુ સિંહાસન મુસલમાનોના અધિકારમાં આવ્યા પહેલાં પૃથિરાજે સમસ્ત આર્ય રાજાઓમાં શ્રેષ્ઠ પદ પ્રાપ્ત કરેલું હતું.

### મહાકવિ ચન્દ પ્રસંગ.

મહાકવિ ચન્દે લખ્યું છે કે, 'જ્યારે દિલ્લિપતિ તુંવર અનંગપાળ, કામધ્વજની સાથે યુદ્ધમાં પ્રવૃત થયો, ત્યારે અજમેરપતિ સોમેશ્વર ચહુઆણે તેની યથાયોગ્ય સહાયતા કરી હતી. એ કારણથી દિલ્લિપતિએ પોતાની નાની કન્યા કમળા, સોમેશ્વર ચહુઆણને પરણાવી હતી એજ સોમેશ્વરનાં વીર્યથી અને કમળાદેવીના ગર્ભથી જગદ્ વિખ્યાત નર પૃથિરાજ ચહુઆણનો જન્મ થયો હતો. અનંગપાળની મોટી કન્યા સુંદરીને કનોજપતિ વિજયપાળ રાઠોડ સાથે પરણાવી હતી; એજ સુંદરીના ગર્ભથી કનોજપતિ રાઠોડરાય જયચંદ્રનો જન્મ થયો હતો'.

ચન્દ કવિના પૃથિરાજરાસા ઉપરથી કેટલીક વાતો જાણવામાં આવે છે કે,– પૃથિરાજનો પિતામહ–દાદો કે જેનું નામ આનંદમેવજી, તેનાપરદાદાનું નામ જયસિંહ અને વૃદ્ધદાદાનું નામ આનો ચહુઆણ હતું. વિક્રમ સંવત ૧૧૧૫ માં વીર પૃથિરાજનો જન્મ થયો.

### દુહો.

एकादशसै पंच दह, विक्रम साक अनंद;
तिहिरिपु पुरजय हरनकों, भे पृथिराज नरिंद.

અર્થાત્ વિક્રમ સંવત ૧૧૧૫ માં શત્રુઓનાં શહેરો અને કીર્તિને હરવા માટે પૃથિરાજ રાજાનો જન્મ થયો.

આ શિવાય બીજા પદ્ધરી છંદમાં પૃથિરાજની જન્મપત્રિના વિષયમાં ચન્દ કવિએ આ પ્રમાણે લખ્યું છે કે,–

## पद्धरी छंद.

दर्बार वैढि सोमेशराय, लीने हजार जोतिग बुलाय;
कहो जन्म कर्म बालक विनोद, शुभ लगन महूरत सुनत मोद.
सम्वत इक्कदश पंचअग्ग, वैशाख मास पख कृष्ण लग्ग;
गुरु सिद्धि जोग चित्रा नखत्र, गरनाम करण सिसु परम हित्त.
कला प्रकाश इक घरिय रात, पल तीस अंस त्रय बालजात;
गुरु बुद्ध शुक्र परि दशैं थान, अष्टमै वार शनि फल विधान.
पंच द्वअथान परि सोम भोम, ग्यारसै राहु बल करन होम;
बारमै सूर सो करत रंग, अन मैन मारि तिन करै भंग.
पृथिराज नाम बल हरै छत्र, दिल्लिय तखत मंडै सुछत्र;
चालीस तीन तिन वर्ष सात, कलिपहुमि इन्द्र उद्धार काज.

સોમેશ્વર ચહુઆણે દરબારમાં બેસી જ્યોતિષીઓને સન્મુખ બોલાવીને તેઓને પૂછ્યું કે,–બાળકનો જન્મ, કર્મ અને શુભ લગ્ન કહો, કે જે શ્રવણ કરવાથી મને આનંદ થાય. સંવત ૧૧૧૫ વૈશાખ માસ, કૃષ્ણપક્ષ, ગુરૂવાર, સિદ્ધિયોગ, ચિત્રાનક્ષત્ર અને શિશુ–બાળકને પરમ હિતકારી ગર કરણ–એક દંડ ૩૦ પળ ૩ અંશ જ્યારે રાત્રિ રહી ત્યારે પ્રભાતકાળમાં બાળકે જન્મ લિધો. એના દશમા સ્થાનમાં બૃહસ્પતિ, બુધ અને શુક્ર અને આઠમા સ્થાનમાં શનિ છે. પાંચમા અને બીજામાં સોમ અને મંગળ અગ્યારમા સ્થાનમાં દુષ્ટોના નાશ માટે રાહુ, અને બારમે સૂર્ય છે. જેથી આ બાળક નાના રંગોમાં દુરંત અને શત્રુઓનો નાશ કરવામાં સમર્થ થશે. આનું નામ પૃથિરાજ થશે. એ દિલ્લીના સિંહાસન ઉપર બેસશે. આ કળિયુગમાં ૪૩ વર્ષ પર્યંત આ બાળક પૃથ્વીના ઉદ્ધાર કાર્યમાં લાગ્યો રહેશે; અર્થાત્ ૪૩ વર્ષ સુધી જીવશે. અને કલિયુગમાં પૃથ્વીનો ઉદ્ધાર કરવાવાળો ઇન્દ્રનો અવતાર થશે. ચન્દ કવિની વર્ણવેલી જન્મપત્રીથી પૃથિરાજનો જન્મકાળ વિક્રમ સંવત ૧૧૧૫ અને ઇ. સ. ૧૦૫૮ માં સાબીત થાય છે.

બાલ્યાવસ્થાથીજ તેના શૌર્યનો પરિચય થતો હતો. દરબારમાં ભોળા ભીમદેવના ભત્રીજા પ્રતાપસિંહ ચાલુકયે અયોગ્યતા કરી હતી. એથી કૃષ્ણ-કન્હ ચહુઆણે તેને મારી નાખ્યો, તેથી પૃથિરાજ પોતાના કાકા–ઉપર અત્યંત નારાજ થયો. અને તેથી તેણે રાજસભામાં પોતાના કાકાને આંખ્યો બાંધી રાખવાની આજ્ઞા આપી હતી.

પૃથ્વીરાજે રાજા થવા પહેલાંજ નાહરરાય અને મેવાતિયેનો પરાજય કરયો હતો. અને તે સિવાય શાહબુદ્દીન ઘોરીના મોકલેલા હુસેનખાન સાથે તેને ઘોર યુદ્ધ થયું હતું. એ યુદ્ધમાં શાહબુદ્દીનનો પરાજય થયો અને હુસેનખાન માર્યો ગયો. એક દિવસ મૃગયા વખતે શાહબુદ્દીને પૃથ્વિરાજપર તેના અસાવધાનપણામાં આક્રમણ કરયું, તે સમય ચહુઆણ વીરની સાથે ઘણું સૈન્ય ન હતું; છતાં પણ પૃથ્વિરાજે ઘણુંજ પરાક્રમથી ઘોરીનો પરાજય કર્યો હતો.

'ગુજરાતનો ભોળો ભીમદેવ મહા અહંકારી હતો. પૃથ્વિરાજે તેનો અહંકાર ઉતાર્યો. અને ઇચ્છનકુમારીની સાથે પૃથ્વિરાજનો વિવાહ થયો.'

'પૃથ્વિરાજ સાથે મુગલોએ યુદ્ધારંભ કર્યો, તેમાં પૃથ્વિરાજે પોતાનું અનહદ પરાક્રમ દર્શાવ્યું હતું. ચન્દપુંડીરની દાહિમી નામની એક પરમરૂપવતી કન્યા હતી. પૃથ્વિરાજે તેનું પાણિગ્રહણ કર્યું. કયમાસ, ચન્દ્રસેનપુંડીર અને ચામુંડરાય એ ત્રણે જણ દાહિમીના ભાઇ અને દિલ્લીશ્વરના સરદાર હતા. પૃથ્વિરાજના નાના અનંગપાળને બે કન્યા સિવાય બીજી પુત્ર સંતતિ નહતી, તેથી અનંગપાળે પોતાના દૌહિત્ર પૃથ્વિરાજનાં પરાક્રમ, બુદ્ધિ અને ગુણથી મુગ્ધ થઇને તેનેજ દિલ્લીનું રાજ્ય સમર્પણ કરી પોતે બદ્રિકાશ્રમમાં ચાલ્યો ગયો.

## कवित्त.

एकादश संवतह, अट्ठ अग्गहत्ति तीस मांन;
प्रथमसु ऋतु हेमंत, सुद्ध मगसिर सु मास गनि.
सेत पष पंचमिय, सकल वासर गुरु पूरन;
सुदि मगसिर सम इंद्र, जोग सिद्धहि सिव चूरन.
पहु अनंगपाल अप्पियपहुमि, पुत्तिय पुत्र पवित्र मन,
छंड्यो सुमोह सुख तन तरुनि, पति बद्री सज्जे सरन.

**ભાવાર્થ**—સંવત્ ૧૧૩૮ હેમંત ઋતુના પ્રારંભમાં માર્ગશીર્ષ શુક્લ પંચમીને ગુરૂવારે મૃગશિરના ચંદ્ર અને સિદ્ધયોગ વખતે અનંગપાળે પુત્રીના પુત્રને શુદ્ધ મનથી પોતાનું રાજ્ય આપ્યું, અને પોતે શરીર અને સ્ત્રીનો મોહ તથા સુખ વગેરેનો પરિત્યાગ કરી બદ્રિનાથનું શરણ લીધું.

ચન્દ ભાટે પૃથ્વિરાજરાસામાં વળી એમ પણ લખ્યું છે કે.—

## अरिल.

ग्यारहसे अठतीसा मानं, भे दिल्लि नृपरा चहुआनं;
विक्रम बिंन सक बंधी सूरं तपै राज पृथिराज करूरं.

વિક્રમ સંવત ૧૧૩૮માં પૃથિરાજ રાજા થયો. તે વિક્રમ વગર પણ શક ચલાવવા યોગ્ય છે; અર્થાત્ વિક્રમ જેવો પરાક્રમી છે. તેનું રાજ્ય બહુ ક્રૂર તપતું હતું; અર્થાત્ તેની આજ્ઞાનો કોઈ પણ ભંગ કરી શકતું નહતું.

. અનંગપાળને દિલ્હી છોડી બદ્રિકાશ્રમમાં ગયેલો શ્રવણ કરી શાહબુદ્દીન ઘોરીએ મહા પ્રચંડ વેગથી દિલ્હીના ઉપર હલ્લો કર્યો. માધો ભાટે આ વાર્તા પૃથિરાજને કહી. હિંદુ અને મુસલમાનોને ઘોર યુદ્ધ થયું. શાહબુદ્દીન હારીને કેદ થયો અને પછી તે યોગ્ય દંડ આપીને છુટી ગયો. ત્યાર પછી પૃથિરાજે પદ્માવતિનું પાણી ગૃહણ કર્યું. આ સમય ચંદેલનો પરિમાલ રાજા ઘણોજ પ્રબળ થઈ ગયો હતો.

'દિલ્લીપતિ સાથે તેને યુદ્ધ થયું. આલ્હા અને ઉદલ નામના બે સરદારોએ પરમાલ રાજાનો પક્ષ કર્યો, પણ અંતે તેઓ પૃથિરાજથી પરાજય પામ્યા. ત્યાર પછી પૃથિરાજની બેન પૃથાની સાથે ચિત્તોડપતિ મહારાણા સમરસિંહજીનો વિવાહ થયો.

'દિલ્લીપતિને ખટુવનમાંથી ઘણુંજ દ્રવ્ય મળ્યું. માટી ખોદીને તે દ્રવ્ય કાઢતી વેળાએજ શાહબુદ્દીને તેના ઉપર હલ્લો કર્યો હતો; પરંતુ આસમયે પણ તે પ્રથમની પેઠેજ પૃથિરાજના હાથમાં કેદ પકડાયો હતો, તે પાછો પુષ્કળ દ્રવ્ય દંડમાં આપીને છૂટી ગયો.'

'દેવગીરીની રાજ્યકન્યા શશિવ્રતા પોતાને મળે એ આકાંક્ષાથી કનોજપતિ જયચન્દ્ર દેવગિરિ ગયો હતો; પરંતુ તે રાજ કન્યાને તો પૃથિરાજ હરિ લાવ્યો તેથી પૃથિરાજ સાથે જયચંદ્રને યુદ્ધ થયું. જયચંદ્રે મોટી સેના લઈને દેવગિરિને ઘેરો ઘાલ્યો. હતો; પરંતુ અંતે તે પૃથિરાજના બળવાન સેનાપતિ ચામુંડરાયથી પરાજય પામ્યો હતો.'

ચામુડરાય દેવગિરિને જીતીને પાછો ફર્યો. તેના આવ્યા પછી દિલ્લીપતિ રૈવા તટમાં હાથિયોના શિકાર માટે ગયો, ત્યાં તેને લાહારના સુબા ચંદપુંડિરનો એક પત્ર મળ્યો. અને તેમાં લખ્યું હતું કે શાહબુદ્દીન ઘોરીનો સેનાપતિ તતરખાં દિલ્લીપર આક્રમણ કરવાને તૈયાર છે. આ સમાચાર થતાં દિલ્લીશ્વરે વિલંબ ન કરતાં સેનાસહ પંજાબના તરફ કુચ કરી. માર્ગમાં સમાચાર થયા કે ચન્દપુંડિરે સેના લઈને ગુજનીપતિને રોક્યો; પરંતુ તે તેનાથી રોકાયો નહિ એટલે દિલ્લીશ્વરે ત્વરાથી યુદ્ધભૂમીમાં આવીને શાહબુદ્દીનને આગળ વધતો અટકાવ્યો. આ યુદ્ધમાં ઉભય તરફના મોટા મોટા સરદારો માર્યા ગયા. અંતે શાહબુદ્દીન પરાજય પામ્યો અને કેદ થયો. ગજનીપતિ ઘોરી શાહબુદ્દીન એક માસને ત્રણ દિવસ સુધી કેદમાં રહીને પુષ્કળ દ્રવ્ય આપી મુક્ત થયો.'

આ તરફ બદ્રિકાશ્રમમાં અનંગપાળને સમાચાર થયા કે, તેની પ્યારી પ્રજા પૃથિરાજથી પીડા પામેછે; તેથી આ સમય તેને પોતાનેજ જોઇએ કે અનંગપાળનેજ રાજ્યભાર લેવો યોગ્ય છે. આ વાર્ત્તા શ્રવણ કરી માલવરાજમહિપાલ પ્રથમ તો સોમેશ્વરની રાજધાની સંભર અને પછી દિલ્લીપર હલ્લો કરવાને અગ્રેસર થયો; પરતુ સોમેશ્વરે તેનો સારી રીતે પરાજય કર્યો. આ તરફ અનંગપાળના પક્ષવાળા કેટલાંક મનુષ્યોએ બદ્રિકાશ્રમમાં આવી વૃદ્ધ અનંગપાળને દિલ્લીનું રાજ્ય લેવા અનુમોદન આપ્યું. એઓના કહેવાથી અનંગપાળે પૃથિરાજને પોતાના મંત્રીદ્વારા કહેવરાવ્યું કે,—'કાંતો તમે રાજ્ય છોડી આપો, નહિતો બાદ્રિકાશ્રમમાં મારી પાસે આવી સમજુત કરો.'

પૃથિરાજે પોતાના વૃદ્ધ નાનાની વાત ઉપર લક્ષ આપ્યુંજ નહિ; એટલે વૃદ્ધ અનંગપાળ સેના લઇને યુદ્ધ કરવા આવ્યો. ગજનીના સુલતાને પણ સેનાસહ આવીને અનંગપાળનો પક્ષ કર્યો; છતાં પણ પૃથિરાજ અગ્રેસર થયો. યુદ્ધભૂમીમાં નાનાની સાથે સાક્ષાત્ કર્યો. પૃથિરાજનો પ્રિય મંત્રી કૈમાસ અનંગપાળના હાથીને મારીને વૃદ્ધ રાજાને કેદ કરી લાવ્યો. સુલતાન તેનું સંરક્ષણ કરવા જતો હતો, તેને ચામુંડરાયે કેદ કરી લીધો. પૃથિરાજે નાનાનો ઘણોજ આદર સત્કાર કર્યો, અને શાહાબુદ્દીન આ સમયે પણ પુષ્કળ દ્રવ્ય આપીને છૂટી ગયો. વૃદ્ધ અનંગપાળની આ સમયે પણ રાજ્યની ઇચ્છા ગઇ નહિ, તેથી તે એક વર્ષ કરતાં પણ વિશેષ વખત દિલ્લીમાં રહી પૃથિરાજના વ્યવહારથી પ્રસન્ન થઇ પછી પાછો બદ્રિકાશ્રમમાં ગયો.

'ગજનીપતિ વારમ્વાર અપમાન પામવાથી બહુજ ક્રોધમાં આવી, આ સમય મોટી સેના લઇ ઘગ્ઘર નદીને કિનારે ઉપસ્થિત થયો; પરંતુ આ સમય પણ શાહને પ્રથમના જેવુંજ ફળ પ્રાપ્ત થયું.'

ત્યારપછી પૃથિરાજ કર્ણાટક ગયો. ત્યાંથી તે કેલહન—કર્ણાટકી નામની એક નાયકાને સાથે લઇને સંવત્ ૧૧૪૧માં દિલ્લી પાછો આવ્યો.

કનોજપતિ જયચન્દ્ર પ્રથમથીજ પૃથિરાજનો શત્રુ હતો. હવે તે સુલતાન શાહબુદ્દીન સાથે મળી જઇને પૃથિરાજ સાથે પૂરેપૂરી શત્રુતા કરવા લાગ્યો, અને એજ કારણને લીધે પીપાયુદ્ધ થયું. તે પછી દિલ્લીપતિએ ઇન્દ્રાવતી નામની એક સુંદરીનું પાણિગ્રહણ કર્યું. પૃથિરાજ કેટલાક દિવસ તે સાથે ભોગવિલાસ કરી શિકાર કરવા ગયો, તે સમયે પણ સુલતાને તેના ઉપર ધસારો કર્યો. આ સમય દિલ્લીના બીજા સેનાપતિ જૈતરાવે પરાક્રમસહ સુલતાનનો પરાજય કર્યો, ત્યારપછી પૃથિરાજે કાંગડાના ગિરીદુર્ગપર અધિકાર કરી હંસાવતીનું પાણિગ્રહણ કર્યું.

ગુર્જરેશ્વર ભોળા ભીમદેવની સાથે અજમેરપતિ સોમેશ્વરનો ઘણા દિવસથી વિક્ષેપ ચાલતો હતો. ગુજરાતના પતિ ભોળા ભીમે ગુપ્ત ભાવથી સોમેશ્વરને મારી નાખ્યો. તે પછી સુલતાન શાહાબુદ્દીને વળી દિલ્હી ઉપર હલ્લો કર્યો. ખટ્ટુ વનમાં ઉભય તરફથી યુદ્ધ થયું. આ સમયે પણ મંત્રીવર કૈમાસના પ્રભાવથી વિક્રમ સંવત્ ૧૧૪૦માં શાહાબુદ્દીનઘોરીનો પરાજય થયો.

## कवित्त.

ग्यारहसें चालीस, चैत बदि सस्सिय दूजो;
चढ्यो साह साहाब, आनि पंजाबह पूज्यो.
लक्खतीन असवार, तीन सहस मदमत्तह;
चल्यो साह दर कूच, कढ्ढिय जुग्गनिपर बत्तह.
सामंत सूर विकसे उअर, कायर कंपे कलह सुनि;
कैमास मंत्रि मत्रह दियो, ढिग बैठे चामुंड पुनि.

**ભાવાર્થ**—સંવત્ ૧૧૪૦ ચૈત્ર વદ ૨ને સોમવારને રોજ શાહાબુદ્દીન ચડીને પંજાબ આવી પોહોચ્યો. તે સાથે ત્રણ લાખ સ્વાર અને ત્રણ હજાર મહોન્મત્ત હાથી હતા. ને દરકૂચ મેલાણ કરતો જુગ્ગિનપુર—દિલ્હી તરફ ધસ્યો આવતો હતો, તે શ્રવણ કરી યોદ્ધાઓનાં અને શૂરાઓનાં મન પ્રફુલ્લિત થયાં અને કાયરો કંપવા લાગ્યા. કયમાષ મંત્રિયે શાહ સામે થવા પૃથિરાજને સંમતિ આપી, તે સમય ચામુંડરાય પાસે બેઠો હતો.

ગજનીપતિનો પરાજય કરી પૃથિરાજે પિતૃહત્યાનો બદલો લેવાને માટે ગુજરાતના ઉપર ચડાઈ કરી. ગુજરાતનો ચાલુક્યરાજ ભોળો ભીમ પણ ઘણીજ મોટી સેના લઇ દિલ્હીશ્વરના સામો થયો; પરંતુ પૃથિરાજથી પરાજય પામી ત્વરાથી મરણને શરણ થયો.

જ્યારે પૃથિરાજ દિલ્હી અને અજમેર બન્નેનો અધીશ્વર થયો, ત્યારે એક દિવસ દિલ્હીમાં તેને એવા સમાચાર થયા કે, કનોજપતિ જયચન્દ્રરાઠોડની કન્યા સંયુક્તાએ પ્રતિજ્ઞા કરી છે કે, પૃથિરાજ વગર બીજા કોઇના પણ કંઠમાં વરમાળા નાખીશજ નહિ. આ તરફ જયચન્દે પણ પોતાની કન્યાનો વિવાહ કરવા માટે સ્વયંવર કર્યો હતો. જો કે પૃથિરાજ જયચન્દ્રનો મહામારી શત્રુ હતો; તોપણ તેની કન્યાની ઇચ્છા પૂર્ણ કરવા માટે પૃથિરાજ કનોજ ગયો હતો. પૃથિરાજે થોડાએક વિશ્વાસુ લોકોને નગરથી બહાર રાખી સંયુક્તાની બરાબર ઇચ્છા જાણવા માટે ગુપ્ત વેષથી કનોજના રાજગૃહમાં ગયો હતો, અને અતિ ગુપ્ત ભાવથી સંયુક્તાને જોઇને તેણે જાણી લીધું કે,

જયચન્દની કન્યા વાસ્તવિક રીતે સર્વ પ્રકારે યોગ્ય છે, અને મારા વગર બીજા કોઈને પણ ચાહતી નથી. તે પછી મેવાડપતિ સમરસિંહનું યુદ્ધ થયું.

પ્રથમ સંયુક્તાને મેળવવા માટે અને પછી સમરસિંહજીની સાથે રહીને જયચન્દ્રનું અભિમાન ઉતારવાને માટે પૃથિરાજ યત્ન કરવા લાગ્યો.

સંવત ૧૧૫૦ માં પૃથિરાજે પોતાના પ્રિય મંત્રી કૈમાસને માર્યો, અને સંવત ૧૧૫૧ માં પૃથિરાજે સંયુક્તાનું હરણ કરવાને માટે મોટા સમારંભથી કનોજ તરફ પ્રયાણ કર્યું.

संवत सुग्यारहसै पचास, आषाढ सुक्ल दशमी निवास;
चामुंडराय गजराज काज, वैरी समस्यो पृथिराज राज.
भाद्रौ सुकल दशमी प्रमान, कैंमास रास कृत हत्यौ बान.
द्वादसी तासु गवनि भीन, सामंत सूर पारनै कीन.

**ભાવાર્થ:**—સંવત ૧૧૫૦ ના આષાઢ માસની શુકલ પક્ષની દશમને દિવસે ચામુંડરાયને પાટ હાથીને મારવા માટે પોતાનો શત્રુ ગણી પૃથિરાજે હાથમાં બેડી નાખી કેદ કર્યો અને ભાદરવા સુદ ૧૨ ને દિવસે કૈમાસને પોતે માર્યો. આ પ્રમાણે ચન્દ કવિએ અહિં ૧૧૫૦ ની સાલમાં માસનો વધ લખ્યો છે, તેજ ચન્દ કવિએ પૃથિરાજ રાસાના કનોજના યુદ્ધ પ્રસંગમાં સંવત્ ૧૧૫૧ ની સાલમાં કૈમાસ હાજર હતો એમ પણ લખેલું છે. ગમે તે હો; પરંતુ પૃથિરાજના હાથથી વિચક્ષણ પ્રધાન કૈમાસ માર્યો ગયો એ તો નિઃસંશય છે. કનોજપતિ જયચન્દ્ર સાથે પૃથિરાજનું દારૂણ યુદ્ધ થયું. અન્તે દિલ્લીપતિ, કનોજપતિનો પરાજય કરી તેની પરમસુંદરી કન્યા સંયુક્તાને લઈ પોતાની રાજધાની તરફ પાછો ફર્યો.

## दुहा.

ग्यारहसे एकावने, चैत तीज रविवार;
कनवज देखन कारणे, चल्यो सु संभरिवार.

**ભાવાર્થ:**—સંવત ૧૧૫૧ ના ચૈત્ર વદ ૩ ને રવિવારે કનોજ જોવા માટે સંભરિવાર–પૃથિરાજ ગયો હતો.

આ અપમાન જયચન્દ્રના હૃદયમાં કાંટાના સમાન ખુંચવા લાગ્યું, તેનું હૃદય ભેદાઈ ગયું. અને તેથી તેણે પૃથિરાજનો પરાજય કરવા માટે ગજનીપતિનો આશ્રય લીધો, અને તે સમય જયચન્દ્રની સહાયતાથી સુલતાન અત્યંત ઉત્સાહમાં આવીને પુનઃ દિલ્લી ઉપર હલ્લો કરવાને આવ્યો. આ વખત પ્રથમ યુદ્ધમાં ધીરપુંડીરની વીરતાથી સુલતાનનો પરાજય થયો હતો; છતાં પણ

શાહનો ઉત્સાહ ઘટયો નહિ, અને જયચન્દ્રે પુષ્કળ દ્રવ્ય અને સેનાથી સુલતાનની સહાયતા કરી. અને આ સમયે પણ હજારો મુસલમાનોની સેના લઈ ઘગ્ગર ક્ષેત્રમાં આવ્યો; એટલે વીર પૃથિરાજ પણ પોતાના મુખ્ય મુખ્ય સામંતોને લઈને રણભૂમીમાં આવી ઉભો રહ્યો, તથા પૃથિરાજનો બનેવી સમરસિંહ પણ તેની સહાયતા માટે આવેલ હતો. આ પ્રકારે ઉભય સેના રણભૂમીમાં એકત્ર થઈ. સંવત્ ૧૧૫૮ ના શ્રાવણ માસમાં શનિવાર અને કર્ક સંક્રાંતિમાં યુદ્ધનો આરંભ થયો.

शाकसु विक्रम सत्त सिव, अट्ठ अग्र पंचास;<br>
शनिश्चर संक्रांत क्रक्क, श्रावन अद्धो मास.<br>
श्रावण मावस शुभ दिवस, उभै घटि उदिपत्त;<br>
प्रथम रोस हुअ दीन दल, मिलन सुभर रनरत्त.

**ભાવાર્થ:**—વિક્રમ સંવત્ ૧૧૫૮ શનિશ્ચર કર્ક સંક્રાંતિનો શ્રાવણ માસ અર્દ્ધ પુરો થતાં [1]અમાવાસ્યાને દિવસે બે ઘડી સૂર્ય ઉગ્યો, ત્યારે ઉભય દીન—હિંદુ અને મુસલમાન યોદ્ધાઓના રંગ લાલ થયા.

આ યુદ્ધમાં પણ પ્રથમ પૃથિરાજનોજ જય થયો હતો; પરંતુ હિંદુઓમાં કુસંપ હોવાથી અંત શાહાબુદ્દીન જીત્યો. અને રાણો સમરસિંહ સ્વદેશ અને સ્વજાતિને માટે રણભૂમીમાં માર્યો ગયો, અને પૃથિરાજને કેદ કરી ગજની મોકલવામાં આવ્યો. આ સમય કેદી પૃથિરાજને આંધળો કરી નાખ્યો હતો. ચન્દ કવિ પોતાના સ્વામીને મળવાના હેતુથી અનેક કષ્ટ સહન કરી ગજનીમાં આવ્યો, અને પોતાની બુદ્ધિ બળના પ્રભાવે ગજનીના આધીન કર્મનો સ્વીકાર કર્યો. ત્યાર પછી એક દિવસ કેદખાનામાં પૃથિરાજને મળ્યો. સુલતાને ચન્દ કવિના મુખથી પૃથિરાજની અપૂર્વ ધનુર્ વિદ્યાને સાંભળી એક દિવસ તે જોવાની ઇચ્છા કરી. આ સુયોગમાં આંધળા પૃથિરાજે સુલતાનના સ્વરનું લક્ષ્ય કરી શબ્દ વેધી બાણ માર્યું. તેજ બાણના આઘાતથી સુલતાનનો પ્રાણ વાયુ શરીરમાંથી બહાર નિકળી ગયો. સુલતાનના અનુચરોએ પૃથિરાજ અને કવિ ચન્દને તુરતજ મારી નાખ્યા. જે સમય પૃથિરાજ કેદ પકડાયો, તે સમય તેનો પુત્ર રાયનેમિ—નારાયણસિંહ દિલ્લીના સિંહાસન ઉપર બેઠો; પરંતુ તે પણ ઘણા દિવસ રાજ્ય લક્ષ્મીનો ભોગ કરી શક્યો નહિ, અને તુરતજ મુસલમાનોને હાથે માર્યો ગયો, તે દિવસથી દિલ્લીનું રાજ્ય મુસલમાનોના હાથમાં ગયું.

---

૧ ઉત્તર હિંદુસ્તાનમાં પુનમીઆ મહીનાનો પ્રચાર છે, એટલે કે પુનમને દીવસે મહિનો પૂર્ણ થયો ગણેછે, જેથી અમાસે અર્ધો મહીનો કહેલ છે.

મહાકવિ ચન્દે 'પૃથિરાજ રાસા' નામના સુવૃત્ત કાવ્યમાં[1] પૃથિરાજના સંબંધમાં જે લખ્યું છે તેનુંજ અતિ સંક્ષેપ વર્ણન અહિં લખવામાં આવ્યું છે. રાજસ્થાનના પ્રસિદ્ધ ઇતિહાસ લેખક ટાડ સાહેબ અને વર્તમાન પાશ્ચિમાત્ય અને દેશી અનેક ઇતિહાસકારોએજ ચન્દ કવિની કવિતાને યથાર્થ ઇતિહાસ કહીને ગ્રહણ કરેલ છે.

અમે પણ કબુલ કરીએ છીએ કે, હિન્દી સાહિત્ય ચન્દ કવિનો પૃથિરાજ રાસો, સર્વોત્તમ મહાકાવ્ય હોવાને લીધે માનનીય છે; પરંતુ એ નથી કહી શકતા કે, ઐતિહાસિક સાહિત્યમાં એની કેવી પ્રતિષ્ઠા થશે, નાનાપ્રકારનાં અનેક કારણોથી અમે પૃથિરાજરાસાનાં અધિકાંશ વૃત્તાંતને પ્રમાણિત જાણતા નથી.

પ્રથમ પૃથિરાજ અને સમરસિંહના સમયની જે શિલા લીપિ પ્રાપ્ત થઇ છે, તેની સાથે ચંદ કવિનું કથન મળતું નથી.

બીજું. પૃથિરાજના સમયમાં તેના કોઇ સભાસદ કવિદ્વારા સંસ્કૃત ભાષામાં 'પૃથિરાજ વિજય' નામનું એક કાવ્ય લખાયલું છે. એમાં પૃથિરાજના સંબંધની જે વાર્ત્તા લખેલી છે, તે સાથે પણ ચંદ કવિનું કાંઇ પણ વર્ણન મળતું નથી.

ત્રીજું. પૃથિરાજના સમયવાળા મુસલ્લમાન ઐતિહાસિકોએ પૃથિરાજના સંબંધમાં જે લખેલું છે, તે સાથે પણ પૃથિરાજ રાસાનું વર્ણન મળતું નથી.

હવે જોવાનું એ છે કે, શિલા લીપિ–આદિ સામયિક ગ્રન્થોમાં પૃથિરાજનો કેવો પરિચય પ્રાપ્ત થાય છે.

## પૃથિરાજનો ઐતિહાસિક પરિચય.

પૃથિરાજનો દાદો અર્ણોરાજ અને બાપ સોમેશ્વર હતો. સોમેશ્વરે સંવત ૧૨૨૬ સન ૧૧૬૯ ના ફાગણ માસની કૃષ્ણપક્ષની ત્રીજ સુધી રાજ્ય કર્યું. અને એજ વર્ષમાં પૃથિરાજ સિંહાસન ઉપર બેઠો હતો.[2] તેના મુખ્ય મંત્રીનું નામ કાદમ્બવામ અને મુખ્ય રાજભાટનું નામ પૃથિવી ભાટ હતું.[3] સિંહાસને બેઠા પછી તુરતજ પૃથિરાજે અનેક દેશ જીતીને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી. હિજરી સન ૫૭૧ ને ઇ. સ. ૧૧૭૫ માં શાહબુદ્દીન ઘોરીએ મુલતાનપર અધિકાર કર્યો. એજ સમયથી તેના હૃદયમાં ભારત જીતવાની ઇચ્છા બળવાન થઇ. હિજરી સન ૫૭૪ ઇ. સ. ૧૧૭૮ માં તે ઉચ્ચા અને

૧ આ મહાકાવ્ય પ્રાયઃ લાખ કવિતથી પૂર્ણ છે. આ પ્રકારનું મહાકાવ્ય હિંદી ભાષામાં બીજું એક પણ નથી. એ મહાકાવ્યમાં ૭૦ પ્રસ્તાવ વર્ણવેલ છે.

૨ મેવાડના મૈનાલગઢના મહેલમાં લખેલી શિલા લીપીથી જણાવામાં આવેછે.

૩ આ વાર્તા પૃથિરાજ વિજય નામના ગ્રંથમાં છે.

સુલતાન થઇ ગુર્જરાતની રાજધાનીના નાહરવારા—અણુહિલવાડ પાટણના તરફ વધ્યો. અને મૂળરાજ તથા ભોળા ભીમદેવ સાથે તેને ઘોર યુદ્ધ થયું. ઘોરીના આક્રમણથી સ્વદેશ ગૌરવની રક્ષાને માટે પૃથિરાજે સેના મોકલી ગુર્જરાધિપતિની સહાયતા કરી હતી. આ યુદ્ધમાં શાહાબુદ્દીન પરાજય પામી પોતાના દેશમાં ચાલ્યો ગયો હતો. આ સમાચાર શ્રવણ કરી દિલ્લીપતિએ ગુર્જર રાજદૂતને યથેષ્ટ ઉપહાર—ઇનામ આપ્યું હતું, તે પછી શાહબુદીને ખુરાશાનપર અધિકાર કર્યો, અને તેના પુરસ્કારમાં તે સુલતાન મુઇજુદીન અને તેનો ભાઇ શમસુદ્દીન સુલતાન ગ્યાસુદીન નામથી વિભૂષિત થયો. હિજરી સન ૫૭૭ ઇ. સ. ૧૧૮૧ માં મુઇજુદ્દીને સુલતાન મહમૂદના ખાનદાન માલિક ખુસરો પાસેથી લાહોર લેવાનો યત્ન કર્યો. એ સમય સંવત્ ૧૨૩૯ માં પૃથિરાજે ચંદેલરાજ પરમર્દિદેવને પરાસ્ત કરી તેનું રાજ્ય લઇ લીધું[1] એજ વર્ષે હિજરી સન ૫૭૮ માં મુઇજુદ્દીન પોતાની સેના દેવળના સામો લાગ્યો હતો. અને તેના અંતર્ગત ઘણાં નગર અને ગામોપર અધિકાર કરીને ચાલ્યો ગયો હતો.

હિજરી સન ૫૭૯ ઇ. સ. ૧૧૮૩ માં સુલતાન મુઇજુદ્દીન પાછો હિંદુસ્તાનના તરફ વધ્યો. જમ્મૂરાજ ચક્રદેવે નાનાપ્રકારની ભેટોસહ પોતાના ભાઇ રામદેવને સુલતાન પાસે મોકલીને કહેવરાવ્યું કે, આ સમય ખુસરોના રાજ્ય ઉપર અધિકાર કરવાની વિશેષ સુગમતા છે! સુલતાને રાજદૂતનું સન્માન કર્યું, અને એજ વર્ષમાં તેણે પેશાવર અને મુલતાન તાબામાં લઇ લીધાં, તથા મલિક ખુસરોના હાથમાંથી લાહોરને પણ લઇને પોતાના રાજ સાથે જોડી દીધું; પરંતુ તે આ સમયે પણ લાહોર ઉપર અધિકાર કરી શક્યો નહિ. તેની ચારે તરફના ગામ અને નગરો ઉપર હુમલો કરતો અને લૂટતો તે પોતાના નગર તરફ ચાલ્યો ગયો. અંતે રાજા ચક્રદેવના અનુરોધથી તેણે પાછા આવી છિન્નભિન્ન થઇ ગયેલા શ્યાલકોટના કિલ્લાને જીતી લીધો, અને તે કિલ્લાને સમરાવીને ત્યાં હુસેનખાંનને રાખીને ચાલ્યો ગયો. તે પછી મલિકખુસરો હિંદુસ્તાની સેના અને ગક્કરજાતિની

---

1 મદનપુરની શિલા લિપિમાં એના સંબંધમાં લેખ છે કે:-

**શ્લોક.**

श्री चाहमान वंशेन, पृथिवीराज भूभुजा ।
परमर्दि नरेन्द्रस्य, देशो यमुदवास्यते ॥
अर्णो राजस्य पौत्रेन, श्री सोमेश्वर सूनुना ।
जे जाक भुक्ति देशोऽयं, पृथ्वीराजेन लूनितः ॥

સહાયતાથી પુનઃ સ્યાલકોટના કિલ્લાના દ્વાર ઉપર ઉપસ્થિત થયો: પરંતુ ચક્રદેવની સેનાએ આવીને હુસેનને સહાયતા આપી. તેથી ખુસરોને વિજય મળ્યો નહિ. તે સમય પણ લાહોર મલિકખુસરોના અધિકારમાં હતું: પરંતુ મહમૂદી વંશનો ગૌરવરૂપી સૂર્ય પ્રાયઃ અસ્ત થઇ ગયો હતો. હિજરી સન ૫૮૨ ઈ. સ. ૧૧૮૬ માં સુલતાન મુઇજ્જુદ્દીને સિંધુ નદી ઉતરી પંજાબ ઉપર હુમલો કર્યો.

આ સમય ચક્રદેવનું મરણ થયું, અને તેનો પુત્ર વિજયદેવ જમ્બુનો અધિપતિ થયો. વિજયદેવનો પુત્ર નૃસિંહદેવ મોટી સેના લઇ વિતસ્તાને કિનારે સુલતાનને જઇ મળ્યો. મલિકખુસરોએ બીજો ઉપાય ન વિચારતાં સુલતાન સાથે સંધિની ગોઠવણ કરી અને સુલતાન સાથે મળી જવાના અભિપ્રાયથી લાહોરથી બાહાર આવ્યો. સુલતાને પણ તુરતજ તેને કેદ કરી લીધો. તેની સાથેજ લાહોર અને ખુસરોના તાબાનો પંચનદ પ્રદેશ ગજનીપતિના અધિકારમાં થયો. સુલતાને દુર્ગપતિ અલીકરીમખાંને લાહોર ઉપર નીમ્યો, અને મૌલાના સરાજદ્દીન ઇમિતહાજ, સુલતાનના તાબાની હિંદુસ્તાનની સેનાનો કાજી નિમાયો.

આ બનાવ બન્યા પછી કેટલેક દિવસે કનોજપતિ વિજયચન્દ્રના પુત્ર જયચન્દ્રની સાથે પૃથિરાજને ઘોર યુદ્ધ થયું. અને આ યુદ્ધમાં અજમેરપતિ વિજય પામી 'પરમ ભટ્ટારક મહારાજાધિરાજ' ની ઉપમાથી વિભૂષિત થયો.[1]

હિજરી સન ૫૮૭ ઈ. સ. ૧૧૯૧ માં સુલતાન મુઇજ્જુદ્દીને તબર હિન્દા–ભાટિન્ડાના કિલ્લા ઉપર અધિકાર કર્યો. અને કાજી જીયાઉદ્દીનને તેનું સંરક્ષણ કરવા નિમ્યો. જીયાઉદ્દીને આઠ માસ સુધી તે કિલ્લાનું સંરક્ષણ કર્યું. આ તરફ પૃથિરાજ બે લાખ સ્વાર અને ત્રણ હજાર નિપાદી અસંત ભાટિન્ડાનો ઉદ્ધાર કરવા માટે તથા સુલતાનના મિત્ર જમ્બુરાજ વિજયદેવને દંડ દેવાને ગયો. સુલતાન મુઇજ્જુદ્દીન પણ લગભગ લાખ સેના લઇ "તરાઇનગઢમાં" પૃથિરાજના સન્મુખ થયો. જયચન્દ્ર, વિજયદેવ આદિ કેટલાક રાજાઓ વગર હિંદુસ્તાનમાં અનેક રાજાઓ પૃથિરાજની પક્ષે આવ્યા હતા. કુરૂક્ષેત્રના આ મહાયુદ્ધમાં પૃથિરાજનો ભાઇ દિલ્લીપતિ ગોવિંદરાય[2] હાથી ઉપર ચડીને

૧ સમસ્ત રાજાવલી સમલંકૃત પરમ ભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર શ્રીપૃથિરાજ દેવેરાજ્યે તત્ર તસ્મિન્ કાલે સંવત્ ૧૨૪૪.

૨ ગોવિંદરાયનું નામ જમ્બૂરાજ કથા, તાબકાતેનાસિર, તબકાત અકબરી તજકર તુસ્સુલ્ક ફરિસ્તા–આદિ ગ્રન્થોમાં ખાંડેરાય લખેલ છે; પરંતુ ચીનહાજએ સ્પષ્ટ રીતે ગોવિંદરાય નામ લખ્યું છે. ફરિસ્તાના મતથી ખાંડેરાય દિલ્લીના

અગ્રેસર થઇ સેનાને ચલાવતો હતો. સુલતાને સર્વથી પેહેલાં તેનાજ રણુહસ્તી ઉપર ધસારો કર્યો. અને બરછીથી ગોવિંદરાયના બે દાંત પાડી નાખ્યા; પરંતુ મહાવીર ગોવિંદરાયે તુરત કવચથી આત્મરક્ષા કરી મહા પરાક્રમથી સુલતાનપર ધસારો કર્યો. સંધાન વ્યર્થ ન ગયું. સુલતાન સખ્ત પ્રહારથી અધૈર્ય થઇ ગયો. તેને ગોવિંદરાય ઘોડા ઉપરથી નિચે નાખી દેવા વિચાર કરતો હતો; એટલામાં એક સીપાઇયે સુલતાનને ઓળખી તુરત સુલતાનને રણુભૂમીથી બહાર લઇ ગયો. મુસલમાન સેનાએ પીઠ બતાવી, અને આર્યવીરોના જયધ્વનિથી દિશાઓ ગાજી ઉઠી.

ભાગી છૂટેલ ઘોરીના અમીર અને ઉમરાવો પ્રથમ તો સુલતાનને ન જોવાથી બહુજ દુઃખ પામ્યા. અંતે એક સિપાઇદ્વારા સુલતાનને પામી સર્વને ધિરજ પ્રાપ્ત થઇ. સુલતાનના પ્રાણ સંરક્ષણના સમાચાર શ્રવણ કરી બીજી પણ ભાગેલી સેના ત્યાં આવીને એકત્ર થઇ.

પ્રથમના સમાન જીયાઉદ્દીન કાજી તુલાકીના હાથમાં તબરસિંહના કિલ્લાનો અધિકાર સોંપી ઘોરી ગજની ગયો.

પૃથિરાજ તબર હિંદના સમીપ પહોંચ્યો. અને ઘોર યુદ્ધ થયું. બાર માસથી પણ વિશેષ સમય સુધી મુસલમાનોએ એ કિલ્લાનું સંરક્ષણ કર્યું હતું. સુલતાન પાસે ખબર આવ્યા કે, હવે તબર હિંદનું રક્ષણ થઈ શકશે નહિ, અને તે તરત પૃથિરાજના અધિકારમાં જશે.

કનોજ પતિ જયચન્દ્ર, પૃથિરાજના વિજયની વાર્તા શ્રવણ કરી અત્યંત દુઃખ પામ્યો હતો. દર્પને દલન કરનાર પૃથિરાજને ક્યા પ્રકારે નિચુ જોવરાવું, એજ વિચારમાં તે વ્યાકુલ થઇ રહ્યો હતો. તેણે તુરતજ સુલતાન મુઇજ્જુદ્દીનની પાસે દૂત મોકલી ખબર આપ્યા કે,–' હું યથાશક્તિ સુલતાનને મદદ આપીશ. પૃથિરાજને નીચું જોવરાવવા માટેજ તે ધન, બળ સમસ્ત સમર્પણ કરવાને તૈયાર છે. જયચન્દ્રના સમાન જમ્મૂપતિ જયદેવે પણ સુલતાનનો પક્ષ કર્યો હતો.

પ્રથમના પરાજયનો બદલો લેવા માટે અને ઘરના શત્રુ હિંદુ રાજા-

---

રાજનો સિપહસાલાર હતો, ફરિસ્તાનો લેખ માનનીય છે; કેમકે.તે સમય પૃથિરાજજ દિલ્હી અને અજમેરનો અધીશ્વર હતો. ટાડ સાહેબે તેને પૃથિરાજનો સેનાપતિ અને સાળો ચામુંડરાય કહેલ છે. અને બીજા ઇતિહાસકારોએ તેને પૃથિરાજનો ભાઈ કહેલ છે. તબકાતે નાસિરીમાં લખે છે કેઃ–પૃથિરાજે રાજેશ્વર થયા પછી કદાચ પોતાના ભાઇ ગોવિંદરાયનેજ મુખ્ય સેનાપતિ બનાવી દિલ્હીનો સાસનભાર અર્પણ કર્યો હોય, તો તે સંભવે છે.

ઓનો આશ્રય મળવાથી સુલતાને અત્યંત ઉત્સાહથી ભારતમાં પ્રવેશ કર્યો હતો. તેની સાથે એકલાખ ને વીશ હજાર ચતુર અને ભયંકર શસ્ત્રને ધારણ કરવાવાળા યોદ્ધાઓ હતા. તેઓના આવવાના પહેલાંજ પૃથિરાજે તબર હિંદના કિલ્લા ઉપર અધિકાર કરી તરાઇન પાસે પોતાનો મુકામ રાખ્યો હતો. તેની સાથે લગભગ એક લાખ રજપૂત અને અફગાન સેના હતી.

ત્યારપછી કુરૂક્ષેત્રના અન્તર્ગત પુણ્ય જળવાળી સરસ્વતીને કિનારે બે સેનાનો ભેટો થયો. આ સમય સુલતાને ચારે તરફથી ધસારો કરવાની ગોઠવણુ કરી હતી. ચારે તરફથી ચતુરતિરન્દાજ અસ્વારોએ હલ્લો કર્યો. જયચન્દ્રની સેના અને જમ્મૂ રાજકુમાર નરસિંહદેવની સેના પણ સુલતાનની સેનામા આવીને મળી; એટલે તો જાણે કૌરવ પાંડવના મહાયુદ્ધનો પ્રારંભ થયો. આ સમય ભાગ્યલક્ષ્મી મુસલમાનોપર પ્રસન્ન થઇ. યુદ્ધને દિવસે બહુજ સવારે જે સમય સર્વ સેના પ્રાતઃકૃત્ય કરી રહી હતી, તે સમય અકસ્માત સુલતાને પૃથિરાજ પર હલ્લો કર્યો. ગૃહ વૈરતાથી હીજરી સન ૫૮૮ ઈ. સ. ૧૧૯૩ માં મહાવીર પૃથિરાજ સુલતાનની પરાજય પામ્યો. તેના જમણા હાથ સ્વરૂપ મહાવીર ગોવિંદરાયે આ યુદ્ધમાં પોતાનાં પ્રાણ આપ્યાં. સુલતાન તે પડેલ ભગ્નદંત મહાવીરને સારી રીતે ઓળખતો હતો.

પૃથિરાજ હાથી ઉપર બેસીને દારૂણ યુદ્ધ કરી રહેલો હતો. ગોવિંદરાયનું પડવું અને પોતાનો પરાજય જાણી તે ઘોડા ઉપર ચડીને ભાગ્યો. તે સરસ્વતીને કિનારે શત્રુના હાથમાં કેદી અને પછી મુસલમાનોના હાથથી માર્યો ગયો, અને તે સાથેજ પૃથિરાજની રાજધાની અજમેર, શિવાલિકપ્રદેશ હાસી, સરસ્વતી આદિ નગર સુલતાન મુઇજ્જુદ્દીનના કબજામાં આવ્યાં. જ્યારે સુલતાન મુઇજ્જુદ્દીને આવીને અજમેર કબજે કર્યું, ત્યારે પૃથિરાજના છોકરાએ સુલતાનનું ઉપરીપણું કબુલ કર્યું, અને તેજ કારણથી તે સુલતાનદ્વારા રાજપદને પામ્યો. ત્યારપછી ઘોરી, કુતબુદ્દીનને સર્વ સત્તા આપી ગજની ચાલ્યો ગયો; પરંતુ તે સમયે પણ દિલ્લી મુસલમાનોના અધિકારમાં આવેલ ન હતી.[1] બીજે વર્ષ હિજરી સન ૫૮૯ ઇ. સ. ૧૧૯૪માં કુતબુદ્દીને દિલ્લી નગર ઉપર અધિકાર કર્યો.

---

૧ દિલ્લી પ્રાંતના અતાતિ સારબલ ગ્રામસ્થ ૧૩૮૪ સંવત્‌માં ખોદેલા કુવાની શિલામાં લેખછે કેઃ--

**શ્લોક.**

ढिल्लिका ख्या पुरी तत्र तोमरै रस्ति निर्म्मिता ।
तोमरानन्तर यस्या राज्यं निहत कंटकम् ॥

મતાન્તરમાં સુલતાન મુઇઝુદ્દીન અજમેરમાં પૃથિરાજના પુત્રને ગાદીએ બેસાડી દિલ્લી આવ્યો. તે સમય દિલ્લી ખાંડરાયની એક જ્ઞાતિના અધિકારમાં હતું. તેણે પણ શાહનું ઉપરીપણું માન્ય રાખ્યું. તેથી સુલતાન તેને કાંઇ પણ ન કહેતાં ગજની ચાલ્યો ગયો. એજ વર્ષમાં કુતબુદ્દીને સાંભળ્યું કે,—નાહરવાડાનો રાજા—ગુર્જરરાજ ઘણીજ મોટી જાટ સેના લઇ હાંસી ઉપર હલ્લો કરવાને આવ્યો છે એ સાંભળતાંજ જરા પણ વિલંબ ન કરતાં તે હાંસી તરફ વધ્યો. નાહરવાડાની સેનાએ કુતબનાં આવતાંની સાથેજ પીઠ દેખાડી, એટલે કુતબ દિલ્લી આવ્યો, અને ત્યાર પછી કુતબુદ્દીને દિલ્લીમાંજ પોતાને રહેવા માટે મહેલ બનાવ્યો. ત્યારપછી થોડોક કાળ ગયા પછી પૃથિરાજના ભાઈ હમ્મીરરાજે રણસ્તંભગઢમાં અધિકાર કરી પિતૃરાજ્યનો ઉદ્ધાર કરવાની ગોઠવણ કરી. એ કારણથી અજમેરપતિ પૃથિરાજના કુંવર સાથે તેને યુદ્ધ થયું. કુતબુદ્દીન અજમેર રાજની વિપદ્ વાર્તા શ્રવણ કરી તેની સહાયતા માટે મોટી સેના લઇને અજમેરમાં આવ્યો. મુસલમાન સેના આવતાંની સાથેજ હમીર પર્વતની ગુફામાં જઇને સતાઇ ગયો. આ તરફ કુતબુદ્દીનની ગેરહાજરીમાં દિલ્લીના ચહુઆણ રાજે મોટી સેના એકત્ર કરી સ્વાધીનતાની વાત કરી અને પછી માર્ગમાં કુતબુદ્દીન સાથે તેને યુદ્ધ થયું; પરંતુ ચહુઆણરાજ મુસલમાનોના હાથથી પરાજય પામી મરણ પામ્યો. તેનું મસ્તક દિલ્લીમાં ફેરવવામાં આવ્યું, અને તેની સાથેજ દિલ્લીના હિંદુ રાજત્વનો પણ અંત આવી ગયો.

ઉપરોક્ત ઐતિહાસિક ગ્રન્થો સિવાય પૃથિરાજના સંબંધમાં બીજી પણ કેટલીક જાણવા જોગ હકીકત નિચે પ્રમાણે છેઃ—

પૃથિરાજે અકોડી નામના સ્થાનમાં પરમાલદેવને અને પેંથા નામના સ્થાનમાં જયચન્દ્રનો પરાજય કર્યો હતો. તેણે દિલ્લીને ચારે તરફ કિલ્લો બંધાવ્યો હતો. લોની, સંભરગઢ તથા ચનાળપર અધિકાર કરી કેટલોક સમય ત્યાં વાસ કર્યો હતો. તે શાહાબુદ્દીન ઘોરીથી પરાજય પામી ખૈરાગઢમાં કેદ પકડાયો હતો. મહા આશ્ચર્યની વાતો છે કે, પૃથિરાજના સબંધમાં જે મુદ્રા મળેલ છે, તેની એક તરફ પૃથિરાજ અને બીજી તરફ તેને જીતનાર મુઇ-

---

चाहमाना नृपाश्चक्रुः प्रजा पालन तत्पराः ।
अथ प्रताप दहन दाघार कुल काननः ॥
म्लेच्छ सहाबदीनस्तां बलेन जगृहे पुरीम् ।

આ શ્લોકથી જણાવામાં આવેછે કે કેવળ ચહુઆણ વંશીય પૃથિરાજનિહિત દિલ્લી નગરી શાહાબુદ્દીનના અધિકારમાં થઇ.

જુદ્દીન મુહમ્મદ બિનશામ લખેલ છે. કદાચિત્ એમ બન્યું હોય કે, પૃથ્વિરાજના પુત્ર ઘોરીનું ઉપરીપણું સ્વીકાર કર્યા પછી જે મુદ્રાનો પ્રચાર કર્યો હોય, તેમાંજ આ પ્રકારે નામ કોતરાવ્યું હોય.

હવે ચન્દ કવિનું વર્ણન ઉપર કહેલાં વર્ણન સાથે મેળવી જોવાથી સ્પષ્ટ જણાય છે કે, તેમાં ઘણી વાર્ત્તા મળતી આવતી નથી. ચન્દ કવિ અને મિ. ટાડ સાહેબે ચિત્તોડપતિ સમરસિંહને પૃથ્વિરાજનો બનેવી લખ્યો છે; પરંતુ એ સંભવતું નથી. આબૂના પર્વત ઉપર અચળેશ્વરજીના મન્દિરની પાસેજ સંન્યાસી મઠમાં રાણા સમરસિંહજીની જે શિલા પ્રસસ્ત છે, તે વાંચવાથી જાણવામાં આવે છે કે, સંવત્ ૧૩૮૨ ઇ. સ. ૧૨૮૫ માં સમરસિંહ રાજ કરતો હતો[1] આવાં અનેક કારણોથી ચંદકવિની યુક્તિ વિશ્વાસ યોગ્ય નથી. તેણે પૃથ્વિરાજની થોડી ઘણી વાર્તાનો ગ્રંથ જોઈ પોતાનો રાસો બનાવ્યો હશે. એ કારણથી વચમાં વચમાં પૃથ્વિરાજનાં યથાર્થ જીવનની વાર્તા પણ મળી આવે છે. ચંદ કવિએ એક સ્થાનમાં લખ્યું છે કે:—

सोरेसै सत्तोतरे, विक्रम शाक बदीत ।
दिल्ली धर चितोडपति, लसागो बलजीत ॥

**ભાવાર્થ:**—સંવત્ ૧૬૭૭ ઇ. સ. ૧૬૨૧ માં ચિત્તોડપતિએ દિલ્હીના ઉપર હલ્લો કર્યો. આ ઉક્તિદ્વારા પણ તેના ગ્રન્થની આધુનિકતા જણાઇ આવેછે. ટાડસાહેબે લખેલું છે કે, મેવાડપતિ અમરસિંહ પોતાના રાજ્યકાળમાં ઇ. સ. ૧૫૯૭–૧૬૨૨ સુધીમાં પૃથ્વિરાજ રાસાનો સંગ્રહ કર્યો હતો. ચંદ કવિનો ગ્રંથ આ સમયમાં સારી રીતે વિકૃત થઇ ગયોછે. એજ કારણથી ચન્દ્ર કવિના ગ્રન્થથી યથાર્થ ઐતિહાસિક તત્ત્વ નિકળવું અસંભવ થઇ ગયેલછે.

કેટલાકનું કહેવું એવું છે કે,—'પૃથ્વિરાજ રાસો' પૃથ્વિરાજ ચહુઆણના સમયમાં લખાયોજ નથી. અને ચંદનામે કોઇ કવિ થયોજ નથી. પૃથ્વિરાજ રાસાને માટે કેટલાકોએ લખ્યું છે કે,–'રાસો એ બહુજ પ્રસિદ્ધ હિંદીકાવ્ય હોવાથી ઘણા લોકો ચંદ વરદાઇ, પૃથ્વિરાજ ચહુઆણના કવિનું બનાવેલું માને છે. અને પૃથ્વિરાજનો ઇતિહાસ જન્મથી મરણ પર્યંત વર્ણન કરેલ છે, તે અસલ નથી; પરંતુ ચંદના પછી સો વર્ષે ખોટું બનાવેલ છે, બનાવવાવાળો રજપૂત સ્થાનનો કોઇ ભાટ હશે, જેણે એ કાવ્યથી પોતાની જ્ઞાતિની મહત્તા દર્શાવીછે. ભાટલોકો હિંદુસ્તાનના બીજા પ્રદેશોમાંથી ચહુઆણો સાથે રજપૂત સ્થાનમાં આવ્યા હતા, જેથી આ દેશના ક્ષત્રિયોમાં ચહુઆણોની સમાન

1 પ્રાચીન લેખમાળાના પેહેલા ભાગના ૪૭ મા પૃષ્ઠમાં લેખ છે કે, ચિત્તોડગઢથી મળેલી શિલા લિપિથી જાણવામાં આવે છે કે સમરસિંહનો પિતા રાવળ તેજસિંહજી સંવત્ ૧૩૨૪ સન ૧૨૬૭ માં રાજ કરતો હતો.

પ્રતિષ્ઠા દર્શાવવા માટે એ કાવ્ય બેદલાના ચહુઆણોના ઘરના કોઇ ભાટે બનેલ ભાટે શૂરવીર પૃથિરાજના પક્ષના જીર્ણોદ્ધારના આધારથી બનાવેલ છે. એ ગ્રન્થ વિક્રમ સંવત્ ૧૫૪૦ થી ૧૫૭૦ સુધીમાં બનેલો છે, એમ કહેછે.

ગમે તે હો પણ છેલ્લી લડાઇનો સંવત્ રાસામાં ૧૧૫૮ છે અને સંશોધકો તથા મુસલમાન ગ્રંથકારો સંવત ૧૦૪૮—૪૯ કહેછે, જેમાં ૯૦—૯૧ વર્ષનો અંતર આવે છે. જે માટે પણ કેટલાક વિદ્વાનોનું કહેવું એવા પ્રકારનું છે કે, થોડા સૈકા ઉપર વિક્રમના બે સંવત્ ચાલતા હતા. જેમાં એક ભાટ લોકોનો સંવત્ અને બીજા જ્યોતિષીઓનો સંવત્ કહેવાતો હતે. આ બે સંવતમાં ૯૦—૯૧ વર્ષનું અંતર હોવાનું કારણ વિક્રમના [illegible] ાયનો કે મરણ સમયનો સંવત્ તે કોઇ કહી શક્યું નથી; એટલે કે ભાટ [illegible]કોએ વિક્રમનો જન્મ સંવત્ લીધો હોય, અને જ્યોતિષીઓએ વિક્રમનો મરણ સંવત્ લીધો હોય, અને તે સાથે વિક્રમનું આયુષ્ય ૯૦—૯૧ વર્ષનું હોય, તો તે તે ૯૦—૯૧ વર્ષનો અંતર સંભવેછે. ગમે તે હો, પણ પાછળથી ભાટ લોકોનો સંવત્ બંધ પડયો, અને જ્યોતિષીઓનો સંવત્ તો ચાલેછે. આ ખુલાસો પૂર્ણ રીતે વિશ્વાસનીય છે, એમાં કોઇથી ના કહી શકાય તેમ નથી. આવા પ્રકારના ગુંચવાડા દરેક રાજ્યના ઇતિહાસોમાં છે. ગમે તે હો, પણ પૃથિરાજનો સમય નિચે મુજબ તો નિઃસંશય રીતે પુરવાર થાય છે.

પૃથિરાજનો જન્મ સંવત્ ૧૧૧૫ માં થયો. અને અનંગપાળે સંવત ૧૧૩૮ માં એટલે કે પૃથિરાજની ૨૩ વર્ષની ઉમરે દિલ્હીનું રાજ પૃથિરાજને આપ્યું. પૃથિરાજની ૨૫ વર્ષની ઉમરે એટલે કે સંવત્ ૧૧૪૦ માં કયમાષનું યુદ્ધ વર્ણવેલું છે. અને સંવત્ ૧૧૫૧ માં એટલે કે પૃથિરાજની છત્રીસ વર્ષની ઉમરે પૃથિરાજનું કનોજ જવું થયું હતું. અને સંવત્ ૧૧૫૮ મ એટલે કે પૃથિરાજની ત્રેતાલીસ વર્ષની ઉમરે અંતિમ લડાઇ થઇ હતી એ ઉપર જે સંવતના આંકડા દર્શાવ્યા છે, તે રાસામાં લખેલા ભાટના સંવતના આંકડાછે તેમાં ૯૦—૯૧ મેળવવાથી બધો ગુચવાડો નિકળી જાય છે, અને શંકાનું કારણ રહેતું નથી; કારણ કે જ્યારે ચંદ સાથે પૃથિરાજ કનોજ ગયે છે, ત્યારે જયચન્દ્રે ચન્દ્રને પૃથ્વીરાજ વિષે પૂછતાં ચન્દે પૃથિરાજને છત્રીસ વર્ષને વર્ણવેલ છે. અને જન્મકુંડળી ઉપરથી પણ પૃથિરાજની ત્રેતાલીસ વર્ષ અવસ્થા પુરવાર થાય છે. અને મે. ટાડ સાહેબે છેલ્લી લડાઇનો નકી કરેલ સંવત્ ૧૨૪૮ ઇ. સ. ૧૧૯૨ અને મુસલમાનોનો હિજરી સન ૫૮૮ ની બરાબર મળી આવે છે, એમાં જરા પણ શંકા રહેતી નથી.

**સમાપ્ત.**